

पुस्तक २० ] संवत् १९७५ मार्गशीर्ष कृष्ण० १४ [ अंक २

॥ श्लोकः ॥

किंनाम रोदिषि सखे त्वयि सर्वशक्तिः
आमन्त्रयस्व भगवन् भगदं स्वरूपम् ।
त्रैलोक्यमेतदखिलं तव पादमूले
आत्मैव हि प्रभवते न जडः कदाचित् ॥

ભાવાર્થઃ—બંધુ ! શા માટે તું રડે છે? તારામાં સર્વશક્તિ રહેલી છે. હે ભગવન્ ! તારા સર્વૈશ્વર્યસંપન્ન સ્વરૂપને તું જાગ્રત્ કર અને આ અખિલ વિશ્વ તારા પગમાં પડશે આત્મા જ (સર્વત્ર) વિજય પામે છે, જડ નહિ

Printed at the Lakshmi Vilas Press, in Bhau Kale's Lane Baroda by Mr K. G Patel and published by Mr Jagannath Prabhashankar Pandit Bhutdi Zampa no 1-22 BARODA

# विषयानुक्रमणिका






पुस्तक २० ] संवत् १९७८ मार्गशीर्ष कृष्ण० १४ [ अंक २

॥ ॐ श्री ॥

# मोटी वातो करी समडीजेवो क्षुद्र ध्येय न राखवा तथा समडीजेवा जनोथी न छेतरावा शिखामण.



## દોહરા.

ઉંચે ઉંચે ઉડતી, સમડી ઉંચે જાય,
નિહાળી પક્ષી બધાં, મનમાં ચકિત જ થાય.
ઉંચા અતિ પ્રદેશમાં, રમતી તેહ ભળાય,
સિદ્ધસમી તેને વળી, પક્ષી લાગે પાય.
સ્તુતિ તેની કરવા સઉ, લાગ્યાં નિજ મનમાંહ્ય,
ધન્ય જન્મ સમડીતણો, નિશ્ચય ભૂતળમાંહ્ય.
પણ તેણે ઉંચે જઇ, રાખી નીચે લક્ષ,
મુડદું શોધી કાઢીયું, કરવા તેનો ભક્ષ.
મુડદું ઢોરનું જાણીને, પહેલું એક જગ્યાય,
વિદ્યુત વેગથી આવી તે, ઉતરી તે સ્થળમાંહ્ય
કોહેલા મુડદાતણું, પ્રીતે ખાઇ માંસ,

રહીને મનમાં તે થતી, કરજો વાચક ક્યાસ.
આ રીતે કંઇ જગતમાં કરતા ઉંચી વાત,
લક્ષ રૂડું પણ તેમનો, નીચો એ નિર્ભ્રાંત.
યોગ ભકિત ને જ્ઞાનની, કંઇ જન કરી ચર્ચાય,
રાખે શ્રીધનપ્રાપ્તિની, ઇચ્છા નિજ ઉરમાંહ્ય.
યોગ ભકિતને જ્ઞાનનું, ફળ ના મળતું જરાય,
આવા જન પણ જગતમાં, ઉલટા નીચે જાય.
જેનો જેવો જગતમાં, લક્ષ હૃદયથી હોય,
તે પદમાં તે જઇ ભળે, શંકા ન ધરો કોય.
વાતો મોટી કરી કરી, રાખો ન નીચો ધ્યેય,
નીચે જાશો જગતમાં, જાણો નિઃસંદેહ.
મોટી વાતો કંઇ કરી, ધ્યેય ધરે અતિ તુચ્છ.
જગમાં તેવા જન જુઓ, પામે ન પદ કદી ઉચ્ચ.
સમડીજેવા જનથકી, રહેજો સાવધ વીર,
પૂરા ઠગ લહો તેમને, સિદ્ધ ન તે ગંભીર.
તેમની મોટી વાતની પ્રતારણની[1] માંહ્ય,
બંધુ ! ફસશો ના કદી, સાવધ રહીને સદાય.

---

૧ પ્રપંચ, છળ

# प्रसंगानुरूपम्.



——ભેટની કથા પણ જાણવાજેવી છે. તેને દીવાળીઉપર તૈયાર કરવાની અમારી ઇચ્છા હતી. ઈશ્વરેચ્છાથી તે પૂરે તૈયાર થઇ ગઇ હતી તેને જ્યાં પ્રાત કાલ છપાય છે તે લક્ષ્મીવિલાસ છાપખાનામાં પ્રથમ આપી હતી ત્યાં પંદર વિશ દિવસ પડી રહી. પછી તેને તાકીદે શરૂ કરવાનું કહ્યુ એટલે તેમણે તે પાછી આપી. કારણ એ હતું, કે તે વખતે તે છાપખાનામાંથી કેટલાક માણસો જતાં રહ્યા હતા તેમનો પણ દોષ ન હતો. માણસોવિના તે શું કરે ? પ્રાતઃકાલના અંકો વિલંબે નીકળવામાં પણ આ જ કારણ છે તે પછીથી તેને લક્ષ્મીઇલેક્ટ્રીક પ્રેસમા છાપવા આપી ત્યા પણ પંદર વીશ દિવસ પડી રહી તેમને તાકીદે કામ કરવાનું કહ્યુ ત્યારે તેમણે કહ્યું કે બીજે તાકીદે કામ થતું હશે તો કરાવી લો, કહીને તે પાછી આપી. તે પછીથી તેને અમદાવાદ ભાગ્યોદય પ્રેસમા મોકલી. ત્યા પણ માણસો જતાં રહ્યા હતા જેથી ત્યા પણ પંદર વીશ દિવસ તે પડી રહી. પછીથી માગશર મહિનામા જાતે અમદાવાદ જઇને ત્યા રહીને શુદ્ધ જોઇને તેને તાકીદે તૈયાર કરાવી ત્યારે તે થઇ શકી.

——હશે, વહેલી મોડી પણ તે થઇ એટલે ઇશ્વરનો મોટો ઉપકાર ભેટ સો પૃષ્ઠની થશે, એમ અનુમાન હતું, પણ તેને ઠેકાણે તે દોઢસો ઉપર પૃષ્ઠની થઇ, જેથી ખર્ચ પણ ધારવા કરતાં દોઢું આવ્યુ. જેવી ઇશ્વરેચ્છા !

——આ ઉપહાર તમને સર્વને અધિક રુચિકર થશે સંભવે છે. આજસુધીમાં મારા લખેલા લેખોમા આ લેખ પ્રાધાન્ય સ્થિતિ કરે છે, એમ મારૂં માનવું છે. તમે તેને ધ્યાન-પૂર્વક વાચશો તો તમને તેની ઉપયોગિતા તથા મહત્તા સમજાયાવિના નહિ રહે. પરંતુ તમારે તેને ધ્યાનપૂર્વક વાચવો જોઇએ, તે લેખ તમને સામાન્યજેવો જણાતો હોય તો તેવો સામાન્ય નથી, પરંતુ અત્યંત મૂલ્યવાન્ છે મનુષ્યના દુઃખમાત્ર સત્વર ટાળવાનો માર્ગ તેમા દર્શાવવામા આવ્યો છે તેને એકવાર વાંચો, બે વાર વાંચો, પાંચવાર વાંચો, દશવાર વાંચો, અને તેના રહસ્યને બરોબર તમારા અંતઃકરણમાં દૃઢ થતાં તમે પરમ નિશ્ચિતપણાનો, નિર્ભયતાનો, અને સુખશાંતિનો અનુભવ કરશો કદાચ આજે હું તમને કહું છું તેટલી મહત્તાવાળી આ ભેટ તમને તત્કાલ ન જણાય તો તેની ચિંતા નહિ. તેને સંભાળીને એકાદ વખત વાંચીને સાચવી રાખજો. પછી કોઇ પ્રસંગે કોઇ અતિકૂલતા કે વિપત્તિ તમને આવે તો તે સમયે તેનાં પૃષ્ઠ ઉથલાવજો. તેમાથી તમને કંઇ સમાધાન મળી શકે તેમ છે, કે કેમ તેની શોધ કરજો, અને તમને સુખશાંતિ, ધૈર્ય, ઉત્સાહ, વગેરે મળશે તથા તમારું દુઃખ ઓછું કરી તેને સમૂળ ટાળવાના ઉપાય તમને દર્શાવશે.

——કારણે સર્વોરે ઇશ્વરની ઇચ્છા હોય, અને કદાચ પ્રાતઃકાલ બંધ પડે અને હું નવો કોઇ પણ લેખ ન લખી શકું તો પણ આ છેલ્લા લેખથી મને આત્મસંતોષ છે, કે મેં મારૂં કર્તવ્ય કર્યું છે, અને પ્રાતઃકાલના ઉપાસકોને મારે જે મૂલ્યવાન્ વસ્તુ આપવાની તે મેં આપી છે. આ મૂલ્યવાન્ વસ્તુનો ઉપયોગ કરી સુખી થવું, એ તેમના પોતાના હાથમાં છે.

——તેમ જ તમે લવાજમ આપો છો તેના બદલામાં હું તમને ચાલુ વર્ષે બીજા અંકો ન આપું તો પણ તમારા લવાજમ કરતાં મેં તમને આ ઉપહાર આપીને ઘણું વધારે આપ્યું છે, એમ હું માનું છું.

× × × × ×

——આ ઉપહારમાં ઉપર જણાવ્યાપ્રમાણે તેનું કદ મોટું થવાથી વધારે ખરચ થવાથી તથા ચાલુ વર્ષથી પ્રાતઃકાલમાં સારા કાગળો વાપરવાનો વિચાર રાખ્યાથી ખરચ વધારે આવવાનો સંભવ છે. જેથી તે બીજી સાહાય્ય તે પ્રમાણમાં નહિ મળી આવે તો પછી પ્રત્યેક માસે થોડો વખત તે વધારાના ખરચને પહોંચી વળવામાટે પ્રાતઃકાલમાં થોડાં પૃષ્ઠ ઓછાં આપીશું. સારા કાગળો ઉપર પ્રાતઃકાલ છાપવાની અમારી ઘણા વખતથી ઇચ્છા હતી અને તે કાગળોના થોડા ભાવ ઘટવાથી સિદ્ધ થઇ છે. આવા સારા લેખને કચરાજેવા કાગળો ઉપર છાપવા, એ અમને યોગ્ય જણાતું ન હતું, પણ કાગળોના ભાવ આકાશ વધી ગએલા એટલે અમે નિરુપાય હતા.

× × × × ×

——ગયા વર્ષમાં અમે જણાવી ગયા હતા, કે નવા વર્ષથી એક ઉપયોગી ક્રમમ નવિન લેખ પ્રાતઃકાલમાં આપવામાં આવશે તે પ્રમાણે કાર્તિકના અંકથી સિદ્ધમંદિરનાં સિદ્ધ સૂત્રો," એ નામનો લેખ આપવાનું શરૂ કર્યું છે. પ્રથમ અમારો વિચાર આ લેખનું નામ કલ્પદ્રુમ એવું આપવાનો હતો, અને તે પ્રમાણે કાર્તિકના અંકમાં અમે પ્રસંગાનુરૂપમુખમાં જણાવ્યું પણ હતું. પણ પાછળથી તે નામ અમને યોગ્ય ન જણાયું, પણ તેને બદલે "સિદ્ધમંદિરનાં સિદ્ધ સૂત્રો," એ નામ અમને વધારે યોગ્ય જણાયું જેથી તે નામ રાખ્યું છે

——આ લેખમાં જે વિચારો આવનાર છે, તે વિચારોને અમે ગયા સાલના પ્રાતઃકાલમાં જણાવ્યાપ્રમાણે શ્રી અધ્યાત્મવિદ્યોપાસક ગ્રંથમાળાના નામથી સ્વતંત્ર લેખરૂપે પ્રસિદ્ધ થનાર ગ્રંથમાળામાં પ્રકટ કરવાના હતા. તેનાં ગયારોક ગ્રાહકો થઇ ગયાં હતાં સોએક ગ્રાહકો થાય એટલે તેને પ્રસિદ્ધ કરવાની ઇચ્છા હતી દરેક પુસ્તકની કિંમત પાંચ રૂ. રાખવાની હતી અને દર ત્રણ મહિને એક એક ગ્રંથમાળા બહાર પાડવાનો વિચાર હતો. તેને જે રૂપમાં અમે પ્રસિદ્ધ કરવા ઇચ્છતા હતા તે રૂપમાં તેને પ્રસિદ્ધ કરી હોત તો તેનાં સો ગ્રાહકો થવાં એ સહજ હતું.

——અમને આ ગ્રંથમાળાથી અમુક આર્થિક લાભ થાત. પણ અમને જણાયું, કે અમે જે વિચારો તેને બાલે આપવાના છીએ તેનું મુલ્ય તેથી ઘણું વધારે છે. જેથી તેના

લાભ થોડી વ્યક્તિઓને આપવાને બદલે વધારે વ્યક્તિઓ લે, એ જ ઠીક છે, એમ જણાવાથી અમે તે ગ્રંથમાળાનો વિચાર તત્કાલ બંધ રાખીને તેમાં જે વિચારો અમે પ્રસિદ્ધ કરવાના હતા તે વિચારો પ્રાતઃકાલમાં જ પ્રસિદ્ધ કરવાનું અંતર્યામી ઈશ્વરની પ્રેરણાથી યોગ્ય ગણ્યું છે. અમારે પૈસાની જરૂર હશે તો અમે છીએ અને અમારા ઈશ્વર છે. તે પ્રસંગે તેમને અમે ઉપાસી લેઈશું.

——આ લેખ આરંભમાં જરા સમજવો કઠિન જણાશે, પણ પછીથી તે સરળ લાગશે. આરંભના પ્રથમ પાદનાં સૂત્રો સમજવાં જરા કઠિન છે. તો પણ તેને ધ્યાનપૂર્વક વાર વાર વાંચવાથી તે સમજાઈ જશે. એક એક પાદ પુરો થતાં છેવટે તેમાં આવેલાં સૂત્રોનો સાર પણ આપવામાં આવશે જેથી જે બાબત નહિ સમજાઈ હોય તે તે વખતે સ્પષ્ટ થશે. પણ પ્રત્યેક વાચકે તેને પોતાની મેળે વિચાર કરીને સમજવાનો પ્રયત્ન કરવો; કારણ, કે તેવો અભ્યાસ તેની અનેકવિધ ઉન્નતિ કરનાર છે.

——આ લેખ અથવા સૂત્રોને સમજીને તેને પોતાના હૃદયમાં દૃઢ કરનારને અને તદનુકૂલ વિચાર સેવનારને પોતાની ભૂમિકા ઘણી ઉંચી થયેલી જણાશે, અને તેનામાં કોઈ પણ ઈપ્સિતાર્થ સિદ્ધ કરવાની શ્રદ્ધા પ્રકટશે તથા સામર્થ્ય જાગ્રત્ થશે. આ સૂત્રોને સમજનારને કોઈ પણ કાર્ય કરવું, કાંઈપણ પ્રાપ્ત કરવું દુષ્કર જણાશે નહિ, પણ તે સહજ જણાશે. સ્વલ્પમાં આ વ્યક્તિ ઈશ્વરસદૃશ સામર્થ્યને પોતાનામાં પ્રકટ કરી શકશે, અને ઈચ્છાનુકૂલ પદ અથવા સ્થિતિને આ વિશ્વમાં પ્રાપ્ત કરી શકશે. આ સૂત્રોને અભ્યાસપૂર્વક સમજવાનાં હોવાથી પ્રત્યેક અંકમાં થોડાં થોડાં આપીશું.

——હાલમાં તમને કદાચ આ વચનો અતિશયોક્તિભરેલાં લાગશે, પરંતુ તેમાં લેશ પણ અતિશયોક્તિ નથી, એ જેમ જેમ આ વિષય તમે સમજતા જશો તેમ તેમ તમને સ્પષ્ટ થશે.

——પ્રથમ જ્યારે તે પ્રાતઃકાલમાં પ્રસિદ્ધ થાય એટલે તમારે તેને વાંચીને સમજવાનો પ્રયત્ન કરવો. પોતાની મેળે વિચાર કરીને જેટલું સમજી શકાય તેટલું સમજવાને સ્થિર ચિત્તે વિચાર કરવો, પછીથી જે નહિ સ્પષ્ટ થયું હોય તે પ્રત્યેક પાદના અંતમાં તેનો સાર આપવામાં આવશે ત્યારે તે સ્પષ્ટ થશે. (અપૂર્ણ.)

# प्रकीर्ण सद्विचारसंग्रह.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૧ થી. )

× × × મારા સાતઆઠ રૂપિયાના ધોતીયાને એક વખતે કોઇ ઠેકાણે ભરાવાથી એક નાનુંસરખું કાણું પડયું તેને મેં તુરત સાંધી લીધું પણ વારવાર તે ધોતીયું ધોવાથી તે સાંધેલો ભાગ પાછો ફાટી ગયો, એટલે તે ઠેકાણે મેં એક થીગડું માર્યું થોડા વખત પછી વારવાર ધોવાથી તે ઠેકાણે પણ તે ફાટયું. આ પ્રમાણે મારૂં આખું ધોતીયું ખરાબ થઇ ગયું. એક નાનુ સરખુ છિદ્ર પડવાથી તે ખરાબ થઇ ગયું.

આ જ પ્રમાણે આપણા જીવનના સંબંધમાં બને છે આપણા જીવનપટઉપર કોઇ ડાઘો પડતાં તેને ખરાબ કરે છે તે ડાઘાને ટાળવાને આપણે ગમે તેટલુ કરીએ છીએ પણ તે ઢંકાતો નથી. તો આપણા જીવનપટ ઉપર કોઇ પણ ડાઘો ન પડે, તેમાં કોઇ પણ છિદ્ર ન પડે, તેની અત્યંત સાવધાનતા રાખજો. કારણ કે નાનોસરખો ડાઘો કે છિદ્ર આખા જીવનને ખરાબ કરી મૂકે છે.

એક છિદ્ર પડતાં તે જેમ વધીને સ્વભાવથી મોટું થાય છે, તેમ આપણા જીવનમાં પણ એક છિદ્ર પડતાં બીજાં છિદ્રો સહજ પ્રવેશે છે, પડે છે. માટે આવું એક પણ છિદ્ર ન પડે તેની આરંભમાં જ સાવધાનતા રાખજો.

મનના સ્વભાવને તમે જાણો છો ? તેનો સ્વભાવ એવો છે કે જો આપણે તેને એક અયોગ્ય કે ન કરવાયોગ્ય કામ કરવા દઇએ છીએ તો તે બીજી વખત તેવું કામ સહજ કરે છે, અથવા તો તેથી ઉતરતુ અથવા તેથી વધારે ખરાબ કામ તે બીજી વખત કરે છે. એક વખતે તે એક પગથીયું નીચે ઉતરે છે તો બીજી વખત તે બીજું પગથીયું સહજ ઉતરે છે. આ પ્રમાણે તે પછી નીચે અને નીચે જ ઉતરવા માંડે છે. તેથી તે પહેલું પગથીયું નીચે ઉતરવા માંડે તે જ વખતે તેને અટકાવો, તે જ વખતે સાવધાન રહો. નીચે નહિ જવાનો અને ઉંચે ચડવાનો આથી ઉત્કૃષ્ટ કોઇ માર્ગ નથી.

\+ × + × ×

× × × મારા પ્રતિ સ્નેહ રાખનાર એક બંધુની પત્ની એક વખતે માંદા પડયાં. તેમને મને કાગળ લખ્યો, કે આ સ્થિતિ છે. મેં તે બાઇના આરોગ્યનિમિત્તે મારૂં નિત્ય કર્મ પરવારી ગયા પછી ચાર દિન એક બે માળાઓ ફેરવવા માંડી. તેટલામાં મારા એક બંધુ માંદા પડ્યા, તે મારાપ્રતિ સ્નેહ રાખતા હતા. તેમણે મને લખ્યું. મેં તેમને માટે પણ માળા ફેરવવા માંડી. આ બન્નેને સારૂં થયું એટલે મને મારી ક્રિયામાં શ્રદ્ધા પ્રકટી,

તે પછી મારા એક સ્નેહીનો એકનો એક છોકરો માંદો પડ્યો તેને માટે મેં મારું કર્તવ્ય કરવા માંડ્યું. એક સ્નેહીએ મને લખ્યું. કે મને હાલમાં પૈસાની ઘણી જ અડચણ છે, અને બહુ ભીડ પડે છે, આ પ્રમાણે મારી પાસે ઘણા મનુષ્યોનાં નામ આવ્યા મેં આ નામોની એક યાદી કરી અને તેને મારા પૂજાના સ્થાનમાં લટકાવી. થોડો સમય જતાં આ યાદી બહુ લાંબી થઇ ગઇ. તે એટલી કે હું ત્રણ ચાર કલાક તેમને માટે ગાળું તો પણ ઓછા પડે. મેં જોયું તો આ જગત્ મને ઘણું દુઃખી જણાયું કોઇ રોગથી કોઇ દરિદ્રતાથી કોઇ દેવાથી, કોઇ આધિથી, અને કોઇ ઉપાધિથી મને દુઃખી થતા જણાયાં. આ પ્રમાણે જગત્નો મોટો ભાગ મને દુઃખી જણાયો મ ગથી આ આરંભમા તો સહન ન થયું અને બહુ જ લાગણી થવા માંડી. હું આ બધાને માટે મારો આખો દિવસ અને રાત્રિ કાઢું તો પણ ઓછો પડે એમ મને લાગ્યું કારણ કે દુઃખો અનેક અને હું એક જેથી મેં નીચેપ્રમાણે ભાવના સવારમાંજ શાંતિથી કરવા માંડી આજે પણ હું તે ભાવના કરૂં છુ. તમને યોગ્ય જણાય તો તમે પણ આ ભાવના સવારમા જ સ્થિર ચિત્તે કરજો. તે અન્યનું જ માત્ર હિત સાધનાર છે, એમ નહિ, પણ ત આપણું પણ તેટલુ જ હિત સાધનાર છે.

“પ્રાણીમાત્રનું કલ્યાણ થજો પ્રાણીમાત્રની ઊર્ધ્વગતિ થજો. પ્રાણીમાત્રના હૃદયમાં રહેલું અજ્ઞાનમાત્ર દૂર થજો, અને તેમાં જ્ઞાનપ્રકાશ પ્રકટજો. પ્રાણીમાત્ર આધિ વ્યાધિ તથા ઉપાધિજન્ય દુઃખોથી મુક્ત થઇને પરમ સુખ-શાંતિનો અનુભવ કરજો.”

× × × × ×

× × × એક પુરુષને મે બહુ દુઃખી જોયા. તેમને પૈસાની ઘણી ભીડ હતી અને તેમને માથે ઘણું દેવું થઇ ગયુ હતુ. તેમનો એકનો એક પુત્ર તથા તથા પત્ની મરી ગયાં હતાં તે જાતે પણ ઘણા દુઃખી થતા હતા મને તેમને જોઇને કર્મસત્તાના સામર્થ્યનો વિચાર આવ્યા વિના ન રહ્યો મે તે સત્તાને મનથી વારંવાર પ્રણામ કર્યા. મેં તેને ઉદ્દેશીને કહ્યું, હે ભગવતિ ! તું જ મહા બળવાન્ છે તારી સત્તા અથવા તારા નિયમો ( rules ) આ વિશ્વમાં અનુલ્લંઘનીય છે. તારા નિયમોને જેમ એક ગરીબે માથે ચઢાવવા પડે છે. તેમ એક રાજાએ, એક ઇંદ્રે અને એક દેવે પણ માથે ચઢાવવા પડે છે. તને સઉએ માથું નમાવવું જ પડે છે.

ઓ દુઃખી જીવો ! તમે એ નિશ્ચય કરીને જાણો કે દુઃખ એ તમારા કોઇ પૂર્વ કર્મનુંજ ફળ છે. તમારે સુખ જોઇતું હોય, તમારે સુખી થવું હોય તો તેવા ફળને પ્રકટાવે તેવાં જ કર્મ કરો, અને જે પરિણામે દુઃખરૂપ ફળને પ્રકટાવનાર છે, તેવાં કર્મથી નિવૃત્ત થાઓ. સુખને પામવાનો અને દુઃખથી દૂર રહેવાનો આ વિના જગતમાં બીજો માર્ગ નથી જ.

× × × × ×

× × × વડોદરામાં હાલમાં ભારે ધામધુમ ચાલી રહી છે. વિલાયતથી પ્રીન્સ ઓફ વેલ્સ પધારનાર છે તે નિમિત્તે ભારે તૈયારીઓ ચાલી રહી છે. પાંચસાત લાખ રૂપૈયાનું આ નિમિત્તે ખરચ થનાર છે તે દોઢ જ દિવસ રહેનાર છે, તેટલામાં આટલી મોટી રકમ નું ખરચ થનાર છે. તેમને ઉતરવા માટે ઉત્તમોત્તમ સ્થાનની વ્યવસ્થા થઇ. જમવા

માટે તેમની રૂચિઅનુસાર ઉત્તમોત્તમ પદાર્થો તૈયાર થશે, તેમને પ્રસન્ન કરવાને હજારો રૂપૈયાનું દારૂખાનું ફુટશે, કિમધિકમ્, તે જે રસ્તે થઇને જનાર છે તે રસ્તા ઉપર હજારો રુપૈયાનું ખરચ થનાર છે.

હું પૂછું છું કે આ શું ! જે લોકો કહે છે, કે આ બધું નકામું ખરચ છે, અને પૈસાનો દુરુપયોગ છે, તેમને હું પૂછું છું કે આ શું ! જે રસ્તાપર માત્ર તેમની દૃષ્ટિ પડનાર છે. તેને માટે આ હજારો રુપૈયાનું ખરચ શું ? આપણા જેવા લાખો મનુષ્યો આ ખોટું છે, ખોટું થાય છે, એવી બુમો પાડયા કરે છે, છતાં આ પ્રમાણે એક વ્યક્તિને માટે માત્ર છત્રીસ કલાકના પાંચ સાત લાખ રૂપૈયા ખરચ શું ? લોકો કહે છે, કે આટલી રકમમાં હજારો કુટુંબોનો વર્ષોના વર્ષો અથવા જીવનપર્યંત નિર્વાહ થાય, પણ હું પૂછું છું, કે તે પ્રમાણે નહિ થતાં શા માટે એકજ વ્યકિતને માટે તેને સહજ પ્રસન્ન કરવાને માટે લાખો રૂપૈયા ખરચાય છે ? તમને આ સંબંધમાં કદિ વિચાર આવ્યો છે, કે તમે બાજો વિચાર આ સંબંધમાં કદી કર્યો છે ?

હાલના દેશ સુધારકો ( heredity ) વંશપરંપરાનો તો વિચારજ કરતા નથી. એક ભુખે મરતો માણસ બીચારો આજીજી કરીને અને નાક લીટી તાણીને ભીખ માગે. પણ તેને બે આના કોઇ આપતું નથી, જ્યારે આવી વ્યકિતને માટે લાખો રૂપૈયા ખરચાય છે, એ શું ! આ પ્રમાણે થવાનું કારણ કુદરતે અથવા કર્મસત્તાએ બન્ને મનુષ્યોને જૂદાં જૂદાં સ્થાનમાં જન્મ આપ્યો છે, તે જ કારણ છે.

મૂર્ખ લોકો જે કહે છે, કે હલકી વર્ણના લોકોને ઉચ્ચ વર્ણના લોકો નીચા દરજ્જામાં રાખે છે, પણ વિચારશીલ છે, તે કદી પણ આવું વગર વિચાર્યું બોલતા નથી. અમેરિકા અને યુરોપ, કે જ્યાં આપણા જેવી વર્ણવ્યવસ્થા ત્યાં શું તમામ લોકો સરખો દરજ્જો ભોગવે છે, કે ? તમે કહેશો કે જ્યાં પૈસાદાર અને ગરીબ એવા બે વર્ગ હોવાથી પૈસાદાર ગરીબને ગરીબ રાખે છે. તો તમે લોકો એવા કોઇપણ દેશ બનાવી શકશો, કે જ્યાં ઉંચ નીચનો ભેદ ન હોય પણ બધા સરખો દરજ્જો ભોગવતા હોય ? નહિ જ બનાવી શકો, તમે એક પ્રકારનો ભેદ કાઢશો તો બીજા પ્રકારનો ભેદ તેને બદલે પ્રવેશશે, પણ આ જગતમાં આ ભેદ કાઢી શકાય તેવો નથી. તેને માટે કરવામાં આવતો પ્રયત્ન વ્યર્થ જ છે.

હશે, આપણે આડી વાત ઉપર ઉતરી ગયા, આપણે આ વાર્તાઉપરથી તાત્પર્ય કાઢવાનું જૂદું છે. તે એ છે કે વંશપરંપરાથી જ મનુષ્યને કેટલાક હકો પ્રાપ્ત થાય છે. આ હકો કોઇપણ લેઇ શકે તેમ નથી. આપણે ઘણીએ બુમો પાડીએ છીએ, પણ આવી વ્યકિતઓને માટે જે ખરચ થવાનું હોય છે તે થાય છે જ, અને જે સુખભોગ તેમને મળવાનો હોય છે તે મળે છે જ. બીજા ટેં ટેં કરતા રહે છે, અને જે થવાનું હોય તે થાય છે. બીજા લોકોનાં ફાં ફાં ચાલુ રહે છે, અને તે તો જેટલો સમય અમુક સુખ ભોગવવાનો હોય છે તે ભોગવી લે છે

અમારૂં એમ નથી કહેવું, કે તમને અમુક કામ કરવાનું યોગ્ય જણાતું હોય તો તે ન કરવું. પણ અમારૂં તો એ કહેવું છે, કે આ વંશપરંપરાને પણ બુદ્ધિમાને લક્ષમાં લેવા જેવી છે. અને આ વંશપરંપરાથી પ્રાપ્ત થતા આ કુદરતના હકો તથા તેનાં સુખો

એ ક્યાં કારણોથી મળે છે, તેનો વિચાર અત્ર આપણે કરતા નથી, પણ વળી અન્ય કોઈ પ્રસંગે કરીશું. કારણ, કે કારણવિના કાર્ય થતું નથી. તમારે અને મારે માટે કોઈ પૈસો ન ખરચે અને ઑન્ય ઓફ વેલ્સને માટે લાખો રૂપૈયા પાણીની પેઠે ખરચાય, એમાં કંઈ પણ કારણ નહિ હોવાનું શું ? આ પ્રમાણે તમારા, મારા અને તેમના સંબંધમાં બનવામાં કોઈ પણ કારણ તો હોવું ઘટે એમ અમને લાગે છે.

( અપૂર્ણ. )

---

# संसारसुधारो.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૫ થી. )

" હું સત્યનો એક વટેમાર્ગુ છું. એ સત્યના માર્ગને શોધી વળગવાને હું સતત પ્રયત્ન કરી રહ્યો છું, એટલો જ દાવો કરું છું. હું એ પણ કબુલ કરું છું, કે હજી એ, સત્ય મને સાંપડ્યું નથી. પૂર્ણ સત્ય પામવું એટલે આત્મસાક્ષાત્કાર કરવો અને પોતાના જીવનનું નિર્માણ લાવવું; એટલે કે પૂર્ણ સ્થાએ પહોંચવું. મારી અપૂર્ણતાઓનું મને દુઃખદ ભાન છે, અને એમાં જ મારું બધું બળ સમાએલું છે, કારણ કે પોતાની અપૂર્ણતા અને પોતાની ત્રુટીઓ જાણવી એ આ દુનિયામાં દુર્લભ વસ્તુ છે. "

× × × × ×

" જો હું પૂર્ણતા પ્રાપ્ત કરી ચૂકેલો હોત તો મારા પડોશીઓનાં દુઃખ જોઈ અત્યારે હું જે રીતે દુઃખી થાઉં છું તેવો દુઃખી થાત નહિ. પૂર્ણ મનુષ્યતરીકે હું તે ધ્યાનમાં લેત, તેનો ઉપાય બતાવત અને મારામાંના અજેય સામર્થ્યવડે હું તે ઉપાયો બીજાઓની પાસે લેવડાવત. "

" નિષ્કામ કર્મ કર્યે જવાના સિદ્ધાંતમાં પણ એ આવી જ જાય છે, કે સત્યની શોધમાં જેટલા અવિશ્રાંતપણે લાગ્યા રહેવું તેટલી જ દૃઢતાથી જ્યાં પોતાની ભૂલ જણાય ત્યાંથી તત્કાળ પાછા ફરવું, અને એવી અપાત્રતા સમજનોની સાથે જ દુઃખના સંકોચ વગર એવાં કાર્યની આગેવાની છોડવી. "

× × × × ×

" એ સત્યની સેવા કરવા હું મથી રહ્યો છું. તેને સારૂ હિમાલયની ટોચ ઉપરથી પડવાજેટલી હિંમત મારામાં છે, એમ માનું છું. છતાં હું હજી તેથી બહુ દૂર છું, એમ મને ભાન થાય છે. "

× × × × ×

" આમ વાચક જોશે, કે હું જે સુરત પહેલું પુનામાં મિત્રોઆગળ સહજ બોલેલો અને પછી બીજે બીજાઓ આગળ બોલ્યો, તે મારી પોતાની અપૂર્ણતા અને ત્રુટીઓની કબુલાત અને જે મહાન કાર્ય જે અત્યારની ઘડીપૂરતું હું દોરી રહેલો દેખાઉં છું, તેને માટેની મારી અપાત્રતાના ઉદ્‌ગારઉપરાંત બીજું કશું નહતું. "

નવજીવન તા. ૨૦-૧૧-૨૧

× × × × ×

ઉપરનાં વચનો મહાત્મા ગાંધીનાં છે. ઘણા મનુષ્યો પોતે સર્વ જાણતા હોય અને પોતે સર્વજ્ઞ હોય તેમ બીજાને છેતરવાનો પ્રયત્ન કરે છે તેના કરતાં તો આ મહાત્મા હજારગણું શ્રેષ્ઠ કહી શકાય. દંભ, પ્રપંચ, અસત્ય વગેરે તો આ મહાત્માના વર્તનમાં છે જ નહિ. અને આ પ્રમાણે હોવાથી જ તેમના માટે લોકોનું માન ઉત્તરોત્તર અધિક વધતું જાય છે. તેમના અંતઃકરણની ઋજુતા એ અનુપમ છે તથા અવશ્ય અનુકરણીય છે. અને તેમનાં આ વચનો ટાંકીને તેમને કોઈ રીતે હલકા પાડવાનો અમારો આશય છે જ નહિ. પણ અમારે જે કહેવાનું છે, તે એ છે, કે આવા પુરુષો રાજકિય કે બીજી સામાજિક પ્રવૃત્તિને માટે ભલે યોગ્ય હોઇ શકે, પરંતુ તે ધાર્મિક પ્રવૃત્તિને માટે અયોગ્ય છે. ધર્મસંબંધી ફેરફાર કરવાને તથા ધર્મમાં હાથ ઘાલવાને આવા પુરુષો મહાત્મા મનાતા છતાં અયોગ્ય જ છે. ધર્મના સ્વરૂપને તે સમજી શકવાને ઘણા અપૂર્ણ છે. ધર્મનું યથાર્થ સ્વરૂપ આવા પુરુષોથી સમજાવું કઠિન છે. જેથી આવા પુરુષો ધર્મમાં પણ પોતે સમજે છે, અને તેમાં અમુક ખોટું છે, અને અમુક ખરું છે, એમ કહેતા હોય તો તે તેમનું સાહસ માત્ર જ છે; અને તેમને અનુસરનાર આવી બાબતમાં ગંભિર ભૂલ કરે છે, અને ધર્મથી ભ્રષ્ટ થાય છે. અને રાજકિય લાભ પ્રજાને અમે કરી આપીએ છીએ, કહીને ધાર્મિક લાભ પણ તેની સાથે સમાજને અમે કરીએ છીએ, એ પ્રમાણે તે કહેતા હોય તો તે સમાજમાં ભયંકર ઘોટાળો કરી પ્રજાનો વિનિપાત જ કરે છે.

ધાર્મિક ફેરફાર કરવા માટે તો શ્રીમાન્ શંકરાચાર્ય, શ્રીમાન્ વલ્લભાચાર્ય, શ્રીમાન્ નૃસિંહાચાર્ય, અને એવા બીજા પુરુષવરો જ યોગ્ય છે. ધર્મનું યથાર્થ સ્વરૂપ કાંતો ઇશ્વરના અવતારરૂપે અવતરેલા, અથવા ઈશ્વરનો ઉપાસનાવડે જેમણે સાક્ષાત્કાર કરેલો છે એવા મહાભાગ પુરુષવરો, અથવા જેમણે આત્મસાક્ષાત્કાર કર્યો છે તેવા પૂર્ણપદે પહોંચેલા અને કૃતકૃત્ય થએલા મહાપુરુષો જ સમજી શકવાને સમર્થ છે. અને આવા પુરુષો ધર્મના સંબંધમાં જે ફેરફાર કરે છે, અથવા ધર્મનું જે સ્વરૂપ પ્રજાને સમજાવે છે તે યથાર્થ હોય છે, અને તે પ્રજાનું સાચું કલ્યાણ કરનાર હોય છે. શ્રીમાન્ ગાંધીજીવા અપૂર્ણ અથવા સાધકદશાવાળા પુરુષો ધર્મસંબંધમાં જેટલું પ્રજાને સમજાવે છે, તે મોટે ભાગે પ્રજાનો વિનિપાત, તથા અહિત જ કરનાર થાય છે.

હાસ્ય, કે આવા અપૂર્ણ, અવસ્થાપન્ન, તથા વિકાસસ્થિતિને જે પ્રાપ્ત થયા નથી તેવા ગાંધીજીજેવા પુરુષો આજે ધર્મસંબંધમાં એક નિશ્ચય પ્રજાને જણાવે છે અને કાલે સવારે તેમને એમ જણાય છે, કે તેમણે કરેલો નિશ્ચય બરાબર નથી તો તેવે વખતે નિખાલસપણે તે નિશ્ચયને પોતાની ભૂલ જણાવી ફેરવી નાખે છે. પણ તેનો પરિણામ એ આવે છે, કે જે હજારો લોકો તેમના પ્રથમ નિશ્ચયને અનુસર્યા હોય છે તેમની દુર્દશા થાય છે, અને તે ભ્રષ્ટ થાય છે, અને તેમની સ્થિતિ ત્રિશંકુજેવી થાય છે. જો કે શ્રીમાન્ ગાંધીજેવા પુરુષને તો લાભ જ થાય છે. કેમકે આ પ્રકારના વર્તનદ્વારા તેમનો તો વિકાસ થાય છે, પણ બીજાની તેમને અનુસરવાથી દુર્દશા થઇ રહે છે.

દૃષ્ટાંતતરીકે કહીએ તો આજે ગાંધીજી કહે છે, કે ઢેડ ભંગીને અડકવાને અડચણ નથી. તેમને ન અડકવું એમાં જ પાપ છે, અને તેમને અડકવામાં પુણ્ય છે. આપણે આજ સુધી તેમને નહિ અડકીને જ પાપ કર્યું છે તે પાપને તેમને અડકીને આપણે ધોવું

જોઈએ, વગેરે. હવે કાલે સવારે જેમ તે પોતે નીજ વીચારો પોતાની ભૂલ જણાવી ફેરવે છે તેમ આ વિચારને ફેરવી નાખે. અને પ્રજાને જણાવે કે હું ભૂલ્યો છું, અને આ વિચાર મેં ફેરવ્યો છે તો તે વખતે જે ઢેડ ભંગીને અડકીને ધર્મભ્રષ્ટ થયા હોય છે, જેમણે તેમની સાથે વ્યવહાર કરેલો હોય છે તે બિચારાની દુર્દશા થઇ રહે છે. આવા પુરૂષો તે વખતે સમાજમાં ત્રિશંકુની પેરે લટકે છે. અને હજારો પેઢીઓથી આવતી આવતી તેમની પવિત્રતાથી તે ભ્રષ્ટ થઇ પોતાની પ્રજાને પણ ભ્રષ્ટ કરે છે. શ્રીમાન્ ગાંધીજી જેવા આવા પુરૂષોએ આ રી બાબતમાં પ્રજાને અનુકરણ કરવા દોરવી એ મોટું સાહસ, ગંભીર ભૂલ અને અલ્પજ્ઞાનનો પરિણામ છે. અને તેમના જેવા ઘડીઘડીમાં નિશ્ચય બદલનાર ઠેકાણા વગરના, અપૂર્ણ તથા ધર્મના તત્વને,કે રહસ્યને યથાર્થ રીતે ન સમજનાર પુરૂષને અનુસરવું એ પણ તેટલું જ હાનિકારક, ભ્રષ્ટ કરનાર અને વિનાશકારક છે. રાજકિય કે બીજી બાબતમાં આવા પુરૂષ ભલે ભીમ ઈશ્વરજેવા ગણાતા હોય, પણ ધર્મની બાબતમાં તે અજ્ઞાન છે, અને તેના રહસ્યને સમજી શકતા નથી, એમ અમારે સ્પષ્ટ કહેવું જ પડે છે. જે મનુષ્યો વિચારશીલ છે, જે સ્વતંત્ર વિચાર કરી શકે છે, જે ધર્મના સ્વરૂપને બરાબર સમજે છે, જે ધર્મને આજન્મતઃ આચરે છે, તથા જેમને પાશ્ચાત્ય કેળવણી અને પાશ્ચાત્ય સુધારાનો ચેપ લાગ્યો નથી તેવા સંસ્કારી મનુષ્યો ગાંધીજી જેવા મનુષ્યોનું કહેવું સાંભળીને વ્યામોહને વશ થઇ સ્વધર્માચરણ છોડીને ભ્રષ્ટ થતા નથી; પરંતુ જેમણે ધર્મ શું છે તે જાણ્યું નથી, જે ધર્મને આચરતા નથી પણ પશુના જેવું જીવન ગાળે છે, તથા જે પાશ્ચાત્ય સંસ્કારના ભોગ થએલા છે, તે તેમને અનુસરી ઉત્તરોત્તર ભ્રષ્ટ થાય છે તથા અન્ત્યજોને માને છે આવા મનુષ્યો કેટલા ભ્રષ્ટ થયા છે, તથા કેટલા નીચે ઉતરી ગયા છે તે વખત આવ્યે સમજાશે. પરંતુ બુદ્ધિમાન વ્યવહારમાં મોટા ગણાતા પણ ઉપર કહ્યું તેવા ઘણા મનુષ્યો આવા અર્થ વગરના વર્તનને અનુસરે તેથી વ્યામોહને વશ થઇને સ્વધર્મનો ત્યાગ કરવો હિતકર નથી, એ જ પુનઃ પુનઃ કહેવાનું છે.

(અપૂર્ણ)

# खुदा अने खलक क्यां छे?

ખુદા હૈ ખલકમેં, ખલક હૈ ખુદામેં.
ખુદા ઔર ખલકકી બના હૈ પલકમેં,
ડાર દે પલક તો ના ખુદા ના ખલક હૈ
ઉઠાલે પલક તો ખલક એ ખુદા હૈ

\+ + + + +

આ એક કોઈ અનુભવી ફારસી કવિની કવિતા છે. જેમને આ જગત્, ઈશ્વર અને આત્માનો સાક્ષાત્કાર થયો છે, એવા અનુભવી પુરુષોનો અનુભવ એક જ હોય છે, પછી તે હીંદુસ્તાનમાં રહેનાર હોય, અરબસ્તાનમાં હોય, વિલાયતમાં હોય, કે ગમે ત્યાં હોય, તથા તેમની ભાષા સંસ્કૃત હોય, ફારસી હોય કે અંગ્રેજી હોય.

ઉપરની કવિતા આવા જ કોઈ અનુભવી પુરુષની જણાય છે તે અમને અનુભવાત્મક જણાવાથી ફારસી ભાષામાં છતાં અત્ર અમે પ્રસિદ્ધ કરી છે. જે આ પ્રકારનો હમેશાં વિચાર કરતા હશે તથા આ પ્રકારનો અનુભવ કરવાને ઇચ્છતા હશે તેમને આ કવિતાની મહત્તા સમજાયાવિના નહિ રહે તે ગુરુશિષ્યના સંવાદરૂપે છે સ્વરૂપમાં આપણે તેના ભાવને સ્પષ્ટ કરીશું.

શિષ્ય પ્રથમ પોતાના ગુરુને કહે છે, કે ખુદા ક્યાં છે ? તેના જવાબમાં ગુરુ કહે છે, કે ખુદા હૈ ખલકમેં અર્થાત્ ઈશ્વર ખલક અર્થાત્ આ જગત્માં છે. તે જગતની પર એવા કોઈ એકાંત પ્રદેશમાં નથી ( જુઓ શ્રીમાન્ શિવ ઘની આ ભાવને મળતી કવિતાની લીટી. સરખાવો " હરિમય વિશ્વ આ છે, એ જ હરિ જેવા તણી ચાવી " ) વેદાંત તો કહે છે જ કે सर्वं हरिरेव जगद् जगदेव हरि —હરિ એ જ જગત્ છે. અને જગત્ એ જ હરિ છે. सर्वं खल्विदं ब्रह्म —આ સકલ બ્રહ્મરૂપ જ છે . બીજા પણ આવાં દૃષ્ટાંતો અનેક આપણે આપી શકીએ તેમ છે

પોતાના પ્રશ્નનો ઉત્તર શિષ્યને એ મળ્યો, કે ખુદા ખલકમાં છે તો પછી શિષ્યે પૂછ્યું, કે ત્યારે તે ખલક અર્થાત્ જગત્ ક્યાં છે ? તેના જવાબમાં ગુરુ કહે છે કે " ખલક હૈ ખુદામેં ? અર્થાત્ ખલક ખુદામાં છે. તે કંઈ ખુદાથી પર નથી

પોતાના પ્રશ્નનો આવો ઉત્તર મળવાથી તે શિષ્ય પુનઃ પૂછે છે, કે ત્યારે ખુદા અને ખલક ( ઈશ્વર અને આ જગત્ ) એ બન્ને ક્યાં છે ! આ પ્રશ્નના ઉત્તરમાં ગુરુ કહે છે. કે " ખુદા ઔર ખલકકી બના હૈ પલકમેં. " અર્થાત્ ખુદા અને ખલક, એ બન્ને બન્યાં પલક

અર્થાત્ સંકલ્પમાં રહે છે. અને આ જવાબની સાથે ગુરુ સાથે સાથે જણાવે છે, કે ડારદે ખલક તો ના ખુદા યા ખલક હૈ ઉઠાલે ખલક તો ખલક એ ખુદા હૈ

ખુદા અને ખલક અર્થાત્ ઈશ્વર અને જગત્, એ બન્ને ખલક અર્થાત્ સંકલ્પમાં રહેલા છે. જ્યાં સંકલ્પ નથી ત્યાં ખુદા એ નથી અને ખલક એ નથી અહંરૂપ સ્ફુરણ જ્યાં થતું નથી, જ્યાં સંકલ્પ જ ઉઠતો નથી, એવી આરૂઢ દશામાં નથી તો ખુદા, કે નથી તો ખલક જ્યાં બીજી વસ્તુ જ નથી અને જ્યાં માત્ર એક અદ્વિતીય બ્રહ્મતત્ત્વનો અનુભવ કરવાનો હોય છે ત્યાં દ્વૈત આવે જ ક્યાંથી ત્યાં બીજું કંઈ જ હોતું નથી ખુદા અને ખલક એ બધું સંકલ્પમાં જણાય. જે સંકલ્પને છોડયા, તેનો નિરોધ કર્યો એટલે પછી નથી તો ખુદા કે નથી ખલક આવા આરૂઢ દશાવાળા પુરુષોને ખુદા અને ખલકની ચર્ચા ભલા જ જણાવવાનો સંભવ છે. આ પ્રકારની ચર્ચા તેમને નિરર્થક જ ભાસે છે સંકલ્પનો નિરોધ કરતી વૃત્તિ જ્યાં સર્વત્રવ્યાપક એક અદ્વિતીય તત્ત્વનો અનુભવ કરતી હોય છે ત્યાં જગત્ અને ઈશ્વર એવી વસ્તુઓને અવકાશ જ કયાં રહે છે અને આ ભાવને પ્રગટ કરતા અથવા જણાવતા આ અનુભવી ગુરુ કહે છે, કે " ડાર દે ખલક, તો ના ખુદા યા જ ખલક હૈ " અર્થાત્ હે ભાઈ! જો તું આ સંકલ્પને છોડી દઈશ તો નથી તો ખુદા, કે નથી તો ખલક જ્યાં તું સંકલ્પ વિકલ્પ છોડી દેઈશ અર્થાત્ અંતરમાંથી ઉઠતા અહંરૂપ સ્ફુરણને તથા મમતારૂપે પ્રસરતા સ્ફુરણને જ્યાં તું છોડી દઈશ તેનાથી પર જઈને ઠરીશ ત્યાં નથી તો ખુદા રહેવાના, કે નથી તો ખલક રહેવાનું આ બધી ખુદા ખલકની બના તારા અંતરમાંથી ઉઠતા અને આ વિશ્વમાં પ્રસરતા અહં-મમતારૂપ સંકલ્પને જ આધીન છે, અર્થાત્ તે સંકલ્પથી ઉપજાવેલી છે સંકલ્પને છોડ, નિઃસંકલ્પ થા અને આ ઘટપટ ઈશ્વર વગેરે સર્વ શમી જશે

આગળ તે પુરુષવર કહે છે, કે ' ઉઠા લે ખલક ખલક તો એ ખુદા હૈ ' તે છતાં જો તારી ઈચ્છા ખુદાને જોવાની હોય તો, તારી ઈચ્છા જો ખુદાનું ચિંતન કરવાની હોય તો, તું સંકલ્પને રહેવા દે, અહંમમતારૂપ સ્ફુરણને તું વિસ્તરવા દે, અને આ ખલક એ જ ખુદા છે એવો અનુભવ કરી લે. અનુભવી પુરુષોને ખલક અર્થાત્ જગત્ એવી ઈશ્વરથી ભિન્ન કોઈ વસ્તુ જણાતી નથી પણ તેમની દૃષ્ટિમાં આ ખલક અર્થાત્ જગત્ ઈશ્વરથી અભિન્ન જ જણાય છે તેમને અણુઅણુમાં પરમાત્મા વ્યાપક જણાય છે, અને આ સર્વ સ્થાવર જંગમ જગત્ તેમને પરમાત્માની મૂર્તિરૂપ તથા વિભવરૂપ જણાય છે

# सिद्ध मंदिरनां सिद्ध सूत्रो.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૩૨ થી. )

૨૪ આ અખિલ વિશ્વમાં સર્વવ્યાપક એક તત્ત્વ છે, એ વાતનો સર્વ સ્વીકાર કરે છે. આ તત્ત્વ સર્વ ઠેકાણે એક જ ગુણધર્મવાળું છે. તે સર્વવ્યાપક, સર્વશકિતમાન્ તથા સર્વજ્ઞ છે. વિચારમાત્ર અને વસ્તુમાત્ર અથવા પદાર્થમાત્ર તેમાં રહેલા છે. તે પૂર્ણાતિપૂર્ણ છે. તેને ચિત્તત્વ ( ચિત+તત્ત્વ ) કહેવામાં આવે છે.

૨૫ આ વિશ્વમાં ચિત્ એવી વસ્તુ અથવા તત્ત્વ રહેલું છે, જે વિચાર કરી શકે છે. અને જ્યારે તે વિચાર કરે છે ત્યારે તેના તે વિચાર મૂર્તિમંત થાય છે અથવા સ્થૂલ રૂપમાં પરિણામ પામે છે. આ ચિત્તત્ત્વ સર્વત્રવ્યાપક છે, અને તેથી તેનું પ્રત્યેક વ્યકિતમાં અસ્તિત્વ છે, આ સર્વશકિતમાન્, સર્વજ્ઞ તથા સર્વવ્યાપક ચિત્તત્ત્વનો પ્રત્યેક વ્યકિત એ આવિષ્કાર છે.

૨૬ આ વિશ્વમાં વિચાર કરી શકે તેવું એક જ તત્ત્વ સર્વત્રવ્યાપક છે. તે ઉપરથી આપણે એ સહજ જોઇ શકીએ છીએ, કે આપણા પોતાનામાં રહેલા આ ચિત્તત્ત્વનો તે વિશ્વવ્યાપી ચિત્તત્ત્વથી અભેદ છે. તે બન્ને એક જ છે.

૨૭ અને આ જ પ્રમાણે તે તત્ત્વ અન્ય વ્યકિતમાં પણ રહેલું છે. કારણ, કે તે સર્વવ્યાપી છે પ્રત્યેક વ્યકિત એ તત્ત્વમાંથી પ્રકટેલી પૃથક્ સત્તા છે, અથવા મૂર્તિ છે.

૨૮ આ વિશ્વવ્યાપી ચિત્તત્ત્વ અવ્યકત અથવા અપ્રકટ સામર્થ્યનો ભંડાર છે, મહાસમુદ્ર છે. તે છે. તેનું અસ્તિત્વ ત્રણે કાળમાં છે. તે પ્રત્યેક વ્યકિતદ્વારા આવિષ્કારને પામે છે; અને પ્રત્યેક વ્યકિત આ વિશ્વવ્યાપી તત્ત્વદ્વારા આવિષ્કારને પામે છે. તે બન્ને એક જ છે.

૨૯ પ્રત્યેક વ્યકિતના વિચારની શકિતનો આધાર આ સર્વવ્યાપી ચિત્તત્ત્વનો આવિષ્કાર કરવાઉપર રહેલો છે વિચાર એ આંદોલનાત્મક બળ છે, કે જે મનના અવ્યકત અથવા અપ્રકટ સામર્થ્યને પ્રકટ કરે છે.

૩૦ આ સર્વવ્યાપી ચિત્તત્ત્વ કે જે સર્વવ્યાપક છે, સર્વજ્ઞ છે, તથા સર્વશકિતમાન્ છે તે તત્ત્વના સર્વ ધર્મો અથવા તેનાં સર્વ સામર્થ્યો પ્રત્યેક મનુષ્ય અથવા વ્યકિતમાં અપ્રકટ રૂપમાં રહેલાં છે. અને આ પ્રમાણે હોવાથી જ્યારે મનુષ્ય અમુક સામર્થ્યને જાગ્રત કરવાનો વિચાર કરે છે ત્યારે તે સામર્થ્ય જાગ્રત્ થાય છે અને તે વિચારાનુસાર અથવા તે વિચારને અનુકૂલ એવો પરિણામ બાહ્ય જગત્માં પ્રકટે છે.

૩૧ તેથી પ્રત્યેક વિચાર એ કારણ છે, અને તે વિચારદ્વારા પ્રકટતી સ્થિતિ એ કાર્ય અથવા પરિણામ છે, આ ઉપરથી એ સિદ્ધ વાર્તા છે, કે ઇચ્છાનુકૂલ સ્થિતિ પ્રકટ કરવાને માટે આપણે આપણા વિચારઉપર સ્વામિત્વ મેળવવાની જરૂર છે; અથવા આપણા વિચારને ઇચ્છાનુકૂલ નિયમમાં રાખવાની જરૂર છે.

૩૨ સામર્થ્ય માત્ર અંદરથી પ્રગટે છે, અને તે પૂર્ણપણે તમારા સ્વામિત્વતળે છે તે અમુક નિયમોને જ્ઞાનથી અને અમુક સિદ્ધાંતોને આચારમા ઉતારવાથી પ્રકટે છે

૩૩ આ ઉપરથી એ સ્પષ્ટ થાય છે, કે જ્યારે તમે આ નિયમને અથવા આ નિયત પદ્ધતિને બરાબર સમજી લો છો, અને જ્યારે તમારા વિચારની પ્રક્રિયાને તમે નિયમમાં રાખી શકો છો ત્યારે તમે ઇચ્છો ત્યારે ગમે તે સ્થિતિને ઉપજાવી શકો છો; અર્થાત્ તે સ્થિતિને તે નિયમ અને તે વિચારની ક્રિયા લગાડી શકો છો, અને તેને સ્થૂલ રૂપમાં બાહ્ય જગતમાં પ્રકટ કરી શકો છો સ્વલ્પમાં કહીએ તો એ કે જે સર્વશક્તિમાન્ ચિત્તત્ત્વ અત નિયમ પદાર્થમાત્રને રચનાર છે તેની સાથે તમારા અંતરથી તમે એકતા અનુભવો છો

૩૪ આ વિશ્વવ્યાપી ચિત્તત્ત્વ એ આ વિશ્વમા રહેલા પ્રત્યેક પરમાણુનું જીવન છે, અથવા જીવનનો આધાર છે આ પરમાણુમાત્ર જ્ઞાનવાન છે અને તે જીવનનો અધિક વિકાસ કરવાને અખંડ યત્નશીલ છે, તથા જેને માટે તેમને ઉત્પન્ન કરવામા આવ્યા છે તે અર્થની સિદ્ધિને માટે તે જીજ્ઞાસુ હોય છે

૩૫ મનુષ્યનો મોટો ભાગ બાહ્ય જગત્મા રહે છે, બહુ થોડાએ જ અથવા કોઈક જ અંદરનુ જગત્ જોયુ હોય છે, અથવા તેના પ્રતિ દૃષ્ટિ કરી હોય છે આ અંદરનુ જગત્ જ બાહ્ય જગત્ને વસ્તુત રચનાર છે જે બાહ્ય જગત્મા આપણે હરીએ ફરીએ છીએ અને વિવિધ ક્રિયા કરીએ છીએ તે બાહ્ય જગત્ એ આંતર જગત્નો આવિષ્કાર અથવા તેનુ સ્થૂલ રૂપ છે આંતર જગતમાથી જ આ બાહ્ય જગત્ ઉપજ્યુ છે આપણે બાહ્ય જગત્મા જે જે જોઇએ છીએ તે સર્વ પ્રથમ આંતર જગત્મા ઉત્પન્ન થયુ હતુ અને ત્યાર પછીથી જ તે બાહ્ય જગત્મા પ્રકટ થયુ છે

૩૬ જ્યારે આપણે આ બાહ્ય જગત્ અને આંતર જગત્નો સંબંધ જાણીએ છીએ અને તેને બરાબર સમજીએ છીએ ત્યારે આ પ્રકારનુ જ્ઞાન આપણા પોતાનામા સામર્થ્યને જાગ્રત્ કરે છે બહારનુ જગત્ એ કાર્ય છે અને અંદરનુ જગત્ એ કારણ છે કાર્યમા તમે ફેરફાર કરવો હોય તો પ્રથમ કારણમા ફેરફાર કરવો જોઇએ

૩૭ આ ઉપરથી તમે જોઈ શકતા હશો કે આ વિચાર એક નવિન વિચાર છે મનુષ્યનો મોટો ભાગ કાર્ય અથવા પરિણામમા ફેરફાર કરવા પ્રયત્ન કરતો હોય છે પ્રથમ કારણમાં ફેરફાર કરવાને બદલે કાર્ય અથવા પરિણામ ઉપર જ મથ માથાફોડ કરે છે તે પણ આ લોકો જોઇ શકતા નથી કે આ પ્રમાણે કરીને તે એક દુ ખને ઓછુ કરીને બીજુ દુ ખ ઉભુ કરે છે. દુ ખમાત્રને દૂર કરવાનો ઉપાય તેના કારણને દૂર કરવુ એ જ છે અને આ કારણ અંતરમા રહેલુ હોય છે અને પ્રથમ અંતરમા કારણ પ્રકટયુ હોય છે તો જ તેનું કાર્ય બાહ્ય જગત્માં પ્રકટે છે.

૩૮ આંતર જગત્ એ આખા વિશ્વને જે જોઇએ તે પૂરા પાડનાર મહાસ્રોત છે, અને બાહ્ય જગત્ એ આ મહાસ્રોતનુ મુખ છે કે જે મુખદ્વારા આ આંતર જગત્માં રહેલુ સર્વ બાહ્ય જગત્મા પ્રગટ થાય છે આ આંતર જગત્માથી આપણે કેટલુ મેળવી શકીએ છીએ તેનો આધાર આ જ્ઞાનમાં આપણી કેટલી શ્રદ્ધા છે તેના ઉપર રહેલો છે. જેની જેટલી શ્રદ્ધા તેટલા પ્રમાણમા આ આંતર મહાસ્રોતમાથી તે પોતાના માટે જે જોઇએ તે પ્રકટ કરી શકે છે, અથવા તેમાંથી મેળવી શકે છે આ આંતર મહાસ્રોત,

કે જે અનંત જ્ઞાન અમિત સામર્થ્ય અને અનંત સંપત્તિનો ભંડાર છે, તેનું પ્રત્યેક વ્યક્તિ અથવા પ્રત્યેક મનુષ્ય એ મુખ છે, કે જેના દ્વારા તે અનંત જ્ઞાન, અનંત સામર્થ્ય અને અનંત સંપત્તિ આવિષ્કારને પામે છે.

૩૯ વિકાસમાત્ર અંદરથી જ થાય છે. અને તે આપણને આ સૃષ્ટિમાં પ્રત્યક્ષ જણાય છે. પ્રત્યેક વનસ્પતિ, પ્રત્યેક પ્રાણી અને પ્રત્યેક મનુષ્ય, એ આ મહાન્ નિયમના જીવંત પ્રમાણરૂપ છે. હજારો અને લાખો સૈકાંથી પ્રજા આ સામર્થ્યને બાહ્ય પ્રદેશમાં શોધે છે, એ તેની ભૂલ જ છે.

૪૦ આ નિયમને યથાર્થ રીતે સમજવાથી તથા તેને આચારમાં મૂકવાથી નિર્ધનતા ટળીને સંપત્તિ મળે છે, અસંવાદ અથવા ગોટાળો મટીને ઐક્ય અથવા એકતાલતા પ્રાપ્ત થાય છે, અને પરતંત્રતાને ઠેકાણે પૂર્ણ સ્વાતંત્ર્ય મળે છે. આથી બીજો કયો ઉત્કૃષ્ટ લાભ આ વિશ્વમાં હોઇ શકે ?

૪૧ આપણી ઇચ્છાઓને ફળીભૂત કરવામાટે અથવા તેમનું પ્રત્યક્ષકરણ કરવા માટે ત્રણ વસ્તુઓની જરૂર છે.

સઉથી પ્રથમ બીજકને વાવવાનું છે. આ કાર્ય એકાગ્રતાપૂર્વક શાંતિના સમયમાં કરવાનું છે; અર્થાત્ એકાગ્રતાવાળી શાંતિનો સમય તેને માટે ઉત્તમ સમય છે. એકાગ્રતા અને શાંતિ તન અને મન, એ બન્નેની હોવી જોઇએ. ચંચળતા અથવા ચપળતારહિત પ્રશાંત તન મનની સ્થિતિને પ્રાપ્ત કરતાં પ્રત્યેક મનુષ્યે શીખવું જોઇએ. અને આને માટે ઓછામાં ઓછા નિત્ય અર્ધા કલાકના અભ્યાસની જરૂર છે.

૪૨ તમારા ઘરમાં જે એકાંત સ્થાન હોય તેને પસંદ કરો. તેમાં આ અભ્યાસને માટે તમારે એકલાએ જ રહેવું જોઇએ. પદ્માસન, કે સિદ્ધાસન વાળીને સીધા ટટ્ટાર બેસો. કેડ ભાગી ગઇ હોય તેમ ડોશીની પેઠે વાંકા વળીને બેસશો નહિ, કે સુઇ જશો નહિ. તમારા વિચારને જ્યાં રખડવું હોય ત્યાં આરંભમાં રખડવા દેજો. વિચારને શાંત કરવાનું અથવા વિચારનો નિરોધ કરવાનું આગળ જણાવીશું. હાલ તો માત્ર શરીરની જ એકાગ્રતા અથવા સ્થિરતાનો વિચાર કરજો અને તેને સિદ્ધ કરજો. અર્ધો કલાક એક આસને શાંતિથી હાલ્યાચાલ્યાવિના બેસી શકો તેટલો અભ્યાસ સિદ્ધ કરજો. તેને માટે અઠવાડીયું, કે જેટલા દિવસ જાય તેટલા જવા દેજો. શરીર અને મનનો સંબંધ હોવાથી શરીરની સ્થિરતા મનની સ્થિરતાને ઉપજાવશે, અથવા મનની સ્થિરતા થવામાં સહાય્ય કરશે.

સાર.

શ્રીમાન્ કે નિર્ધન, રોગી કે નીરોગ, અને ઉત્કૃષ્ટ કે નિકૃષ્ટ સ્થિતિનો આધાર મનુષ્યના અંતઃકરણઉપર રહેલો છે. તે જેવા વિચાર એકાગ્રતાપૂર્વક કરતું હોય છે તેવી સ્થિતિ મનુષ્યોને પ્રાપ્ત થાય છે. મનુષ્ય એકાગ્રતાપૂર્વક જેવા વિચાર સેવતો હોય છે તેવી સ્થિતિ તેને પ્રાપ્ત થાય છે. તેને જે સ્થિતિ પ્રાપ્ત થતી નથી તેનું કારણ તેના અંતઃકરણનું ઠેકાણું હોતું નથી. તે એકાગ્ર હોતું નથી. પણ

વિચારને સેવનાર હોય છે અંતઃકરણની એકાગ્ર સ્થિતિ એ સુખનું અને વિચ્છિન્ન સ્થિતિ એ દુઃખનું કારણ છે. જેમાં મનુષ્ય એકાગ્રતા કરે છે તે જ તેને પ્રાપ્ત થાય છે, પછી તે સંપત્તિ હો, કે વિપત્તિ હો, રોગ હો કે આરોગ્ય હો.

મન એ જ સ્રષ્ટા છે, રચનાર છે અને મન જેવા વિચાર સેવે છે તેવી સૃષ્ટિ રચાય છે જેથી આપણે કેવા વિચાર કરીએ છીએ અથવા કેવા વિચાર સેવીએ છીએ તેના ઉપર આ સૃષ્ટિનો અથવા આ સર્જનનો આધાર રહે છે.

આપણે મહાન્ સ્થિતિ પ્રાપ્ત કરવી હોય તો તે મહત્તાના ભાનપૂર્વક આપણે તદનુકૂલ વિચાર કરવા જોઈએ. અને મહાન્ હોવાની કલ્પના આપણે વિચારદ્વારા જ કરી શકીએ છીએ. તેથી વિચાર એ જ સર્વનું મૂળ છે. વિચાર જ ઉન્નતિમાત્રને પ્રાપ્ત કરાવનાર છે.

જે સામર્થ્યો આપણા પોતાનામાં નથી તે સામર્થ્યોને આપણે આ વિશ્વમાં પ્રકટ કરી શકતા નથી. અને આ સામર્થ્યો આપણા પોતાનામાં છે, એવું પ્રથમ આપણે દૃઢ શ્રદ્ધાપૂર્વક માનવું જોઈએ.

આપણા પોતાના અંતરમાં જ એક આંતર જગત્ રહેલું છે જે સામર્થ્ય, સંપત્તિ, સૌંદર્ય જીવન વગેરેનું મૂળ છે અને આ જગત્માંથી આપણે જે ઇચ્છીએ તે પ્રકટ કરી શકીએ છીએ. આ આંતર જગત્ એમના સામર્થ્યને ધારણ કરે છે અને તેથી મનવડે, વિચારવડે આપણે આ જગતને વશ વર્તાવી તેમાં જે જે કાંઈ રહેલું છે તેને બાહ્ય જગતમાં પ્રકટ કરી શકીએ છીએ.

આ બાહ્ય જગતમાં જે કંઈ જણાય છે, તે આ આંતર જગત્માંથી જ પ્રકટ્યું છે. આ આંતર જગત્માં અનંત જ્ઞાન, અનંત સામર્થ્ય અને અનંત સંપત્તિ રહેલી છે, અને તેને આપણે ઇચ્છીએ તે પ્રમાણમાં પ્રકટ કરી શકીએ છીએ. એક ભિખારી થવું, રોગી થવું, કે નીરોગ થવું, પચીસ વર્ષ જીવવું, કે પાંચ હજાર વર્ષ જીવવું એ સર્વ આપણા સ્વાધીનમાં છે. પરંતુ જેટલા પ્રમાણમાં આપણી મર્યાદા આપણે આંકીએ છીએ તેટલા પ્રમાણમાં આપણે આ આંતર જગતમાં વિવિધ વસ્તુઓ પ્રકટ કરી શકીએ છીએ. જે આપણાથી મોટા જણાય છે, તેમની મર્યાદા તેમણે મોટી આંકેલી હોય છે, જેથી તે મહાન્ થયા છે, અને જે આપણાથી નાના જણાય છે તેમણે તેમની મર્યાદા આપણાથી નાની બાંધી હોય છે, જેથી તે નાના રહ્યા હોય છે, અને આપણી મર્યાદા આપણી વર્તમાન સ્થિતિઅનુસાર આપણે આંકેલી હોવાથી આપણે તે સ્થિતિમાં છીએ. જો આપણે શ્રદ્ધાપૂર્વક માનીએ, કે આપણા અંતઃકરણમાં જે જોઈએ તે પુષ્કળ પૂર્ણ ભરેલું છે, તો તેને આપણે પ્રકટ કરી શકીએ છીએ. આ પ્રમાણે જે મનાતા નથી, તે તેને પ્રકટ કરવાના અનધિકારી છે અને તે આ વિશ્વમાં નિમ્ન નીચી સ્થિતિમાં અટવાયા કરે છે.

જો આપણા અંતરમાં સુવ્યવસ્થા અને એકતાલતા હોય છે, તો બહાર પણ તેવી જ સ્થિતિ આપણને પ્રાપ્ત થાય છે. જે લોકો અનેક વાતે દુખી છે તેમના અંતઃકરણમાં અનેક પ્રકારની અવ્યવસ્થા જ હોય છે અંતઃકરણની વ્યવસ્થિત સ્થિતિ અને એકતાલતા એ જ વિજયનો પાયો છે

આ સુવ્યવસ્થા અથવા એકતાલતા એટલે શું ? તે એટલે આપણા વિચારોને વશ વર્તાવવા તે, આપણી ઇચ્છાનુકૂલ આપણા વિચારપ્રવાહને વહેવરાવવો તે. જે સ્થિતિ આપણે ઇચ્છતા હોઇએ, અથવા જે વસ્તુને આપણે આપણા આંતર જગતમાંથી પ્રકટ કરવાને ઇચ્છતા હોઇએ તે વસ્તુસંબંધના જ વિચારો અંતરથી વહે અને વિરોધી એક પણ વિચાર ન વહે તેવી સાવધાનતા હોવી, એ આંતર સુવ્યવસ્થા અથવા એકતાલતા છે. અને આ પ્રકારની એકતાલતા આપણા અંતરમાં વર્તતી હોય છે ત્યારે આપણે ધારીએ તે સ્થિતિ આ જગતમાં પ્રકટ કરી શકીએ છીએ. આપણી બાહ્ય સૃષ્ટિ એ આપણી આંતર સૃષ્ટિનું જ પ્રતિબિંબ છે. તમારી આંતર સૃષ્ટિમાં શું છે, તે તમારી બાહ્ય સૃષ્ટિ દર્શાવે છે. તમે તમને પોતાને ભલે મોટા ઇંદ્ર માનતા હો, કે બીજા બ્રહ્મા માનતા હો, પણ પાંચ પચાસ રૂપૈયાને માટે તમારે તુચ્છ નોકરી કરવી પડતી હોય તો તમારી યોગ્યતા તેટલી જ છે, એમ સમજજો. તમારી આંતર યોગ્યતા જેટલી હોય છે, તે પ્રમાણમાં તમારી બાહ્ય સ્થિતિ હોય છે, એ નક્કી સમજજો. જો જો તમારી મેળે તમે ઠગાતા નહિ. દૈવ, પ્રારબ્ધ કે એવી બીજી વસ્તુને દોષ ન દેશો પણ તમારી આંતર-વિચારમય અથવા મનોમય સૃષ્ટિ જ તદનુકૂલ છે એવો નિશ્ચય કરજો. તમારા આંતર જગતના તમે દૃષ્ટા થજો, અને તેમાં જ જે ફેરફાર કરવો હોય તે કરજો. તમારી બાહ્ય સ્થિતિમાં તમારે જે ફેરફાર કરવો હોય તો પ્રથમ તેવો ફેરફાર તમારી આંતર સૃષ્ટિમાં, તમારા મનોમય જગતમાં, તમારી વિચારસૃષ્ટિમાં થવા દેજો. અને તદનુકૂલ ફેરફાર તમારી બાહ્ય સૃષ્ટિમાં એની મેળે જ થઇ રહેશે. જેની જેની બાહ્ય સૃષ્ટિ જેવી જેવી હોય છે તેવી તેવી તેની તેની આંતર સૃષ્ટિ હોય છે, એ નક્કી સમજવું. (અપૂર્ણ)

# राजयोग



( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૮ થી )

## ३ आसन.



સંતોષથી અનુત્તમ સુખલાભ થાય છે અનુત્તમ એટલે જે સુખથી કોઇ ઉત્તમ સુખ નથી તે સંતોષનું પાલન ત્યારે થાય છે કે જ્યારે તૃષ્ણાનો ક્ષય થાય છે અથવા જ્યારે તેને જીતવામાં આવે છે તૃષ્ણા એ રજોગુણ અને તમોગુણના પરિણામે પ્રકટે છે, અને આ રજો તમોગુણનો ક્ષય થતાં સત્ત્વગુણની વૃદ્ધિ થાય છે અને તેની વૃદ્ધિ થવાની સાથેજ અપૂર્વ સુખ શાંતિનું ભાન થાય છે આ કામ પુરુષને જે આનંદ થાય છે તે ઘણો મહાન હોય છે વિષયસુખજન્ય તથા સિદ્ધિઓથી થતા આનંદથી પણ આ આનંદ ઘણો વિશેષ અને ઉત્કૃષ્ટ પ્રકારનો હોય છે.

વિવેકી સાધકો ! તમારાથી યોગનાં બીજાં અંગોનું અનુષ્ઠાન બને તો માત્ર આ સંતોષની પ્રતિષ્ઠા પ્રાપ્ત કરશો તો પણ તે અતિ હિતકર છે.

તપની પ્રતિષ્ઠા થવાથી અશુદ્ધિનો ક્ષય થાય છે અને શરીર તથા ઇંદ્રિયો સંબંધી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે અણિમા, મહિમા વગેરે સિદ્ધિઓ તથા દૂરદર્શન, દૂરશ્રવણ વગેરે સિદ્ધિઓ આ તપની પ્રતિષ્ઠા થતાં મળે છે. તપનો આ મહિમા પણ ન્યૂન નથી યોગસાધકે આ અંગને પણ સિદ્ધ કરવું ઘટે છે.

સ્વાધ્યાયની પ્રતિષ્ઠા થવાથી ઇષ્ટદેવતાનો સાક્ષાત્કાર થાય છે સાધક ઇચ્છે તો ઇષ્ટ દેવતાને આ સ્વાધ્યાયના પ્રભાવે પ્રકટ કરી શકે છે, સ્વાધ્યાયનો મહિમા પણ સામાન્ય નથી ઇશ્વરપ્રણિધાનથી સમાધિસિદ્ધિ થાય છે સમાધિના બે પ્રકાર છે એક સંપ્રજ્ઞાત અને અન્ય અસંપ્રજ્ઞાત આ ઇશ્વરપ્રણિધાનવડે સાધકને ઇશ્વરનુગ્રહવડે પ્રથમ સંપ્રજ્ઞાત સમાધિ પ્રાપ્ત થાય છે, અને તેજ ઇશ્વરનુગ્રહવડે અસંપ્રજ્ઞાત સમાધિમાં જેની જેની આવશ્યકતા હોય છે તેની પ્રાપ્તિ અથવા તેના ઉદયદ્વારા અસંપ્રજ્ઞાતસમાધિ પ્રાપ્ત થાય છે ઇશ્વરપ્રણિધાનથી યોગનાં બીજાં અંગોની પણ એ પ્રકારે સિદ્ધિ થાય છે તેમ જ યોગનાં બીજાં અંગોને સાચી ઇચ્છાથી, પ્રેમથી સાધનારે

સાધકઉપર ઈશ્વર તુષ્ટિ થાય છે, અને તે તે અંગે ની સિદ્ધિ થાય છે આ પ્રમાણે બન્ને પરસ્પર એકબીજાને ઉપકારક છે. યોગમાં કોઈ એક જ અંગની આ વશ્યકતા છે એમ નહિ પણ તેમાં જે જે અંગો જણાવ્યાં છે તે સર્વની આવશ્યકતા છે. જેથી આ સર્વ અંગોનું અનુષ્ઠાન કર્તવ્ય છે. કોઈ એકાદ અંગની સિદ્ધિ કરનાર યોગના સંપૂર્ણ ફળને લણી શકતો નથી તથા તેવડે જે જે લાભ થાય છે તે સર્વને પામી શકતો નથી.

યોગસાધકને મધ્યમાં એવી પણ શંકા થાય છે, કે આ સર્વ યમ-નિયમોનું પાલન કરવાની શી જરૂર છે? તેને એવો મધ્યમાં વિતર્ક થાય છે કે તેનું પાલન ન થાય તો પણ ચાલી શકે. પણ આ પ્રકારના વિતર્ક ભ્રાંતિથી જ ઉપજે છે, જેથી તેને રોકવા ઘટે છે. હિંસા, કામ, ક્રોધ વગેરે યોગના વિરોધી છે તથા તે દુઃખરૂપ અનિષ્ટ ફળને આપનાર છે અને મારે તો દુઃખનો આત્યંતિક લય કરવો છે, એ વગેરે વિચાર કરીને અવિતર્કને રોકવા ઘટે છે. જયારે આ પ્રકારના અંતઃકરણમાં વિતર્ક ન ઉઠે ત્યારે તે યમનિયમાદિની સિદ્ધિ થએલી સમજવી.

તેમ જ અહિંસાની પ્રતિષ્ઠાથી વૈરત્યાગ થાય છે, સત્યથી વાણીની અમોઘતા આવે છે, બ્રહ્મચર્યની પ્રતિષ્ઠાથી વીર્યલાભ થાય છે, એ વગેરે જે જે તે તે અંગોની સિદ્ધિનાં ફળો દર્શાવ્યાં છે, તે ફળોનું દર્શન ન થાય ત્યાંપર્યંત તે તે અંગનું પાલન કર્તવ્ય છે, અને તેની ઉપેક્ષા કરવી ઉચિત નથી.

યોગનું ત્રીજું અંગ આસન છે. ત્યાં આસન કેવા સ્થાનમાં સ્થાપવું તેનો પણ તેમાં સમાવેશ થઈ જાય છે. જે દેશ પવિત્ર હોય, જે નૈસર્ગિક રીતે સુંદર હોય, જ્યાં હવા સુખકર હોય, જે દેશ ધાર્મિક હોય, જળાશય જેની સમીપ હોય, નદી જેની પાસે થઈને ખળ ખળ કરતી વહેતી હોય, જેને જેતાં જ સ્વાભાવિક પ્રસન્નતા પ્રકટે તેમ હોય, જે ભયરહિત હોય એવો પર્વત, નદી, કે સરોવરની પાસેનો એકાંત પ્રદેશ યોગસાધનાને માટે પસંદ કરવો જોઈએ.

જેમને બીજું કંઈ કર્તવ્ય નથી અર્થાત્ જે ગૃહી નથી, પણ ત્યાગી છે, અને જેને યોગસાધનવિના અન્ય કંઈ કરવાનું નથી, એવો સાધક તો આવા સ્થાનમાં રહી શકે છે; પણ જેની વ્યવહારમાં સ્થિતિ છે તે આવા એકાંત પ્રદેશમાં પોતાનો વ્યવહાર છોડીને સ્થિતિ કરી શકતો નથી.

સત્ય કહીએ તો દુધમાં અને દહીમાં એમ પગ રાખવાથી કંઈ અર્થ સરતો નથી. એક બાજુથી વ્યવહાર સાધવો અને બીજી બાજુથી યોગ સાધવો એ બન્ને વિરોધી છે. આ પ્રમાણે કરવાથી બન્નેમાંથી એકની પણ ઉત્તમ પ્રકારે સિદ્ધ થઈ શકતી નથી. તેથી વિવેકીએ તો યોગની સિદ્ધિથી પ્રાપ્ત થતા મહાન્ ફળનો વિચાર કરીને તેને સાધવામાં જ પોતાનો સર્વ સમય ગાળવો ઘટે છે. કારણ કે જો આપણને સુખની જ ઇચ્છા છે તો યોગ સાધનાં વ્યવહારની સિદ્ધિથી જે સુખ મળે છે તેના કરતાં અનન્તગુણું શ્રેષ્ઠ સુખ પ્રાપ્ત થાય છે. જેથી વિવેકીએ તો આ માનવદેહમાં આ એક યોગની જ સિદ્ધિ કર્તવ્ય છે.

તો પણ સર્વનો અધિકાર બધુ છોડીને એકાંતમાં જઈને યોગ સાધી શકે તેવો હોતો નથી જેથી તેવા મંદઅધિકારી વ્યવહારમાં રહીને પણ યથાશક્તિ યોગ સાધી શકે છે. અને આવા મંદઅધિકારી પણ જો આગ્રહથી નિત્ય યથાશક્તિ યોગના સાધનો સાધે છે તો તેમને પણ તે અંગોની ન્યૂનાધિક અંશમાં સિદ્ધિ થતાં તજ્જન્ય ફળનું દર્શન થતાં તેમાં અધિક અનુરાગ પ્રકટે છે, અને તે પછી વ્યવહારને ત્યજી દે છે અને એકાંતમાં જઈને માત્ર યોગસાધના જ કરે છે. તેથી આવા મંદ અધિકારીએ પોતાના ઘરમાં રહીને પણ યથાશક્તિ બ્રહ્મચર્યાદિકના પાલનપૂર્વક યોગનાં અંગો સાધવાં ઘટે છે

આવા સાધકે પોતાના ઘરમાં જે ઉત્તમ સ્થાન હોય તે પસંદ કરવું. તે સ્થાનમાં હવા તથા પ્રકાશ છૂટથી આવી શકે તેવું હોવું જોઈએ તેને ગોમયથી લીંપીને સ્વચ્છ રાખવું, ભીંતો ધોળીને સ્વચ્છ કરવી આજુ બાજુ ગંદકી ન રાખવી તે સ્થાનમાં મહાપુરુષોની છબીઓ લટકાવવી, તે સ્થાનમાં અવાજ આવે એવું ન હોવું જોઈએ મુખ્ય બારણું બંધ કરતાં બારીઓ તથા જાળીઓમાંથી પ્રકાશ તથા હવા આવી શકે તેવું હોવું જોઈએ તેમાં કચરો ન થવા દેવો અને નીચે તથા ભીંતો ઉપર વાળી ઝાડીને હમેશાં સ્વચ્છ રાખવું, કે જેથી માખી તથા મચ્છર વગેરે જંતુઓનો ત્રાસ ન થાય. તેમાં ઝાડનાં કુંડાં વગેરે ગોઠવીને તેને અને તેવું મનોરમ કરવું તેમાં પ્રસંગે પ્રસંગે ધૂપ વગેરે કરીને તેને સુગંધમય રાખવું. આ સ્થાનમાં પ્રવેશતાં સ્વાભાવિક રીતે ચિત્તને પ્રસન્નતા ઉપજે એવું તેને કરવું. (અપૂર્ણ.)



તમે પૈસાદાર છો ? :—તમે પૈસાદાર છો ?

પ્રત્યેક મનુષ્ય પૈસાદાર થવાને ઇચ્છે છે. પણ પૈસાદાર એટલે શું, સાચા પૈસાદાર થવું એટલે શું, તે લોકો જાણતા નથી.

પોતાની તિજોરીમાં ઘણા પૈસા હોવાથી કોઈ મનુષ્ય પૈસાદાર ગણાતો નથી. જો, કે લોકો તો એવા મનુષ્યોને જ આજે પૈસાદાર ગણે છે. પણ તે ખરો પૈસાદાર નથી.

ત્યારે પૈસાદાર, ખરો શ્રીમાન્ કોણ છે ?

હાલના પૈસાદાર મનુષ્યો ખરા શ્રીમાન્ નથી જો તેમને આપણે શ્રીમાન્ ગણીએ તો પોતાની પીઠ ઉપર મહોરોના ઢગલા વહી જનાર એક ગધેડું પણ શ્રીમાન્ ગણી શકાય. કારણ, કે તેની પાસે પણ પૈસા છે પોતાને ત્યાં ગાય ભેંસ રાખનાર પણ તેના દુધનો છાંટો નહિ ખાનાર જેમ તેના ખરા માલીક નથી, પણ તેનું દુધ ખાનાર જ ખરા માલીક છે. તે પ્રમાણે પૈસાનો જે ઉપયોગ કરે છે તે જ પૈસાદાર છે, પછી તે ઉપયોગ પોતાને માટે હો અથવા બીજાને માટે હો તેમાં બીજાને માટે જે પૈસાનો ઉપયોગ કરનાર છે તે તો શ્રીમાનના ગુણ શોભાવે છે તેમ શ્રીમંતાઈ કદી ખુટે તેવો સંભવ નથી. કારણ, કે બીજાને માટે પૈસો વાપરવો એટલે તેને ઉત્તમ ભૂમિમાં રોપવો. અને જમીનમાં વાવેલું બીજક જેમ યોગ્ય કાલે અંકુર કાઢી વૃક્ષ થાય છે અને ફુલફળને આપે છે તેમ આ બીજાના ઉપયોગમાં વપરાએલો પૈસા પણ યોગ્ય કાલે ઉગે છે અને દાતાને સુખરૂપ ફુલફળ આપે છે.

જેને મિત્રો છે તે પૈસાદાર છે જેની પાસે લાખો રૂપૈયા હોય પણ જેને મિત્રો નથી, તે પૈસાદાર છતાં પૈસાદાર નથી, પણ જેની પાસે સાધારણ પૈસો છે અથવા જેની પાસે કંઈ જ નથી, પણ જેને મિત્રો છે, તે પૈસાદાર છે.

જેને પ્રજા છે તે પૈસાદાર છે. પ્રજા પણ પૂર્વના સુકર્મથી જ પ્રાપ્ત થાય છે. લાખો રૂપૈયા આપવાથી જે સુખ મળતું નથી તે પ્રજાવાન્ લેઈ શકે છે.

જેના હૃદયમાં બીજાપ્રતિ સાચો નિઃસ્વાર્થ સ્નેહ છે પ્રેમ છે તે પૈસાદાર છે. પોતાની પાસે સોનું રૂપું છતાં જેના હૃદયમાં અન્યપ્રતિ સ્નેહ નથી તે ભીખારી જ છે.

જેને આરોગ્ય પ્રાપ્ત છે, તે પૈસાદાર છે. દુર્બલ શરીરવાળા જે સુખ લઈ શકે છે તે સુખ પૈસાદાર લેઈ શકતા નથી. તે નિર્ધન પણ સુદૃઢ શરીરવાળા સુખ લેઈ શકે છે.

જે વિવિધ સદ્ગુણસંપન્ન છે તે શ્રીમાન્ છે. કારણ કે સદ્ગુણીને જે સુખ મળે છે તે શ્રીમાનને મળી શકતું નથી.

જેને જ્ઞાન પ્રાપ્ત છે, તે સાચા પૈસાદાર છે. જ્ઞાની સર્વ સમયમાં અને સર્વ સ્થિતિમાં સુખ લેઈ શકે છે, જ્યારે પૈસાદાર પણ જ થોડા પ્રસંગમાં સુખ લેઈ શકે છે.

જેનામાં ઉત્સાહ છે, જેનામાં પ્રસન્નતા છે જેનામાં સુદૃઢ નિશ્ચય છે, જેનામાં ઈશ્વરમાં શ્રદ્ધા છે, જે આત્મશ્રદ્ધાવાન્ છે, અને જે આવા આવા ઉત્તમ સદ્ગુણોને પ્રાપ્ત છે, તે જ સાચા શ્રીમાન્ છે. માત્ર પોતાની પાસે સોનું રૂપું કે બીજી ધાતુ કે મૂલ્યવાન્ પદાર્થો હોવા માત્રથી જ પૈસાદાર ગણાતું હોય તો લોઢાની કે તિજોરી, કે લાકડાની પેટી પણ પૈસાદાર કહી શકાય ઉપર જ જણાવ્યા પ્રમાણે જે સાચા શ્રીમાન્ નથી તે પોતાની પાસે પૈસા હોવા છતાં તે લોઢાની તિજોરીજેવા કે લાકડાની પેટીજેવા જ છે

શિઆળામાં આરોગ્ય સુદૃઢ કરવા માટે આ પ્રયોગ જુઓ :—

શિઆળામાં ઠંડમાં કેવી રીતે પોતાના આરોગ્યને સુદૃઢ કરવું તે મનુષ્યમાં વિરલ જ વિચાર કરે છે. મનુષ્યનો મોટો ભાગ સવારમાં ટાઢે ટાઢે કરીને ગોદડાં ઓઢીને પથારીમાં ભરાઈ રહે છે, અને જ્યારે સોનાનાં નળીઆં થાય ત્યારે પથારીનો ત્યાગ કરે છે હો ઘણાં મનુષ્યો સારું ખાવું, પૌષ્ટિક પાકો ખાવા તેનો તો વિચાર કરે છે, પણ આ પાકો અથવા પૌષ્ટિક પદાર્થો બરાબર પચીને તેનું રુધિર થાય તે સંબંધમાં અથવા તો પૌષ્ટિક પાકો ખાધાવિના પણ શરીરને શી રીતે સુદૃઢ કરવું, તે સંબંધી હજારમાંથી કોઈ એક જ વિચાર કરે છે.

શિઆળાની ટાઢમાં ઠંડી હવામાં જીવન તથા બળ વિશેષ પ્રમાણમાં ભરેલું, અથવા પ્રસરી રહેલું હોય છે. તે જ પ્રમાણે નદી કૂવો અથવા તળાવના પાણીમાં પણ તે વિશેષ પ્રમાણમાં વ્યાપક હોય છે. આ બળ તથા જીવનને પોતાના શરીરમાં શી રીતે ભરવું તેની કળા જાણવા જેવી છે. આમાં જો કે વસ્તુતઃ કળા જેવું કંઈ નથી, પરંતુ તે આપણી જાણીતી જ વાતો છે. માત્ર આપણે જાણવા છતાં તેનો ઉપયોગ પ્રમાદથી કરતા નથી એટલું જ.

આહારને તદ્દન સાત્વિક કરીને તથા તેવા સાત્વિક આહારને પણ અલ્પ પ્રમાણમાં ગ્રહણ કરીને જે યોગનાં સાધનો એકાંતમાં રહીને નિવૃત્તિપૂર્વક સાધે છે, તેમને વ્યાયામની જરૂર હોતી નથી પણ આ પ્રમાણે જે કરતા નથી, પણ વ્યવહારમાં રહીને વિવિધ કાર્ય કરે છે તથા આહાર વિહારના નિયમોને જે સર્વાંશે પાળી શકતા નથી, તેવા મનુષ્યોને માટે વ્યાયામની અપેક્ષા જરૂર રહે છે. પ્રત્યેક મનુષ્યે નિત્ય નિયમિત વ્યાયામ કરવો જોઈએ. વ્યાયામથી આરોગ્ય સુદૃઢ થાય છે, એટલું જ નહિ પણ આયુષ પણ વધે છે.

આ જગતમાં બે પ્રકારની ક્રિયાઓ હોય છે. એક આરંભમાં કષ્ટપ્રદ હોય છે, અથવા જણાય છે, પણ પાછળથી તે સુખપ્રદ થઈ રહે છે, અને બીજી આરંભમાં સુખપ્રદ જણાય છે, પણ પાછળથી કષ્ટપ્રદ થઈ રહે છે. મનુષ્યનો મોટો ભાગ આ બીજા પ્રકારની ક્રિયામાં જ પ્રધાનપણે પ્રવૃત્ત થાય છે; કારણ, કે આ પ્રકારની આરંભમાં સુખરૂપ જણાતી ક્રિયા કરવી તેમને રુચે છે. જેથી જેમાં કંઈ પણ કષ્ટ હોય તેવી ક્રિયાને તે કરતા નથી.

પ્રત્યેક શિઆળામાં હું કંઈને કંઈ શરીરને વ્યાયામ પહોંચે તેવી ક્રિયા કરું છું. સવારમાં પાંચ વાગે ઉઠીને દાતણ તથા શૌચવિધિથી પરવારીને હું ફરવા જાઉં છું. ખુલ્લી હવામાં પગમાં જોડા પહેર્યાવિના હું ફરું છું. આરંભમાં પગમાં કાંકરા પેસી જાય છે, અને પગ ઠરી જાય છે, પણ પાછળથી તેના લાભ પણ તેવા જ જણાય છે. આ વર્ષથી મેં એક નવો ક્રમ તેમાં ઉમેર્યો છે અને તે ઘણો લાભકારક જણાયો છે. તમને પણ જો ફાવે તો તે કરી જોજો, અને તમને તેના અનુપમ લાભનો સારી પેઠે અનુભવ થયાવગર નહિ જ રહે.

આ વર્ષે વર્ષાદ સારો હોવાથી વિશ્વામિત્રીમાં પાણી ઠીક છે. સવારમાં ૭ વાગે ઘેરથી નીકળીને દોડતા નદી ઉપર જઈને ત્યાં કપડાં ઉતારીને નદીમાં હું મજ્જન કરું છું. આરંભમાં એક વખતે તો જાણે આખું શરીર બહેર મારી જાય છે, પણ પછીથી તરત વિજળીની પેઠે શરીરમાં ગરમી આવે છે. પછી ત્યાં સંધ્યા કરીને તરત જ કપડાં પહેરીને ઘેર આવું છું. ઘેર આવું છું અને જોઉં છું તો લોકો ટાઢ ટાઢ કરીને પથારીમાં ઉંઘતા હોય છે.

આ પ્રયોગથી મને શરીરમાં અદ્દભુત આરોગ્ય આવતું જણાય છે. મગજ તો એટલું પ્રશાંત રહે છે, કે કંઇ કહેવાની વાત નહિ. મગજનું કામ કરનારાઓએ આ પ્રયોગ ખાસ અજમાવવાજેવો છે. પણ જે કરવું જોઇએ તે સૂર્યોદયપૂર્વે થવું જોઇએ.

પોતાના ગામમાં નદી ન હોય તો તળાવ, કે દરીયો જે હોય તેમાં એક ડુબકી મારવી. તે ન હોય તો છેવટે બહાર ખુલ્લી હવામાં જઇને કુવાના કે ઠંડા પાણીએ પણ સ્નાન કરવું.

પરંતુ જે નબળા બાંધાના છે, જે નિર્બળ પ્રકૃતિના છે, અને તેમાં પણ જે નબળા મનના છે તેમણે તો કદી પણ એકદમ આ પ્રમાણે ન કરવું, સવારમાં આવી સખત ટાઢમાં ખુલ્લી હવામાં દોડવાથી તથા ઠંડે પાણીએ ખુલ્લામાં સ્નાન કરવાથી ઘણો લાભ થાય છે, એવી દૃઢ શ્રદ્ધા હોવી જોઇએ. જેને એવી શ્રદ્ધા નથી, તેને લાભ નહિ થતાં હાનિ જ થાય છે.

અથવા કદાચ તમારાથી સ્નાન કરવાનું ન બને તો પણ ચિંતા નહિ. સવારમાં ઉઠીને વહેલા ખુલ્લી હવામાં ફરી આવવું, એ પણ ઘણો લાભ કરનાર છે. સાત વાગે ઘેર પાછા આવી જવાય અને ખુલ્લી હવામાં એક કલાક ફરાય તે પ્રમાણે ઘેરથી વહેલા નીકળવું. જેમનાથી આટલા વહેલા ન ઉઠાય તેમણે મોડા મોડા પણ સવારમાં એક કલાક ખુલ્લી હવામાં ફરી આવવું, એ ઘણો લાભ કરનાર છે.



# वर्णाश्रमना संबंधमां श्रीमान्नृसिंहाचार्यजी शुं कहे छे ?



આપશ્રી વર્ણાશ્રમરૂપ પ્રજા પોતાના ધર્મપ્રમાણે વર્તે છે, કે નહિ ?

વર્ણાશ્રમરૂપ પ્રજામાં સ્વધર્મે વર્તનાર થોડા જ છે. કેમ કે યથા રાજા તથા પ્રજા, એ મુખ્ય કહેવત છે.

× + + +

તેમ જ આ સમયની મૂર્ખ પ્રજા તથા કેટલાક અજ્ઞાન પૃથ્વીપતિ વર્ણવ્યવસ્થા તથા ધર્મવ્યવસ્થાના હેતુ તથા સ્વરૂપને નહિ જાણનાર હોવાથી તે મૂર્ખ પ્રજા તથા રાજા દુર્બળ તથા દુઃખી થાય છે, અને ઉત્તરોત્તર અધિક દુઃખી થતાં જશે.

+ + + +

જે રાજ્યમાં ધર્મ તથા વર્ણવ્યવસ્થા નથી તે મ્લેચ્છભૂમિ જાણવી, તથા સત્પાત્રે ત્યાં નિવાસ પણ ન કરવો, એ ધર્મશાસ્ત્ર કહે છે. તેથી હરેક યુક્તિવડે ધર્મની તથા વર્ણની વ્યવસ્થાને ન કરનાર રાજા પોતાનાં તથા પ્રજાનાં પાપકર્મનો ભોક્તા થઇ નરકમાં જ જાય છે.

વળી એમ પણ છે, કે રાજપદનું અભિમાન ધારણ કરનાર પુરુષ પોતાની સંપૂર્ણ પ્રજાને યથાયોગ્ય વ્યવહારની સિદ્ધિ તથા પરમાર્થનો લક્ષ કરાવવામાં જો સ્પૃહારહિત થાય છે તો તે દુષ્ટરાજા પદભ્રષ્ટ થઇ અનેક દુઃખનો અનુભવ કરે છે. માટે રાજ્યાભિમાનીએ ધર્મવર્ણવ્યવસ્થામાં પોતાની અસમર્થતા જાણી રાજ્યાભિમાનનો ત્યાગ કરવો જોઇએ, નહિ તો કોઈ પ્રકારે ધર્મની તથા વર્ણવ્યવસ્થાની વ્યવસ્થા કરવી જોઇએ.

× × × × ×

મારી ત્રૈવર્ણિક પ્રજા, તથા શૂદ્ર અને અંત્યજાદિ પ્રજા પોતપોતાના ધર્મને યથાર્થ જાણે અને તે પ્રમાણે વર્તે ત્યારે મારો ક્ષાત્ર ધર્મ સિદ્ધ થયો ગણાય.

+ + + +

વર્ણવ્યવસ્થાના ભેદવડે વિદ્યાનું અધ્યયન કરાવવું, અવશ્યનું છે, કે શી રીતે ?

વર્ણવ્યવસ્થાપ્રમાણે વિદ્યાનું અધ્યયન કરવામાં ન આવે તો તેથી થતા અનર્થને આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ. આ કાળમાં બ્રાહ્મધર્મ તથા કર્મનો અધિક અંશે લોપ થઈ ગયો છે; કારણ બ્રાહ્મણોને અધ્યયન કરવાયોગ્ય વિદ્યાનું આદિએ તેઓ અધ્યયન કરતાં નથી, અને તેથી સ્વાનુકૂલ કર્મમાં તેઓની પ્રવૃત્તિ જણાતી નથી, અને કેવળ દાસત્વરૂપે શૂદ્ર કાર્યને તેઓ કરતા દેખાય છે. તે જ પ્રમાણે અન્ય વર્ણ પણ ભિન્ન ભિન્ન વિદ્યાના અધ્યયનવિના દાસત્વને પામી છે; જેથી સંપૂર્ણ પ્રજાને ક્રમે કરી દાસત્વની ઇચ્છા થતાં દાસકર્મથી બુદ્ધિ, બળ, લક્ષ્મી આદિનો ક્ષય થશે; અર્થાત્ પરિણામમાં દાસત્વ પણ પ્રાપ્ત રહેશે નહિ, તો એથી અન્ય અનર્થનો શો સંભવ છે ?

વર્ણોને કેવા ભેદથી વિદ્યા આપવી આપને અનુકૂળ લાગે છે?

હે શ્રીમાન્! વર્ણવ્યવસ્થાપ્રમાણે વિદ્યાનું અધ્યયન કરવામાં ન આવે તો તેથી થતા અનર્થને આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ. આ કાળમાં બ્રાહ્મધર્મ તથા કર્મનો અધિક અંશે લોપ થઇ ગયો છે, બ્રાહ્મણોને અધ્યયન કરવાયોગ્ય વિદ્યાનું આદિએ તેઓ અધ્યયન કરતા નથી, અને તેથી જ સ્વાનુકૂલ કર્મમાં તેઓની પ્રવૃત્તિ જણાતી નથી, અને કેવળ દાસત્વરૂપ શુદ્ર કાર્યને તેઓ કરતા દેખાય છે. તે જ પ્રમાણે અન્યવર્ણ પણ ભિન્ન ભિન્ન વિદ્યાના અધ્યયનવિના દાસત્વને પામે છે; જેથી સંપૂર્ણ પ્રજાને ક્રમે કરી દાસત્વની ઇચ્છા થતાં દાસકર્મથી બુદ્ધિ, બળ, લક્ષ્મી આદિનો ક્ષય થશે; અર્થાત્ પરિણામમાં દાસત્વ પણ પ્રાપ્ત રહેશે નહિ, તો એથી અન્ય અનર્થનો શો સંભવ છે?

હે ભગવન્! વર્ણોને કેવા ભેદથી વિદ્યા આપવી આપને અનુકૂળ લાગે છે?

બ્રાહ્મણની ઉછરતી પ્રજાને મુખ્ય સ્વધર્મ કર્મરૂપ કર્મોપાસનના અનેક ભેદોને અધિકારપરત્વે સમજાવવો, તથા તેની શક્તિના પ્રમાણમાં ભેદ કરીને અન્ય વર્ણને અધ્યયન કરાવવાયોગ્ય ભિન્ન ભિન્ન વિદ્યા ભણાવવી, તથા અધ્યયન કરવાની વય પૂર્ણ થતાં તેને વ્યવહારમાં પ્રવેશાવી શિક્ષકરૂપ વ્યાપારમાં યોજવી.

ક્ષત્રિય પુત્રને પોતાના વર્ણાનુકૂળ ધર્મ, કર્મોપાસનાનું અધ્યયન કરાવી, અસ્ત્ર શસ્ત્ર મર્દનકળા, વિવિધ વ્યૂહરચના, રાજ્યનીતિ, રાજ્યરક્ષણના સાહાય્યક ઉપાય, રાજ્યભંગ થવાનાં વિરોધી કારણ, દેશકાળાનુસાર રાજ્યપ્રજાસુખની વૃદ્ધિના ઉપાય, રાજ્યમાં કેવા પ્રકારના કાર્યમાં કેવા પ્રકારના મનુષ્યની યોજના, તથા રાજાની અન્ય સર્વપ્રતિ યથાયોગ પ્રવૃત્તિનાં સ્વરૂપ વગેરે યથાર્થ રીતે શીખવવાં; પશ્ચાત્ તેમની પરીક્ષા કરાવી યોગ્યતાપ્રમાણે તેમને વ્યવહારમાં પ્રવેશાવી રાજ્યકાર્ય તથા પ્રજારક્ષણાદિ કાર્યમાં પ્રવર્તાવવા.

વૈશ્ય પ્રજાની પરીક્ષા કરી શક્તિના પ્રમાણમાં તેમના ભેદ કરી સ્વવર્ણાનુકૂલ ધર્મ કર્મોપાસનામાં તેને કુશળ કરવી. પછી ભિન્ન ભિન્ન અધિકારના પ્રમાણમાં કોઇને કૃષિની વિદ્યા શીખવવી. તેમાં પૃથ્વીના ભેદ હોવાથી કેવા પ્રકારની પૃથ્વી કેવા પ્રકારનાં અન્નાદિ ઉત્પન્ન કરવા સમર્થ છે, તથા પ્રતિસંવત્સરે તે પૃથ્વી કયા પ્રકારે કેળવવાથી સત્ત્વવાળી થઇ અધિક ફળરૂપ થાય છે, તથા કેવા પ્રકારનાં અન્નાદિ કઇ ઋતુમાં કેવી યુક્તિથી ઉછરે છે તથા પોષાય છે તથા કેવા પ્રકારના વનસ્પતિ આદિ પદાર્થો જીવોને અધિક ઉપયોગના છે, તથા કેટલા પદાર્થો કેવા પ્રકારે પોષવાથી બળવાન્ થઇ પ્રજાને સબળ કરે છે, એ વગેરે વિષયનું સવિસ્તર જ્ઞાન તથા કૃષિમાં સાહાય્યક ગોવૃષભાદિ પ્રાણિના રક્ષણ તથા તેમને અધિક બળવાન્ કરવાના ઉપાય તથા તેમની પાસેથી કાર્ય સિદ્ધ કરી લેવાની સુગમ યુક્તિઓ, તેમ જ હળ આદિ હથિયારોના વિધ વિધ પ્રકાર તથા તેમને યોજવાની યુક્તિઓ તથા પાકેલાં વિવિધ અન્નને તે સ્થાનથી છૂટાં પાડવાના સુગમ ઉપાય, તથા પ્રસંગપરત્વે તે તે પદાર્થોને રક્ષણ કરવાની અનેક યુક્તિઓ વગેરે વિષયનું તેમને જ્ઞાન આપવું.

વૈશ્ય જાતિના અન્ય ભેદને વ્યાપારવિદ્યા શીખવવી, અર્થાત્ એક સ્થાનથી બીજા સ્થાનમાં કયે સ્થળે કયા પદાર્થની જરૂર છે તે તથા વ્યાપારમાં કુશળ થવા યોગ્ય ગણિતવિદ્યા તથા ધનને અન્ય પ્રજામાં કેવે પ્રકારે લેવું દેવું તથા દરેક પ્રજાને ઉપયોગી પદાર્થ સુગમતાથી પ્રાપ્ત કરી આપવાનાં સાધનો સમયાનુસાર યોજી આપવાની યુક્તિઓ, તથા દેશવિદેશ વિચરવામાટે પ્રવાસમાની નીતિઓ તથા તેને સુખરૂપ કરવાની યુક્તિઓ તથા પ્રવાસમાં શીરરક્ષણાર્થ ઉપાય એ વગેરે શીખવવું.

તૃતિય ભેદને કૃષિ તથા વ્યાપારમાં વિવિધ પદાર્થ ઉત્પન્ન કરવામાં ઉપયોગી તથા વિવિધ યંત્ર બનાવવાની વિધિયો તથા ગૃહસ્થ પ્રજાને ઉપયોગી ગૃહસાહિત્ય થોડા દ્રવ્યથી મળી શકે એ પ્રકારે બનાવવાની વિવિધ ક્રિયા, તથા ધાતુ આદિ પદાર્થની શોધનવિધિ તથા વિવિધ પદાર્થના સંયોગ અને પૃથક્કરણથી ઉત્પન્ન થતા અનેક ચમત્કારિક પદાર્થોની કૃતિ તથા તે પદાર્થોનો ઉપયોગ વગેરે વિષય શિખવવા.

શૂદ્ર તથા અંત્યજ્યાદિને આ ત્રણે વર્ણને અનુકૂળ રહેવાની નીતિ તથા પૃથક્ પૃથક્ પ્રતિ સેવ્યસેવકધર્મ વગેરે શીખવવા. હે રાજન્ ! તમને યોગ્ય લાગે તો આ પ્રમાણે કરવા વિચારજો.

× × × × ×

એક જ પ્રકારની વિદ્યા સર્વને અધ્યયન કરાવવાથી તેઓ સર્વ દુઃખી જ થવાના

સુરેશચરિત

# वर्तमान स्थितिसंबंधमां थोडा विचारो.



( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૪ થી )

+ + + આગળના અંકમાં અહિંસાસંબંધમાં આપણા દેશની વર્તમાન સ્થિતિ-સંબંધમાં અમે યથામતિ સ્વલ્પમાં બે ચાર વિચાર જણાવ્યા છે જો, કે આ વિચાર અપૂર્ણ જ છે, તો પણ હાલ તો અમારે તેને અપૂર્ણ જ છોડવા પડશે

+ + + તે જ અંકમાં અમે હિંસાના સબંધમાં પણ વિચારો પ્રકટ કરવાનું જણાવેલું છે પરંતુ તે વાર્તા પણ અમારે મુલતવી રાખવી પડે છે. કારણ, કે જે વિચારો અમારે જણાવવાના છે તે વિસ્તારથી ન જણાવવામાં આવે તો ભ્રાંતિ થવાનો સંભવ છે. જેથી " અહિંસા અને હિંસા " એ નામનું એ સબંધમાં એક લઘુ પુસ્તક લખીને પ્રસિદ્ધ કરવાની અમારી ઈચ્છા છે, જે ઈશ્વરેચ્છાથી સિદ્ધ થાય ત્યારે ખરી અમને લાગે છે, કે લોકો નથી તો હિંસાનું સ્વરૂપ સમજતા કે નથી તો અહિંસાનું સ્વરૂપ સમજતા, એ એક જ વાક્યને અંતમાં કહીને આ વાર્તાનો આપણે ઉપસંહાર કરીએ છીએ.

× + × × ×

× × × ગમે તેમ હો, પરિણામ ગમે તે આવો, પણ જે લોકો સ્વદેશને માટે મરવાને તત્પર થાય છે, તેમને ઓછો ધન્યવાદ નથી. કોઇને માટે કોઇને બે પૈસા આપવાના આવે તો તે માથું ખંજવાળે છે, તો બીજાને માટે શારીરિક કષ્ટ સહન કરવાનું આવે, તે તો તે દયાથી જ સહન કરવાને તત્પર થાય, તેને બદલે આજે લોકો પોતાના જીવનનો ભોગ આપવાને તત્પર થાય છે, એ તેમને ઓછું ધન્યવાદ આપનારૂં નથી આવા પુરુષો મરણને સામે મોઢે વધાવી લેવાને તત્પર થાય છે, એ તેમની ઓછી વીરતા નથી. આવા વીર પુરુષોને માટે તો સ્વર્ગના દ્વાર ખુલ્લા જ છે. અને આપણને આ પ્રવૃત્તિ સર્વાંશે ન સંમત હોય, તો પણ એટલું તો સ્પષ્ટ જ છે કે આ લોકો પોતાના જીવનના ભોગથી દેશને સ્વરાજ્ય મળશે એવું ધારીને મરણની સામે નીડરપણે ઉભા રહેવાને તત્પર થાય છે, એ તેમનો કેવો શુદ્ધ આશય ! પોતે માનતા હોય, કે અમુક વર્તનથી અમુક વાર્તા સિદ્ધ થશે, અને તેને માટે જીવનનો ભોગ આપવાને પણ તૈયાર રહેવું, એ કેટલું પ્રશસ્ય !

+ + + અને તેની સાથે એ વાર્તા પણ આપણી દૃષ્ટિસમીપ તરવરી રહે છે, કે શ્રીમાન્ ગાંધીજીજેવાના શબ્દોઉપર લોકો પ્રાણ પાથરવાને તૈયાર થાય, અને વખત આવ્યે પ્રાણને પાથરે, એ આ લોકોની કેટલી અદ્‌ભુત શ્રદ્ધા અને આ પુરુષના વચનનો પણ કેટલો પ્રતાપ, કે જેના શબ્દને અનુસરીને હજારો મનુષ્યો જેલમાં જવાને તો શું, પણ ગોળીઓથી વિંધાવાને તત્પર થઈ રહે !

× × × × × ×

+ × × ગમે તેમ હો, આપણને આ લોકોની પ્રવૃત્તિ યોગ્ય જણાતી હોય, કે ન જણાતી હોય પરંતુ આ કંઈ દેશમાં છોકરાંની રમત રમાતી નથી. આપણા અનેક બંધુઓ

જેલમાં જાય, ત્યાં અસહ્ય કષ્ટો સહન કરે, અને પોતાને યોગ્ય જણાયું તે પ્રસંગે આણુનો પણ ભોગ આપે, એ વ્યતિકરે આપણા પ્રદેશનું ધ્યાન ખેંચવું જોઇએ. આપણા ભાઇઓની આ સ્થિતિ હોય, અને આપણે શાંતિથી આપણો વ્યવહાર કરીએ અને ગૃહસ્થાશ્રમનાં સુખ ભોગવીએ, એ જો આપણે મનુષ્ય હોઇએ, જો આપણામાં વિચાર કરવાની શક્તિ હોય તો તો ન જ બનવું જોઇએ આપણને દેશની આ સ્થિતિ જોઇ ખાવાનું એ શી રીતે ભાવે અને સુખે નિદ્રા શી રીતે આવે? જે આપણને આ પ્રસંગોથી હૃદયમાં લાગણી ન થતી હોય તો આપણે પાષાણ હૃદયના છીએ એમ કરવું જોઇએ.

+ + × ભલે આપણે આપણને ન પસંદ હોય તો તેમની સર્વ પ્રવૃત્તિને ન અનુસરીએ, પરંતુ આપણને જે જે યોગ્ય જણાય તે પ્રવૃત્તિને તો આપણે અનુસરવું જ જોઇએ, અને કોઇ પણ આપણે તેને અનુસરવું જોઇએ.

× × × આવા વિકટ પ્રસંગમાં આપણે કેવળ સ્વદેશી જ વસ્ત્રો વાપરવાં ઘટે. પરદેશીય કોઇ પણ વસ્તુ, પછી તે વિલાયતી હો, જાપાની હો, કે અમેરિકાની હો, પણ તેને આપણે ન વાપરવી ઘટે ન છૂટકે જ પરદેશી વસ્તુ વાપરવી, એ જ આ પ્રસંગે આપણુ સર્વને માટે ઉચિત છે

× × × સ્વદેશસેવા એકલા ખાદીના જ કપડાં પહેરવાથી થઇ શકે છે એમ નહિ, પણ તેનાં ઘણાં અંગ છે. ખાદીનાં કપડાં એ તો તેના હજાર અંગમાંનું એક સામાન્ય અંગ છે.

× × × કોઇનો કોઇ પણ પ્રસંગે એક પૈસો પણ આપણે ન ઘાલીએ કોઇ પણ બંધુને આપણે ન છેતરીએ. કોઇ પણ દેશબંધુની દાઝ જાણી તેને આપણાથી બને તેટલી સહાય કરીએ. અસત્ય, છળ, કપટ, દંભ, અનીતિ, વગેરેથી ઉગરીએ. બ્રહ્મચર્યનું પાલન આગ્રહથી કરીએ ઇશ્વરને ક્ષણ પણ ન વિસારીએ, સદ્વિચારને આપણા હૃદયમાં અખંડ જાગૃત રાખીએ, અને એક પણ અશુભ વિચારને આપણે કદી પણ ન સેવીએ. શરીરને ઉત્તરોત્તર સુદૃઢ કરીએ મનને પણ બળવાન્ કરતા રહીએ. સ્વધર્મનું ઉત્તમ પ્રકારે આગ્રહથી પાલન કરીએ. અને આવાં કઠિનવ્રતને આચરીએ અથવા ન આચરાય તો આચરવાનો પ્રયત્ન કરીએ એક વખતનો પ્રયત્ન નિષ્ફળ જાય તો તેથી નિરાશ અને નિરુત્સાહ ન થઇએ, પણ હજારવાર પ્રયત્ન કરવો પડે તો તે કરીએ, અને લીધેલા વ્રતને સિદ્ધ કરીએ ત્યારે જ વિરમીએ. આ આદિ અંગોનું અથવા વર્તનનું પાલન કરનાર જ સંપૂર્ણ અથવા અધિક અંશમાં સાચી સ્વદેશસેવા કરી શકે છે

**સાદુ જીવન અને ઉચ્ચ વિચાર.**

ઘણા મનુષ્યોને હું ખાદીનાં કપડાં પહેરીને ચાલતા જોઉં છું તો મને તે પૃથ્વીથી એક વેંત ઉંચે ચાલતા હોય તેમ જણાય છે. તેવામાં જો તેમની દૃષ્ટિએ કોઈ કાળી ટોપા, કે વિદેશી કપડું પહેરેલો મનુષ્ય દૃષ્ટિએ પડ્યો, તો તો પૂછવાની વાત જ નહિ તે બીચારો નિકૃષ્ટ ઘણો પાછળ, અને નમાલો ગણાય છે, અને પોતે જ સર્વ સમજે છે, પોતે જ ઉત્કૃષ્ટ છે, અને પોતે જ આ જગતમાં વિકાસના શિખરે ઉડે છે, એવા વિચારથી સગર્વ થાય છે.

પ્રિય વાચક! તું ઉતાવળો થઈને એવું જજમેન્ટ—ફેંસલો ન આપી દે તો, કે લેખક ખાદીનાં કપડાં પહેરવાની વિરુદ્ધ હશે, અથવા આ આચાર તેને પસંદ નહિ હોય, અથવા તો તે ગાંધીજીના વિરોધી હશે.

બહુ સામાન્ય બુદ્ધિના મનુષ્યો જ એવો નિશ્ચય કરી બેસે છે, કે આ જગતમાં બધાએ એક જ વિચારને અનુસરવું જોઈએ. જે મને યોગ્ય વિચાર જણાતો હોય, તે તમને યોગ્ય ન પણ જણાય તો તેમાં આશ્ચર્ય શું છે? આ જગતનું સ્વરૂપ જ તેવું છે

જે 'ફેશન' અથવા ખોટા મોહમાં પ્રજા પડી હતી અને તેને લઈને 'ખ્વાર' થતી હતી, તેમાંથી તેને પાછી વાળવાની જરૂર હતી જ. નહિ તો આ માર્ગે વહેતાં તેની પૂર્ણ પૂર્ણ દુર્દશા થઈ રહી હોત. જેથી ખાદીનાં કપડાં પહેરવાં, એ ખોટું નથી, પણ દેશની હાલની સ્થિતિ જોતાં લાભકારક જ છે.

પરંતુ આટલેથી દેશની, કે મનુષ્યની કૃતકૃત્યતા થતી નથી. સાદા જીવનની મનુષ્યને જરૂર છે, નથી એમ નથી પરંતુ માત્ર ખાદીનાં કપડાં પહેરવાથી જ દેશ, કે મનુષ્ય, કે સમાજ ઉન્નત થઈ જાય છે, એમ કોઈ માનતા હોય તો તે બીચારા ઉન્નતિના સ્વરૂપથી તદ્દન અજ્ઞાન જ હોવા ઘટે છે.

ખાદીનાં કપડાં પહેરનાર જે ખાતા હતા તે ખાય છે, જે તમાકુ આદિ પીતા હતા તે પીએ છે, જે પ્રકારનો વ્યવહાર ખેડતા હતા તે પ્રકારનો ખેડે છે, જૂઠ, અસત્ય, પ્રપંચ, વગેરે જે કરતા હતા તે કરે છે; સ્વલ્પમાં તેમના જીવનના આંતર ભાગમાં કોઈ પ્રકારનો ફેરફાર થયો હોય વા તેમણે કર્યો હોય તેમ જણાતું નથી. હા, છે, તેવા કોઈ કોઈ જીવનના ગર્ભભાગમાં ફેરફાર થયો છે, વા કર્યો છે, તેવા પુરુષો પણ પણ તેમની સંખ્યા હજારમાં એકાદની કદાચ આવતી હશે. આ પીંજણજેવી વાતો કરીને અમારે જે કહેવાનું છે, અમારે જે નિષ્કર્ષ કાઢવાનો છે, તે અમે કાઢી બતાવીએ છીએ 'પિંજણ શબ્દ' એટલા માટે માટે અમે વાપર્યો છે, કે ખાદીની, કે હાલની ચળવળ પ્રસંગમાં કંઈ પણ બોલવું, કે કહેવું, એટલે તે અર્થવગરનું જ મોટે ભાગે ગણવામાં આવે છે.

સાદા જીવનની બહુ જ જરૂર છે, બહુ જ જરૂર છે, એમ દશે દિશામાં મોટા રણશીંગાં ફુંકવામાં આવે છે. હા, અમે પણ તે વાતનો સ્વીકાર કરીએ છીએ, પણ તેનાથી એ રણશીંગું વગાડનાર જેમ કૃતકૃત્યતા અથવા સર્વ પ્રાપ્ત થાય છે, વા થશે એમ જે માને છે, કહે છે, વા મનાવે છે, તે જ અમને માત્ર સંમત નથી. હા, તેના અમુક સામાન્ય લાભો છે. નથી, એમ નહિ...

જો સાદા જીવનથી જ ઉન્નતિ થઇ જતી હોય, દુઃખમાત્ર ટળી જતાં હોય, સુખ માત્ર મળી જતું હોય, અને બીજા અનેક લાભો પ્રાપ્ત થતા હોય તો આ જ સેંકડો વર્ષથી હીંદુસ્થાનમાં ખેડુતો અને બીજો ગરીબવર્ગ તથા ભીખારીવર્ગ બીચારો સાદું જ જીવન ગાળનારો છે, વા ગાળી રહ્યો છે. તેમને આ બધા લાભો મળવા જોઇએ. આ લોકો બીચારા સાદું જ ખાય છે, અને સાદાં જ કપડાં સેંકડો વર્ષથી પહેરતા આવ્યા છે, છતાં તેમના જીવનમાં કોઇ મહત્ ફેરફાર થયો હોય, એવું આપણે જોતા નથી.

તાત્પર્ય, કે જીવનમાં ફેરફાર કરનાર, જીવનને ઉન્નત કરનાર, જીવનને સુખી કરનાર વસ્તુ બીજી છે, તે વસ્તુ તે ઉચ્ચ વિચાર સદ્‌વિચાર છે.

સામાન્ય રીતે જનસમાજ એમ માને છે, કે સાદા જીવનના પરિણામમાં ઉચ્ચ વિચાર અથવા સદ્‌વિચાર પ્રકટે છે. પણ આ તેની ભ્રાંતિ છે. સાદા જીવન (plain living) નો પરિણામ ઉચ્ચ વિચાર અથવા સદ્‌વિચાર (high thinking) માં આવતો નથી પણ ઉચ્ચ વિચારના પરિણામમાં સ્વાભાવિક રીતે જ સાદું જીવન થાય છે. જે મનુષ્યો ઉચ્ચ વિચારને સેવનાર છે, તેમના સ્વાભાવિક રીતે જ આ સંસારના મોહ છુટી જાય છે; કારણ કે આ સંસારના પદાર્થોની તુચ્છતા તેમને સમજાય છે. તેથી જીવન-નિર્વાહમાં જેટલા પદાર્થોની જરૂર હોય છે તેથી વધારે પદાર્થોને તે વાપરતા નથી. ઉચ્ચ વિચાર, સદ્‌વિચારનો વ્યાસંગ તેમને એટલો લાગે છે, કે તેમને સારૂં સારૂં પહેરવા ઓઢવા વગેરે બાબતોનો મોહ ઓછો થઇ રહે છે.

પરંતુ જે લોકો સદ્‌વિચાર એ શી વસ્તુ છે, તે જાણતા નથી, જે સદ્‌વિચારને કરતા નથી, તે ગમે તેટલું સાદું જીવન ગાળનાર હોય, તો પણ તેમના તે સાદા વિચારના પરિણામમાં ઉચ્ચ વિચાર કંઇ પ્રકટતા નથી. જેથી મનુષ્યને જે આપવાની જરૂર છે, તે સદ્‌વિચાર છે, ઉચ્ચ વિચાર છે. સદ્‌વિચાર જ મનુષ્યના જીવનને ઉન્નત કરે છે, સાચું સુખી કરે છે, અને દુઃખથી મુક્ત કરે છે.

સદ્‌વિચાર અથવા ઉચ્ચ વિચાર એટલે હાલની હાઇસ્કુલ, કે કોલેજોમાં અપાતા શિક્ષણમાં જે વિચારો આવે છે તે નથી. તેમ જ, આ દેશ કે પરદેશની જુદી જુદી શાળા, પાઠશાળા, અને વિદ્યાપીઠોમાં જે પુસ્તકો શીખવવામાં આવે છે, તથા વ્યાપાર, કળા, ઉદ્યોગ, હુન્નર, વગેરે સંબંધી જે શિક્ષણ આપવામાં આવે છે, તે શિક્ષણને લગતા વિચારો એની ગણના સદ્‌વિચારમાં અમે કરતા નથી. સદ્‌વિચાર એ આથી જુદી જ વસ્તુ છે.

આ જગત, ઈશ્વર, અને મનુષ્યના આત્માસંબંધનાં જે વિચારો છે, જે આ ત્રણેના સ્વરૂપને જણાવનાર વિચારો છે તેને સદ્વિચાર કહીએ છીએ અને આ વિચારો જ મનુષ્યનાં દુઃખો દૂર કરનાર છે, તથા તેમને સાચી સ્વતન્ત્રતા આપી ઉત્તમોત્તમ સુખથી જોડનાર છે.

મનુષ્યને સુખી કરવા, ઉન્નત, કરવા, મુક્ત કરવા, અને પરિણામે મનુષ્ય જે પદને પ્રાપ્ત થઇ શકે છે, તેવા મહાપદને તે પ્રાપ્ત થાય એમ ઇચ્છતા હો તો, મનુષ્યને સદ્વિચાર આપો. આ જગત્ શું છે, તે સત્ય છે, કે અસત્ય છે, તે વિનાશી છે, કે અવિનાશી છે, આ જગત્મા ઈશ્વર છે કે નહિ, હોય તો તે કેવા ગુણધર્મવાળા છે, તથા તેમનો સાક્ષાત્કાર થઇ શકે તેમ છે કે નહિ, મનુષ્ય એ કોણ છે, તેનું વાસ્તવ સ્વરૂપ શુ છે, તે ક્યાંથી આવ્યો છે, તેને પરિણામે ક્યાં જવાનું છે, એ વગેરે બાબતો સંબંધીના વિચાર તે સદ્વિચાર છે, અને તે જ મનુષ્યને સાચું અને પૂર્ણ સુખ આપનાર છે તથા તે જ તેના દુઃખમાત્ર ટાળનાર છે. આ વિના બીજા પ્રયત્નો તે સામાન્ય અને તુચ્છ છે, અને આ પ્રયત્ન જ એક વિશ્વમાં સર્વોત્કૃષ્ટ છે.

મનુષ્યને અને મનુષ્યથી બનેલા મનુષ્યસમાજને અને તે મનુષ્ય અને સમાજ જેમાં રહે છે તેવા દેશને ઉન્નત, કે સુખી કરવા ઇચ્છતા હો તો મનુષ્યને ઉપર કહ્યું તેવું જ્ઞાન આપો. તેને ઉપર જણાવ્યા તેવા સદ્વિચારથી જોડો. સાચા સુખનો, અને સાચી ઉન્નતિનો વિશ્વમાં આ જ માર્ગ છે. નાન્યઃ પંથા વિદ્યતે—બીજો માર્ગ નથી.

— —






पुस्तक २० ] संवत् १९७८ पौष कृष्ण० १४ [ अंक ३

॥ ॐ श्रीं ॥

# शरीराकार न थतां आत्माकार थवा मनने प्रबोध.

પદ રાગ પરજ

મન ! શરીરાકાર ન થા તું,
આત્માકાર થવાને રહ્યા તું,—
શરીરાકાર થઇ શું નિત્યે,
દુઃખના રોદડા ગાતું,—
સુખ ઇંદ્રિયજન્ય ભોગવવાને,
તન્મય થઇ ના ધા તું,—
ભોગ એટલા રોગ લહી તું,
ભોગપ્રાંત ના જા તું,—
શરીરાકાર થવાથી તારૂં,
દુઃખ ન કો અળપાતું,—
દુઃખી થઇ તું મુજને દુઃખી,
કરી કાં પ્રિય ! પસ્તાતું,—
દેહપ્રીતિ ત્યજી આત્મામય થઇ,
અમૃતરસ પી પા તું,—
બહિર બહિર ધાવન તુજ છોડી,
અંતર ઉતરી જા તું,—
શરીર અને મનથી પર સ્વરૂપે,
હાવે પ્રિય ! શામા તું,—

# प्रकीर्ण सद्विचारसंग्रह.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૪૧ થી. )

× × × એક વખતે મુંબઇમા એક સાધુ આવ્યા હતા. તેમનો મેળાપ ત્યાના એક શેઠીઆસાથે અદૃષ્ટેચ્છાથી થયો. તે શ્રદ્ધાળુ હોવાથી તેમણે પોતાનો બાગ કે જે મુંબઇથી થોડે દૂર હતો તેમા તે સાધુને મુકામ આપ્યો. તેમને તે શેઠ નિત્ય ભિક્ષા મોકલતા અને તે સાધુ તેના ઉપર નિર્વાહ કરતા. આ પ્રમાણે કરતા ચારેક વર્ષ વીતી ગયાં અદૃષ્ટેચ્છાથી શેઠનો અવસાન થયો. તેમને એક મોટો પુત્ર હતો જે સોલીસીટર થએલો હતો. તેના હાથમા ઘરનો સર્વ કારભાર આવ્યો. તે એક દિવસે બાગમા ફરવા ગયો તો પેલા અવધૂત સાધુ તેની દૃષ્ટિએ પડયો. તેણે એક માળીને પૂછ્યું કે આ કોણ છે? તેણે કહ્યું કે તે એક સાધુ છે અને તે આપના પિતાના વખતથી ચારેક વર્ષથી અહીં રહે છે. તે બાદ કંઇ તેમની પાસે તે વખતે ન ગયા, પણ ઘેર ગયા પુનઃ થોડા દિવસ પછી તે પોતાના બાગમાં આવ્યા. પુનઃ તેમણે તે સાધુને જોયો. તેમણે પુનઃ એક માળીને પૂછ્યું, કે આ સાધુ ખાય છે શું? તેમણે કહ્યું, કે આપના પિતાના વખતથી તેને માટે અહીં નિત્ય એક વખત ભિક્ષા ચાલી આવે છે અને તે ખાઇને પડી રહે છે તેણે પૂછ્યું, કે તે શું કામ કરે છે? પેલા માળીએ કહ્યું, કે તે ત્રણ કામ કરે છે શેઠના પુત્રે પૂછ્યું, કે તે ત્રણ કામ શું શું કરે છે? માળીએ કહ્યું, કે આપને ત્યાંથી ભિક્ષા આવે છે તે જમે છે, લઘુશંકા અને દીર્ઘશંકા જાય છે. આ સિવાય તે બીજું એક પણ કામ કરતો નથી તેને જ્યારે લઘુશંકા કે દીર્ઘશંકા કરવી હોય છે ત્યારે જ તે ઉઠે છે, નહિ તો તે એક આસને બેસી રહે છે શેઠના પુત્રે પૂછ્યું કે તે બીલકુલ ઉઠતો નથી? માળીએ કહ્યું, કે ના તે બીલકુલ ઉઠતો નથી! પેલા શેઠના પુત્રને વિચાર આવ્યો, કે આ તો દરિદ્રીને ઉત્તેજન આપવા જેવું છે આવા લોકો જગતમા તદ્દન નકામા અને દુનિયાને ભારરૂપ જ છે. તે સમાજને બોજારૂપ જ છે કારણ કે તે કંઇ પણ કામ કરતા નથી. આ પ્રમાણે વિચાર કરીને તે સાધુને બે વચનો કહેવાની ઇચ્છાથી તેની પાસે જઇને પગે લાગીને બેઠો તે સાધુની પ્રતાપી મુદ્રા જોઇને તેનાથી ઇચ્છા છતાં કંઇ કહેવાયું નહિ. અને થોડી પળ બેસીને જતી વખતે પગે લાગીને તે પોતાને ઘેર આવ્યો. મનમાં તો તે ઘણુંએ અકળાયો, પણ આ મનનો ઉકળાટ તે તેમના આગળ કાઢી શકયો નહિ. પુનઃ તેનુ તે બાગમા જવું થયું. તે પુનઃ તે સાધુ પાસે ગયો અને પગે લાગીને બેઠો સાધુ કંઈ પણ બોલતા નહિ માત્ર હાથની ઇસારતથી પોતાની પાસે આવે તેને બેસવાનું કહેતા, અને તે પછીથી તેની સાથે કંઇ પણ વાતચિત કરતા નહિ. પણ માત્ર પોતાની નાકની અણીસામુ જોઇને સ્થિર ચિત્તે બેસી રહેતા. આ વખતે આ શેઠના પુત્રથી રહેવાયું નહિ તેણે તે સાધુને આ વખતે બે વચનો કહેવાની હિંમત કરી, અને તે બોલ્યો મહારાજ! આ તમે ચાર પાંચ વર્ષથી અમારા બાગમાં પડી રહ્યા છો,

પણ આવું જીવન શા કામનું ? આ તો દરિદ્રી જીવન કહેવાય અને તે આ જગતને ભારરૂપ છે કંઈ પણ આ જગતમાં પોતાની બુદ્ધિ અને શક્તિપ્રમાણે કામ કરવું જોઈએ. આ તો તમે કંઈ કામ કરતા નથી અને આ જગતમાં દરિદ્રતા અથવા આળસના વાતાવરણને વધારો છો, અથવા ઉપજાવો છો ભલે તમારાથી બીજું કંઈ ન બને તો આ આપણા બાગમાં પાંચ સાત માળી છે તેમના ઉપર દેખરેખ રાખજો અને તે બરાબર કામ કરે છે કે તે જોજો તે સાધુ આ શબ્દો સાંભળીને મંદમંદ હસ્યા પણ એક પણ શબ્દ જવાબમાં બોલ્યા નહિ. પેલો શેઠનો પુત્ર આથી વધારે અકળાયો અને જરા પણ વધારે નહિ બેસતાં ઉઠીને ઘેર આવ્યો ઘેર આવીને પોતાની માતાને કહ્યું, કે મા ! આ તમે શું કરો છો ? માએ કહ્યું શું ભાઈ ? દીકરાએ કહ્યું, ના આપણા બાગમાં પેલો નક્કરખંડો સાધુડો પડી રહ્યો છે તેને તમે શામાટે ખાવાનું મોકલો છો ? અને એવા નકામા અને દરીદ્રીને શામાટે ઉત્તેજન આપો છો ? મા એ કહ્યું ભાઈ ! તારા પિતાના વખતથી તેને આપણે ભિક્ષા આપ્યા કરીએ છીએ, તે પ્રમાણે ભલે આપ્યા કરીશું. આપણે ઘેર રોજ વીશ પચીશ માણસો જમે છે તો એ એક કંઈ વધારે પડનાર નથી વળી તારા પિતાની ઇચ્છા તેવી હતી, જેથી તારે એ સંબંધમાં ડહાપણ ન કરવું જેમ તેને ભિક્ષા જાય છે તેમ જશે પેલા પુત્રને આ વિચાર રુચ્યો તો નહિ, પણ માની તેવી ઇચ્છા એટલે શું કરે ? તેણે પછવાડે જ જઈને તે સાધુને ઠપકો દેવાનો મનમાં નિશ્ચય કર્યો. પુનઃ એક દિવસે તે ફરતો ફરતો ત્યાં ગયો, અને માળીને પુન પૂછ્યું, કે તે બાવુ હવે કંઈ કામકાજ કરે છે કે કેમ. તેણે ઉત્તર ના નો આપ્યો એટલે તે અકળાયો અને અકળાએલો અકળાએલો જઈને તેની પાસે જઈને પગે લાગીને બેઠો તેને બે શબ્દો તેણે સંભળાવવા હતા તે સંભળાવ્યા અને તે ગુસ્સે થઈને કહ્યો. આ વખતે તે સાધુએ હાથથી બેસવાની મુદ્રા સૂચવી. તે પ્રમાણે તે બેઠો તેણે ધાર્યું કે તે સાધુ હવે કંઈ પણ બોલશે, પણ તે કંઈ પણ ન બોલતાં પોતાના આસન ઉપર નિયમપ્રમાણે નાસાગ્ર દૃષ્ટિ સ્થાપીને જ શાંત બેસી રહ્યા. પેલા ભાઈથી ચંચળ વૃત્તિને લીધે બેસી રહેવાયું નહિ, અને તે ઉઠીને ઉભા થયા પેલા મહાત્માએ પુનઃ હાથથી બેસવાનું સૂચવ્યું. તે કંઈ પણ બોલશે જાણીને તે બેઠો થોડી ક્ષણો થઈ પણ તે તો કંઈ બોલ્યા નહિ અને આ ભાઈથી આમ સ્થિર ચિત્તે બેસી રહેવાયું નહિ. તે પુનઃ ઉઠીને ઉભા થયા. મહાત્માએ પુન હાથથી બેસવાને સૂચવ્યું. તે તે પ્રમાણે બેઠા, અને ધાર્યું, કે હવે તો મહારાજ જરૂર કંઈ બોલશે જ આ વખતે તેનું અનુમાન ખરું પડ્યું, અને તે નીચેપ્રમાણે વચનો શાંતિથી બોલ્યા

"દેખો ભાઈ ! તુમ તો શ્રીમાન્ હો, વિદ્વાન્ હો, ઔર યુવાન્ હો અર્થાત પુણ્યવાન્ ભિ હો આપ ઇતના સોચીએ, કે આપ દો મિનિટ ભિ ઠહર સ્થિર વૃત્તિસેં બેઠ નહિ શકતે હો ઔર મે આજ ચાર પાંચ વર્ષસે ઇધર એક આસનપર બેઠ રહા હૂં. ઉસમેં કુચ્છ ભિ મુઝકો પરિશ્રમ નહિ પડતા હોગા ? આપ લોગ ચંચળ વૃત્તિસેં દોડદોડ કર રહે હો, કિંતુ આપ ઇતના સોચ લીજીયે, કે સ્થિર વૃત્તિસેં એક સ્થાન પર બેઠ રહેના કિતના કઠિન હૈ એ સારા જગત્ ચંચળ વૃત્તિસે ધાવન કર રહા હૈ ઉસમેં મુઝકો કુચ્છ મહત્તા ઔર વિશેષતા નહિ દેખ પડતી હૈ ક્યું કે ધાવન કરના, દોડના, વિષયોપ્રતિ ગતિ કરના, સ્ત્રી ગૃહ ધન આદિ વિષયોકુ પ્રાપ્ત કરના, એ સબ બાત તો

સારા જગત્ કરતા હૈ, કિંતુ જો ઇસ બાતસે નિવૃત્ત હોતા હૈ, જો અપની બાહાર પ્રદેશમેં સ્વભાવમેં ધાવન કરનેવાલી વૃત્તિઓકું રોકતા હૈ, સો હિ ધન્ય હૈ; ઔર ઉસમેં હિ મહત્તા ઔર વિશેષતા મુઝકો માલુમ પડતી હૈ, સો મૈં એક આસનપર આજ પાંચ વર્ષસેં સ્થિર બેઠ રહા હું. આપ બુદ્ધિમાન્ હો, આપ મેરે કહને પર અચ્છી તરેહસેં શોચીયે, કે જો મૈં કહેતા હું સો ઠીક હૈ ઔર નહિ ?"

શેઠના પુત્રના ઉપર આ શબ્દોની વિજળીના જેવી અસર થઇ અને તેનાં નેત્ર ઉઘડી ગયાં. તેનો અજ્ઞાનઅંધકાર તે મહાત્માના વચનોથી પળમાં ટળી ગયો અને તે સારાસાર જોઇ શકવા લાગ્યો. તેને જગત્માં દોડાદોડ કરતા મનુષ્યો અને આ એક જ આસને સ્થિર બેસી રહેલા મહાત્મામાં કોણ શ્રેષ્ઠ છે, અને કોની પ્રવૃત્તિ વિશેષ હિતકર છે, તેનું તેને ક્ષણે ભાન થયું. તેણે તત્કાળ લાંબા થઇને તે મહાત્માને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા, અને પોતાના ઉપર ન વાળી શકાય તેવો ઉપકાર કરવાને તે તેમનો પુનઃ પુનઃ ઉપકાર માનવા લાગ્યો તથા પોતે અજ્ઞાનથી કરેલા અવિનયની ક્ષમા માગવા લાગ્યો. તે દિવસથી તે તેમનો શિષ્ય થયો, અને તેમની અધિકાધિક સેવા કરવા લાગ્યો. તેણે પરિણામે આ જગતને નિઃસાર જાણ્યું અને પોતાની સ્વભાવથી બહાર ધાવન કરતી વૃત્તિઓના વેગને રોકીને તે આ જ જન્મમાં કૃતાર્થ થઇ રહ્યો.

આ વાર્તાનો સાર સહજ સમજાય તેવો છે. પ્રાતઃકાળ ડિંડિમ વગાડીને આ જ બોધને આજ વીશ વર્ષથી વર્ષાવી રહ્યું છે. પેલા શેઠના પુત્રના જેવા અનેક મનુષ્યો બિચારા આર્થિક, સામાજીક, કે રાજકિય લાભની ચર્ચા કે વાર્તા પ્રાતઃકાળ કરતું નથી, તેથી તેની કંઇ મહત્તા નથી, તે નકામું છે વગેરે કહીને તેની ઉપેક્ષા કરે છે, અને જે આ વિદ્યાના અભાવથી પ્રેર્યું આ અખિલ જગત્ બહિર્મુખ વૃત્તિથી લૈકિક પદાર્થો-પ્રતિ ધાવન કરી રહ્યું છે તે પદાર્થોપ્રતિ ધાવન કરીને પોતે સર્વજ્ઞ છે, અને પોતે જ આ જગતમાં જે કરવાનું છે તે કરે છે, માનીને બીજાને પણ તેવો જ બોધ આપે છે. બીજા લોકોને તો આ જ જોઇએ છીએ, જેથી આવા મનુષ્યોના બોધને જ તે પરમ શ્રેયસ્કર ગણીને વધાવી લે છે અને તેમને જ પોતાનું સાચું કલ્યાણ કરનાર તથા સાચો માર્ગ બતાવનાર સમજે છે

જેના જે અધિકારી હોય છે તેને તે મળે છે. પ્રાતઃકાળના વાંચનના પણ અધિકારી છે, જેમને તે જ સારરૂપ અને પરમ શ્રેયસ્કર જણાય છે, અને બીજું બધું નિઃસાર અને કુશકાખાંડવાજેવું જણાય છે

આ જગતમાં ગમે તેટલી દોડાદોડ કરો, અને ગમે તો ઇંદ્રના વિભવ પ્રાપ્ત કરો, પણ તેનાથી સાચી શાંતિ થનાર નથી, એ નિશ્ચય સમજવું. અને તેમાં અન્ય પ્રમાણની પણ શી જરૂર છે ? તમારા પોતાના અંતરાત્માને જ પૂછી જુઓ, કે તમને તમારી પ્રવૃત્તિથી કેટલી વાસ્તવ સુખશાંતિ ઉપજે છે ? તમારી વર્તમાન પ્રવૃત્તિથી તમારું ધાવન વધે છે કે ઘટે છે તેનો વિવેક કરી જુઓ તથા તમારા પ્રાપ્ત કરેલા લૈકિક પદાર્થોવડે તમારી આકાંક્ષા ન્યૂન થાય છે, કે સંધાય છે, તેની તુલના કરી જુઓ. એ નિશ્ચય કરીને

માનો, કે આ બધી દોડાદોડ અને બાહ્ય જગત્પ્રતિનું ધ્યાન છોડીને અંતરમાં શમ્યાવિના કદી પણ સાચી સુખશાંતિની તમને ઝાંખી થનાર નથી.

× × × × ×

મારી સામે કોઈ કોઈ વખત ઘડીઆળ પડી હોય છે, અને તેના ટકટક- થતા એક પછી એક ટકોરા હું સાંભળું છું આ ટકોરાવડે કાળ વહી જાય છે; કહો કે હું અને તમે વહીએ છીએ. આ વહેવાને આપણે શી રીતે સાર્થક કરવું, એનો વિચાર તમને કદી આવે છે? મને તો આ પ્રત્યેક ટકોરાને અથવા આ પ્રત્યેક વહેતી પળને આ રીતે સાર્થક કરવી ઠીક લાગે છે

આવા પ્રત્યેક ટકોરા વખતે જો આપણે પરમેશ્વરનું નામ લઈએ, ઇષ્ટમંત્રનો એક જપ કરી લઈએ, કે અન્યના કલ્યાણનો એક સંકલ્પ કરી લઈએ, અથવા તો કોઈ સત્કૃત્ય કરી લઈએ તો તે ક્ષણ સાર્થક થાય છે, એમ મને લાગે છે. તમને આ વિચાર ઠીક લાગે છે?

× + + + −

××× થોડા દિવસ ઉપર હું ગામ ગયો હતો. આગગાડીમાં મારી સાથે એક દેશાઈ હતા. તે જમીનદાર હતા તેમને ઘણાં વીઘાં જમીન હતી. તેમની સાથે વાતો કરતાં તેમણે કહ્યું, કે આ વર્ષે ખેતી ચાર છ આની જ પાકશે. મેં કહ્યું, કે વરસાદ તો ઘણો થયો છે. છતાં એમ કેમ? તેમણે કહ્યું, કે વરસાદ તો ઘણો થયો, છતાં તે ખેતીને અનુકૂળ ન થયો. કપાસ થવાના જ નથી. મેં દમણા ચાર મણ જુવાર વાવી હતી, તે બીલકુલ ઉગી જ નહિ, ડાંગર પણ નામની થશે. ખેડુતોનું ખરાબું પૂરું થાય તેટલું અનાજ આ વર્ષે આવશે. તો સાહુકારને તો તે ક્યાંથી આપે? અને મહેનત મજુરીનો હિસાબ કરે તો ખેડુતને પણ ન પોસાય. સાહુકારે ખેડુતને પૈસા ધીર્યાં હોય તે ન મળે તો પછી બીજે વર્ષે તે શી રીતે ધીરે? આ પ્રમાણે ખેડુત અને સાહુકારની બન્નેની સ્થિતિ ભારી ખરાબ છે, વગેરે ”

સરકાર અમુક રીતે આપણા ઉપર જુલમ કરે છે અને આપણને લુંટી જાય છે, એ આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ. પણ વરસાદ જોઈએ તેટલો જોઈએ તે વખતે ન આવે, અતિવૃષ્ટિ થાય, અનાવૃષ્ટિ થાય, ન તો ખેડુતને લાભ થાય કે ન તો સાહુકારને થાય, આવી સ્થિતિ થવામાં કંઈ કારણ હશે ખરું? કારણ વિના કાર્યની ઉત્પત્તિ સંભવતી નથી. જ્યારે પ્રજાના દુષ્કર્મનો પરિપાક થાય છે ત્યારે જ આવી સ્થિતિ થાય છે. વિશ્વવ્યવસ્થાપક સત્તા* અનુકૂળ દૃષ્ટિ કરતી નથી, જમીન પણ રસ ચૂસી લે છે, અને પૂરતા પ્રમાણમાં અનાજ પાકતું નથી. આધાર રોજગારના તે વિલક્ષણ સંજોગો પ્રકટાવે છે અને જે રીતે તેવા પ્રજાને તેનાં કર્મનું ફળ મળે તેવી સ્થિતિ પ્રકટાવે છે.

---

* આ સંબંધમાં ‘આપણી અત્યારની સ્થિતિ અને તેમાંથી ઉગરવાનો માર્ગ’ એ પુસ્તકમાં વિસ્તારથી કરેલી ચર્ચા છે. મૂલ્ય ૦-૨-૦

આવી સ્થિતિમાં પ્રજા બાહ્ય સૃષ્ટિસાથે પોતાનાં દુઃખો ટાળવાને તુમુલ યુદ્ધ કરેછે. તથા તે અસદાચરણને અધિકાધિક સેવે છે. પણ તેનો પરિણામ તેના વધારે દુઃખમાં જ આવે છે, અને તે આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ.

મને તો લાગે છે, કે ગમે તેટલી અનાવૃષ્ટિ થાય કે ગમે તેટલાં વર્ષ દુષ્કાલ પડે છતાં હું તો ભુખે ન મરૂં. મારો નિર્વાહ આવા વિકટ સમયમાં પણ સારી રીતે થઇ શકે, તથા ઇશ્વરકૃપાવડે ઇચ્છાનુકૂલ જોઇતા પદાર્થો મને મળી શકે. વિષયક આત્મવિષયક તથા પરમાત્મ મારી શ્રદ્ધા એટલી દૃઢ અને અચલ છે, કે તે ગમે તેવા વિકટ સમયમાં પણ ન ચળે.

આનું કારણ એ છે, કે જો મેં આજપર્યંત સત્કર્મની પરંપરાને જ સાધી હોય અર્થાત્ એક પછી એક સત્કર્મ જ કર્યાં હોય, તો મને દુઃખ ન આવવું જોઇએ. અને કયા કારણને લેઇને મને દુઃખ આવે ? આઠને બદલે એંશી રૂપિયે મણ અનાજ થાય તો પણ હું ભુખે ન મરૂં એમ મારો અંતરાત્મા કહે છે. કારણ, કે દુઃખ એ કોઇ પણ પૂર્વ કર્મનું ફળ છે. અને જો તેવા ફળને પ્રકટાવનાર કોઇ પણ દુષ્કર્મ મેં કર્યું ન હોય તો પછી મને દુઃખ કયાંથી આવે ? જો મેં આ ક્ષણપર્યંત સત્કર્મ જ કર્યાં હોય તો મને સુખ જ આવે. વડનું બીજ જેમ બાવળને ઉત્પન્ન કરી શકતું નથી, તેમ સુખનાં બીજકો દુઃખને ઉપજાવી શકતાં નથી. અને આજે પ્રજાને વિવિધ પ્રકારનાં દુઃખો પ્રાપ્ત થયાં છે વા ભોગવવાં પડે છે તો એ સ્પષ્ટ જ છે, કે તેનું કારણ તેનાં પૂર્વે કરેલાં તે પ્રકારના દુઃખરૂપ ફળને આ નાર તેનાં દુષ્કર્મ છે. અને જો મારાં કર્મ મને સુખ આપે તેવાં હોય તો પછી હું ગમે તેવા જુલમી રાજ્યમાં પણ સુખી રહી શકું. જુલમી રાજા, કે જુલમી રાજ્ય એ તો નિમિત્ત છે, અને કારણ તો મારા પોતાનાં કર્મ જ કારણભૂત છે. આવા જુલમી રાજ્યમાં પણ અનેક મનુષ્યોને સુખ ઉપજતું આપણે જોઇએ છીએ. તે પ્રમાણે જો મારાં કર્મ સુખ જ ઉપજાવે તેવાં હોય તો પછી મને સર્વસ્થળમાં સુખ જ મળે. અને આ નિયમે આખી પ્રજાને પણ જો તેનાં સત્કર્મ હોય તો ગમે તેવા જુલમી કે અન્યાયી રાજ્યમાં પણ સુખ મળે. જેમ વિશ્વ-વ્યવસ્થાપક સત્તા આજે પ્રજાને તેનાં દુષ્કર્મનું ફળ મળે તેટલા માટે જુલમી રાજ્યને નિમિત્ત કરે છે, તે જ પ્રમાણે જો તેનાં સત્કર્મ વિદ્યમાન હોય તો તે સત્તા તેને સુખ ઉપજે તેવી ન્યાયી અને દયાળુ રાજ્યસત્તાને નિમિત્ત કરે છે. આપણે તો આપણાં કર્મને સંભાળવાં એ જ આપણું કર્તવ્ય છે દુઃખ, ભય, ત્રાસ, અન્યાય, એ વગેરે તો આપણાં પોતાનાં કર્મની છાયા છે; આપણાં કર્મ બિંબ છે, અને આ સર્વ પ્રતિબિંબ છે આપણાં કર્મ કારણ છે, અને આ સર્વ કાર્ય છે કારણનો લય થતાં આ સર્વ એની મેળે વગર પ્રયત્ને જ ઓળપાઇ જશે. અને કારણને દૂર નહિ કરવામાં આવે તો આ બાહ્ય જગતસાથેનું તુમુલ યુદ્ધ નિરર્થક જેવું જ છે; દરદ કંઇ છે, અને ઉપાય કંઇ કરવાજેવું છે દરદ પેટમાં છે. અને દવા માથે લગાડવાજેવું છે.

મને તો સમજાતું જ નથી, કે ચિરસ્થાયી આટલી બધી ધાંધળ શામાટે લોકો કરતા હશે? ચિરસ્થાયી સુખનો સીધો, સત્ય, સરળ અને વાસ્તવ માર્ગ છતા શામાટે લોકો તેમાં નહિ વહેતા હોય અને આ જગત્ સાથે શામાટે આટલું તુમુલ યુદ્ધ મચાવતા હશે? જે કાર્ય પોતાનાં ઘરમાં રહ્યે રહ્યે પોતાની મેળે સુખ શાંતિથી કરી શકાય તેને માટે આટલી ધાંધલ શી? આ જગતને સુખરૂપ કરવું, કે દુઃખરૂપ તેની કળા તમારા હાથમાં છે. તમે માત્ર સત્કર્મ જ કર્યાં કરો, અને દુઃખ એવી વસ્તુની ઝાંખી તમને સ્વપ્નમાં પણ નહિ થાય. અને તે નહિ કરતાં તમે આજે કરી રહ્યા છો તેવી ગમે તેટલી પ્રવૃત્તિ કરશો તો પણ તમારૂં દુઃખ ટળનાર નથી દુઃખના એક નિમિત્તને તમે દૂર કરશો ત્યાં બીજું ખડું થશે. બીજાને દૂર કરશો ત્યાં ત્રીજું ખડું થશે અને આ પ્રમાણે દુઃખની પરંપરા ઉભી જ રહેશે. આ દુઃખની પરંપરાને અટકાવવી હોય તો માત્ર સત્કર્મપરાયણ થાઓ, એટલે તે આપો-આપ અટકી જશે. અંગ્રેજ સરકારને કાઢી મૂકશો તો તુર્ક સરકાર આવશે, અને તેને કાઢશો તો જાપાન સરકાર આવશે, કે જર્મન આવશે. અતિવૃષ્ટિને રોકશો તો અનાવૃષ્ટિ થશે, અને અનાવૃષ્ટિને રોકવા જતા અતિવૃષ્ટિ થશે વૃષ્ટિ થશે તો જંતુઓનો ઉપદ્રવ થશે અને તે પાકેલાં ખેતરોને ખાઇ જશે, પણ તમને તો સુખ મળનાર નથી. કારણ, કે તમારા પ્રારબ્ધમાં, તમારા કર્મકોષમાં તે નથી. સુખનું કારણરૂપી બીજક તમારા જગતમાં તમે વાવ્યું નથી, તો સુખરૂપ વૃક્ષને ઉગેલું તમે ક્યાંથી જોઇ શકશો? આથી અધિક અને વિશેષ શું કહું?

( અપૂર્ણ. )

+ + + +



# प्रसंगानुरूपम्.



——કાર્તિકનો અંક તૈયાર થયા પછી ઉપહાર તૈયાર થઇ જવાથી તેને નિયમ પ્રમાણે વી. પી. મોકલવા માંડ્યો હતો. પણ પુરા ઉપહાર મોકલાઇ રહે તે પૂર્વે જ માર્ગશિર્ષનો અંક તૈયાર થઇ જવાથી તેને ઉપહારના વી પી રહેવા દઇને બીડી દેવાનું યોગ્ય ગણ્યું હતું.

——કોઇ કોઇ સજ્જનોને જ્યારે ગ્રાહકમાંથી બંધ થઇ જવું હોય છે ત્યારે અમને લખે છે કે પ્રાતઃકાળ અનિયમિત મળે છે તેથી અમે ગ્રાહકમાંથી બંધ થવા ઇચ્છીએ છીએ. પ્રાતઃકાળ આજ વીશ વર્ષથી નીકળે છે, અને તમામ ગ્રાહકો જાણે છે, કે વર્ષ આખરે બારે અંકો મળી જાય છે અને બાર અંકો મળી ગયા પછી જ અમે ઉપહારનું વી. પી. મોકલીએ છીએ

—- પ્રાતઃકાળમાંથી કંઇ અમને એટલી કમાણી થતી નથી, કે અમે તે જ કામ કરીને બેસી રહીએ અમારો નિર્વાહને માટે બીજાં કામ પણ કરવાં પડે છે તદુપરાંત છાપખાનાનો ત્રાસ કાયમનો હોય છે તે જૂદો. તેમાં અમને એટલી આવક નથી, કે તેને કોઇ સારા છાપખાનામાં છપાવીને નિયમિત કાઢી શકીએ. બાકી લેખ લખવામાં અમે કદી પ્રમાદ કરતા, હોઇએ એવું અમે જાણતા નથી. એક મહિના અગાઉ અમે હમેશાં અમારા લેખ છાપખાનામાં મોકલી આપીએ છીએ. અમારો બ્રાહ્મણતરીકેનો ધર્મ સમજીને જ અમે પ્રાતઃકાળ કાઢીએ છીએ, એ નક્કી સમજવું. તેમ જો અમે ન સમજતા હોઇએ તો આ કામમાં અમને એટલો પરિશ્રમ અને ત્રાસ પડે છે, કે અમે તેને ક્યારનુંએ બંધ કરી દીધું હોય.

——કોઇ કોઇ સજ્જનો તો પ્રાતઃકાળના ઉપહારનું વી પી. જાય છે, અને તેની સૂચના આપતું એક કાર્ડ તેમને મળે છે ત્યારે અમને જાણે પોતે કંઇ જ જાણતા ન હોય તેમ લખે છે, કે અમારા ઉપર પ્રાતઃકાળ મોકલશો નહિ, અને અમારૂં નામ કમી કરજો.

——અમે આ સંબંધમાં આશ્વિનના છેલ્લા અંકમાં ઉલ્લેખ કર્યો હતો. તે પછી કાર્તિકના અંકમાં ઉલ્લેખ કર્યો હતો અને તે પછી એક કાર્ડ લખ્યા પછી જ વી પી. કરીએ છીએ, છતાં માણસોને નજીવી બાબતોને માટે જૂઠું બોલતાં સંકોચ થતો નથી. પણ શ્રીમાન્ ગણાતા તથા પોતાને ડાહ્યા ગણનાર મનુષ્યો પણ બે પાંચ રૂપીયા જેટલી નજીવી રકમને માટે જુઠું બોલતાં સંકોચાતા નથી લવાજમ બાકી હોય, અને બાર મહિનાના અંક ગયા હોય, અને અમે ઉઘરાણી કરીએ તો આવા મનુષ્યો લખે છે, કે અમને અંકો જ બીલકુલ મળતા નથી.

——આવા મનુષ્યો દેશમાં વસે છે, ત્યાંપર્યંત દેશના ઉદ્ધારની વાતોનો કંઇ જ અર્થ નથી, તથા સુખશાંતિ મળવાનો સંભવ નથી. દુઃખ એ આપણાં પોતાનાં કર્મનું જ

ફળ છે તેને માટે બીજાને માથે આરોપ મૂકી તેની સાથે માથાફોડ કરવી એ નકામુ છે. જે કરવાનુ છે, જે સુધારો કરવાનો છે, તે પોતાના હદ મા કરવાનો છે, પોતાના વિચારમા કરવાનો છે, અને પોતાના આચારમા કરવાનો છે. આ વિના સુખ કદી મળનાર નથી, અને દુઃખ કદી ટળનાર નથી, એ નિશ્ચય સમજવુ.

× × × × ×

——ગઇ દીવાળી ઉપર મારા ઉપર નિયમપ્રમાણે ઘણા પત્રો આવ્યા હતા. મે જણાવ્યુ છે જ કે બજારમાથી તૈયાર મળતા પત્રો લખવા, એનો કંઇ અર્થ નથી. પણ પોતાને આવડે તે પ્રમાણે ગદ્ય અથવા પદ્યમા પોતાના ગ્નેહીઉપર પત્ર લખવુ એ જ વધારે સારૂ છે. આવા પત્રોમાથી બે અનુકરણીય પત્રો હુ નીચે પ્રસિદ્ધ કરૂ છુ

——અમદાવાદથી શ્રીયુત ઇશ્વરભાઇ છવાભાઇ લખે છે કે " જ્ઞાન કે જે સર્વ પ્રકારના ઐશ્વર્ય અર્પે છે તે સહજમા અનુભવો, અને સર્વને અનુભવાવો બાળકો વિદ્યાદેવીના પ્રસાદને પામો તમારૂ જીવન વિજ્ઞાનવડે શોભો. તમારી વાણી પ્રસાદરૂપ હો, અને ભવપ્રવાસમા આહ્‌લાદવડે સર્વ સુખને અનુભવતા પ્રસન્ન રહો. "

——સાવલીથી રા. ભાઇ નરસિંહલાલ લખે છે, કે

ત્રાટક

" સુખસાગરમાંહી સદાય રમો,
જગમાં તમ નામ સદાય તપો;
બળ સપત્તિ સતતિ સર્વ મળો,
તમ આશ, સુભાગી બધીય ફળો "

બજારમાથી મળતા પત્ર લાવીને લખ્યુ નથી પણ અતરોદ્દગાર લખ્યા છે તો તેનાથી પ્રસન્ન થશો "

× × × + ×

——મુંબઇથી પ્રસિદ્ધ શ્રીવૈષ્ણવ ધર્મપતાકાના તંત્રી શ્રીયુત વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી લખે છે, કે " શ્રીયુત ગાંધીજીનો અને મારી વચ્ચેનો પત્રવ્યવહાર લેવા બદલ આભાર માનુ છુ. તે જે અકમા પ્રકટ થાય તે અક મોકલવા કૃપા કરશોજી. "

" બીજો પણ તે તો જ અગત્યનો પત્રવ્યવહાર થયો છે અને તે ભાદ્રપદના અંકમાં છપાશે "

" આપના લેખો હુ સારી પેઠે વાચુ છું તેમાંના ધાર્મિક ઓજસ્વિતાભર્યા લખાણો દિવ્ય ભૂમિકાની ઝાંખી કરાવે છે. ન ભૂલતો હોઉ તો તે માટે એક વખતે મે અભિપ્રાય પણ લખ્યો છે. "

× × × × +

× × + × ×

—— ઇશ્વરેચ્છા તો ગ્રાહકોને ચૈત્ર સુધીના અંકો પ્રસિદ્ધ કરીને સત્વર ભીડી દેવાની ઇચ્છા છે.

× + + + ×

——મહુવેથી એક સજ્જન લખે છે, કે મેં હમણાં એક વિદ્વાનનો લેખ વાંચ્યો છે, જેનો સાર એવો છે, કે જ્ઞાનવિના મુક્તિ નથી. તો આવું જ્ઞાન થવામાં કેટલા જન્મોની જરૂર હશે તે મારા જેવાને મુંઝી નાખે તેવું છે વિદ્વત્તાભર્યા શાસ્ત્રીય લેખો સમજવા બહુ કઠિન પડે છે આ પ્રકારનું જ્ઞાન મેળવ્યા વિના મુક્તિ નહિ મળતી હોય ?

——ના ભાઇ ! તમો ધારો છો તેવું નથી. જ્ઞાન, અનુભવજ્ઞાન જેટલું કઠિન તમો ધારો છો, તેટલું કઠિન નથી, પણ કોઇ પણ જીજ્ઞાસુ તેને આચારમાં ઉતારીને તેનો સ્વાનુભવ કરી શકે તેટલું સરળ છે. શાસ્ત્રોના કઠિન અર્થને જે સમજે તેજ મુક્ત થાય, તેમને જ મોક્ષ મળે અને બીજાને ન મળે તેમ નથી જ. તે ઉપરથી શાસ્ત્રો નહિ શીખવાં, એવો મારો કહેવાનો ભાર નથી. પણ જેનામાં તેટની સૂક્ષ્મ વ્યુત્પન્ન બુદ્ધિ ન હોય તે પણ વેદાંતના સૂક્ષ્માર્થને સમજી શકે છે, અને તેને આચારમાં ઉતારીને તેનો અનુભવ કરી શકે છે. જો જ્ઞાનને સમજવામાં, તેને આચારમાં ઉતારવામાં, અથવા તેનો અનુભવ કરવામા આવી વિદ્વત્તા જ જોઇતી હોત તો પોતાના નામની સહી જ જેમને માંડ કરતાં આવડતી હતી તેવા શ્રીમાન્ રામકૃષ્ણ પરમહંસ ઇશ્વરતત્ત્વનો અને આત્માનો સાક્ષાત્કાર કરી શક્યા જ ન હોત; ભક્તમુકુટમણિ નરસિંહ મહેતાજેવા પણ કંઇ વિદ્વાન્ ન હતા, છતાં આ જગતમાં જે જાણવાજેવું છે, તથા જે મેળવવાજેવું છે, તે જાણી મેળવીને કૃતકૃત્ય થઇ રહ્યા હતા.

——પરમાત્માનું સાચા હૃદયથી ભક્તિભાવપૂર્વક સ્મરણ ચિંતન કરવું, એ આ દુસ્તર ભવસાગરથી તારીને મોક્ષને આપનાર છે, એમાં જરાં પણ શંકા ન સમજવી.. હરતાં ફરતાં અને આપણા સર્વ વ્યવહારો કરતાં તે દયાળુ પરમાત્માને સંભારવા, એ સર્વ દુ:ખથી ઉગારનાર અને સર્વ સુખથી જોડનાર સમર્થ સાધન છે, એ નક્કી સમજવું. જ્ઞાનથી જે મોક્ષ મળે છે તે જ મોક્ષ ભક્તિથી પણ મળે છે. જ્ઞાન અને ભક્તિનું પરિણામી ફળ જુદું નથી.

× + × + ×

——ચાલુ માસમાં અમદાવાદથી રા. રા. ચંપાલાલ રામપ્રસાદભાઇ તરફથી અમને પ્રાતઃકાલના ઉત્તેજનાર્થ રૂ. ૨૫) મળ્યા છે.

× + × + ×

# पाश्चात्यकृत नवो अने तीव्र जातिभेद.

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।

× + × × ×



હિંદુસ્થાનમાં જાતિભેદ છે તેથી હિન્દુસ્થાનની અધોગતિ થઇ છે, અને તે જાતિભેદ તોડી નાંખ્યાશિવાય હિન્દુસ્થાનની ઉન્નતિ થવાની નથી એમ કેટલાક પાશ્ચિમાત્ય લોક કહે છે; તેથી આપણામાંના સુદ્ધાં કેટલાક મૂર્ખ લોકને એમ કહેવાની ટેવ પડી ગઇ છે. હિન્દુસ્થાનમાં જાતિભેદ આજ છે તે સ્થિતિમા જ રહે, હમણાંના વિકૃત અને વિપરીત સ્વરૂપમાં તે રહે, એમ કોઇ પણ સુજ્ઞ મનુષ્ય કહેશે નહી તેનું પહેલાનુ શુદ્ધ સ્વરૂપ—હમણાં તે સ્પષ્ટપણે જાણવાનો માર્ગ હોય તો—તેને આપવું કિંવા તે શક્ય નહોય તો હમણાંની પરિસ્થિતિપ્રમાણે તેને નવા નિબંધો બાંધી આપવા એટલા બે જ માર્ગ, વર્તમાનની લૌકિક શાસ્ત્રદૃષ્ટિએ જોતાથી આપણે માટે શિલ્લકમા છે. જાતિભેદ એ દૃશ્યમાન વિશિષ્ટ, શાસ્ત્રસિદ્ધ, પ્રત્યક્ષ દૃશ્યમાન એવાં સ્પષ્ટ તત્ત્વપર રચેલો હોવાથી અને એ તત્ત્વો પાળવા માનવી ઉન્નતિને અત્યંત અવશ્ય હોવાથી તે જાતિભેદ આપણે ત્યાં પૂર્વે અસ્તિત્વમા આવ્યો અને અદ્યાપિપર્યન્ત ટક્યો. આપણી સંસ્કૃતિ તેમ સુધારણા એ બહુ પ્રાચીન હોવાથી અને જે શાસ્ત્રીય તત્ત્વો આજ પાશ્ચાત્ય જીવનશાસ્ત્રજ્ઞોને તેમજ માનવશાસ્ત્રકોવિદોને જાણવામાં આવ્યા છે તે આપણા પૂર્વજોને હજારો વર્ષ પહેલાં સમજાયાને લીધે જાતિભેદ આપણે ત્યાં પ્રથમ અસ્તિત્વમા આવ્યો એટલુ જ માત્ર પણ તત્ત્વો પ્રથમ સમજવા શું કે પછીથી સમજાયાં શું ? તેનો પ્રભાવ તો સરખો જ દેખાવાનો. આપણને તે પ્રથમ સમજાયાં, આપણે તેનો પ્રભાવ પ્રથમ ઓળખ્યો તેથી જ જાતિભેદ આપણામાં પ્રથમ પ્રાદુર્ભૂત થયો. પાશ્ચાત્યોને તે તત્ત્વો હવે, આપણા પછી હજારો વર્ષે સમજાવા લાગ્યા છે. અને તેથી જ

## પાશ્ચાત્યોમાં સુદ્ધાં જાતિભેદપ્રસ્થાપના

બીલકુલ જો કે આપણા જેવી જ નહીં તો પણ સાધારણતઃ એ જ તત્ત્વપર કરવાનો બળવાન પ્રયત્ન ચાલુ છે. ઘણાઓને મારું આ કહેવું જરા ચમત્કારિક લાગે, અનપેક્ષિત લાગશે પણ તે સત્ય છે અને હું આ લેખમાં એ જ દર્શાવનાર છું. પણ તેમ કરતાં પહેલાં એટલું તો પ્રથમ સ્પષ્ટ કહેવું કરવાની જરૂર છે કે, હિન્દુસ્થાનની પેઠે આ જાતિભેદ રોટીવ્યવહારપર, ખાનપાનનિબંધપર, કિંવા સ્પૃશ્યાસ્પૃશ્યતાપર સ્થાપિત થતો નથી, પણ તે ફક્ત બેટીવ્યવહારપર જ થાય છે અને આપણે ત્યાં સુદ્ધા જાતિભેદપર જે કઇ સુધારકોની ટીકાના આક્ષેપ છે તે લગ્નવ્યવહાર વિષેના નહીં ઉપર્યુક્ત બાબતોપર છે.

અસ્તુ પાશ્ચાત્યોની સામે આ પ્રશ્ન શ્વેતવર્ણીય લોકોએ બીનકુળ તેમના અંતઃપુર-પર્યન્ત ઘુસવા ઇચ્છતા ઇતર વર્ણીય લોકોની વ્યવસ્થા કેવી રીતે કરવી એ સ્વરૂપે આવ્યા છે. આ ગોરા લોકોને પંદરમા સૈકામાં તેમજ તે પહેલાં આપણા પૌર્વાત્યોએ સ્વારીઓપર સ્વારીઓ કરીને સતાવી મુકયા હતા ત્યાર પછી તેમની સ્વારીઓ આપણા પર થવા લાગી અને આપણે તેમના ગુલામ થય હતા. આજ કાળચક્રનો એ પણ ફેરો પૂરો થઇને આ ગોરા પાશ્ચાત્યોનું ધોંસરૂં ઇતર વર્ણીય લોક હવે ફેંકી દેવા લાગ્યા છે. પણ વચલા કાળમાં આ યુરોપિયન ગોરા લોકોએ યુરોપશિવાય ઉત્તર અમેરિકા, આખો આસ્ટ્રેલિયા, અને દક્ષિણઆફ્રિકાનો ઘણો ખરો ભાગ પોતાની આબાદીનો પોતાના વસવાટને માટે આક્રમી નાખીને ત્યાંના ઇતરવર્ણીય મૂળના રહેવાસીઓને ઠાર કિંવા દાસ કરી મૂકયા વસવાટની જગો આવી રીતે કેવળ સામર્થ્યના જોરવડે નિર્ભર અને નિશ્ચિંત કર્યા પછી આ ગોરા પ્રાણી ભક્ષ્યશોધાર્થ પોતાના પંજા આક્રમવા ઉપરાંત ઇતરવર્ણીય લોકોના ઘરમાં એટલે એશિયા અને આફ્રિકાખંડમાં પણ ઘુસ્યા અને ત્યાંયે યાંત્રિક શક્તિના તેમજ સંઘશક્તિના બળવડે ઇતરવર્ણીય લોકોનીપર પોતાનો રાજનિય તેમજ ઔદ્યોગિક દૃષ્ટિએ સંપૂર્ણ અમલ બેસાડીને તેમને પૂર્ણપણે નાગા ભૂખ્યા કરી મૂક્યા! પણ પાશ્ચાત્યોના સહવાસથી અને સંસર્ગથી આ ગોરાઓની સત્તાની ભયંકરતા કૃષ્ણવર્ણીઓના તેમ જ ઇતરવર્ણીયોના લક્ષમાં આવી ચુકી; અને પીતવર્ણીય જાપાની લોકોએ તે અમલમાં આણીને પાશ્ચાત્ય ગોરાઓ ઉપર સુદ્ધાં સરસાઇ કરીને તેમને પીળા ભયવડે (Yellow Peril) આજ લગભગ ગભરાવી મૂકયા છે. જપાને પોતાની વધતી જતી લોકસંખ્યાની વ્યવસ્થા કરવા સારૂં પોતાની જોડના કોરિયા મંચુરિયા અને પૂર્વ સૈબીરિયાને નિશ્ચિંત કરી લેવા જેવું કર્યું છે અને પોતાની જાતિને શુદ્ધ, બુદ્ધિસંપન્ન તેમ જ સુખી રાખવા સારૂં Immigration Laws દેશપ્રવેશપ્રતિબંધક કાયદાઓ પાસ કરીને પરદેશીયોની વધુ પડતી ઘુસણીયા વૃત્તિની ગરજ બંધ કરી નાખી છે. પીતવર્ણી પૈકી બાકી રહેલા ચીની લોકોને જાગ્રત થવાને અદ્યાપ સમય લાગે તેમ છે અને તે જાગ્રત થાય તો તેમની વધતી જતી લોકસંખ્યાને ખુદ ચીનમાં અદ્યાપ ઘણી જગો હોવાથી તેઓ આ ગોરાઓના ઘરપર હલ્લો લઇ જાય એવી બ્હીક હાલ તુરત તો નથી. પણ પીતવર્ણીય ચીની કીંવા જાપાની લોક હોશિયાર હોય અને તેમને રહેવાને પૂરતી જગો હોય પણ તે દરીદ્રિ હોવાથી તેઓ દક્ષિણ આફ્રિકામાં, આસ્ટ્રેલીઆમાં તેમ જ ઉત્તર અમેરીકામાં ઉદરનિર્વાહને માટે ઘુસવાનો પ્રયત્ન કરે છે અને એથી તેમનો પાશ્ચાત્યોની સાથે જિતજેતૃત્વનો નહિ તો પણ કેવળ સમીપતાને લીધે જ સંબંધ થઇ આવે છે.

આફ્રિકાનાં કૃષ્ણવર્ણીય નીગ્રોને અમેરીકામાં આજ કેટલાક શતકો 'ગુલામ' તરીકે રાખવામાં આવ્યા હતા અને અદ્યાપિ પણ તે લગભગ તે જ સ્થિતિની અંદર દક્ષિણ સંયુક્ત સંસ્થાનોમાં છે. જ્યાં ખુદ નીગ્રો પુરૂષ પોતેજ ગુલામ ત્યાં તેની સ્ત્રીની દશા શી વર્ણવી? આ ગુલામ અબળાઓને આ કામાંધ ગોરા માલિકોએ અનેકવાર ભ્રષ્ટ કરીને લાખો સંકર નિગ્રોની સંતતિ અમેરીકામાં નિર્માણ કરી રાખી છે તે એટલા કે, એક અંગ્રેજના મતપ્રમાણે ત્યાં શુદ્ધ બીજનો નિગ્રો મનુષ્ય મળવો મુશ્કેલ છે આપણા હિંદુસ્તાનમાં પણ આ કંઇ કમી નથી. આફ્રિકામાં, આસ્ટ્રેલિઆમાં જ્યાં જ્યાં આ ગોરા પ્રાણી સત્તા

ચલાવવાને ગયો ત્યાં ત્યાં તત્રસ્થ કનિષ્ઠ દરજ્જાની સ્ત્રીઓથી તેણે હજારો માનવજાતિની કલમો તૈયાર કરી છે ! પણ મજા એ છે કે, આ ગોરાએ ઇતર વર્ણીય સ્ત્રીઓની સાથે કેટલાએ ભ્રષ્ટાકાર કરીને તેનો અધઃપાત અને બીનજાતીય માનવ નિર્માણું કર્યા હોય તો પણ તેની તેને કંઇ પરવા હોતી નથી ! પણ એ જ ઇતર વર્ણીય લોક જો કદિ ગોરી અમલાની સાથે તેની પેઠે ભ્રષ્ટાકાર નહી પણ રાજરોમપણે લગ્ન કરવાને પ્રવૃત્ત થાય કિંવા થવા લાગે તો તે માત્ર તેનાથી સહન થતું નથી અને તેની વિરુદ્ધ તે આજ, હિન્દુસ્થાનની પેઠે આપણામાં પણ જાતિભેદ જ જાણે એમ કરવા લાગ્યો છે ! અસ્તુ. કૃષ્ણવર્ણીય લોકોના ઘરમાં ઘુસીને ત્યાં આગળ પોતે જ માલિક થઇ બેસવાથી આ ગોરકાયોએ તેમની સાથે જિતજેતૃત્વનો પણ સંબંધ જોડી દીધો. અને એ જ તેને આજ ખરો બાધક થતો જાય છે. ખુદ દક્ષિણ આફ્રિકાના નિગ્રો કૃષ્ણ વર્ણીય લોકોમાં આ જાતના ગોરા લોકવિરુદ્ધ હમણાં ચળવળ શરૂ થઇ છે. અને એના મુખ્ય પ્રવર્તક ઘણે ભાગે અમેરિકનોના અત્યંત નીચપણાને લીધે તેમની વિરુદ્ધ બેફામ થઇ ગએલા નિગ્રો આગેવાનો જ છે અમેરિકામાં આ નિગ્રો લોકોનિ અદ્યાપિ સુદ્ધાં–ગુલામગિરી બંધ થએ લગભગ એક શતક થઇ જવા છતાં પણ–કેવી રીતે રાખવામાં આવે છે, તેમની સાથે કેવું વર્તન ચલાવાય છે એવું મિ. સ્ટીફન ગ્રેહામ નામના ગૃહસ્થે નીચેપ્રમાણે વર્ણન કર્યું છે—

Regarded in some Southern states as animals without soul—without a right to be Christians, deliberately restrained from education and excluded as a rule from access to the public libraries; cheated of their legitimate profits in tread; often subjected to a system of 'peonage' closely allied to slavery, and socially ostracised; the culminating grievance of the negro is denial of common justice and the substitution of lynch law. The indictment on the latter ground is a horrible nightmare. The excuse that lynchings are in revenge for crimes of brutal lust is, we are told, mere camouflage, it is the South's pet 'sport' No details are spared the hunting with bloodhound, the burning alive to the watchward 'make em die slow,' the eagerness of the mob to the photographed at the revolting scene (such photographs even being used as picture postcards), the retention of ghastly relics as trophies and mementos—these are the deep lying causes of resentment.

આનો ભાવાર્થ એવો છે કે, "દક્ષિણ સંસ્થાનોમાં આ નિગ્રોને પશુવત્ માનવામાં આવે છે. તેમનાથી ખ્રિસ્તી થઇ શકાતું નથી. નિગ્રો–ને તેમજ સાર્વજનિક પુસ્તકાલયે જવા તેમનો અધિકાર હોય છે આધારમાં તેમને લુંટીને તેમના ખરા પરસેવાનો પૈસો પણ તેને મળવા દેવામાં આવતા નથી. ગુલામગિરી જેવા સ્થિતિમાં જ તેમને રાખે

છે. સમાજમાંથી તેમને બહિષ્કૃત કર્યા છે. પણ તેમને સહુથી વધારે ચીડ આવવા જેવી બાબત તે તેમને કાયદાસર ન્યાય મળતો નથી એ છે. એથી ઉલટું આ દુષ્ટ ગોરાઓ કોર્ટોનો તેમ જ પોલીસોનો સુદ્ધાં તિરસ્કાર કરીને કેવળ પોતાને જ ગમે તેવા હાન કરીને આ નિગ્રોને જીવતા બાળે છે!!! એકાદી ગોરીબાઈ ઉપર બળજબરી કરી હોય તો આ જીવતા બાળી મુકવાની શિક્ષા લોકો આપે છે એમ કહેવાય છે એહામના મતપ્રમાણે નિગ્રોને ઠાર મારવો એ અમેરિકનોની વહાલી રમત છે, અને જીવ લેવાની જેટલી કંઇ પદ્ધતિઓ છે તે બધી આ જીવ લેવામાં કામની અંદર ઉપયોગમાં લેવાય છે શિકારી કુતરાની પાસે તેમનો શિકાર કરવો, તેમને જીવતાં બાળીને આજુબાજુનો ભેગો થયેલ જનસમુદાય "તેને ધીમે ધીમે બાળો", એવા ગાયના લલકારતા લલકારતાં તેમને ધીમે ધીમે ઠાર મારવા, આ બધો રાક્ષસી પ્રકાર ચાલુ હોય ત્યારે પોતાની પ્રૌઢી બતાવવાનરીકે એ પ્રસંગે પેલા બળી મરતા નિગ્રોસહિત પોતાનો ફોટો લેવો અને એ ગરીબ બીચારા નિગ્રોની રાખ, હાડકાં ખોપરી વગેરેને પરાક્રમ ચિન્હતરીકે માનવાં એ બધા રાક્ષસી પ્રકાર આ જ અમેરિકામાં, આખા જગતને સ્વતંત્ર કરવા ઇચ્છનારા ઢોંગી કિંવા મૂર્ખ પ્રેસિડેન્ટ વિલ્સનના રાજમાં ચાલુ છે "આ બધા નિગ્રો અમાનુષ અને નીચ પ્રકારને લીધે " પ્રત્યેક નિગ્રો બાળક ગોરા માણુસને પોતાનો શત્રુ સમજે છે," આમ એહામ કહે છે અને તે તેમ માનતા હોય તો તેમાં કંઇ મોટું આશ્ચર્ય નથી, ઉલટું, એવા રાક્ષસોને જો કોઇ શત્રુ ન માને તો જ તે નવાઇ લેખાય અસ્તુ કહેવાનો મુદ્દો એટલો જ છે, કે આ આવા આસુરી વર્તનથી ગોરા અમેરિકનોએ બળજબરીથી મુકેલા આ નિગ્રોએ ધીમે ધીમે ગોરાઓની વિરુદ્ધ જિહાદ પોકારી છે અને તેનો પ્રતિધ્વનિ આફ્રિકામાં "વેસ્ટ આફ્રિકન નેશનલ કૉન્ફરન્સ," પારીસમાં ભરેલી "સાર્વ-આફ્રિકન કૉન્ફરન્સ" અને ન્યૂયોર્કમાં ભરાયેલી "જગત્પરિષદ" વગેરે જુદી જુદી આફ્રિકનોની સંસ્થાઓમાં તેમ જ સભાઓમાં ઉઠવા લાગ્યો છે આફ્રિકામાં ધુરીને આ આફ્રિકનોના ઘરમાં શિરજોર થઇ પડેલા ગોરાલોકોને રાજકીય દૃષ્ટિએ આ કૃષ્ણસંકટ વહેલું મોડું સાલ્યા શિવાય રહેવાનું નથી એવું ઘણાઓનું ભવિષ્ય કથન છે.

રાજકિય દૃષ્ટિએ આ કૃષ્ણસંકટ અવશ્ય એક દહાડો ઉભી પડવાનું છે, એવું જાણવા છતાંયે આ કૃષ્ણવર્ણીય લોકોને આ ગોરાઓ પોતાની બરોબરીના માનવાને અને તેમને સમાનતાના રાજકિય હક આપવાને અદ્યાપ કબુલ નથી અને તેની ખાત્રી જોવાને દૂર જવું પડે તેમ નથી આફ્રિકામાં જેમ આ ગોરાઓ ગયા તેમ આપણા કેટલાક એશિયાટિક પૌર્વાત્ય, હિંન્દુ મુસલમાન, પારશી ચીના વગેરે પણ ગયા છે તેમની વિરુદ્ધ આ ગોરાઓની મુખ્ય ફરિયાદ એવી છે કે, "આ પૌર્વાત્યો સમાનતાના રાજકીય હક્ક માગે છે." (They claim equality as citizens) સમાનતાના હક્ક માગે છે તેથી જ પૌર્વાત્યો ખરાબ તે આફ્રિકામાં અપ્રિય છે એ કહેવું પડે તેમ નથીજ. ને તેવા સમાનતાના હક્ક માગનારા ગોરાઓને ખાવિંદ માને છે, મુંગે મ્હોંયે તેમની સત્તા નીચે રહે છે તેથી તે પ્રિય છે. એટલે ગોરા કંઇ આ કાળા કનિષ્ટ એવો રાજકિય દૃષ્ટિએ આ ગોરા જ આફ્રિકામાં અતિશેક નિમાણુ

કરે છે, પણ કેવળ રાજકીય રીતે જ નહીં પણ સામાજિક દૃષ્ટિએ સુદ્ધાં એના નવજાતિભેદની નિર્મિતિ અસ્પૃશ્યતાની લગભગ જઈ પહોંચી છે. આ કાળા લોકોની સંસ્કૃતિ પોતાની સંસ્કૃતિના કરતાં હીન છે, એ માન્યતાપર જ તેણે આ કાળા લોકોને રહેવાની જગો નિરાળી ( Reserve ) અને પોતાની ઠંડી, હવાવાળી, ઉંચી જગો જૂદી, આવી જગાઓ મુકરર કરી નાખી છે બુદ્ધિબળના તેમ જ રાજસત્તાના જોરપર રાજ્યવ્યવહાર અને ધનોત્પાદક વ્યાપારમાંની તેમજ ફાયદાવાળી મોટી જગાઓ આ ગોરાઓએ અટકાવી નાંખ્યા પછી કેવળ પારિકસારિક વ્યાપાર અને પરિચર્યાત્મક કૃત્યો જ જે મુખ્યતઃ આ કાળા નવ નિર્મિત શૂદ્રોના ભાગમાં રાખ્યા તો, આર્યોએ હિંદુસ્તાનમાં શૂદ્રવર્ગ નિર્માણ કર્યાનો જે આક્ષેપ તેમનાપર લેવાય છે તેવો જ આક્ષેપ આ લોકોના ઉપર સુદ્ધાં આપણે નહીં લઈ શકીએ કે ? સંસ્કૃતિ ઉચ્ચ આ બ્હાનાવડે આફ્રિકન કાળાઓને ઢેડવાડાની જેમ દૂર ધકેલનારા, તેમને રાજકીય સમાન હક્ક ન દેનારા, રાજ્યવ્યવહાર, વ્યાપાર વગેરે સુખસગવડના પદ ઉપરથી બુદ્ધિવર્ચસ્વ ? અને કેટલાક અંશે સત્તાના જોરથી આ કાળાઓને ધકેલી દઈ “ પરિચર્યાત્મ કર્મ ” કરવાની ફરજ પાડી તેમને “ શૂદ્ર ” બનાવનારા, અમેરિકામાં કેટલાક શતકપર્યંત તો ખુલ્લેખુલ્લી ગુલામગિરિમાં અને હમણાં તત્સદૃશ સ્થિતિમાં જ નિગ્રોને શ્રમ કરાવનારા; તેમને શિક્ષણસંસ્થાઓમાંથી બહિષ્કૃત કરીને જાણી જોઈને અજ્ઞાનાવસ્થામાં રાખનારા, તેમને જૂદો ન્યાય અને જૂદી શિક્ષા આપનારા, તેમની સ્ત્રીઓની સાથે પોતે સંબંધ કરનારા પણ પોતાની સ્ત્રીઓની સાથે તેમનેં સંબંધ ન કરવા દેનારા, અર્વાચીન સુધરેલા, હિંદુઓના જાતિભેદને તુચ્છતાથી હસનારા આ ગોરાઓ આપણા સૂક્ષ્મ જાતિભેદપ્રમાણે નહિં તોપણ સ્થૂલ જાતિભેદ નિર્માણ કરતા નથી, એમ કોઈ પણ નિષ્પક્ષપાતી મનુષ્ય કહેશે શું ? અને આ જો હમણાં એ જ કરે છે તો તત્સદૃશ પરિસ્થિતિમાં અમારા પૂર્વજોએ પણ તેમજ કર્યું હોય તો તેમાં આશ્ચર્ય શાનું ? સરખી પરિસ્થિતિમાં સરખી જ સમાજરચના થતી જાય છે એજ આ વિવેચનમાંનું તાત્પર્ય છે. ગઈ કાલે હિન્દુઓએ કરી હશે, આજ તે ગોરાઓ કરે છે, કાલે વળી બીજા કોઈ કરશે. પણ આ વ્યક્તિભેદ અને કાળભેદ જરા દૃષ્ટિ આડે કરીએ તો એકજ જાતના કારણમાંથી એવી જ જાતનું પરિણામ આવવાનું, એ જ તત્ત્વ આમાંથી નીકળે છે, એ ઉઘાડું છે.

પણ આ જાતિભેદ જો કે ઉપર જણાવેલા કારણોથી થતો હોય તો પણ તેના મૂળમાં પ્રાણિશાસ્ત્રમાના બીજા કેટલાક સિદ્ધાંત છે, એ પણ કબુલ કરવું જોઈએ. માનવજાતિ પુરતુંજ જોઈએ તો એ શાસ્ત્રને Eugenics સુપ્રજાનિર્મિતિ શાસ્ત્ર કહી શકાય. મૅડિસન ગ્રાંટ નામક ગ્રંથકારે The passing of a great Race નામના પુસ્તકમાં જે કંઈ સિદ્ધાંત ઉચિત કર્યા છે તે જોતાંથી એમ ઠરે છે કે, એક મુખ્ય જાતિના પ્રાણિવર્ગપૈકી બે પેટાજાતિવચ્ચે જો શરીરસંબંધ થાય તો તે સંબંધમાં એ બંન્ને પેટાજાતિના સારા ગુણો નષ્ટ થઈ જાય છે. ખચ્ચરનું ઉદાહરણ આપણી સામે છે જ. તેજ પ્રમાણે પરસ્પર વિરોધી ગુણવાળી બે જાતોના રક્તમિશ્રણથી બેઉનું બીજત્વ નષ્ટ થાય છે—એવો પણ અનુભવ છે. નિગ્રો અને યુરોપીય ગોરાની શરીરસંબંધપરંપરામાં



ગોરા અંશનો જ લોપ થઇ જાય છે. મિ. સ્ટૉડર્ડ નામના ગૃહસ્થે દક્ષિણ અમેરીકામાં સ્પેનિશ રેડ ઇન્ડિયન અને નિગ્રોના શરીરસંબંધમાંથી ઉત્પન્ન થએલી સંતતિમાં ઉતરેલા પોન્તર દુર્ગુણનું જે વર્ણન કર્યું છે તે જોઇએ એટલે આ સિદ્ધાંત માટેની પૂરી ખાત્રી થાય છે અને બેટીવ્યવહાર પુરતો પણ જાતભેદ નિર્માણ કરવો આવશ્યક છે એવી જ મનની ભાવના થવા લાગે છે. એ ગૃહસ્થ કહે છે,—

(" These unhappy beings every one of whose bodies is a battle-ground of jarring heredities, express their souls in acts of hectic violenc and aimless instability ")

કે આ મિશ્રજાતિના માણસનો દેહ એ પરસ્પર વિરોધી આનુવંશિક સંસ્કારોના રણક્ષેત્રો જ છે એથી તેમના કૃત્યમાં નિર્હેતુક ચંચળતા અને વખતો વખત ભીષણ અત્યાચાર દેખાઇ આવે છે. આધુનિક જાતિક શાસ્ત્રોના આ સિદ્ધાન્ત જોઇએ એટલે "संकरो नरकायैव" એમ જે ભગવદ્ગીતામાં કહ્યું છે તે જ યોગ્ય છે એવી ખાત્રી થવા લાગે છે. વર્ણસંકરને માટે ગીતામાં કહ્યું છે કેઃ—

दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः
उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः
उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन
नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम

આમાં "શાશ્વત જાતિધર્મનું" જે ઉત્સાદન વર્ણવેલું છે તે અર્વાચિન શાસ્ત્રસિદ્ધાન્તથી મળતું જ છે અને આ વર્ણસંકર ન થાય એટલા સારૂ જ આપણા પૂર્વજોએ અનુભવસિદ્ધ શાસ્ત્રસિદ્ધાન્તની પ્રતીતિને લીધે જ જાતિભેદ નિર્માણ કર્યો હશે, એમ લાગવા માંડે છે. અસ્તુ, ગમે તેમ હો, હમણાં તો નવા અનુભવવડે શાણા બનીને આપણા જાતિભેદને હસનારા અને તુચ્છતાથી તેને ત્યાજ્ય માનનારા ગોરા પોતે જ આ જાતિભેદ હોવો જોઇએ, ગૌર વર્ણની જાતોની શુદ્ધતાના સંરક્ષણાર્થ પણ હોવો જોઇયે એમ કહેવા લાગ્યા છે. મિ. લગાર્ડ નામક વિદ્વાને આ વિષયપર જે એક નિબંધ લખ્યો છે તેમાં તેણે નિષ્કર્ષ કાઢતાં એમ સ્પષ્ટ કહ્યું છે કેઃ—

First and foremost the Vital necessity of maintaining the purity of the white racetype by drastic Immigration Laws in those homelands of the white races which from the irreducible minimum of their requirements

"ગૌરવર્ણીય માનવજાતિની શુદ્ધતા કાયમ રાખવા સારૂ ગૌરવર્ણોના જે દેશ છે તેમાં પરજાતિઓનો પ્રવેશ ન થવા દેવાને દેશપ્રવેશપ્રતિબંધક કાયદાવડે તેમને દેશમાં આવવા જ ન દેવી એજ ગૌરવર્ણીયોનું આદ્ય કર્તવ્ય છે." "white Australia, white Canada" "ગૌર આસ્ટ્રેલિયા, ગૌર કાનડા" વગેરે આસ્ટ્રેલિયન્સ અને કેનેડિયનોની જે ફરિયાદ સાંભળવામાં આવે છે તેના મૂળમાં અનેક કારણો પૈકી ગૌર વર્ણીયોનો ઇતર વર્ણીયોની સાથે વર્ણસંકર ન થવા દેવો એ એક તત્ત્વ છે અને આ

સંકરતાની વિરુદ્ધ ઉત્કૃષ્ટ ઉપાય તે દેશપ્રવેશપ્રતિબંધક કાયદા એ આ ઉભય દેશોએ પણ અમલમાં આણ્યા છે એવસ્ય, જાતિશુદ્ધતા રાખવી, વર્ણસંકર ન કરવો એ તત્ત્વ એક વેળા માન્ય થયું કે, પછી કંઈ પણ પ્રતિબંધક ઉપાય યોજવા જ પડે છે. પૂર્વે આપણા પૂર્વજોએ વિવાહવિધિમા આ કાયદા ધાલીને વિવાહ અમુક વિશિષ્ટ જાતિમાં જ થાય, એમ ઠરાવી નાખ્યું હમણાના ગોરાઓ એનાથીએ આગળ વધીને કેવળ જાતિ જ નહીં પણ આખા દેશના દેશથી જ બીજાઓને વંચિત કરે છે. આપણાય કરતાં

## પાશ્ચાત્યકૃત જાતિભેદનું આ તીવ્રતર સ્વરૂપ

નહીં કે ? પણ મજા એ કે સર્વ જાતિવિશિષ્ટ સદ્ગુણોનું યથાન્યાય રક્ષણ થાય એવા ઉદ્દેશથી જ જાતિભેદ અસ્તિત્વમા આણેલો હોવા છતાં તે કેવળ સ્વાર્થને લીધે જ બ્રાહ્મણોએ અસ્તિત્વમા આણ્યો છે, એમ કહી તેમનાપર આપણા સુધારક બન્ધુઓ ધડધડિત અસત્યારોપ કરે છે ! અને ઉપરાંત તો યુરોપીઓની આ તેમની બુદ્ધિપ્રગલ્ભતાને માટે તેમ જ ચાતુર્યને માટે સ્તુતિ કરવાને જ્યારે તેમનાપર આ લોકો જ્યારે ગાણાંનો વર્ષાવ કરે છે અને આપણામાંના કેટલાક સત્યજ્ઞાનશૂન્ય સમાજસુધારક જ્યારે તેમનો સાથ પકડે છે ત્યારે આ બન્નેના શાસ્ત્રસિદ્ધાન્તના ગાઢ અજ્ઞાનનું હસવું આવે છે અને વર્ણભ્રમ કરવાનું પ્રતિપાદન કરનારા આ અમારા યુજેનિક્સ (*Eugenics*) સુપ્રજાનિર્મિતિશાસ્ત્રના આધારે કંઈપણ નિર્મૂળ હોવો જોઈએ એમ લાગવા માંડે છે.

પણ આ પાશ્ચાત્યકૃત જાતિનિર્બંધનું બીજું પણ એક કારણ છે. આફ્રિકા, કાનડા, આસ્ટ્રેલિયા વગેરે દેશોમાં જ્યારે પૌર્વાત્યો મજુરતરીકે ગયા ત્યારે એ અલ્પસંતોષી, મિતવ્યયી અને સાદી રહેણીના લોક હોવાથી તેઓ ગોરા મજુરોના કરતાં ઓછી મજુરીના દરઉપર રહી કામ કરવા લાગ્યા. આથી ગોરા મજુરોના કરતાં એમને જ મજુરીપર રાખવા થાપણવાળાઓની દૃષ્ટિથી સસ્તું પડતું હોવાથી એમને ભરપૂર તેમ જ ગોરાઓને કામ ઓછાં મળવા લાગ્યાં અર્થાત્ જ ગોરા મજુરોને ભૂખ્યા કિંવા અર્ધભૂખ્યા રહેવાનો પ્રસંગ આવી લાગ્યો. સુખથી લલચાયેલો મનુષ્ય પોતાના સુખોને છોડતો નથી પણ તે, તે સુખોની આડે આવનારા માણસનાપર જ સાહસિક રીતે હલ્લો કરે છે. આ પ્રમાણે ગોરા મજુરોએ પોતાની ચેનભરી રહેણીમાં કંઈપણ કમી કરવાની ના કહીને આ પૌર્વાત્ય મજુરોને જ હાંકી કાઢવાનો વિચાર કર્યો. તેમના મોટા મોટા સંઘ હોવાથી અને જાતિવર્ચસ્વ રાખવાની લાલસાને લીધે ગોરા થાપણવાળાઓની ઉપર પણ તેમણે પોતાની છાપ પાડી[1] અને તેમની મારફત આ એશિયાટિક મજુરોનું જ પોતના દેશમાંથી ઉચ્ચાટન કરાવવાના હેતુથી દેશપ્રવેશપ્રતિબંધક કાયદા ધારામંડળમાં પાસ કરી લઈ પોતપોતાનો દેશ એકજાતિમય કરવાની યોજના કરી. આપણા હિન્દુધર્મીય જાતિભેદમાં આ કારણ હોય એમ લાગતું નથી. 'મને આટલા પૈસા મળવા જ જોઈએ, તે તું જો ન્યાયથી કમી કરવા લાગ્યો તો એ બાબતમાં તારો ન્યાય અન્યાય હું જોવાનો નથી, એમાં અન્યાય થાય તો પણ ચાલશે પણ હું તારી ઉઠાન્તરી કરી તને ખાવાપીવાના સાંસા પાડી પાયમાલ

કરીશ એવી ભાવના આપણી જાતિભેદ ઘટનાને કારણભૂત થઇ હોય એમ અમને તો લાગતું નથી. પણ આપણા કરતાં તીવ્રતર જાતિભેદપ્રસ્થાપવા ઇચ્છતા આ ગોરાઓએ અર્થશાસ્ત્રના તમામ સિદ્ધાન્તને ટોચ્છે મૂકી.

## દ્રવ્યલાલસાથી જાતિભેદ

ઉત્પન્ન કરવાનો પ્રયત્ન ચલાવ્યો છે ! અને આ પ્રચંડ જાતિભેદપ્રસ્થાપનામાં કાનડા, આસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા વગેરે દેશો ભાગ લેવા લાગ્યા છે ! જાતિભેદ ઉત્પન્ન કરવાનો કેટલો આ અટ્ટહાસ ? રાજસત્તાના જોરપર આખા દેશને એકજાતિમય અને શુદ્ધ રાખવાનો કેટલો આ ખટાટોપ ? ક્યાં આ ગૌરજાતિભેદનો ઐરાવત અને ક્યાં આપણા પૂર્વજ ઋષિમુનીઓનું અડીયલ ટટ્ટુ ? પણ આશ્ચર્ય એ કે આ આવો જાતિભેદ પોતે જ એક હાથે પ્રસ્થાપિત કરનારા અને બીજે હાથે હિન્દુઓના જાતિભેદપર લગુડપ્રહાર કરનારા આ માનભારી ગોરાઓની ઉશ્કેરણીથી ભેદનીતિના ભગી થઇ પડી આપણા સમાજસુધારકો પોતાના જ પૂર્વજોને ગાળો અને ગોરાઓને દુવા આપે છે ! આના કરતાં વિપરીત દેવ તે બીજું શું હોઇ શકે ?

જાતિભેદને ગાળો ભાંડનારા, જાતિભેદે હિન્દુસ્થાનનો ઘાત કર્યો એમ કહેનારા, અને પોતાનામાં જાતિભેદ નથી એવી બડાઇ મારનારા પાશ્ચાત્ય લોક સુદ્ધા સ્વજાતિના શુદ્ધબીજનું તેમ જ ગુણવિકાસનું સંરક્ષણ કરવાના નિમિત્તે 'નિસર્ગજાતિ' કિંવા 'વલાદિજ નિયોજિત' કહીને પણ કાં નહીં, આપણા કરતાં વિસ્તીર્ણ પ્રમાણમાં જાતિભેદ પ્રસ્થાપવા લાગ્યા છે, એ અહિં સુધી કહ્યું. વિષમતા, ભિન્નતા ઉચ્ચનીચભાવ એ ઐક્યનો બગાડ કરનારા, રાષ્ટ્રિય કાર્ય જેવાં સંઘટિત કાર્યને વિરોધક અને તેથીજ તે નહીં જોઇએ એવી જો કે આપણી સદિચ્છાથી હોય—અને એજ સદિચ્છાથી આપણામાંના ઘણા વિદ્વાન લોક જાતિભેદ વિરોધક છે—તો પણ ઉત્ક્રાન્તિતત્ત્વપ્રમાણે વિષમતા, ભિન્નતા, ઉચ્ચનિચતા એ ઉત્પન્ન થાય છે જ. થાય છે. નહીં, તે થવી અપરિહાર્ય છે. એટલું જ શું પણ અવશ્ય સુદ્ધાં છે, એ આપણને કશુંય કર્યાથિ લાપ છુટકો જ નથી. સૃષ્ટ પદાર્થમાં માણસમાં, ઉચ્ચનીચતા પણ સૃષ્ટિનિયમાનુસાર જો થાય છે, જો એ નિયમોવડેજ ગુણવિકાસ થાય છે તો પછી આ આવી પરમેશ્વરકૃત ઉચ્ચતાને, ગુણવિકાસને વિરોધ કરવો, એને અમાન્યતા દર્શાવવી. એ ધાર્મિક કિંવા શાસ્ત્રિય દૃષ્ટિએ શુદ્ધ અધઃપતન જ નહીં કે ? જગતમાં ઉચ્ચસત્વોનું, શ્રેષ્ઠ બીજોનું સંરક્ષણ અને વર્ધન કરવાને ખુદ ઇશ્વર કિંવા કુદરત જ્યાં પોતાના અપાર સામર્થ્યથી મજ્જ છે, चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः આવું તે પોતે જ કહ્યાં કરે છે ત્યાં આપણા જેવા ક્ષુદ્ર માનવીએ તેને કેટલોયે વિરોધ કર્યો તોપણ તે નિષ્ફળ જ કરવાનો. સો નિસર્ગનિયમની વિરુદ્ધ જઇને આપણી પોતાની હાનિ કરી લેવાના કરતાં એ કુદરતના નિયમાનુસાર શ્રેષ્ઠ ગુણોના તેમ જ તદુત્પાદક બીજોનો આધાર એવી જે શ્રેષ્ઠ જાતિઓ છે તેને પસંદગી બનાવવી એ જ આપણું કામ છે. સંક્ષેપમાં કહીએ તો ઉત્પન્ન થયો છે, હમણાં થાય છે અને ભવિષ્યમાં નિસર્ગનિયમાનુસાર જ જાતિભેદ પણ થશે એમ જ આપણે કબુલ કરવું જોઇએ.

પણ જાતિભેદ ઉત્પન્ન થયો જો કે આ પ્રમાણે અપરિહાર્ય કિંવા અવશ્ય પણ હોય છતા તેને આપણા હિન્દુસ્થાનમા આજ જે મનુષ્યકૃત અત્યંત વિપરિત સ્વરૂપ પ્રાપ્ત થયુ છે તેવીજ રીતનું કાયમ રહેવુ એમ માત્ર આના ઉપરથી નિષ્પન્ન થતું નથી અને બીજુ પ્રાચીન કાળમા સસ્કૃતિના ઉચ્ચ શિખરપર આરૂઢ થયેના આર્યવર્ગોમાં સુદ્ધાં તે હમણાના જેવુ નહોતુ જ નહોતુ એ નિસશય છે જાતિના શુદ્ધ બીજરક્ષણપુરતા અને તદ્દગુણવિકાસને માટે અવશ્ય તેટલા જ નિર્બન્ધ એ વખતમા હતા અને હમણા પણ તેટલા જ હોવા જરૂરનુ છે. પ્રાણિશાસ્ત્ર માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, ઇત્યાદી શાસ્ત્રોનુ અવગાહન કરીને આર્યસસ્કૃતિના શુદ્ધ બીજ જે જાતિમા હતા તેનું સરક્ષણ અને વર્ધન કરવું, ઇતર જાતિઓના ગુણવિકાસને ઉત્તેજન આપવુ, ગુણવિકાસ થએલી વ્યક્તિને કિંવા જાતિને શ્રેષ્ઠ જાતિમા સમાવિષ્ટ કરી લેવી અને શ્રેષ્ઠ પદપરથી ચ્યુત થએલી વ્યક્તિને કિંવા જાતિને યથાયોગ્ય તે નીચલી પાયરીપર મૂકવી એ જ મારી અલ્પમતિપ્રમાણે, જાતિભેદ રચનાનાં આપણા આર્યોના તત્ત્વો હતા. એમા ઇશ્વરનિર્મિત ઉચ્ચનીચભાવની આવશ્યકતાનુ એટલે જાતિભેદની અપરિહાર્યતાનું ભાન તો હતુજ હતું, પણ વિષમતાથી ઉત્પન્ન થનારા દ્વેષાગ્નિ ભડકીને-સ્થાન અવકાશ ન મળે એટલા સારૂં. ભિન્ન ભિન્ન જાતિઓની અન્યોન્યાશ્રયત્વની કિંવા અગાગિભાવની ભાવના પણ તેમાં બેનામાલુમ રીતે જોડી દીધી હતી. પુરુષસૂક્તમા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ એકજ દેહના પણ ઉચ્ચનીચ કિંવા ઓછી વધુ કિમ્મતના અવયવ છે, એમ જે વર્ણવેલુ છે એ ઉપરથીજ હું કહુ છુ કે એ વિધાનની સત્યતા વાચકોના નિદર્શનમા આવશે અર્વાચિન શરીર કિંવા શારીરવિજ્ઞાનશાસ્ત્રે (Anatomy and Physiology) સુદ્ધા જો શરીરમા મગજને પ્રાધાન્ય આપવામા આવે છે ખુદ કુદરત પણ જો એ મગજના રક્ષણાર્થે માથાની ખોપરીજેવુ મજબુત અને નિરાળું સાધન નિર્માણ કરીને એનુ વિશેષ કાળજીપૂર્વક રક્ષણ કરે છે તો પછી સમાજના સસ્કૃતિના શ્રેષ્ઠત્વનું રક્ષણ કરવા સારૂ તત્ત્વવિશિષ્ટ જાતોની વીણી કાઢી-ચુંટી કાઢીને શ્રેષ્ઠ જાતિને ધક્કો ન પહોંચે એટલા માટે દુર્ભેદ્ય નિયમોનુ જો તેને કવચ ઘાલવામા આવે તો તેમાં ઇશ્વરસંમત જ કાર્ય થયુ એમ ન કહેવાય કે ? આ નિયમાનુસાર જ બ્રાહ્મણોને પ્રાધાન્ય આપવામાં આવ્યુ હતું. પણ બ્રાહ્મણોને શ્રેષ્ઠ અવયવ તરીકે માન્યા હોય તો પણ બીજાઓને યથાયોગ્ય પ્રમાણમાં, અવયવોની આવશ્યકતાપ્રમાણે. માન આપેલુજ હતુ, એટલે ઉચ્ચનીચતા, કિંવા ભેદ માનવો, પણ દેહાવયવન્યાયે આ ઉચ્ચનીચતાનો ક્યાંક પણ મેળ ઘાલવો એ પૂર્વના જાતિભેદની ગુરુકિલ્લી હતી અને હમણા પણ તે તેવી જ રાખવી જોઇએ આ અન્યોન્યાશ્રય અગાગિભાવ, કિંવા

## જાતિભેદમાં પણ અભેદતા

ઓળખી લીધી કે હમણાનો બ્રાહ્મણ-બ્રાહ્મણેતર વાદ મટી જશે એમ મને લાગે છે, આ દેહાવયવન્યાયપ્રમાણે અસ્પૃશ્યતા શિરચ્છેદમા રહેવી જ અશક્ય છે. અસ્તુ. મારા કહેવાનો મુદ્દો એટલો જ છે કે, પૂર્વે જે તત્ત્વઉપર આ જાતિભેદ રચવામા આવ્યો

હતો તે તત્ત્વ ઉપરથી તે ચ્યુત થએલો હોવાથી જ તે આજ તિરસ્કરણીય થયો છે અને તેની વિરુદ્ધ બંડ થયાં છે. આ બંડને જો એવી જ રીતે ફેલાવા દીધા તો એમાં પ્રચંડ દાવાનળમાં જે પ્રમાણે સૂકું લીલું. સજીવ નીર્જીવ, બધું જ બળે છે તે પ્રમાણે જ ઇષ્ટાનિષ્ટ નિર્બંધ પણ બધા નષ્ટ થઇ જવાનો સંભવ છે. સો તે જો પ્રથમ તોડી નાંખવાના હોય તો નિસર્ગસિદ્ધ નિયમપ્રમાણે અને હમણાંની પરિસ્થિતિપ્રમાણે

## જાતિભેદના નિર્બંધ બહુજનસંમત

એવા ધર્મગુરુઓએ કિંવા સંસ્થાઓએ નક્કી કરવા જોઇએ. પૂર્વસ્થિતિપર જો આજ જઇ શકાતું નથી તો સદ્યસ્થિત્યનુસાર જ જાતિભેદની પુનર્ઘટના થવી જોઇએ. ધર્મગુરુઓનું તેમ જ ધર્મપરિષદોનું તો એ આદ્યકર્તવ્ય છે. પણ પેન્શન લઇને નકામા થએલા અને રાજકારણ જેવા " ધકાધકીના મામલા " માં નકામા એવા વિદ્વાન્ ગૃહસ્થોએ સુદ્ધાં આ કામ હાથમાં લેવું અવશ્ય છે. અને એમ કરવાથી જ તેમનો વાનપ્રસ્થ તેમજ સંન્યાસાશ્રમ ઉત્તમ રીતે સધાશે એમ મને લાગે છે.

( ગુ. चिन्मय जगत् )

---

# सुखनी शोधमां दुःखी.

---

મનુષ્ય શું કરે છે ? તમે અમે સૌ શું કરીએ છીએ ? સુખને માટે લોકો શું પ્રયત્ન કરી રહ્યા છે ? સુખને મનુષ્યો ક્યાં શોધે છે ? અને જ્યાં તે તેને શોધે છે, ત્યાંથી તેને તે મળે છે ખરું ? આ પ્રશ્ન જ આજે તમને પૂછું છું ? તમે આ પ્રશ્નો તમને પોતાને કદી પૂછ્યા છે ખરા ? અને પૂછ્યા હોય તો શો ઉત્તર તમને મળ્યો છે, અથવા શું સમાધાન તમે મેળવ્યું છે ?

સુખની શોધ કરવા જતાં તમે દુઃખી થતા હો, એનો વિચાર કદી તમને આવ્યો છે ખરો ? અથવા દુઃખો આવવાનું શું કારણ છે, એનો તમે કદી વિચાર કર્યો છે, ખરો ? આ સંસારનું સુખ, એ તમને મૃગજળજેવું મિથ્યા કદી જણાયું છે ખરું ? આ સંસારમાં સુખના કરતાં દુઃખના અંશો અધિક છે, એવો અનુભવ કદી તમને થયો છે, અથવા એવો વિચાર કદી તમને આવ્યો છે ખરો ?

તમે હંમેશાં સુખ મેળવવાને પ્રયત્ન કરો છો તો તમને તે સુખ શા માટે તમારી ઇચ્છાપ્રમાણે નથી મળતું અથવા તો સુખને બદલે તમને દુઃખ જ પ્રાપ્ત થાય છે, તેનાં કારણોનો તમે કદી વિચાર કર્યો છે ખરો ? સુખ ક્યા કારણોથી આવે છે, અને દુઃખ ક્યાં કારણોથી આવે છે, એનો તમે કદી વિચારીને નિર્ણય કર્યો છે ખરો ?

જેથી તમને સુખ મળશે, એમ ધારીને તમે તેને પ્રાપ્ત કર્યું છે પણ તેથી તમને સુખ જ મળ્યું છે, કે તેની સાથે દુઃખનો પણ કઈ અનુભવ થયો છે ખરો ? અને આવો અનુભવ થયો હોય તો તેમ થવામા શુ કારણ છે, તેનો શાંતિથી તમે કદી વિચાર કર્યો છે ?

મનુષ્ય અને ઇતર પ્રાણીમા ભેદ જ એ છે, કે મનુષ્ય સ્વતંત્રપણે વિચાર કરી શકે છે, જ્યારે બીજાં પ્રાણી તે પ્રમાણે કરી શકતાં નથી. તે જ મનુષ્ય છે, કે જે પોતાની પ્રત્યેક પ્રવૃત્તિ વિચારપૂર્વક થવા દે છે. જે વિચારપૂર્વક પ્રવૃત્તિ કરતા નથી તે મનુષ્ય નથી, પછી ભલે તે મનુષ્ય શરીરને પ્રાપ્ત હોય. આવા વિવેકવિચારહીન મનુષ્યો મનુષ્ય શરીરધારી છતાં, યથાર્થ મનુષ્યત્વને પ્રાપ્ત નથી, અને મનુષ્યત્વને પ્રાપ્ત થવાને તેમને હજી વિલંબ છે.

જગતમાં જેમ બીજા મનુષ્યો દોડે છે તેમ તમે પણ દોડાદોડ ન કરતા. તમારે શુ જોઈએ છીએ, શાને માટે જોઈએ છીએ, એ વગેરેનો પ્રથમ નિર્ણય કરીને પછી જ પ્રવૃત્તિ કરજો. આ પ્રકારનો નિર્ણય કર્યા વિના જે પ્રવૃત્તિ કરે છે તે આ જગતમાં જે જાણવા, કે મેળવવાયોગ્ય છે, તેને જાણતા મેળવતા નથી, પણ બીજી જ વસ્તુને જાણે છે, અને મેળવે છે; જે સુખની આશાથી આવા મનુષ્યો દોડે છે, તે સુખ તેમને મળતુ નથી, પણ તેને ઠેકાણે દુઃખ જ પ્રાપ્ત થાય છે. અથવા તો તેમને જે તૃપ્તિની ઇચ્છા હોય છે તે તૃપ્તિ મળતી નથી, પણ વિવિધ પદાર્થો મળ્યા છતા અતૃપ્તિ જ રહે છે. માટે તમારે આ જગતમા શાની જરૂર છે, તે કયા ઉપાયવડે પ્રાપ્ત થશે, જેની તમે જરૂર ધરાવો છો, તેનાથી તમને સુખ વા તૃપ્તિ થશે, કે કેમ, અથવા તેની સાથે કોઇ દુઃખ મિશ્રિત થએલુ છે કે કેમ. એ વગેરેનો અત્યંત શાંત, અને એકાંતમા બેસીને પ્રથમ નિર્ણય કરજો

સામાન્ય રીતે એમ બને છે, કે મનુષ્યો ગતાનુગતિક થઇને ગાડરીયાપ્રવાહની પઠે પ્રવૃત્તિ કરે છે. બીજા પૈસાને મેળવવાને મથે છે તો તેને જોઇને આપણે પણ તેને માટે દોડીએ છીએ; બીજા ઘરબાર, અલંકાર, કીર્તિ, વગેરેને માટે ધાવન કરી રહ્યા છે, તો આપણે પણ તે પ્રમાણે ધાવન કરીએ છીએ; બીજા બંગલા, કે મોટર માટે દોડે છે, તો આપણે પણ તેમની પાછળ તે જ મેળવવા દોડીએ છીએ. પરંતુ આ પ્રમાણે ગતાનુગતિક થતા એ થાય છે, કે જેની આપણને જરૂર છે તે મળતુ નથી અને આપણા જીવનને આપણે વ્યર્થ કરીએ છીએ.

ઓ સુખશોધકો ! હુ તમને પૂછુ છુ, કે તમે જે સુખની શોધમાટે પ્રયત્ન કરો છો, તેથી તમને સુખ મળે છે ખરૂં ? તે સુખ જેનાથી તમને મળશે, એમ માનીને જે પદાર્થોને તમે મેળવો છો, ને પદાર્થોથી તમને અંતરમા તૃપ્તિ થાય છે, વા થઇ છે ખરી ? અને જો આ પદાર્થો તમે જેટલા અંશમા મેળવ્યા છે, તેટલા અંશથી જો તમને તૃપ્તિ થઇ નથી તો હવે પછી થશે, એવી શી આશા ? કારણ કે જેટલા અંશમા તમે જે પદાર્થો

મેળવ્યા છે, તેટલાથી જો તમને તૃપ્તિ મળતી નથી, તો તેના તે જ પદાર્થોને અધિક અંશમાં મેળવવાથી તમને તૃપ્તિ થશે, તેની શી આશા ? દૃષ્ટાંતતરીકે ધારો, કે તમે હજાર રૂપિયા મેળવ્યા છે. આ હજારથી જો તમારી અતૃપ્તિ ટળી નથી, જો તમને તૃપ્તિ થઇ નથી, તો બીજા દશ હજાર મેળવવાથી પણ તમને તૃપ્તિ મળશે તેની શી આશા ? આ તમને એક દુરાશા છે, એમ નથી જણાતું ? જે વસ્તુનો એક વિભાગ તમને સુખ આપી શકતો નથી, તે વસ્તુનો બીજો વિભાગ તમને સુખ શી રીતે આપી શકશે ? જો આ વસ્તુમાં સુખ આપવાનું સામર્થ્ય હોત, જો તેમાં સુખ રહ્યું હોત, તો તો તમને તેનાથી સુખ અને તૃપ્તિ ક્યારનીએ મળી હોત. કદાચ પૂર્ણ અંશમાં ન મળી હોત તો અલ્પ અંશમાં પણ મળી હોત. પણ, તમે તમારા અંતઃકરણપ્રતિ દૃષ્ટિ કરીને જોશો તો જણાશે, કે તમને તૃપ્તિ થઇ જ નથી. કારણ, કે જો તમને તૃપ્તિ થઇ હોત તો તમારી તે પદાર્થને માટે વહેતી વૃત્તિ ટૂંક થઇ ગઇ હોત.

તે જ પ્રમાણે બીજા જે જે મનુષ્યોએ આ વસ્તુ તમારા કરતા અધિક અંશમાં મેળવી છે, તેમને તો જરા પૂછી જૂઓ કે ભાઇ રે ! તમને આ પદાર્થથી અંતરમાં તૃપ્તિ થઇ છે ખરી ? અને તે જો હા, કહે તો પછી ભલે તમે સુખેથી તદર્થ ધાવન કરજો અને તેમના જેવી સ્થિતિ આ જગતમાં પ્રાપ્ત કરીને સંતૃપ્ત થજો. પણ તમે તેમને પૂછવા જાઓ તે પહેલા જરા તેમની પ્રવૃત્તિ તો નિહાળી જુઓ. કે તે તૃપ્ત પુરુષજેવી છે, કે અતૃપ્ત જેવી ? તમને જોતાં તરત જ સ્પષ્ટ થશે કે તે તૃપ્ત થયા નથી, તેમની સુખની ભુખ ભાગી નથી, પણ તે જેવી તે તેવીજ છે. કારણ કે જો તે ભાગી હોય તો આજે જે દોડાદોડ કરતા તે જોવામાં આવે છે તેવી દોડ દોડ કરતા ન જોવામાં આવતા બરાબર જોશો તો જણાશે કે તેમની સુખની ભુખ ઘટી નથી પણ વધી છે. તો શા માટે તમે તમારા જીવનને તેમની પાછળ દોડીને વ્યર્થ ખુઓ છો ? એવી કોઇ વસ્તુની પાછળ પડો, એવી કોઇ વસ્તુની શોધ કરો, કે જેથી તમારી સુખની ભુખ ભાગે તમારી અતૃપ્તિ ટળે અને તમે તૃપ્ત થાઓ, તમે પૂર્ણ તૃપ્ત થાઓ. આ વિનાની બીજી પ્રવૃત્તિ પાણી વલોવવાજેવી છે, એમ તમને નથી લાગતું ? શા માટે જીવનપર્યંત પાણી વલોવ્યા કરો છો? પાણીને છોડી દો, દુધને મેળવો અને તેનું દહીં કરી તેને જ વલોવી સારરૂપ માખણને મેળવીને કૃતાર્થ થાઓ.

ઓ ઐહિક સુખને શોધનારાઓ! આ ઐહિક સુખો જ અને ઐહિક વસ્તુઓ આ જગતમાં પરમ પ્રાપ્તવ્ય છે, એમ માનનારાઓ! તમને એવો અનુભવ નથી થયો કે આ સુખને પ્રાપ્ત કરવા જતા તમને દુઃખ મળે છે ? તમે વિવિધ પદાર્થો ખાવાથી સુખ મળશે એમ માનો છો અને તે પદાર્થોને તમે પૂર્ણ તૃપ્તિપર્યંત ખાઓ છો, પણ તેના પરિણામમાં વિવિધ વ્યાધિ ઉત્પન્ન નથી થતા? તમે સ્ત્રીઆદિ ભોગોને ભોગવવામાં સુખ જુઓ છો, પણ તેથી શરીરમાંથી બળની ક્ષતિ અને આરોગ્ય આયુષ્યનો ક્ષય થતો તમે નથી જોતા ? અથવા તેથી આ ગૃહસ્થાશ્રમરૂપી જાળમાં તમે ગુંચવાતા તમને નથી જોતા ? સહજ અલ્પકાલીન સુખની પાછળ કેટલું દુઃખ પ્રગટે છે, એ શું તમે નથી જોયું ? આનાં કરતા તો તમે શાંતિથી આત્મતૃપ્ત થઇને બેસી રહ્યા હોત તો આજે જે દુઃખની પરંપરાથી વીંટળાએલા તમને પોતાને જુઓ છો, તેવી પરંપરાથી તમે ન વીંટળાયા હોત, એમ

તમને નથી લાગતું ? વિવિધ ઐહિક સુખની પાછળ જતા, તેને પ્રાપ્ત કરવા જતા મનુષ્ય વધારે દુઃખી થાય છે, એવો અનુભવ તમને નથી થયો ? હજુસુધી તમને આ પદાર્થોમાં સુખબુદ્ધિ જ રહે છે શું ? તેનો પૂરો અનુભવ થાય અને તેની સાથે આ આયુષ્યની પણ પૂર્ણતા થાય, તે પહેલા તમે જાગ્રત્ થાઓ તો સારૂં; તે પૂર્વે તમે વિવેકને તમારા હૃદયમાં સ્થાન આપો તો સારૂં. તે પૂર્વે તમે વિચારશીલ થાઓ તો સારૂં.

તમે સુખની શોધમાં જતા દુઃખી તો નથી થતા, એનો જરા શાંતિથી વિચાર કરજો અને એવા કયા સુખની પાછળ જઈએ, એવી કઈ વસ્તુની પાછળ જઈએ, અને એવી કઈ વસ્તુને પ્રાપ્ત કરીએ, તો કેવળ સુખ જ અને તે પણ વાસ્તવ સુખ આપણને મળે તથા આપણે તૃપ્ત, પૂર્ણ તૃપ્ત થઈએ, અને कृतकृत्योस्मि पूर्णतृप्तोस्मि, એવા અનુભવના ઉદ્ગાર આપણા અંતરમાંથી ઉઠે, એનો સ્થિર ચિત્ત શાંતિથી વિચાર કરજો, અને તદનુકૂળ તમારી પ્રવૃત્તિને થવા દેજો, કે જેથી આ માનવજન્મ સફલ થાય.



मा धाव मा धाव विनैव दैन्यम्

नो धावनम् कारणमस्ति लक्ष्म्या ।

चेत्कारण धावनमस्ति लक्ष्म्या

श्वा धावमानो न कथ धनाढ्यः ॥

ભાવાર્થ —( હે ભાઈ ! ) તું દીનતાવિના દોડાદોડ કરીશ મા. કારણ, કે લક્ષ્મીનું કારણ દોડાદોડ કરવી તે નથી, અર્થાત્ દોડાદોડ કરવાથી લક્ષ્મી મળતી નથી જો લક્ષ્મીનું કારણ ધાવન અર્થાત્ દોડાદોડ હોય તો દોડાદોડ કરનાર શ્વાન કેમ ધનાઢ્ય નથી ?

\+ × + × ×

शरत्पद्मोत्सव वक्त्र वचश्च श्रवणामृतम्

हृदयक्षुरधाराभ स्त्रीणां को वेद चेष्टितम् ॥

જેનું મુખ શરદૃતુના પદ્મજેવું પ્રસન્ન છે, જેની વાણી અમૃતતુલ્ય શ્રુતિપ્રિય છે, અને જેનું હૃદય તીક્ષ્ણ ક્ષુરધારા સમાન છે, એવી સ્ત્રીના ચેષ્ટિતને કોણ જાણી શકે તેમ છે

\+ + + × +

अंत्यज-परिषद्.

" તા. ૨૫ મીએ મહાસભાના મંડપમાં અંત્યજ પરિષદ ભરવામાં આવી હતી જેમાં શ્રીયુત વિઠ્ઠલભાઇ પટેલ, મૌલવી, અબ્દુલ રહેમાન સ્વામી શ્રદ્ધાનંદ, પંડિત લાલન, કવિ નાનાલાલ વગેરેના વિવેચન પછી એવો ઠરાવ થયો, કે આ સભા જાહેર કરે છે, કે અંત્યજોને અસ્પૃશ્ય ગણવાના કામને શાસ્ત્રનો ટેકો નથી, તેથી હિંદુ શાસ્ત્ર માનનારાઓએ તાકીદથી તે ત્યજવી; અસ્વચ્છતા અંત્યજોએ ત્યજવી અને ધર્મના, રાજ્યના, સંસારના તથા કેળવણીના સર્વ હકકો સર્વ કોઇ હીંદી જેટલા જ અંત્યજોના પણ છે. "

આ પ્રમાણે આ લોકોએ જાહેર કર્યું છે. 'અસ્પૃશ્યતાને શાસ્ત્રનો ટેકો નથી,' એવું જણાવી ખરેખર ! આ લોકો પ્રજાને ઠગે છે અને પ્રજાને ઊંધું સમજાવીને ઉંધે રસ્તે દોરે છે. આ લોકો કહે છે કે આપણા ઉપર સરકારનો ઘણો જુલમ છે, પણ અમે કહીએ છીએ, કે આ લોકોનો પ્રજાઉપર ઓછો જુલમ નથી. સરકાર કરતાં પણ પ્રજાઉપર આ લોકો વધારે જુલમ વર્તાવી રહ્યા છે. અને સમાજને ભ્રષ્ટ કરી રહ્યા છે. આ સંબંધમાં અમે ગુજરાત તથા કાઠિયાવાડના સનાતન ધર્મના રહસ્યને સમજનારા સમર્થ વિદ્વાનોનો શું અભિપ્રાય છે તે તથા વર્ણાશ્રમસંબધમાં સપ્રમાણ એક સ્વતંત્ર પુસ્તક પ્રકટ કરવાના છીએ, ત્યારે જ ગુજરાત કાઠિયાવાડના સુપ્રસિદ્ધ વિદ્વાનોનો આ સંબંધમાં શું અભિપ્રાય છે, તથા શાસ્ત્રના તેને માટે કેવાં સબળ પ્રમાણો છે, તથા આવા ભ્રષ્ટાચારથી પ્રજાને કેવી ભયંકર હાનિ થવાનો સંભવ છે, એ વગેરે બાબતો સ્પષ્ટ થશે; અને ત્યારે જ ધર્મને માત્ર મોઢે જ બોલી જાણનારા, પણ તેના સ્વરૂપ અંશને પણ આચારપૂર્વક કદી પણ નહિ અનુસરનારા, માત્ર ઐહિક ધ્યેયને જ સિદ્ધ કરવા મથનારા, અને ધર્મ આચાર, તથા શાસ્ત્ર વગેરેથી કેવળ વિમુખ લોકો કેટલા અજ્ઞાન છે તથા પોતે જે સંબંધમાં કંઇ જ જાણતા નથી, તેમાં અમે સર્વ જાણીએ છીએ, કહીને માથુ મારનારા અતોતતો ભ્રષ્ટ સ્વેચ્છાચારીઓનું સ્વરૂપ પ્રજાને સ્પષ્ટ થશે

" પાશ્ચાત્યકૃત્ય નવો અને તીવ્રતર જાતિભેદ, " એ નામનો આ અંકમાં પ્રસિદ્ધ થએલો અત્યંત મનનીય લેખ, જે બાબાવાકયમ્ પ્રમાણમ્ માં નહિ ગણતાં સ્વતંત્રપણે વિચાર કરીશકે છે તેમણે વાચવાયોગ્ય છે.

---

માઘ અથવા ફાગણના અંકસાથે હિંદુસ્થાનનો અભ્યુદય ' અને તે સંબધમાં વિચાર, " એ નામનું એક લઘુ પુસ્તક પ્રસિદ્ધ કરીને ગ્રાહકોને ઇશ્વરેચ્છાથી વહેંચવામા આવશે.

श्री

# प्रातःकाल.

पुस्तक २० ] संवत् १९७८ माघ कृष्ण० १४ [ अंक ४

॥ ॐ श्री ॥

## एक अनुभव.

પદ. ( નાથ તમે ગજકો બંધ છોડાવ્યો એ લય. )

અહા ! રંગ લાગ્યો તે ઉર લાગ્યો,
કોઈ અનુભવ અવનવો જાગ્યો,—
વિષયવિષે દુઃખ દેખી હું તો, દૂર વિષયથી ભાગ્યો,
નિર્વિષયી સુખ શોધતાં શોધતાં, અંતરમાં અનુરાગ્યો,—
ઉંડે ઉંડે અંતર જાતાં, સ્વાદ મધુર કંઈ ચાખ્યો,
તે રસસ્વાદે હું તો ડુબ્યો, મુખથી જાય ન ભાખ્યો,—
વિષયતણો મોહ સઘળો છુટ્યો, યોગ મળ્યો મેં માગ્યો,
નિજસ્વરૂપે જઈ ભળતાં ઘટ,—નાદ અક્ષયતાનો વાગ્યો.—



( અનુસંધાન ગત વર્ષના પૃષ્ઠ ૧૪૫ થી. )

... અનેક શુભગુણસંપન્ન પ્રિયભાઈ !

તમે મને તે દિવસે મળ્યા તે દિવસ પછી મારો વિચાર તમને તરત જ પત્ર લખવાનો હતો, પણ આજપર્યંત તેનો યોગ ન આવ્યો. તમારૂં સ્મરણ આજપર્યંત વૃત્તિમાં વિદ્યમાન હતું જ, અને તમને જેમ બને તેમ સત્વર પત્ર લખવાની વૃત્તિ રહેતી હતી.

તમે તે દિવસે જે જે પ્રશ્નો પૂછ્યા હતા તે સર્વ મને આ ક્ષણે સ્મરણમાં છે. મેં તમને તેનાં યોગ્ય ઉત્તર આપ્યાં હતા. તે સંબંધમાં પછી તમે શાંતિથી વિચાર કર્યો હશે જ અને તમારે શું કરવું તેનો નિર્ણય કરીને તમારા કર્તવ્યમાં તમે જોડાયા હશો જ.

નિર્ધન સ્થિતિમાં હોવું એ લજ્જાસ્પદ નથી પણ તે સ્થિતિનો જય ન કરવો એ લજ્જાસ્પદ છે, અથવા તે સ્થિતિનો જય કરવાનો પ્રયત્ન ન કરવો, એ લજ્જાસ્પદ છે. આપણાથી કદાચ તેનો સર્વ અંશમાં જય ન થાય તો તેની ચિંતા નહિ, પણ તેનો જય કરવાને આપણે પ્રયત્ન કર્યો છે કે નહિ, તે જ જોવાનું છે.

વળી પ્રયત્નથી આ જગતમાં કંઇ પણ સિદ્ધ નથી થતું એમ નથી. પ્રયત્નથી આ જગતમાં સર્વ કંઇ સિદ્ધ થાય છે. પ્રયત્નથી કીટનો મનુષ્ય, મનુષ્યનો દેવ, દેવનો ઋષિ અને ઋષિનો મહેશ્વર થઇ રહે છે. પ્રયત્નથી મોટાં હિમગિરિજેટલાં દુઃખોને વેરી નંખાય છે. પ્રયત્ન કરનારને આ જગતમાં કંઈ જ અશક્ય નથી.

તમે મને તમારી દરિદ્ર સ્થિતિ ટાળવાને પૂર્વે ત્રણ ચાર વર્ષ ઉપર જે પ્રશ્નો કરેલા, તેવા જ પ્રશ્નો પુનઃ તમે મને આ વર્ષે કર્યા હતા, જેથી મને આશ્ચર્ય તથા ખેદ થયાં હતાં. તમે આ ત્રણ ચાર વર્ષ જેટલા સમયમાં શું કર્યું ? મારે આજે પણ તમને, તે દિવસે જે ઉત્તર મેં તમને આપ્યાં હતા તે જ ઉત્તર આપવાનાં છે અને તે દિવસે જે માર્ગ મેં તમને દર્શાવ્યો હતો તે જ માર્ગ દર્શાવવાનો છે. આ વિના બીજો કોઇ ઉત્કૃષ્ટ અને સુગમ માર્ગ વિશ્વમાં હોય, એમ હું માનતો નથી.

જે માર્ગને જગતમાં રહેલો કોઇ પણ મનુષ્ય, કોઇ પણ પ્રકારની અનુકૂળતાવિનાનો મનુષ્ય, અને જેને અન્ય કોઇની સહાય્ય નથી તેવો મનુષ્ય અનુસરી શકે અને પોતાની અપૂર્ણતાનો જય કરી શકે તે માર્ગને હું સર્વોત્કૃષ્ટ માર્ગ કહું છું.

હું જ્યારે મનુષ્યપ્રતિ દષ્ટિ કરું છું, ત્યારે મને કંઇ જુદું જ જણાય છે. અને મનુષ્યનો મહિમા ઘણો મોટો જણાય છે અને જ્યારે મનુષ્ય તે છતાં દરિદ્ર, ભીખારી અને દુઃખી સ્થિતિમાં જોવામાં આવે છે, ત્યારે મને ઘણો ખેદ જ થાય છે, કે મનુષ્યની, ઇશ્વરના અંશભૂત મનુષ્યની આ સ્થિતિ?

શાસ્ત્રો અને સત્પુરુષો મનુષ્ય ઈશ્વરનો અંશ છે, તે ઇશ્વરસદૃશ થઇ શકે છે, એમ કહે છે તો આવા ઇશ્વરસદૃશ થવાની યોગ્યતા જણાયા કહેવી છે, એવો મનુષ્ય એક ભિખારીની, દરિદ્રની, કે દુઃખી પરતંત્ર સ્થિતિમાં રહે, એ કેમ રીતે યોગ્ય કહી શકાય? મારી વૃત્તિમાં આ વાત ઉતરતી નથી

ઈશ્વર, કે જે આ અનંત વિશ્વના સ્વામી છે, અનંત સંપત્તિના સ્વામી છે, અને અનંત ઐશ્વર્યના અધિપતિ છે એવા અનંત જ્ઞાન, ઐશ્વર્ય અને સંપત્તિસંપન્ન ઈશ્વરના અંશભૂત મનુષ્ય આવી દુર્ગત સ્થિતિમાં રહે, એ કેટલું અનુચિત છે! આવા મહતોમહાન્ ઇશ્વરસદૃશ મનુષ્યની આવી દશા હોવી જોઇએ? તેની આવી દશા હોઈ જ શી રીતે શકે?

ઓ અનંત સંપત્તિના સ્વામી મનુષ્ય! તું તારી મહત્તાને જ ભૂલ્યો છે, તેથી જ તારી આવી દુર્દશા થઇ છે, એ નિશ્ચય કરીને જાણ. તારા મહિમાને જાણ, તેમાં રમ અને તે મહાન્ સ્થિતિને તું પ્રાપ્ત થઇ રહીશ

તમે લેશ કોઇ પ્રયત્ન જ કરતા નથી, એમ મને જણાય છે. તમારો આ પ્રયત્ન તે પ્રયત્ન જ નથી. આને પ્રયત્નસંજ્ઞા જ ઘટતી નથી જે પાણી ઓટલું ઉનું ન થાય, કે તેની વગર થઇને આગગાડીને ખેંચી જાય, તે પાણી શા કામનું? તે પ્રમાણે જે પ્રયત્ન આપણા ઈપ્સિતાર્થને ધારેલા સમયમાં આપણને પ્રાપ્ત ન કરી આપે તે પ્રયત્ન તે પ્રયત્ન જ નથી.

શું આપણો પ્રયત્ન આપણે મરણપથારીપર સુઇએ, કે આપણે આ લોકને છોડીને ચાલ્યા જઇએ તે વખતે ફળે તે કામનો છે? જે સમયે જેની જરૂર હોય તે સમયે જે કામ ન આવે, તે શા કામનું? આપણે ભુખ્યા હોઇએ અને જ્યારે ભુખથી જઠર તદ્દન અશક્ત થઇ જાય, અને અન્નનો દાણો પચાવવાને સમર્થ ન રહે ત્યારે આપણને પક્વાન્ન મળે ત્યારે તે શા કામનું? આપણી યુવાવસ્થામાં આપણને સ્ત્રીની જરૂર હોય અને જ્યારે આપણે વૃદ્ધ થઇએ ત્યારે આપણને સ્ત્રી મળે તે શા કામની? આપણા ઘરમાં કોઇ માંદુ હોય અને તે મરી ગયા પછી તેના આરોગ્યની દવા આપણને મળે તે શા કામની?

કહેવાનું તાત્પર્ય, કે જે થવું જોઇએ તે જે તે વખતે જ થવું જોઇએ આ શરીરના અવધિ આવે તે પૂર્વે થવું જોઇએ, આપણને જે વખતે જરૂર તે જ વખતે થવું જોઇએ. અને આ પ્રમાણે થાય તો જ તેની મજા છે તો જ તેમાં રસ છે. તો જ તેમાં આનંદ છે. યોગ્ય સમય વીતી ગયા પછી કંઇ પણ થાય તેનો અર્થ નથી

તો આપણે જેની જરૂર છે તે આપણને આપણી ઇચ્છાપ્રમાણે પ્રાપ્ત થાય તો જ આનંદ છે. પછી એક પળ વિલંબ થયા પછી તે પ્રાપ્ત થાય તેનો કંઇ જ અર્થ નથી

માટે તમારે જેની જરૂર છે તે તમને આ જ જન્મમાં અને તે પણ અમુક સમયમાં જ મળે તેવી રીતે પ્રયત્ન કરો. જે પ્રયત્નમાં આપણું આયુષ્ વીતી જાય તેને પ્રયત્ન કોણ કહે ?

એ સ્મરણમાં રાખો, કે अतीव उग्र पुण्यानाफलमिहैव मश्नुते—મનુષ્ય પોતાનાં અતિ ઉગ્ર પુણ્યનું ફળ આ જ શરીરમાં અને આ જ લોકમાં ભોગવે છે. બીજે જન્મે ગમે તો આપણને ઇંદ્રાસન મળે તેનો કંઇ અર્થ નથી જે થવું જોઇએ, જે મળવું જોઇએ તે આ જ જન્મમાં મળવું જોઇએ. ઉગ્ર પ્રયત્નનું ફળ આ જ જન્મમાં મળે છે, માટે ઉગ્ર પ્રયત્નને કરો. ઉગ્રતર પ્રયત્ન કરો ઉગ્રતમ પ્રયત્નને કરો. પ્રયત્નની ધારાને તીવ્રતમ કરતા રહો અને ફળનું દર્શન થાય ત્યારે જ વિરમો.

કાં તો આપણે નહિ, કે કાં તો ફળનું દર્શન નહિ, એવા ઉગ્ર નિશ્ચયને ધારણ કરો, કાં તો શરીર પડે, કે કાં તો અર્થ સધાય, એવા દૃઢ અને તીવ્ર નિશ્ચયને સેવો. જુઓ, આ શરીર તો જ્યારે ત્યારે પડવાનું છે તો તેને પ્રયત્નરૂપી વેદીઉપર હોમો. આ પ્રમાણે તેની આહુતિ પ્રયત્નવેદીઉપર આપતાં તે ઊર્ધ્વગતિરૂપ મોક્ષને આપનાર થઇ રહેશે. તમારે રૂઝને શામાટે જોવું પડે ? તમારે માત્ર એક જ જોવાનું છે. તમારે માત્ર તમારા પ્રયત્નને જ જોવાનો છે. તમારે મા। પ્રયત્નપ્રતિજ દૃષ્ટિ સ્થાપવાની છે, પ્રયત્નઉપર પ્રયત્ન કરો પ્રયત્નની ધારાને અખંડ વહેવરાવો. એક પ્રયત્ન પૂરો થયો, કે બીજો કરો. બીજો પૂરો થયો કે ત્રીજો શરૂ કરો આ પ્રમાણે જ્યાસુધી તમારી ઇચ્છાપ્રમાણે ફળનું દર્શન ન થાય ત્યાંસુધી પ્રયત્નની પરંપરાને સેવો. અને કદાચ એમ બને કે આયુષનો અવધિ આવે અને ફળનું દર્શન ન થાય તો પણ ચિંતા નહિ. પ્રયત્ન કરતાં કરતાં ભલે તમારા આયુષ્નો અંત આવે, તમે તે પ્રમાણે કરો છો તો તમારું કર્તવ્ય તમે કરી ચૂક્યા છો અને તમારું જીવન તમે સફળ કર્યું છે. આપણે આપણું કર્તવ્ય કરીએ, એટલે આપણું જીવન સાર્થક થાય છે. જેથી જીવનને સફલ કરનાર, જીવનને સાર્થક કરનાર એક પ્રયત્ન જ આપણે કર્તવ્ય છે, અને એક પ્રયત્ન જ આપણે સેવ્ય છે.

તમે મને પૂર્વે પૂછ્યું હતું, અને આજે પણ પૂછો છો કે હું શું પ્રયત્ન કરું ? કેવી રીતે પ્રયત્ન કરું ? પૂર્વે જે ઉત્તર મેં તમને આપ્યું હતું તે જ ઉત્તર મારે તમને આજે આપવાનું છે.

જુઓ, તમારાથી બીજું કંઈ ન બને તો ઇષ્ટમંત્ર અથવા પરમેશ્વરનું કોઇ નામ તમને પ્રિય હોય તેવા કોઇ નામનો જપ કરો.

તમે તરત જ કહો છો, કે તે તો અમે કરીએ છીએ. હું કહું છું, કે તે તમે કરતા નથી. કારણ કે જો તમે તે કરતા હો તો તમારી આ સ્થિતિ જ ન હોય.

હું તમને પૂછું છું, કે તમે કેટલા કલાક જપ કરો છો ?

તમે કહેશો કે બે ત્રણ કલાક. હું કહું છું કે તેટલા કલાક પૂરતા નથી. તેટલા જપથી તમારું પાણી ગરમ થઇને તમારી આગગાડી ચાલે તેમ નથી, અને તમને ઇચ્છિત સ્થળે

કોઈ જાય તેમ નથી. પાણી ગરમ થઈને વરાળ ઉત્પન્ન થાય, તેટલું પાણી ગરમ થવાની જરૂર છે. જે પ્રયત્નથી તમારા ઇચ્છિતાર્થ વર્તમાન સમયમાં જ સિદ્ધ થાય, તેવો પ્રયત્ન થવાની જરૂર છે.

સવારમાં વહેલા બે વાગે ઉઠો. બે વાગે ન બને તો ત્રણ વાગે. ત્રણ વાગે ઉઠો. ન બને તો ચાર વાગે ઉઠો. પથારીનો ત્યાગ કરી દો. બની શકે ઠંડા નહિ તો ગરમ પાણીએ સ્નાન કરો. પણ સ્નાન તો જરૂર કરો. સ્નાન કરવાથી નિદ્રા તંદ્રાનો નાશ થાય છે, માટે સ્નાન તો અવશ્ય કરવું જોઇએ. જે સ્નાન કરતા નથી, તે ભલે માનતા હોય, કે અમે જાગ્રત રહીએ છીએ, પણ તે પૂર્ણ જાગ્રત રહેતા નથી. નિદ્રા તંદ્રાના ભોગ તે થઇ રહે છે અને જે સ્ફુર્તિવાળું પૂર્ણ જાગ્રત દશામાં ભાનપૂર્વક જે ક્રિયા થવી જોઇએ, તે તેમનાથી થતી નથી. માટે સ્નાન તો થવું જ જોઇએ. સ્નાન પૂર્વે શૌચ દાતણ વગેરે ક્રિયા પરવારી લેવી જોઇએ.

પછી એક આસને બેસો. ટટાર બેસો. ટટાર ન બેસાય તો તે પ્રમાણે બેસવાનો આગ્રહ રાખો. તે પ્રકારનો અભ્યાસ કરો. ટટાર બેસવું એ પણ નિદ્રા તંદ્રાનો જય કરનાર છે.

હવે જો તમારા ઘરમાં કોઇ ખાવાનું કરી આપનાર હોય તો જમવાનો વખત થાય ત્યાં સુધી દશ અગીયાર વાગ્યાસુધી એક આસને બેસીને જપ કરો. પરમાત્માનું નામ સ્મરણ કરો. પ્રેમથી કરો. ઉત્સાહથી કરો. આતુરતાથી કરો. તીવ્રેચ્છાથી કરો.

પછી જમીને ધંધે લાગો. ધંધો કરતા કરતા પણ આ ક્રમ ચાલુ રાખો. હૃદયમાં તો આ જપ ચાલ્યા જ કરવા જોઇએ. પછી સાંજે ઘેર આવો, એટલે જમીને પાછા આ જ કામે લાગો. આહાર અલ્પ અને સાદો કરો. અલ્પ આહારથી નિદ્રાનો જય થાય છે, માટે અલ્પ આહાર કરો. કટુ તિક્ત આહારને વર્જ્ય કરો. જુઓ હવે, આખી રાત્રી તમારી જ છે. પુનઃ પાછા આસન વાળીને બેસો. જેટલો વખત આસન વાળીને બેસાય તેટલો વખત બેસો. ન બેસાય તો રાત્રે ગમે તે આસને બેસો. ગમે તો પથારીમાં પણ ચાદર, કે ગોદડું ઓઢીને પણ બેસો, અને પછી જપનો ક્રમ ચાલુ કરો. બે ચાર કલાક નિદ્રાના જાય તેટલા જવા દો અને બાકીનો રાત્રીનો બધો વખત આ જ ક્રમમાં જવા દો. શાંતિથી, નિશ્ચિંતપણે જપની ધારાને ચલાવ્યા કરો. અહો ! કેટલું સરળ અને સુલભ સાધન !

આ પ્રમાણે દિવસોના દિવસો અને રાત્રીની રાત્રીસુધી કરો. કામ ધંધો ન હોય તો આખો દિવસ તમારા ઘરના એક ખુણામાં ભરાઇ રહીને આ ક્રિયા આખો દિવસ અને આખી રાત્રી કર્યા કરો. દિવસોના દિવસો અને મહિનાના મહિનાસુધી કરો. એક માસ કરો, ત્રણ માસ કરો, છ માસ કરો, એક વર્ષ કરો, અને ત્રણ વર્ષ સુધી કરો. બસ, ત્રણ વર્ષમાં તો તમારા અર્થની સિદ્ધિ થવી જ જોઇએ. ત્રણ વર્ષમાં તો તમારા ઇચ્છિતાર્થ સિદ્ધ થવા જ જોઇએ. પછી તો તમારો બેડો પાર સમજો. પછી તમે તરી ગયા, પછી તમારું જીવન સુધરી ગયું અને કૃતાર્થ થઇ ગયું સમજો. પછી તમારે જીવનમાં માત્ર આનંદ જ કરવાનો રહ્યો. અત્યારથી જ્યારે ત્રણ વર્ષ જેટલી મુદત તમારા ઇચ્છિતાર્થ

આ જ પ્રમાણે તમારા પ્રયત્નના બીજકો યોગ્ય સમયે જરૂર અંકુર કાઢશે, અને વૃક્ષ થઈને ફળને પ્રકટાવશે, એની સોએસો ટકા સંપૂર્ણ શ્રદ્ધા રાખો. તમારું કામ માત્ર પ્રયત્ન કરવાનું છે તે કર્યા કરો, અને તમારે જે જોઈએ છે, તે તમને મળ્યાવિના નહિ જ રહે.

આથી અધિક શું કહું ? મારે તમને જે કહેવાનું હતું તે આ પત્રમાં કહી દીધું છે. આથી અધિક તમારે કંઈ જ જાણવાની જરૂર નથી. તો આ ક્ષણથી પ્રયત્નના પંથે પડો અને ઈપ્સિતાર્થની સિદ્ધિ થએલી જુઓ ત્યારે જ વિરમો. પ્રયત્નરૂપીવેદીઉપર તમારા જીવનસાર્વસ્વને હોમી દો, અને આ દુર્લભ માનવ તનુને સફળ કરો.

---

# શું આ વખતમાં પ્રત્યેક મનુષ્ય ગાય રાખી શકે ?

## મારો જાતિઅનુભવ.



બ્રાહ્મણ હોવાથી બ્રાહ્મણના ધર્મકર્મમાં જે જે બાબતો આવતી હોય, તે તે બાબતોનું પાલન કરવા તરફ સ્વાભાવિક રીતે જ મને વૃત્તિ રહે છે. મારી ઘણા વખતથી એવી ઈચ્છા હતી, કે ઘેર એકાદ ગાય હોય તો સારૂં તેની સેવા થાય અને વળી ચોખ્ખું દુધ દહીં પણ મળે. શહેરોમાં રહેનારને ચોખ્ખાં દહીં દુધ મળતાં નથી. એ, જે શહેરમાં રહે છે, તે સર્વને અનુભવ છે. વડોદરામાં જે ઘેરઘેર ફરીને દુધ વેચે છે તથા બજારમાં પણ દુધની દુકાનોમાં જે દુધ વેચાય છે તે સર્વ મોટાભાગે સંચાના દુધથી મિશ્રિત હોય છે. મેં તો આ વાતની જાતે ખાત્રી કરી છે અને જેમને ખાત્રી કરવી હોય તેમણે સંચાનું દુધ જે દુકાનમાં આવે છે ત્યાં સવારમાં પાંચ સાડાપાંચે જઈને બેસવું અને જોવું, કે શું બને છે. આ દુકાને જે જે દુધ વેચવાનો ધંધો કરનાર છે. તે સર્વ મોટે ભાગે સંચાનું દુધ લેવા આવે છે. અને પોતાને જેટલા દુધની જરૂર હોય છે તેટલું દુધ લેઈ જાય છે, અને ઘેર જઈને તેને ચોખ્ખા દુધમાં ભેળવીને પછી વેચે છે.

આ દુધ વેચનારીઓ ઘેરઘેર ફરીને દુધ આપે છે, તેથી લેનારને સગવડ રહે છે. કેમ, કે એક તો બજારમાં જઈને લેઈ આવવાનો શ્રમ બચે છે. તથા વખત પણ બચે છે, અને વિશેષમાં રોકડા પૈસા પણ કાઢવા પડતા નથી. આ લોકો મહિને બે મહિને સવડે પૈસા લે છે તેથી તેમની પાસેથી દુધ લેવું ઘણા લોકોને અનુકૂળ પડે છે.

આ દુધ વેચનાર, ચોખ્ખું દુધ જ્યારે પાંચ રૂપીએ શેર મળે છે ત્યારે ત્રણ સાડાત્રણ, ચાર, અને સાડાચારના ભાવથી વેચે છે. જેવું ગ્રાહક મને ચાર આપે અને તમારી

પાસે સોડાચાર લે, તો બીજા પાસે ત્રણ કે સાડાત્રણ એ જ દુધના શેર આપણને ત્રણ સોડાત્રણે આપે તો કહેશે કે, ભાઇસાહેબ ! બીજાને આ ભાવની વાર્તા કરશો નહિ કારણ કે, મારો ભાવ બગડે. તમને જ આ ભાવથી હું આપું છું. આ પ્રમાણે તે મારી પાસે ત્રણ સાડાત્રણ લે છે તો મારા જ પાડોસી પાસે ચાર સાડાચાર લે છે. અહીં દુધ વેચનારીઓ ઘણેભાગે ભરવાડીઓ હોય છે, પુરુષો ગાયો ફેરવવાનો ધંધો કરે છે, અને સ્ત્રીઓ ઘેરઘેર ફરીને દુધ વેચવાનો અને છાણાં થાપવાનો ધંધો કરે છે. આ પ્રમાણે તે સારી કમાણી કરે છે. આ સ્ત્રીઓ જ્યારે બારણે નિત્યમે બહાર નીકળે છે. ત્યારે કીંમતી સોનાના દાગીના પહેરીને નીકળે છે. સ્ત્રીઓ જ પોતાનો નિર્વાહ થઇ શકે તેટલું કમાઇ શકે છે. વળી તે પોતાનાં વાસણો સ્વચ્છ રાખે છે, તથા સુંદર અને ધોએલાં કિંમતી કપડાં પહેરીને ગ્રાહકોને દુધ આપવા નીકળે છે, તેથી લોકોને તેમનું દુધ લેવાને અડચણ હોતી નથી.

કહેવાનું તાત્પર્ય, કે વડોદરામાં ચોખ્ખું દુધ મળતું નથી. જ્યાં ભેંસો કે ગાયો લોકો રાખે છે, ત્યાં જઇને લેઇ આવીએ અને પાંચ રૂપૈયા મણનો ભાવ આપીએ, તો ચોખ્ખું દુધ મળે છે બીજા શહેરમાં પણ આવી જ સ્થિતિ હશે, એમાં શંકા નથી.

આ લોકો કહે છે, કે વિજ્ઞાનની શોધોથી પ્રજા બહુ આગળ વધે છે. અમને આ યોગ્ય જણાતું નથી. ઉલટી પ્રજા દુખી થાય છે, અને ખાવાના ચોખ્ખા પદાર્થો પ્રજાને મળતા નથી, એ આ શોધના પરિણામે થાય છે. દુધમાં દવા નાંખવાથી તે એક બે દિવસ સુધી બગડતું નથી, જેથી દુધ વેચનારાઓ બચેલા દુધમાં તે દવા નાખીને તેને એક બે દિવસ રાખી શકે છે. જો તેટલા વખતમાં ન વેચાય તો તેનું દહીં કરીને વેચે છે. પ્રજાને ચોખ્ખું દહીં કે દુધ પ્રજાને ખાવાને મળતું નથી. ઘીમાં પણ તેલ, ચરબી, વગેરે ઘણા પદાર્થોનો ભેગ થાય છે. તેલમાં પણ બીજાં હલકા તેલોનો ભેગ થાય છે. ચોખ્ખું રેશમ પણ પ્રજાને પહેરવાને ન મળે તેમાં પણ પણ નકલી જાતનો ભેગ આવે છે. આ પ્રમાણે આજે પ્રજાની સ્થિતિ છે. ખાવા પીવાના તથા પહેરવાના ઓઢવાના પદાર્થો ચોખ્ખા તો મળે જ નહિ. પછી પ્રજાનું આરોગ્ય આયુષ્ય ઓછું થાય તથા તે વિવિધ રોગની ભોગના થાય તેમાં શું આશ્ચર્ય છે ! છતાં આ લોકો કહે છે, કે પ્રજા બહુ આગળ વધે છે અને વિદ્યાની, વિજ્ઞાનની ઘણી વૃદ્ધિ થાય છે ?

મને કોઇ વાર્તા હિતકર જણાય તો તેનો અનુભવ કરી જોવો, એ મારો સ્વભાવ છે. તે પ્રમાણે મેં ગાય રાખીને તેનો અનુભવ કરી જોવાનો પણ વિચાર કર્યો. તેમાં મારા એક બે મિત્રોને ત્યાં ગાય ભેંસો હતી. તેમને મેં અનુભવ પૂછ્યો તો કોઇએ કહ્યું કે મારે ત્યાં ગાય સાત શેર દુધ આપે છે, તો કોઇએ કહ્યું કે મારે ત્યાં ભેંસ પંદર શેર દુધ આપે છે. આ વાર્તા સાંભળીને જેમ વગર અનુભવી હિસાબ ગણે તેમ મેં પણ ખરચનો અને આવકનો હિસાબ ગણ્યો અને મને તરત જ ગાય લેવાનો વિચાર આવ્યો. કેટલીક ગાયો જોઇને મેં ગામડેથી સારાં લક્ષણવાળી, સારી સુશોભિત મુખમુદ્રાવાળી તથા પહેલ-વેત્રી એક ગાય ચોત્રીસ રૂપૈયા આપીને તાબડતોબ ખરીદી.

તેને લાવતા પૂર્વે મેં જોશીને પણ પૂછી જોયું, કે અમારે ગાય ભેંસ સાથે લેણાદેણી છે કે કેમ ? કારણ; કે મારા પિતાએ હું નાનો હતો ત્યારે ગાયો રાખી હતી પણ તેમાં તેમને

ગાયને માટે ઘાસ લાવવા તે ગાડું નાખતા. પ્રથમ ઝીણા ઘાસનું સારું ગાડું મળ્યું. પછી જાડું અને ખરાબ મળ્યું. ઉપર ધાન ઝીણું ને દેખાતું પણ અંદર બધું ખરાબ તેની અમને ખબર ન પડી. જેથી દુધ ઓછું થયું. દોર ટેર શરીર ઉપર આવ્યું. આટલા દુધમાં દોહનારો રાખવો ન પોષાય તથા વાછરડીને માટે તે દુધ ન રહેવા દે જેથી તેને બંધ કરી પુનઃ હાથે જ દુધ કાઢવા માંડયુ.

થોડા દિવસ ઘેર બાંધી રાખી પછી ચરવા પણ છોડવા માંડી. ગોવાળીઆએ કહ્યું કે નવી ગાય છે, માટે મહિને એક રૂપીઓ લેશું. પછી આઠ આઠ આના આપજો. તે પ્રમાણે એક બે મહિના એક એક રૂપીઓ ચરાઇ આપી.

થોડા દિવસ ગયા પછી એક દિવસે તે ઘેર ન આવી. ગોવાળીઓ કંઇ મૂકવા ન આવ્યો, અને ઘેર ખબર કહેવા પણ ન આવ્યો. ન. ગઝી મોંમાં જીમ જ ન ચાલે. અમે ઘરનાં બધાં માણસો તેની શોધમાં નીકળ્યાં. અર્ધું વડોદરું રખડી તેને શોધી કાઢી ઘેર આણી.

પુનઃ પણ તે એક દિવસ ન આવી અમને એમ થાય, કે કોઇ તેને લેઇ તો નહિ જાય. જેથી તેને શોધીને ઘેર લાવતા. તેની ગોતમાં અમારે સર્વને બાળકો, બાળકોની માતા અને મારે શહેરમાં અને શહેર બહાર દૂર દૂર રખડવું પડતું. આવા ઘણા પ્રસંગો બન્યા છે. પગમાં ઘણી વખત અમને સર્વને તેને ગોતતા કાંટા વાગ્યા છે. તેમાં જો ગુરુવારે તે ન આવી હોય તો અમને એમજ થાય કે જરૂર શુક્રવારે તેને ગુજરીમાં કોઇ વેચી દેશે જેથી તેની ઘણી શોધ કરતા. તળાવ, જંગલ ખેતર, અને પહાડીમાં તેને શોધી વળતા. કોઇ દિવસે તે એની મેળે રાત્રે મોડી આવે અને કોઇ વખતે બીજે દિવસે સવારમાં છ વાગે પણ આવે. જે રાત્રે ન આવી હોય તે રાત્રે તેની ફિકરમાં અમને સર્વને ઊંઘ પણ ન આવે. કાંતો તે કોઇ બીજે માર્ગે ચડી જતી કે કાંતો ગોવાળીઓ તેને મૂકીને જ આવતો.

આવી અડચણને લીધે તેને ઘેર બાંધવા માંડી અને વળી ઉનાળો હોવાથી જંગલમાં ચરવાનું પણ નહિ જેથી ઘેર રાખવી એજ ઠીક લાગ્યુ. ઘેર બાંધવાથી તેનો ત્રાસ અમારાથી જોવાતો નહિ. તે બીચારી બહાર જવાને વલખાં પાડયા જ કરે અને જ્યારે તેને છોડીએ ત્યારે હરખાતી દોડતી દોડતી ચરવા જતી રહે.

ગોવાળીઓ પણ અમને એવો દુષ્ટ મળ્યો હતો, કે કંઇ કહેવાની વાત નહિ ઘણી વખતે તો તે જ તેને આડી અવળી ચડાવી દેતો કે જેથી બીચારીને આખી રાત્રી ગમે ત્યાં રખડવું પડતું. પ્રસંગે તે ચરવા લઇ જાય, પ્રસંગે તે ન લેઇ જાય અને પ્રસંગે ઘેર મૂકવા પણ ન આવે. જેથી તે બીચારી બહુ દુઃખી થતી કારણ તેને ઘેર બાંધી રાખવાથી તે બહુજ અકળાતી. એક બે વખત તો એવો નિશ્ચય કર્યો કે ગોવાળીયાને ઘરમાં ઘાલીને તેની પૂજા સારી રીતે કરવી. પણ વળી થયું, એનાં કર્મ એ ભોગવશે જાણી તે વિચાર માંડી વાળ્યો. બીજા ગોવાળીયાની તજવીજ કરી તો તેણે કહ્યું કે તમે તેનામાં છોડો છો એટલે હવે અમે તેને નહિ લેઇ જઇએ ઠીક.

એમ કરતાં કરતાં જેઠ મહિનો આવ્યો. જેમ દહાડા જાય તેમ વર્ષાદ ન હોવાથી ઘાસ મોંઘું થાય. છેવટે રૂપિયે મણ પણ ઘાસ લાવ્યા. આવું મોંઘું ઘાસ તેને દાણાની પેઠે જોઇ જોઇને નાખવું પડે એથી અમારો જીવ બળી જાય. કારણ અમને બાર આનાથી

રૂપૈયો ખરચ થતાં તેનું પેટ ભરાય નહિ આગ વખતમાં તેને વેચી પણ કેમ દેવાય કે કોઇને આપી પણ કેમ દેવાય ? કારણ કે તે બીજે ભુખે મરે. રોકી વર્ષાદ ન આવવાથી ઉંચે નીચે થવા લાગ્યા. શુક્રવારની ગુજરીમા પુષ્કળ ઢોર વેચાવા આવવા લાગ્યાં. લીમડો તથા આમલીના પાનાં લોકો ખવરાવવા લાગ્યા. હું તો હાથ જોડીને નર્હિની માતાને પ્રાર્થના કરતો કે મા તું અમારી લાજ રાખજે અને વર્ષાદ વાળજે. તે પ્રમાણે તેણે અમારી પ્રાર્થના સાંભળી અને જરા મોડો પણ વર્ષાદ પુષ્કળ થયો.

અહીં તેમજ બીજા ગામમાં ગાય ભેંસને ચરાવવા માટે ગોવાળીઆની મજુરી ઉપરાંત બીજો ચરાઇ વેરો આપવો પડે છે, એ સંબંધમા પ્રસગ પ્રાપ્ત થયો છે, તો મારે થોડું જણાવવું જોઇએ, કારણ તે મહત્વની બાબત છે.

એક દિવસે ગોવાળીયો આવ્યો, ને કે નગ, રૂપૈયા આપો. મેં કહ્યું, શાના ? તેણે કહ્યું કે અમારે અમુક ઇજારદારને આપવા છે. તમે એક વખતે આ રૂ. આપશો એટલે પછી, બાર મહિનાસુધી નહિ આપવા પડે. મેં પુછ્યું ઇજારદાર શાના માગે છે ? તેણે કહ્યું કે તે સરકારમાથી અમુક જમીન ઇજારે રાખે છે, અને તે જમીનમાં જે ઢોર ચરવા જાય તેના ઉપર અમુક લાગત લેઇ તેનો ઇજારો પુરો કરે છે. આ ઇજારદાર બીજી વધારે પણ લાગત લેતો હશે, એમ પણ જણાયું.

આજનાં સુધરેલાં સર્વ રાજ્યો પૂર્વે જે ગૌચરની જમીન ઢોરોને માટે ખાસ ચરવા માટે રાખેલી તે રાખતા નથી. અને રાખતા હશે તો તે ઘણા ઓછા પ્રમાણમાં. જમીન ખેડનાર મળ્યા એટલે આવી ગૌચરની જમીન તેમને ઉપયોગ કરવા અર્થાત્ ઉત્પન્ન વધારવા માટે આપી દીધી છે. અને થોડી રાખી છે. તથા કેટલી તો એવી રાખી કે કે જ્યાં ઢોરને ચરવાનું નહિ જેવું જ મળે. આવી ખરાબાની જમીન ખાડાટેકરાવાળી જેમાં બાવળનાં ઝાડ ઉગ્યાં હોય તેવી નકામા જેવી જમીન ગૌચરને માટે રાખી હોય છે જેમાં ઢોર જ મોટે ભાગે ચરવાનું મળતું નથી. વળી આવી જમીનો પણ ઇજારે અપાય છે એમ મેં જાણ્યુ છે. અથવા આવા ખરાબા જેવી જમીન પણ ઇજારે આપીને સરકાર તેનું ઉત્પન્ન લે છે. અને ઇજારદાર તેમાં ઢોર ચારનાર પાસે ઢોર દીઠ અમુક રૂપૈયા લે છે. જેથી જેને ઘેર ખેતર હોય તેને જ મોટે ભાગે આજે ઢોર રાખવું પોષાય છે, એ મેં ઘણા ખેડુતોને મળીને વાતચિત કરીને જાણ્યું છે

આ સંબંધમાં વિચાર કરતાં અનાવૃષ્ટિ અને અતિવૃષ્ટિ થવાનું કારણ મને સ્પષ્ટ થયું. આ જગતમાં જેમ રાજા મનુષ્યની સંભાળ લેનારો છે, તેમ ઢોરની પણ લેવી ઘટે છે. પણ તે પ્રતિ કોઇનું લક્ષ નથી એમ જણાય છે. અમલદારે પણ આ બાબત પ્રતિ લક્ષ આપતા હોય એમ જણાતું નથી. તે પણ સરકારની આવક કોઇ પણ ઉપાયે વધારી આપવાપ્રતિ જ લક્ષ રાખે છે. તે સરકારને આવક વધારી આપી રાજ્યને ફાયદા કરી આપ્યાનું જણાવે છે, એટલે સરકાર પણ તેમને પગાર વધારી આપે છે. પણ આ રાજનીતિ ટુંકી દૃષ્ટિવાળી છે. કારણ કે પરિણામે તે રાજ્યને ખરાબ કરનાર છે. પણ પોતાની તત્કાલિક આવકપ્રતિજ માત્ર જોનાર તથા રાજનીતિને ન સમજનાર રાજાઓ પણ અમલદારોના કહેવાઉપર જ ધોરણ રાખે છે. અને રાજ્યની શી સ્થિતિ થાય છે, વા થશે, તે જોતા નથી

પણ આ પ્રમાણે થવાથી ઢોરની સંખ્યા ઓછી થાય છે, તે દુર્બળ થાય છે. આપણા દેશમા આનંદનો અને પ્રજાની આબાદીનો મુખ્ય આધાર ખેતીઉપર હોવાથી ખેડુતો નબળા થવાથી ખેતી પણ ઓછી થાય છે સારા ઢોરની ઉત્પન્ન થવતી નથી. પરિણામે જમીન ઓછી ખેડાય છે. અને તથી રાજ્યનું મહેસુલ પુરૂ મળતુ નથી ઢોરને ચરવાનુ ન મળવાથી ઘી દુધ મોઘા મળે છે, અને ગરીબોને તો તે ખાવાને પણ મળતા નથી. જેથી પ્રજા પણ શરીરે નિર્બળ થાય છે. શરીરે નિર્બળ થવાથી તે મનથી, ધર્મથી, નીતિથી તથા બીજી ઘણી બાબતોથી નિર્બળ થાય છે, અને આ રીતે રાજ્યની આરંભમા વધતી થોડી આખર પ્રજાના વિનિપાતનુ કારણ થઇ રહે છે

પરતુ ઇશ્વર દયાળુ હોવાથી અને તેમને સર્વ પ્રાણી સમાન હોવાથી તે ઢોરનુ રક્ષણ આ રીતે કરે છે અનાવૃષ્ટિ થવાથી અનાજ પાકતુ નથી, પણ ઘાસ થાય છે, જેથી ઢોર જીવે છે. અતિવૃષ્ટિ થવાથી પણ ઘાસ પુષ્કળ થાય છે જેથી ઢોરને સારી રીતે ચરવાનુ મળે છે મને અનાવૃષ્ટિ અને અતિવૃષ્ટિ થવાનુ આ પણ એક કારણ જણાય છે.

પછી પુષ્કળ વર્ષાદ થયો એટલે ચરવાનુ થતા અમે પુન ગોવાળીયાની શુશ્રૂષા કરીને ગાયને ચરવા છોડવા માડી પુન તે કોઇ કોઇ દિવસ ન આવતી. જેથી તેવા વખતમા વર્ષાદમા અમે તેને શોધવા રખડતા એક દિવસે વર્ષાદ વધારે હતો અને સઘળે પાણી પાણી થઇ ગયુ હતુ તે દિવસે તે ન આવી. જેથી અમને લાગ્યુ કે તે બીચારી કંઇ પાણીને લીધે જંગલમા અટકી જશે તો ભુખે મરી જશે જેથી હુ અને એક નોકર જંગલમા પાણી ડોળતા ડોળતા તેને શોધવા નીકળ્યા. જંગલમા ચાર પાંચ માઇલ દૂર ખેતરોના રસ્તે તેને ખુબ શોધી પણ પત્તો ન લાગ્યો જેથી થાકીને ઘેર આવ્યા વળી તે ઘેર આવી એક દિવસે તે અટકી ગઇ તેની ગોવાળોએ કાળજી ન કરી અને ચોથે દિવસે તે આવી બહુ વરસાદમા તે બીચારી કઇ રોકાઇ ગઇ તે ત્યાં જ ભુખે ઉભી રહી. ઘેર આવી ત્યારે ભુખથી સુકાઇ ગએલી તે આવી. ગોવાળીયાને તેની કંઇ દરકાર હોય એમ અમને ન જણાયુ જેથી પુન. અમે તેને ઘેર રાખવાનો ત્રાસ જંગલમા છોડવાનુ બંધ કરી ઘેર જ રાખી આ વખતે ત્રણ દિવસ તે ભુખી રહેવાથી તેનુ દુધ બીલકુલ ઉડી ગયુ અને તે ઉચી ગઇ જેથી હવે અમારે તેને કપાસીયા વગેરે ખવરાવવાના ન રહ્યા પણ માત્ર ઘાસનુ જ ખરચ રહ્યુ. હવે લીલુ ઘાસ મળતુ હોવાથી તે લાવીને ખવરાવતા પણ તેને માટે પણ રોજ અમારે લેવા જવુ પડતુ.

આવી સ્થિતિમા તે સવાસોએક રૂપીયા ફગે- મહિનામા ખાઇ ગઇ ઉત્પન્ન તો કઇ નહિ જેવુ જ દીધુ વાછરડી કઇ માંદી પડી અને તે મરી ગઇ. ઘરના બાળકો વગેરે સર્વ તેના મરી જવાથી ખુબ રડ્યા ગાયનો ચરવાનો ત્રાસ તો ઉભો જ હતો તે સગર્ભા થઇ હતી ઘણી વખત ગોવાળીયો તેને ખુબ મારીને લાવતો. તેના શરીર ઉપર લાકડીઓના મારની નિશાનીઓ પડેલી હોય વખતે લોહી પણ નીકળેલુ હોય, તે અમારાથી જોવાતુ નહિ આ પ્રમાણે થાકીને અમે હાલતો તેને ગામડે મોકલી દીધી છે. પુનઃ તે વાય તો પણ હવે તેને પાછી લાવવાનો વિચાર નથી. કારણ ઉપરપ્રમાણે અમને ત્રાસ થયો છે

ખર્ચનો તો અમે વિચાર કર્યો નથી. કારણ કે તેને અને ગાયની સેવા સમજતા, પણ આવા ત્રાસને લીને અમારે તેને નિરુપાયે અપ્રસન્નતાથી કાઢવી પડી છે. અહો! ગાય જેવું પવિત્ર અને ગરીબ પ્રાણી ખરેખર માટે જાનવર નથી તેની સેવામાં અમને બહુ આનંદ થતો. હું પોતે જ મોટે ભાગે તેની તગેથી વાસીદું વાળીને સાફ રાખતો. અને જે કોઇ આવે તે કહેતા કે ભાઇ, તમારી ગાયનગે સ્વચ્છ મકુ રહે છે. તે ચરવા ગઇ હોય અને, આવવાનો વખત થાય તે પહેલા તેની બાંધવાની જગોમાં સાફ કરી રાખોડો નાખી સ્વચ્છ કરી રાખતો કે જેથી તેને તેમાં બેસતા પ્રસન્નતા થાય.

બીજા મનુષ્યો આ પ્રમાણે મહિને દશ પંદર રૂપીઆ ખરચ પણ શીરીતે કરી શકે, અથવા તો જેટલું દુધનું ઉત્પન્ન હોય તેના કરતાં વધારે ખરચ પણ સામાન્ય કમાણીવાળા અથવા માત્ર લાભખોટનો વિચાર કરનાર બીજા મનુષ્યો ગાય શીરીતે રાખી શકે? તે ઉપરાંત તેની ટહેલમાં સમય જાય તે જુદો તેમજ વખત પણ તેને માટે નિત્ય કાઢવો જોઇએ. વળી તેને માટે ઘાસ ભરી રાખવાની જગોની પણ સગવડ જોઇએ ગામડામાં મનુષ્યો ઓછા ખરચે ગાય ભેંસ રાખી શકે એમ મને લાગ્યું. મને તો આ પ્રકારનો અનુભવ થયો છે બીજાને પછી જે થયો હોય વા થતો હોય તે ખરો. આ સમય જ કોણ જાણે એવો વિચિત્ર છે, કે કરવાજેવાં કર્મો પણ આપણે ન કરી શકીએ.

---

## સૂચના.



મહાકાવ્યના કોઇપણ વર્ષના તથા પ્રાતઃકાળના પ્રથમ પાંચ સાત વર્ષના પુરા અંકોની જરૂર છે જેમને વેચવાની ઇચ્છા હોય તેમણે અમને લખવું

વ્યવસ્થાપક પ્રાતઃકાલ—વડોદરા.

# सिद्ध मंदिरनां सिद्ध सूत्रो

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૫૦ થી. )

જો આપણા હૃદયમાં, આપણા વિચારમાં સુવ્યવસ્થા અથવા એકતાનતા ( armony ) હોય છે તો બાહ્ય સૃષ્ટિમાં અથવા આપણા બાહ્ય જગતમાં અનુકૂલ પરિવેષ્ટન, અનુકૂલ મિત્રો, અનુકૂલ સગાં સંબંધીઓ અને સર્વ સુખપ્રદ અને અનુકૂલ હોય છે અને આપણને સુખશાંતિ ઉપજે છે. આરોગ્ય, વિજય વગેરે સર્વનો આ જ પાયો છે. જેનામાં આ વસ્તુ નથી તે જગતમાં નથી તો કંઈ મહત્તા પ્રાપ્ત કરી શકતા કે નથી તો તે સુખશાંતિને મેળવી શકતા.

જો આપણા આંતર જગતમાં જે જે સામર્થ્યો અથવા સંભવો રહેલા છે તેને આપણે જાણીએ છીએ અને તેનું આપણે જ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ તો આ સામર્થ્યોને અને સંભવોને આપણે બાહ્ય જગતમાં જરૂર એક દિવસ પ્રત્યક્ષ કરી શકીએ છીએ. જગતનાં મનુષ્યો (masses) ને જોશો તો જણાશે કે તે અંધકારમાં જ અટવાતાં હોય છે, તેમને આનું કંઈજ જ્ઞાન હોતું નથી પોતે કોણ છે, પોતાના અંતરમાં શું શું રહેલું છે, તેનું તેમને કંઈ જ જ્ઞાન ભાન હોતું નથી અને તેવી ન હોય છે તેને તે જ સ્થિતિમાં પ્રારબ્ધથી આવી મળતાં સુખદુઃખ ભોગવીને અત્યંત સામાન્ય સ્થિતિમાં જીવનને પૂરૂં કરે છે. એનાથી ઉલટું આ વિષયને જેનામાં સમજવાની શક્તિ છે એવા વ્યુત્પન્ન અધિકારી મનુષ્યો આ જગતમાં ઇચ્છાનુકૂલ પદ કે સ્થિતિને પ્રાપ્ત કરી શકે છે. તે ગમે તેવી નિકૃષ્ટ સ્થિતિમાં હોય છે, તો પણ આ પ્રકારના જ્ઞાનવડે તે ઉચ્ચ અથવા મહાન્ પદને પ્રાપ્ત કરી શકે છે. જ્ઞાનાદેવ મુક્તિઃ સ્યાત્—એમ જે કહેલું છે તેનો આ જ અર્થ છે. પોતાના સંબંધી પોતાના સ્વરૂપ ( self ) સંબંધી જ્ઞાન જ મનુષ્યને નાના દુઃખથી મુક્ત કરે છે. હું કોણ છું, મારામાં શું શું રહેલું છે, એ જાણવું એ જ દુઃખમાત્રથી ઉગરવાનો અને શિખરે સ્થિતિ કરવાનો શ્રેષ્ઠ ઉપાય છે.

જ્યારે આપણે જાણીએ છીએ કે આપણા અંતરમાં અમુક અમુક સામર્થ્યો રહેલાં છે, ત્યારે તે સામર્થ્યોને કેવા માર્ગે જાગ્રત્ અથવા પ્રકટ કરી શકાય છે તે આપણે જાણવાનો પ્રયત્ન કરીએ છીએ, અને તેના પ્રયત્નદ્વારા આપણે આ સામર્થ્યોને પ્રકટ કરી શકીએ છીએ. જે આ વાતો જાણતા જ નથી તે અત્યંત નિમ્ન ( નીચી સ્થિતિમાં જ હમેશાં રહે છે, કારણ કે ઊર્ધ્વ જવાનું તેમને જ્ઞાન નથી.

જે જે મહાપુરુષો થઇ ગયા છે તે સર્વ આ આંતર જગતને જોનાર અને તેને સત્ય માનનાર હતા અને આ પ્રમાણે હોવાથી જે શક્યતાવડે મહાન્ પદ પ્રાપ્ત થઇ શકે છે, તેમાં તે શ્રદ્ધા ધરનાર હોવાથી તેને તે પ્રકટ કરવાના અધિકારી હતા. હું આ આંતર જગતમાંથી ધારીશ તે પ્રકટ વા પ્રત્યક્ષ કરી શકીશ એવી દૃઢ શ્રદ્ધાવાળા તે હતા અને તેથી તે ક્ષુદ્ર સ્થિતિમાંથી મહાન્ પદને પામ્યા હતા.

પ્રશ્વાસની ચલન ક્રિયા, કલ્પના, અને બીજા આંતર મનમાં થતા અનુભવો અથવા વ્યતિ• કરોઉપર અનુકંપિત મજ્જાતંતુ વ્યૂહ ( Sympeihetic System of Nerves ) નું સ્વામિત્વ હોય છે. આ અનુભવો આપણને આ વ્યૂહદ્વારા થાય છે. આ બે પ્રકારના મજ્જાતંતુના વ્યૂહને જો આપણા શરીરમાંથી લેઇ લેવામાં આવે તો આ બે પ્રકારના અનુભવો, અથવા જ્ઞાન આપણને થાય નહિ.

હવે આ જગતમાં એક વિશ્વવ્યાપી અથવા સર્વવ્યાપી મન ( Universal mind ) રહેલું છે જે અનંત ઉત્પાદક સામર્થ્યવાળું છે, અને જે આ અનંત સૃષ્ટિઓને અથવા બ્રહ્માંડોને રચી રહ્યું છે. આ સર્વવ્યાપી મહાન્ મનસાથે આપણે આપણામાં રહેલા અંતર મનદ્વારા સંબંધ કરી શકીએ છીએ. અને આ મનસાથે સંબંધ કરવો એટલે એ જ કે આ અનંત ઉત્પાદક સામર્થ્યોને આપણે આપણા મનમાં પ્રકટ કરી શકીએ છીએ.

આપણા શરીરમાં નાભિની પાછળના ભાગમાં રહેલા મણિપૂરક ચક્ર કે જે આંતર મનને રહેવાનું સ્થાન છે, તેના દ્વારા આપણા આંતર જગત્ અથવા આંતર સૃષ્ટિ સાથે આપણે સંબંધમાં આવી શકીએ છીએ.

આપણા શરીરમાં રહેલાં મગજ અને મણિપૂરક ચક્ર એ બે મધ્યબિંદુના સ્વરૂપને સમજવું તથા તેમને પરસ્પર વિરોધ નહિ પણ એક લીટી ઉપર રહીને કાર્ય કરે તેવી રીતે કરવું, અને તે શું શું કાર્ય શરીરમાં કરે છે તે સમજવું, એમાં જીવનનું મોટામાં મોટું રહસ્ય રહેલું છે. જો આપણે આ વાર્તા જાણીએ છીએ તો બાહ્ય અને આંતર મનને આપણે જ્ઞાનપૂર્વક એકત્ર રાખીને કાર્ય કરાવી શકીએ છીએ; અને તેનો અર્થ એજ કે મર્યાદિત અને અમર્યાદિતનો આપણે સહકાર કરાવીએ છીએ. અને આ પ્રમાણે કરવાથી આપણું ભાવિ આપણા હાથમાં આપણે રાખી શકીએ છીએ એ પછી પરતંત્રપણે આપણે આ જગતમાં ગમે તે સ્થિતિમાં વહેવાનું રહેતું નથી. કારણ, કે આપણા શરીરમાં રહેલા મર્યાદિત સામર્થ્યવાળા બાહ્ય મનવડે આપણે અમર્યાદિત સામર્થ્યવાળા આંતર મન પાસે ઇચ્છાનુકૂલ કાર્ય કરાવી શકીએ છીએ. અને તે આંતર મનનો સંબંધ આ વિશ્વવ્યાપી મનસાથે હોવાથી તે સંબંધવડે આપણે અનંત ઉત્પાદક ( Constructive ) સામર્થ્યને આપણે આપણા પોતાનામાં જાગ્રત્ કરી શકીએ છીએ.

જગતના બુદ્ધિમાન વિદ્વાન્, અને જ્ઞાની સર્વ મનુષ્યો એ વાર્તાનો તે સ્વીકાર કરે જ છે, કે આ વિશ્વમાં જ્ઞાનવાળી એક સત્તા સર્વસ્થળે વ્યાપક રહેલી છે, જે સર્વશક્તિમાન્ છે તથા સર્વજ્ઞ છે. જ્ઞાનમાત્ર અને વિચારમાત્રનું પ્રભવસ્થાન, ઉત્પત્તિસ્થાન તે જ છે. તે પૂર્ણાત્ પૂર્ણ છે. તેને જ્ઞાનીઓ સત્ શબ્દથી ઓળખે છે.

હવે આ જ્ઞાનવાળી સત્તા જે જે વિચાર કરે છે તે તે સ્થૂલરૂપમાં પ્રકટ થાય છે, કારણ કે તે અનંત સામર્થ્યે સંપન્ન છે. આ અનંત વિશ્વ અથવા અનંત સૃષ્ટિઓ તેમાંથી જ પ્રકટી છે. આ સત્તા સર્વવ્યાપક હોવાથી તે આપણા પ્રત્યેકમાં પણ રહેલી છે તે આપણામાં પણ છે. આપણે પ્રત્યેક આ સત્તાની એક મૂર્તિ છીએ, તેમાંથી પ્રકટેલું એક રૂપ છીએ. આ સર્વવ્યાપક, સર્વશક્ત તથા સર્વજ્ઞ સત્તાની પ્રત્યેક પ્રાણી અથવા મનુષ્ય એ જીવંત મૂર્તિ છે, પ્રતીક છે, તેનું દ્વિતીય પ્રકટ અને પ્રત્યક્ષ રૂપ છે.

વિશ્વમાં રહેલી આ સત્તા અને આપણામાં રહેલી આ સત્તા જૂદી નથી, પણ તે એક જ છે, અને તે બેનો અભેદ છે જે ઉપાદાન મન અથવા શક્તિ આ સત્તામાં રહેલાં છે. તે આપણામાં પણ છે. કારણ કે તેનો અને આપણો વસ્તુતઃ અભેદ છે.

કૃપા કરી હું જે જે કહેતો જાઉં છું તેને બરાબર સમજતા જજો. એક વખતથી ન સમજાય તો પુનઃ પુનઃ વાંચીને તેને વૃત્તિમાં બરાબર દૃઢ કરજો. ઉતાવળે વાંચી ન જશો; અને સમજીને વાંચ્યા પછી પણ તમે શું વાંચ્યું અને શો નિર્ણય કર્યો તે વિચારી જજો, અથવા બોલી જજો,

આ વિશ્વમાં જે વિશ્વવ્યાપી મન રહેલું છે તે અનંત અવ્યક્ત સામર્થ્યોનો મહાસમુદ્ર છે. તેમાં જે જોઇએ તે છે. આ સર્વ સામર્થ્યો મનુષ્યદ્વારા પ્રકાશમાં આવે છે, પ્રત્યક્ષ થાય છે જેમ તે મનુષ્યદ્વારા પ્રત્યક્ષ થાય છે તેમ મનુષ્ય પણ આ વિશ્વવ્યાપી તત્ત્વદ્વારા પ્રત્યક્ષ થાય છે બન્ને એક છે.

મનુષ્યમાં વિચાર કરવાની શક્તિ રહેલી છે. આ શક્તિવડે તે આ સર્વવ્યાપી મન ઉપર અસર કરી શકે છે, અને તેમાંથી અનંત સામર્થ્ય અથવા અનંત સંપત્તિને તે ઉપજાવી શકે છે. મનના અવ્યક્ત સામર્થ્યને વ્યક્ત કરનાર વિચાર એ મહાબળવાન્ આંદોલનાત્મક સામર્થ્ય છે. અવ્યક્ત મનનું વ્યક્તમાં રૂપાંતર, એ વિચારનું સ્વરૂપ છે

આખું જગત્ બાહ્ય જગતની સાથે જ માથાફોડ કરી રહ્યું છે. તે પોતાને જે જોઈએ તે આ બાહ્ય જગત્માં-કાર્ય પ્રદેશમાં શોધે છે અને ભગીરથ પ્રયત્ન કરી રહ્યું છે. તે સુખની શોધમાં આ બાહ્ય વિશ્વને જ ડોળી રહ્યું છે. પણ તેના આ મહત્ પરિશ્રમના પરિણામમાં તેને નહિ-જેવું જ સુખ પ્રાપ્ત થાય છે. કારણ કે તેને માટે જ્યાં શોધ કરવી જોઈએ ત્યાં તેની શોધ થતી નથી. જે મૂળને શોધે છે તેને સર્વ મળે છે, જે ડાળને વળગે છે, તેને માત્ર યત્કિંચિત્ જ મળે છે. જગત્ બીચારું જાણતું નથી, કે આ બાહ્ય જગત્ એ અંતરમાંથી જ પ્રકટ્યું છે. બાહ્ય જગત્ એ પ્રતિબિંબ છે, અને આંતર જગત્ એ બિંબ છે, બાહ્ય જગત્ એ કાર્ય છે, અને આંતર જગત્ એ કારણ છે. જે આંતર જગતમાં પોતાને જોઈતું ઉપજાવી શકે છે, તેને બાહ્ય જગતમાંથી કડાકૂટ કરવાની રહેતી નથી, કારણ કે આંતર જગતમાં તે જે ઉપજાવે છે, તે બાહ્ય જગતમાં એની મેળે જ પ્રકટ થાય છે.

બાહ્ય અને આંતર જગતનો સંબંધ સમજવાથી આપણામાં એવું એક જ્ઞાન પ્રકટે છે, કે જે જ્ઞાન આપણામાં વિલક્ષણ સામર્થ્ય જાગ્રત્ કરે છે. આ સામર્થ્ય વડે આપણે ઇચ્છા પ્રમાણે પદાર્થો આ આંતર જગતમાંથી પ્રકટ કરી શકીએ છીએ. બાહ્ય જગત્ એ કાર્ય છે; અને આંતર જગત્ એ કારણ છે. કારણ, ફેરફાર કરવો હોય તો પ્રથમ કારણમાં કરવો જોઈએ. આપણે આપણા બાહ્ય જગતને બદલવું હોય તો પ્રથમ તે ફેરફાર આપણે આપણા આંતર જગતમાં કરવો જોઈએ.

આને બદલે જગતનાં મનુષ્યો કાર્યની સાથે જ માથાફોડ કર્યા કરે છે. તે કાર્યમાં ફેરફાર કરવા ને કારણમાં ફેરફાર કરતા નથી પણ કાર્યની સાથે જ આખો જન્મ કડાકૂટ કર્યા કરે છે. આ પ્રમાણે કરવાથી એક દુઃખને ટાળતાં બીજું ઉભું થાય છે, પણ દુઃખનો અંત આવતો નથી. દુઃખને સમૂળ દૂર કરવા માટે તો તેના કારણને દૂર કરવું જોઈએ. જે સ્થિતિ આપણને ન પસંદ હોય તેને તેના કારણરૂપ આંતર જગતમાંથી દૂર કરવી જોઈએ, અને જે સ્થિતિ આપણે જોઈતી હોય તે સ્થિતિને પ્રથમ આપણા આંતર જગતમાં આપણે રચવી જોઈએ. દુઃખને દૂર કરવાનો અને સુખને વરવાનો જગતમાં આ જ એક સાચો માર્ગ છે.

મોટા તળાવમાંથી જેમ નળમાં પાણી આવે છે તેમ આંતર જગત્ એ અનંત પદાર્થોનો મહાસાગર છે તેમાંથી બાહ્ય જગતમાં સર્વ કંઈ પ્રકટે છે. બાહ્ય જગતમાં જે જે કંઈ પ્રકટ્યું છે તે સર્વ આ આંતર જગતમાંથી જ આવ્યું છે. આંતર જગત્ એ મૂળ સમજો, અને આ બાહ્ય જગત્ એ મુખ સમજો. આ આંતર જગતરૂપ મહા-સ્રોતમાંથી-મોટા ઝરામાંથી બાહ્ય જગતરૂપ મુખમાં સર્વ પદાર્થો પડે છે.

પ્રત્યેક વ્યક્તિ એ આ મહાસ્રોતનું મુખ છે, નળનું મોંઢું છે. તેનામાં આ મહાસ્રોતમાંથી જોઈએ તે પદાર્થો જોઈએ તેટલા પ્રમાણમાં આવીને પડે છે. જેટલા પ્રમાણમાં તેની આ આંતર જગતવિષયક શ્રદ્ધા તેટલા પ્રમાણમાં તે પદાર્થો તેને પ્રાપ્ત થાય છે. એક ભીખારીને ભીખારીની શ્રદ્ધાપ્રમાણે મળે છે, એક રાજાને રાજાની શ્રદ્ધાપ્રમાણે મળે છે, અને રોકફેલરને તેની શ્રદ્ધાપ્રમાણે મળે છે. બાકી આ મહાસ્રોતમાં અથવા આ મહાસાગરમાં કોઈ વાતનો ટોટો નથી. તેમાં એટલો ભંડાર ભરેલો છે, કે તમે અનંત પ્રમાણમાં અનંત યુગપર્યંત કાઢ્યા કરો તો પણ ખુટે નહિ. સર્વ તમારે માટે જ અભિવ્યક્ત થવાને તૈયાર છે. તમારા દ્વારા જ તે વ્યક્ત થઈ શકે છે.

તેને તમારે વ્યક્ત કરવું કે નહિ અથવા કેટલા પ્રમાણમાં વ્યક્ત કરવું તે તમારા પોતાના હાથમાં છે.

તમારી ઇચ્છામાં આવે તો તેમાંથી કુબેરની અનંત સંપત્તિ ઉપજાવી લો, તમારી ઇચ્છામાં આવે તો તેમાંથી બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્ર, કે રુદ્રના સામર્થ્યને પ્રકટ કરી લો, તમારી ઇચ્છામાં આવે તો તેમાથી અનંત આયુષ્ પ્રાપ્ત કરી લો, વ્યાધિ વૃદ્ધાવસ્થા અને મૃત્યુના જયને પ્રાપ્ત કરી લો, આ લોકનાં કે, ત્રિભુવનના સામર્થ્યને પ્રાપ્ત કરી લો, અણિમા મહિમાદિ યોગની સિદ્ધિઓને મેળવી લો. તે તમારે માટે જ છે. અથવા તેના ઉપર તમારો હક્ક અને તમારૂં જ સ્વામિત્વ છે.

જે લોકો પોતાને જે જોઇએ તેને માટે બાહ્ય જગતમાં ફાંફાં મારે છે તે ભૂલ જ કરે છે. સર્વ કંઇ આંતર જગતમાં જ રહેલું છે. અને તેમાંથી જ તે પ્રકટ થાય છે. તમારા પોતાના અંતરમાં રહેલા આંતર જગતને શોધો અને તેમાંથી જે જોઇએ તે પ્રાપ્ત કરી લો.

આ નિયમના જ્ઞાનવડે દારિદ્રયનો, વ્યાધિનો, વૃદ્ધાવસ્થાનો, અજ્ઞાનનો, અને દુઃખમાત્રનો જય કરી શકાય છે અને અનંત સંપત્તિ, અનંત આયુષ્, નવજીવન, કે નવયૌવન અને સુખમાત્ર પ્રાપ્ત કરી શકાય છે. આથી આ વિશ્વમાં બીજો કયો ઉત્કૃષ્ટ લાભ હોઇ શકે ?

---

# द्वितीय पाद.



ભૌતિક દૃશ્ય જગતમાં જેમ કારણ અને કાર્યની પરંપરા સ્પષ્ટ જણાય છે તેમ વિચારમય આંતર જગતમાં પણ તે જ પ્રમાણે તે બેની પરંપરા રહેલી છે. આંતર જગતના ચારિત્ર્યના પટને અને બાહ્ય જગતના પરિસ્થિતિ અથવા પરિવેષ્ટનના પટને વણનાર મન એ જ કાર્યપટુ વણકર છે

\+ × × + ×

૧ મનના વ્યાપારો બે પ્રકારની પ્રવૃત્તિથી થાય છે. આ બે પ્રકારની પ્રવૃત્તિઓ સમાન સીધી લીટીજેવી છે. એક બાહ્ય અને બીજી આંતર. ડેવીડમન પ્રો. કહે છે, કે જે પોતાના આંતર જગતમાં પોતાના જ આધ્યાત્મ પ્રકાશવડે પ્રકાશિત કરે છે, તેને બાહ્ય જગતને પ્રકાશિત કરવા માટે કોઇ બાહ્ય પ્રકાશની જરૂર નથી.

૨ આંતર મનના સર્વ વ્યાપારો ચોકસપણે અને નિયમિતપણે થયાં કરે છે અને તેમાં જરા પણ ભૂલ થતી નથી. તેમાં ભૂલ થવાનો સંભવ જ નથી. આ વ્યાપારોમાં ભૂલ થવી એ અસંભવિત જ છે. આ મનના રચનારે તેને એવી રીતે રચ્યું છે, અથવા તેને એવા સામર્થ્યવાળું કર્યું છે, કે તે આપણે માટે એવા સૂક્ષ્મતમ અને ચમત્કારિક અદ્ભુત વ્યાપારો ગુપ્તપણે કરે છે, કે તેની કાર્ય કરવાની પદ્ધતિનું આપણને લેશ પણ ભાન થતું નથી; તેનો અવાજસરખો પણ આપણે કાને પડતો નથી.

૩ આંતર મન અથવા મહો કે તે આંતર મનના ગર્ભભાગમા રહેનો તે રૂપે અતરાત્મા થઈને આપણા ઉપર એક પરમ પરોપકારીતરીકે અમદ ઉપકારથી વર્તીયા કરે છે, અને આ શુભ પ્રયોગોમા તેનુ ફળ જ્યારે આવીને પડે છે, ત્યારેજ તે આપણે જાણીએ છીએ આપણે તો માત્ર આ ફળનો આસ્વાદ જ લેવાના હોય છે, આ ઉપરથી વિચારનુ પૃથક્કરણ કરતાં આપણને જણાય છે, કે આંતર મન એ અત્યંત આવશ્યક એવા માનસ વ્યતિકરોની રંગભૂમિ છે

૪ વાલ્મિકી, કાળીદાસ, ભવભૂતિ શેક્સપીયર વગેરે અનેક સમર્થ અને જગપ્રસિદ્ધ ચિરંજીવ કવિઓને જે જે પ્રકૃતિના નિગૂઢ સત્યો જણાતા હતા તે સર્વ આ આંતર મનદ્વારા જ તેમને પ્રત્યક્ષ થયા હતા જગતમા જે જે સુપ્રસિદ્ધ શિલ્પકાર ચિત્રકાર, કે સંગીતકળાના જાણનાર થઈ ગયા છે, તે સર્વની દૈવી પ્રતિભાનો પ્રકાશ આ અંતર મનદ્વારા જ પ્રકટ્યો હતો

૫ સ્વાસ્થ્ય, શાંતિ અને પૂર્ણતા આ આંતર મનમાંથી જ પ્રકટે છે, પણ તેને માટે જેટલા પ્રમાણમા આપણે બાહ્ય મન ઉપર ઓછો આધાર રાખીએ છીએ, તેટલા પ્રમાણમાં તે અધિક પ્રકટે છે આ સત્ય ને માટે જેમ બાહ્ય મન ઉપર વિશેષ આધાર તેમ તેને ઓછા પ્રમાણમા પ્રકટે છે, અને જેમ તેના ઉપર ઓછો આધાર તેમ તે વિશેષ પ્રમાણમાં પ્રત્યક્ષ થાય છે. અને આ વાતનો અનુભવ કવિઓને, ચિત્રકારને, શિલ્પકારને, ગાનારને અને સારંગી કે બીજુ વાદ્ય વગાડનારને તથા ટાઈપ રાઈટર ઉપર કામ કરનારને સારી રીતે થાય છે તે વધારે સારૂ કામ ત્યારે જ કરી શકે છે, કે જ્યારે તે નિશ્ચિતપણે આ આંતરમન ઉપર આધાર રાખે છે લલિતકળામા કુશળ મનુષ્યો તે કળાને દર્શાવવાની સાથે બીજાસાથે વાતચિત કરતા હોય છે, છતા તે પોતાનુ કામ સારી રીતે કરી શકે છે, એ જ આ આંતર મનના અદ્ભુત સામર્થ્યને અને માહાત્મ્યને દર્શાવે છે.

૬ આ આંતર મનના કેટલા આશ્રયે આપણે રહેવુ પડે છે તે આપણે મત્ત જાણીએ છીએ અને આપણા વિચારો જેમ મહાન્ ઉદાત્ત, અને પ્રકાશિત હોય છે તેમ તેનું મૂળ અધિક ઊંડુ આ આંતર મનમા રહેલુ હોય છે આપણા અંતરમાંથી થતા આંતર સ્ફુરણનું અપૂર્વ કળા, સંગીત કે કાવ્યનુ મૂળ ક્યાં રહેલુ છે, તે આપણે જાણતા નથી

૭ આ આંતર મનનું મૂલ્ય અથવા તેની મહત્તા અસાધારણ છે તે આપણને અંતર્ પ્રેરણા કરે છે, આપણને અગમચેતી આપે છે અને આપણા સ્મૃતિ-આગારમાંથી આપણને નાના સ્થાન અને બનેલા બનાવોની માહિતી અથવા જ્ઞાન આપે છે તે આપણા વિચારને પ્રેરે છે, અને એવાં કઠિન અને ગુંચવાડાભરેલાં કાર્ય આપણે માટે કરે છે, કે જે બાહ્ય મન કરી શકે જ નહિ

૮ આપણી ઇચ્છાપ્રમાણે આપણે ચાલી શકીએ છીએ આપણી ઇચ્છામાં આવે ત્યારે આપણા હાથને આપણે ઉંચો નીચો કરી શકીએ છીએ અને આપણી ઇચ્છામાં આવે ત્યારે આપણે અમે તે પદાર્થપ્રતિ નેત્ર અથવા કર્ણદ્વારા ધ્યાન આપી

શકીએ છીએ પરંતુ તે પ્રમાણે આપણે આપણા હૃદયના ધબકારાને બંધ કરી શકતા નથી, રૂધિરની ગતિને અટકાવી શકતા નથી, અને રૂધિરના ફરવાને અટકાવી શકતા નથી સ્નાયુના પુઠાને અને જ્ઞાનતંતુઓને ચલાવતા આપણે અટકાવી શકતા નથી, હોજરીને આપણે ચલાવતા અટકાવી શકતા નથી અને આવી જ બીજી અગત્યની અને સૂક્ષ્મ પ્રક્રિયાઓને આપણે અટકાવી શકતા નથી.

૯ આ પ્રમાણે આપણા શરીરમાં થતી બે પ્રકારની ક્રિયાઓ ( એક ઐચ્છિક અને બીજી અનૈચ્છિક ) ની જ્યારે આપણે સરખામણી કરીએ છીએ ત્યારે આપણને મહદ્ આશ્ચર્ય થાય છે અને આ ભેદ જાણવાની જીજ્ઞાસા આપણને સહજ થાય છે. આ સંબંધનો અર્થાત્ આ બે પ્રકારની ક્રિયાઓનો વિચાર કરતાં આપણને જણાય છે, કે આ આપણા શરીરની પ્રક્રિયા, કાર્યો, અથવા વ્યાપાર અતિ સૂક્ષ્મ છે, અને તેને ચલાવવાની સત્તા આપણા બાહ્ય મનને સ્વાધીન રહેલી નથી પણ તે તેના કરતા ચિરસ્થાયી અને વિશ્વાસનીય આંતર મનને સ્વાધીન કરેલી છે

૧૦ આ બે સત્તામાંથી બાહ્ય અને રૂપાંતરશીલ ( Changeable ) સત્તાને બાહ્ય મન જાગ્રત્ મન અથવા સ્થૂલ મન કહેવામા આવે છે; અને બીજી સત્તાને આંતર મન, સૂક્ષ્મ મન કહેવામા આવે છે આ આંતર મન જે હૃદય, આદિ જે અવયવોના વ્યાપારવડે જીવન ટકી રહે છે તે વ્યાપારોને ચલાવે છે, અથવા તેમના ઉપર તેનુ સ્વામિત્વ છે.

૧૧ આ બે મન કયા કયા વ્યાપારો કરે છે તે સ્પષ્ટપણે સમજવાની અત્યંત આવશ્યકતા છે. શરીરની બાહ્ય સ્થૂલ અથવા કર્મેન્દ્રિયોને જોનાર તથા તેમની દ્વારા માર્ગ કરનાર બાહ્ય મન બાહ્ય જગતના પદાર્થો અને તે પદાર્થોવડે પડતા છાયાચિત્રો ( impressions ) સાથે પોતાના વ્યાપાર કરે છે અથવા પોતાનુ કામ કરે છે.

૧૨ સારૂં નરસું પારખવાની અથવા વિવેક કરવાની શક્તિ આ મનમાં છે. તેની સાથે તે જેની પસંદગી કરે છે તેના લાભાલાભની જવાબદારી પોતાને માથે રાખે છે. તર્ક કરવાની શક્તિ તેનામાં છે. અમુકનો પરિણામ અમુક આવશે એમ તે તર્ક કરી શકે છે. આ તર્ક કરવાની શક્તિ ઘણી વધારી શકાય છે. તે ઇચ્છા શક્તિ ( will ) અને જે સઘળી શક્તિઓ તે શક્તિમાંથી પ્રકટે છે તે શક્તિઓસહ તે ઇચ્છાશક્તિને રહેવાનુ તે સ્થાન છે

( અપૂર્ણ )

# संसार-सुधारो.

( અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૨ ના પૃષ્ઠ ૪૭ થી )

## प्रकरण ६.

## धर्म.

એક હીંદુનો ધર્મ જૂદો હોય છે, એક મુસલમાનનો જૂદો, એક અંગ્રેજનો જૂદો અને એક નીગ્રોનો જૂદો, એક વૈષ્ણવનો જૂદો, એક શૈવનો જૂદો અને એક ખ્રીસ્તીનો જૂદો. ગુજરાતમાં રહેનારનો જૂદો, અફગાનસ્થાનમાં રહેનારનો જૂદો, ચીનાયમાં રહેનારનો જૂદો, અને આફ્રીકામાં રહેનારનો જૂદો, એક પુરુષનો જૂદો અને એક સ્ત્રીનો જૂદો.

આ પ્રમાણે ધર્મના સંબંધમાં પણ જૂદાપણું રહેલું જોવામાં આવે છે તો પછી આપણે ધર્મસંબંધમાં શું લખવું, એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે અને તેમ હોવાથી ધર્મસંબંધમાં કંઈ પણ લખવું, એ સહજ નથી, પણ અત્યંત કઠિન છે. આવી બાબતમાં હાથ ઘાલવો એ સામાન્ય સાહસ નથી અને તેમ જાણવા છતાં પણ આજે અમે આ સંબંધમાં યથાશક્તિ વિચાર કરવાને અથવા તો વિચાર જણાવવાને તત્પર થતા છીએ ક્યા કારણથી આ પ્રમાણે અમે તત્પર થયા છીએ, તે અમે જણાવીએ છીએ.

ઉપર જણાવ્યાપ્રમાણે જૂદા જૂદા મનુષ્યોના ધર્મ જૂદા જૂદા છતાં તે સર્વ જૂદા ધર્મવડે પ્રાપ્તવ્ય વસ્તુ એક જ હોય છે. માર્ગો ભિન્ન ભિન્ન છે, એટલું જ અને આ સર્વ ધર્મવડે જે પ્રાપ્ત થાય છે તે જેણે પ્રાપ્ત કર્યું છે તે તત્ત્વનો જેણે સ્વાનુભવ કર્યો છે, તેવા પુરુષવરો જ ધર્મતત્ત્વને યથાર્થ રીતે જાણી શકે છે, અથવા તો તેવા પુરુષવરોના સંગમમાં જે આવ્યા હોય છે, અને તેમનો પુણ્ય સમાગમ જેમણે સેવ્યો હોય છે તેવા મનુષ્યો જ તે ધર્મતત્ત્વના સ્વરૂપને જાણી શકે છે અથવા આવા ધર્મતત્ત્વવિદ્ પુરુષોએ તે તત્ત્વને જાણવાનો માર્ગ જેમને બતાવ્યો છે, અને જે તે માર્ગને સાધીને પૂર્ણ અંશમાં નહિ પણ ન્યૂન અંશમાં પણ જેણે તે તત્ત્વને જાણ્યું છે તે પણ તેની રૂપરેખાને સમજી શકે છે, યોગની એક ભૂમિકા ચઢેલા યોગસાધક જેમ આગળની ભૂમિકાને જોઈ શકે છે, અથવા તેના સ્વરૂપને સમજી શકે છે, તેમ આ સાધકો પણ ધર્મના સ્વરૂપને સમજી શકે છે. કારણ કે તેને જે માર્ગ દર્શાવવામાં આવ્યો છે તે સાચો છે અને તેમાં તેણે થોડોઘણો પણ માર્ગ કાપેલો હોવાથી તે તેના રહસ્યને જાણી શકવાને સમર્થ છે.

જેમણે ધર્મતત્ત્વને યથાવત્ જાણ્યુ અનુભવ્યું છે, જેમણે તેનો પોતાના જીવનમાં સાક્ષાત્કાર કર્યો છે, એવા પુરૂષવરના પુણ્ય સમાગમમાં આવવાથી જ અમે આ સંબંધમાં કંઇ પણ બોલવા લખવાને તત્પર થયા છીએ તદુપરાંત તેમણે દર્શાવેલા માર્ગમાં અમુક સમય આગ્રહથી વર્તવાથી પણ ધર્મતત્ત્વનો અમુક અંશમાં સ્વાનુભવ કરેલો હોવાથી પણ આ સંબંધમાં કંઇ પણ કહેવાનું અમે સાહસ કરીએ છીએ. અમારી મતિ સ્વીકારે છે, કે અમે ધર્મતત્ત્વના સ્વરૂપને યથાવત્ સમજી શકીએ છીએ, અને તેથી આ કાર્યમાં ચંચુ-પ્રવેશ કરવાનું સાહસ કરીએ છીએ; નહિ કે બીજા કે જે માત્ર મોઢેથી વાતો જ કરી જાણે છે, જેમને આવા કોઇ મહાન પુરુષનો સમાગમ થયો નથી તથા જેમણે તે તત્ત્વને જીતવાને જે માર્ગે તેનું રહસ્ય સમજાય છે, તે માર્ગમાં પ્રયાણસરખું પણ કર્યું નથી, તેવા માત્ર મુખેથી પ્રલાપ કરનાર મનુષ્યોની પેઠે અમે વગર સમજ્યે, કે વગર અનુભવે કંઇ પણ બોલીએ છીએ.

જેમણે પોતાના અધિકારપ્રમાણેના માર્ગમાં વહીને ધર્મના રહસ્યને જાણ્યું છે, તેવા પુરુષવરો જ તેના તાત્પર્યને વા રહસ્યને યથાર્થરીતે સમજી શકે છે; અથવા તો આ માર્ગમાં જેમનું પ્રયાણ થઇ ચૂક્યુ છે અને જેમણે થોડા ઘણો પણ માર્ગ વટાવ્યો છે, તેવા પુરુષો તેના રહસ્યને સમજી શકે છે, અને આવા પુરુષો કદી પણ ધર્મના સંબંધમાં ઝગડામાં પડતા નથી. તે બીજા ધર્મવાળા મનુષ્યોની સાથે કદી પણ લડતા નથી, કે વાદ-વિવાદ કરતા નથી તેઓ જાણે છે કે, જુદા જુદા અધિકારના મનુષ્યોને માટે જુદા જુદા ધર્મોની જરૂર છે. તેથી તે આ સંબંધમાં કદી પણ તકરારમાં ઉતરતા નથી. તે સ્વાનુભવવડે સ્પષ્ટ જોઇ શકે છે. કે બધે મનુષ્યો જુદા જુદા માર્ગે જાય, પણ પરિણામે તે એક જ સ્થાને પહોંચનાર છે, તેથી તે મારો ધર્મ મોટો અથવા ખરો, અને તારો ધર્મ નાનો અથવા ખોટો, એ પ્રમાણે કદી પણ કહેતા નથી.

પરંતુ જે લોકોને આવા ધર્મના રહસ્યને જેમણે જાણ્યું છે, તેવા કોઇ પુરુષવરોનો સમાગમ થયો નથી, જેમણે તેવા કોઇ પુરુષના મુખેથી તેના રહસ્યને સાંભળ્યું નથી, તથા જેમણે કદી પણ ધર્મના તત્ત્વને જાણવાને તે દિશામાં પ્રયાણ કર્યું નથી, અને તેથી જેમણે તેના યત્કિંચિત્ સ્વરૂપને પણ જાણ્યું અનુભવ્યું નથી, તેવા મનુષ્યો જ આ સંબંધમાં પરસ્પર તકરાર કરે છે. નહિ, આ જ પ્રમાણે જગતમાં સત્ય છે, આ જ ધર્મ સાચો છે, આ જ માર્ગ ખરો છે, એ પ્રમાણે તે બોલે છે, અને બીજી તેની સાથે ને ઝગડા કે વાદવિવાદ કર્યા કરે છે. જેમણે આ તત્ત્વને જાણ્યુ છે, કે જેમનુ તેને જાણવાના માર્ગમાં પ્રયાણ છે તે તો શાંતિને સેવતા આવી તકરારમાં ઉતરતા જ નથી. કારણ, કે તે જાણે છે, કે તકરાર કરવાથી કંઇ જ લાભ નથી જે અજ્ઞાન અથવા અહંકાર હોય છે તે જ આવી તકરાર કરે છે.

ધર્મના સંબંધમાં "ધર્મ" એ નામનું એક ગ્રન્થ ( લઘુ પુસ્તક ( મૂલ્ય [illegible] ) અમે પ્રસિદ્ધ કર્યું છે. અને તેથી તે ધ્યાનપૂર્વક ક્રમ સુને વાંચી જવા અમે વિનંતિ કરીએ છીએ, તેના મોટેભાગે આ સંબંધમાં અમારે જે જણાવવાનું છે, જણાવેલું જ છે. તેમ છતાં પ્રસંગ-પ્રાપ્ત થયો છે, તો સ્વલ્પમાં અત્ર એ સંબંધમાં થોડા વિચારો જણાવવા યોગ્ય ધારીએ છીએ.

( અપૂર્ણ. )




पुस्तक २० ] संवत् १९७८ फाल्गुन कृष्ण १४ [ अंक ५

॥ ॐ अर्हं ॥

# अंतर्मां रमवा मनने प्रबोध.

પદ. રાગ કેરાઇ.

રે મન ! શરીરમય થઇ શું મ્હાલે રે, એક દિવસ તે પડી તો જાશે રે,
તારા મમત્વની વસ્તુ ગયાથી, પસ્તાવો તને અતિશય થાશે રે,—
હે વીરા ! બહિર્ વહેતી ઇંદ્રિયોદ્વારા રે, વિષયસુખ લેવા શું દોડે રે,
ભોગ એટલા રોગ ન લહે કાં, વિષયોથી પ્રીત કાં તું જોડે રે,—
હે મિત્ર ! શરીર અને ભોગને તું જાણે રે, અવિકારી, પણ તે છે વિકારી રે,
તેનાથી તને સુખ ન મળશે, પણ દુઃખની તું દેખે વારી રે,—
હે મન ! આત્માનો સંગ છોડી શાને રે, અનાત્મ વસ્તુને તું સેવે રે,
ઉદ્ધાર તારો કદી નથી થાવો, બંધાઇશ પણ તું ભવદાવે રે,—
હે પ્રિય ! અંતર્ ઉતરીને તું રે, નિજાત્મમાં રમીને નિત્ય રહેજે રે,
થઇ કૃતકૃત્ય આ ભવમાં સવેળા, જન્મમરણઘટમાળે ન વહેજે રે;—

# પક્ષપાતરહિત અનુભવપ્રકાશ.

( અનુસંધાન ગત વર્ષના અંક ૧૨ ના પૃષ્ઠ ૭૦૯ થી )



૪૬ ભરતઃ—હે બ્રહ્મા ! તું કોણ છે ? જગતની ઉત્પત્તિ શી રીતે કરે છે ?

બ્રહ્માઃ સાક્ષાત્ માયાના કાર્યભૂત પંચભૂતોના કાર્યરૂપ આ સંઘાત હું નથી પરંતુ જેવડે આ સંઘાતની તથા સંઘાતના વ્યવહારોની સત્તા સ્ફુર્તિ થાય છે તે ચૈતન્ય આત્મા હું છું. ચૈતન્યથી હે જડભરત ! જેમ તું સ્વપ્નમાં સ્વપ્નપદાર્થો રચે છે તેમાં માટી, ગારો, પત્થર વગેરે કયાંહિથી લેતો નથી તેમ જ અસ્થિ, માંસ, મેદ, મજ્જા વીર્યાદિ સપ્ત ધાતુ કંઇ લેતો નથી, તેમ જ કયાંહિથી પૃથ્વી આદિ પંચભૂત લેતો નથી કે સ્ત્રી પુરુષના સંયોગદ્વારા તે ઉત્પન્ન કરતો નથી; વળી સૂક્ષ્મ સ્વપ્ન નાડીમાં સ્વપ્ન પદાર્થોને યોગ્ય અન્ય દેશ, કાલ, વસ્તુ વગેરે કારણ પણ હોઇ શકતાં નથી તેથી સ્વપ્નમાં સ્વપ્ન પદાર્થો બીજી કોઇ રીતે તું રચતો નથી; પરંતુ નિદ્રાદોષસંયુક્ત કેવળ સ્ફુરણવડે જ તે રચે છે; તે જ પ્રમાણે હું ચૈતન્ય, મન આદિનો સાક્ષી આત્મા, કોઇ માટી, ગારો પત્થરાદિક સામગ્રી કયાંહિથી લઇને આ જગત્ રચતો નથી; કેવળ માયારૂપ સ્ફુરણવડે આ નામરૂપ જગત્ હું રચું છું. સ્ફુરણથી જ તેની ઉત્પત્તિ હોવાને લીધે આ જગત્ મિથ્યા છે. યદ્યપિ વર્તમાન કાલમાં સ્ત્રીપુરુષના સંયોગથી પુત્રાદિકની ઉત્પત્તિ, બીજથી વૃક્ષની ઉત્પત્તિ ઇત્યાદિ યોગ્ય કારણોથી કાર્યની ઉત્પત્તિ પ્રતીત થાય છે, અને કેવળ સ્ફુરણથી જ આ જગતની ઉત્પત્તિ પ્રતીત થતી નથી, તથાપિ એમ કહો કે નિદ્રા પ્રાપ્ત થતાં જ સ્વપ્નમાં એક ક્ષણમાં પુત્ર પૌત્ર સહિત પોતે પોતાને જુએ છે, બાગ બગીચા નદીઓ, દેશ કાલ વગેરે જુએ છે, તો તીસ ચાળીસ વર્ષમાં ઉત્પન્ન થનાર પુત્રપૌત્રાદિ એક ક્ષણમાં કયાં શેનાથી ઉત્પન્ન થાય છે, તેમ જ વૃક્ષ પર્વતાદિ બીજ માટીમાંથી ઉત્પન્ન થાય છે ? કેવળ નિદ્રારૂપ અવિદ્યાબીજ વગેરેમાંથી તે પદાર્થો ઉત્પન્ન થાય છે. અન્ય કોઇ પણ કારણમાંથી ઉત્પન્ન થતા નથી. પાછળથી જાગતાં તે પદાર્થો નિદ્રારૂપ અવિદ્યામાં લીન થાય છે, માટે નિદ્રારૂપ અવિદ્યાદ્વારા સ્વપ્નદ્રષ્ટા જે ચૈતન્ય તે દૃઢ સ્ફુરણવડે કાર્યકારણરૂપે પ્રતીત થાય છે. વાસ્તવમાં સ્વપ્નપ્રપંચ આદિમાં પણ નથી; તેમ જ જાગ્યા પછી અંતમાં પણ નથી. મધ્યમાં અવિદ્યાવડે અનેક પ્રકારે પ્રતીત થતો છતાં પણ આદિઅંતની માફક તેનો અભાવ જ સમજવો. અને તે જ પ્રમાણે આ જાગ્રત્ પ્રપંચ સમજવો. બલ્કે સ્વપ્નપ્રપંચથી પણ જાગ્રત્ પ્રપંચ અતિ તુચ્છ છે. કારણ કે સ્વપ્ન પ્રપંચના તો નિદ્રારૂપ અવિદ્યાસહિત દેશકાલાદિક કારણ પણ મળી આવે છે, પરંતુ દેશ કાલાદિક ભેદરહિત કેવલ સચ્ચિદાનંદ નિજાત્માના અજ્ઞાનવડે જ, રજ્જુમાં સર્પ દેખાય છે, તેમ જાગ્રત્ જગતની પ્રતીતિ થાય છે, માટે તે અતિ તુચ્છ છે. સિદ્ધાંત એ જ છે કે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્માથી ભિન્ન જે નામરૂપ જગતની પ્રતીતિ છે તે જ સ્વપ્ન છે. તે જ મિથ્યા દૃષ્ટિ છે. તે જ માયા છે.

જેમ મધુરતા, દ્રવતા, શીતળતારૂપ જળથી ભિન્ન જે ફીણ બુદબુદ (પરપોટા), તરંગ આદિ નામરૂપની પ્રતીતિ છે તે યથાર્થ દૃષ્ટિ થી પરંતુ મિથ્યા દૃષ્ટિ જ છે. અને જ્યારે મધુરતા, દ્રવતા શીતળતારૂપ જળની દૃષ્ટિ થાય છે ત્યારે તરંગાદિ નામરૂપનો અત્યંતાભાવ પ્રતીત થાય છે, શેષ કેવળ જલ જ પ્રતીત થાય છે તે જ યથાર્થ દૃષ્ટિ છે. તે જ પ્રમાણે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ નિજાત્માની દૃષ્ટિ થાય છે ત્યારે પૃથ્વી આદિ કલ્પિત નામરૂપ જગતનો અત્યંતાભાવ પ્રતીત થાય છે; શેષ અસ્તિ, ભાતિ પ્રિય નિજાત્મા જ ભાસે છે, તે જ યથાર્થ દૃષ્ટિ છે. આ સ્થળે જાગ્રત સ્વપ્નનો, તેમ જ વ્યાવહારિક પ્રાતિભાસિક પદાર્થોના ભેદનું કથન કરવાનો આશય નથી, પરંતુ પૂર્વોક્ત સિદ્ધાંતના અર્થે જ તેનું ચિંતન ઉપયોગી હોવાથી કર્યું છે.

'હે સાધો! જેમ સ્વપ્નમાં જ રજ્જુઆદિ વિષે સર્પાદિક પ્રાતિભાસિક પ્રતીત થાય છે, તથા ઘટાદિ વ્યવહાર પ્રતીત થાય છે. તે જ પ્રમાણે સ્વપ્નમાં જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, મરણ, સમાધિ અને વિક્ષેપાદિ બુદ્ધિની અવસ્થાઓ પ્રતીત થાય છે.'

બંધ, મોક્ષ, શાસ્ત્ર, ગુરુ, સમુદ્ર, નદીઓ, પર્વત, હાથી, ઘોડા, ઘટપટાદિ, દેશ, કાલ, કાર્યકારણભાવ તથા અનેક પ્રકારના પદાર્થ અનાદિ જાગ્રતના જેવા જ પ્રતીત થાય છે, પરંતુ સ્વપ્નમાં તે પ્રતીત થતા મિથ્યા અર્થાત્ પ્રાતિભાસિક છે.

તે જ પ્રમાણે ઘટપટાદિ વ્યવહારક નામ વ્યવહારક સત્ પ્રતીત થાય છે, દેશકાલાદિક સર્વ પદાર્થોના કારણરૂપ પ્રતીત થાય છે, સકલ પદાર્થો કાર્યરૂપ પ્રતીત થાય છે, ગુરુ શાસ્ત્ર બંધની નિવૃત્તિ કરનાર, મોક્ષની પ્રાપ્તિ કરાવનાર દેખાય છે. મનુષ્ય પોતે પોતાને અકૃતાર્થ જાણે છે, તથા રાજા દાસી, જ્ઞાની, અજ્ઞાની, જીવ, ઈશ્વર બધું જાગ્રતવત્ પ્રતીત થાય છે, પરંતુ તે અવિદ્યાનો જ પરિણામ છે તે સાક્ષી ચૈતન્યનો વિવર્ત છે. નિદ્રા દોષથી એક ક્ષણ માત્રમાં સર્વ પદાર્થોની પ્રતીતિ થતાં, તેમાં કાર્ય કારણભાવ તથા પ્રાતિભાસિક વ્યાવહારિક નામ તેમ જ સત્ અસત્ નો ભેદ નહિ છતાં પ્રતીત થાય છે. કોઈ પદાર્થમાં સતપણું, કોઈમાં અસતપણું, કોઈના કારણપણું, કોઈમાં કાર્યપણું કોઈમાં અનાદિપણું, કોઈમાં આદિપણું પ્રતીત થાય છે. આ સઘળો અવિદ્યાનો મહિમા છે. પદાર્થોમાં ભેદ નથી. નિદ્રા જેમ સ્વપ્નના પદાર્થોનું કારણ છે તેમ અવિદ્યા જાગ્રત જગતના પદાર્થોનું કારણ છે.

હે સાધો! અહિં જાગ્રત સ્વપ્નનો ભેદ નથી. અસમ્યક્ દર્શન એ સ્વપ્ન છે સમ્યક્ દર્શનનું નામ જાગ્રત છે. સ્વપ્નની અપેક્ષાથી આ જાગ્રત છે. જાગ્રતની અપેક્ષાથી તે સ્વપ્ન છે તેથી જ કહ્યું કે જાગ્રત કોણ થયું, સ્વપ્ન કોને થયું? તાત્પર્ય કે ન કોઈ જાગ્રત કે ન કોઈ સ્વપ્ન છે.

જાગ્રતનું સ્વરૂપ જ જાણવું હોય તો બાહિર સ્ફુરણનું નામ જાગ્રત છે. આન્તર સ્ફુરણનું નામ સ્વપ્ન છે. એ બન્નેથી રહિત નિજ કારણમાં લીન વૃત્તિનું નામ સુષુપ્તિ છે. અને એ ત્રણે અવસ્થાના સાક્ષીનું નામ તુરીય છે. અથ, હે જનકરાજ! વ્યષ્ટિ જીવ

અથવા સમષ્ટિ ઈશ્વરનાં સ્ફુરણમાત્ર જ આ નામરૂપ જગતની ઉત્પત્તિ છે. માટી-ગારાથી ઈશ્વરે કે કોઈએ આ બનાવ્યું નથી, તેથી જ તે મિથ્યા છે.

કામધેનુ તથા કલ્પતરુની નીચે પુરુષો સંકલ્પમાત્રથી જ ખાન, પાન, પુત્ર, સ્ત્રીઆદિ સર્વ પદાર્થની પ્રાપ્તિ થાય છે તેનો વિચાર કરી જો. અપરોક્ષ કામધેનુ કે કલ્પતરુની પાસે આ ખાનપાનની યોગ્ય પ્રત્યક્ષ પદાર્થો ધરેલા પણ નથી હોતા, તેમ જ ત્યાં ક્યાંહિથી તે લાવવામાં પણ નથી આવતા, કે તેના શરીરમાંથી કાઢીને આપવામાં નથી આવતા; તાત્પર્ય કે તે પદાર્થનું અન્ય કઈ સ્થૂલ કારણ પ્રત્યક્ષ નથી હોતું અને તથી એ સિદ્ધ થાય છે, કે સત્યસંકલ્પ ઈશ્વરે આદિમાં જ એ સંકલ્પ કરેલો છે કે, કર્મવશ પુરુષ કામધેનુ અથવા કલ્પતરુની નીચે સ્થિતિ કરી જે કોઈ પદાર્થનો સંકલ્પ કરે, તે પદાર્થો તે પુરુષને અપરોક્ષ પ્રાપ્ત થાય, એ પ્રકારની સ્ફુરણા જ તેનું કારણ છે. તે જ પ્રમાણે તપસ્વી પુરુષોના વર કે શાપ, સિદ્ધ પુરુષોના સંકલ્પસિદ્ધ પદાર્થો અને માયાવી પુરુષોની એ જ રીત જાણવી. માટે હે સાધો! આ નામરૂપાત્મક જાગ્રત્ સ્ફુરણમાત્રથી જ પ્રતીત થાય છે. અન્ય કોઈ તેનું સ્વરૂપ જ નથી. સારાંશ, તું ચૈતન્ય, સૂર્ય અથવા મણિ સ્વમહિમામાં સ્થિત છે અને સ્ફુરણરૂપ જગત્ તારાથી ભિન્ન નથી. જેમ સૂર્યનાં કિરણો સૂર્યથી ભિન્ન નથી, મણિનો પ્રકાશ મણિથી ભિન્ન નથી તેમ સ્ફુરણરૂપ જગત્ તારાથી ભિન્ન નથી. પરંતુ જો સત્ ઈશ્વરથી અભિન્ન જગતને સત્ માનશો તો સત્ની પ્રાપ્તિ માટે ઇચ્છામાત્રથી સંસારનો ત્યાગ કરવો એ વેદનું કથન નિષ્ફળ થશે. વળી બીજું સતની પ્રાપ્તિ માટેના પ્રયત્ન પણ નિષ્ફળ જશે. કારણ કે સત્ સંસાર તો યત્નવિના જ જીવોને પ્રાપ્ત છે. તેને પ્રાપ્ત કરવાનો યત્ન નિષ્ફલ છે. અને વળી સત્ની નિવૃત્તિ પણ ન થાય તો પછી સંસારની નિવૃત્તિ કેમ થાય?

બ્રહ્માએ કહ્યું; હે જડભરત! તારું સ્વરૂપ શું છે?

જડભરતઃ—બ્રહ્મા, વિષ્ણુ, શિવાદિક નામ જેનાવડે સિદ્ધ થાય છે તે જ મારું સ્વરૂપ છે.

વિષ્ણુ—જેમ સર્વ નામરૂપ ભૂષણોમાં સુવર્ણ વ્યાપ્ત છે, તેમ હું સર્વ નામરૂપ જગતમાં વ્યાપક છું.

જડભરતઃ—હું ચૈતન્યના પ્રકાશવડે જ તમે બ્રહ્મા, વિષ્ણુ, શિવ વગેરે સર્વ નામરૂપ પ્રકાશ રાખી રહ્યા છો તમે કેવલ વૃથા અભિમાન કરો છો કે અમે આ જગતની ઉત્પત્તિ પાલન અને સંહાર કરીએ છીએ. કારણ રજ્જુરૂપ અધિષ્ઠાનના જ્ઞાન તથા અજ્ઞાનથી જ સર્પ, દંડ, માલા વગેરે પદાર્થોની ઉત્પત્તિ પાલન અને સંહાર થાય છે, આ પ્રકારનું જ્ઞાન, અજ્ઞાન, તમસ્ પ્રકાશ હું ચૈતન્ય સૂર્યમાં નથી તેથી કેવળ ભ્રમ છે, તેવી જ રીતે તમે તેમ જ આ સંસારની પ્રવૃત્તિ નિવૃત્તિ હું ચૈતન્યઅધિષ્ઠાનના જ્ઞાન અજ્ઞાનથી જ થાય છે. માટે જ તમને ભ્રમ થયો છે, કે અમે શરીરવડે જગતની ઉત્પત્તિ આદિ કરીએ છીએ.

શિવ—હે જડભરત! તને જડભરત કેમ કહે છે?

જડભરતઃ—જડ વસ્તુ સ્ફુરણાથી રહિત હોય છે તેથી કરીને સ્ફુરણરહિત હું ચૈતન્યને જડ કહે છે અને જેમ મધુરતા, શીતળતા દ્રવતાવડે જલ સર્વ નામરૂપ હેત બુદબુદ તરંગાદિ ભરી રહે છે તેવી રીતે માત્ર અને માત્ર અસ્તિ, ભાતિ, પ્રિય સચ્ચિદાનંદ સ્વરૂપથી સર્વ નામરૂપ જગત્ ભરી રહ્યું છું તેથી હું ચૈતન્યને ભગ્ન કહે છે.

હે બ્રહ્મા ! શિવ ! વિષ્ણુ ! તમારું સ્વરૂપ શું છે ?

શિવ—ગંગાને ધારણ કરેલી અર્ધાંગી, ગિરિજાસહિત, રુંડમાળાવાળી ત્રિનેત્રયુક્ત નીલકંઠવાળી, ભૂત પિશાચની સેનાથી વિંટળાએલી, સગુણ ઉપાસના કરનાર ભક્તજનોને અતિ પ્રિય, શાંતિ અને મંગળની આપનારી, કોટિ કામથી પણ અત્યંત સુંદર કુંદની કળી જેવી અતિ ગૌર જે મારી મૂર્તિ છે, તે જગતસહિત માયામાત્ર છે અથવા પંચભૂતરૂપ છે આ નામરૂપ મૂર્તિસ્વરૂપસનાતન કલ્યાણસ્વરૂપ હું વ્યાપક ચૈતન્યનું વાસ્તવ સ્વરૂપ નથી. પરંતુ જેમ ચૈતન્યરૂપે હું આ અસત્ જડ દુઃખરૂપ ( મૂર્તિ ) સંઘાતવિષે સચ્ચિદાનંદરૂપે, સંઘાતના સર્વ વ્યવહારોના સાક્ષીરૂપે, દ્રષ્ટા, પ્રકાશક અસંગ આત્મારૂપે પ્રેરક, નિર્વિકલ્પ નિર્વિકારરૂપે છું, તેવી જ રીતે સર્વ નામરૂપ સંઘાતોમાં હું ચૈતન્ય સાક્ષી આત્મા એકરૂપે સ્થિત છું. બ્રહ્માથી માંડી કીડીપર્યંતના આ સર્વ નામરૂપ જગતમાં હું અધિષ્ઠાન સ્વમહિમામાં સ્થિત છું દ્વૈત અથવા અન્ય પરંતુ કંઈ નહિ

નિરંજન નિર્વિકાર સાક્ષી, અસંગ, સચ્ચિદાનંદ આદિ જે અધિષ્ઠાનનાં વિશેષણો છે, તથા કલ્પિત નામરૂપ જગતના પણ જે દૃશ્ય મિથ્યાત્વ વગેરે વિશેષણો છે તે સર્વ મુમુક્ષુઓના બોધને અર્થે જ છે તે માત્ર વચનમાત્ર પ્રતીતિમાત્ર છે વાસ્તવથી તે એક પણ અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ હું આત્માનાં તે વિશેષણો નથી સુવર્ણ અને ભૂષણનું પૃથક્ સ્વરૂપ કહેવું અને પછી બંનેની એકતા કરવી તે કેવલ બોધ માટે જ છે, વાસ્તવમાં તો ભિન્નતા કંઈ જ નહિ

આ પ્રકારની અમૃતરૂપ, પક્ષપાતથી રહિત, યથાર્થ મહાદેવજીની ગંભીર વાણીને શ્રવણ કરીને સર્વ પોતપોતાના સ્વરૂપમાં સ્થિત થઈ બ્રહ્મા વિષ્ણુ આદિ પણ તેમની સ્તુતિ કરવા લાગ્યા.

પુનઃ વિષ્ણુ બોલ્યા—હે સાધો ! શંખ, ચક્ર, ગદા, પદ્મ, લક્ષ્મીધર સર્વ ભૂષણોથી અલંકૃત, મોરમુકુટવાળી, ચતુર્ભુજ શ્યામસુંદર મૂર્તિ મારું સ્વરૂપ નથી. હું ચૈતન્ય, સાક્ષી વ્યાપક સર્વાત્મા છું.

તે જ પ્રમાણે બ્રહ્માએ કહ્યું—આ દૃશ્યમાન મૂર્તિ છે તે હું નથી. આ સંઘાતનો હું સાક્ષી ચૈતન્ય આત્મા છું

આ જ પ્રકારે એ સભામાં નિશ્ચય થયો, કે દેહાદિક સંઘાત તે આપણું વાસ્તવિક સ્વરૂપ નથી દેહાદિક સંઘાત માયાનું કાર્ય હોવાથી મિથ્યા છે, તથા દૃશ્ય છે. અમે તો આ સંઘાતના સાક્ષી, દ્રષ્ટા, ચૈતન્ય આત્મા, સત્યસ્વરૂપ છીએ.

હે મૈત્રેય ! તું પણ એ જ નિશ્ચય કર કે, આ પંચભૂતવાળો દેહાદિક સંઘાત હું નથી પરંતુ દેહાદિકનો સાક્ષી, ચૈતન્ય, નિર્વિકાર, નિર્વિકલ્પ, સ્વતઃસિદ્ધ, અકૃત્રિમ, જ્ઞાનસ્વરૂપ આત્મા છું.

હે મૈત્રેય ! એ સંત જે ધ્રુવની પાસે ગયા હતા તે પોતાના સ્વરૂપને જાણીને જ ગયા હતા.

મૈત્રેય:—સ્વરૂપ તો એક છે. એકવિષે આવવું જવું કેમ થઇ શકે ?

પરાશર:—આવવું જવું પણ સ્વરૂપવિષે જ થાય છે. તે ઉપર એક કથા સાંભળ.

( અપૂર્ણ ).

---

# संसारसुधारो.

( અનુસંધાન વર્તમાન વર્ષના ચોથા અંકના પૃષ્ઠ ૧૧૧ થી ).

ધર્મથી શું થાય છે ? ધર્મવડે શું પ્રાપ્ત કરાય છે ? ધર્મનું શું પ્રયોજન છે ? ધર્મથી આ જગતના જે ઉંચામા ઉંચી પરિણામી શિખરની સ્થિતિ છે તે ટુંકામાં ટુંકા સમયમાં અને ઓછામાં ઓછા પરિશ્રમે પ્રાપ્ત થાય છે. ધર્મથી આ જગતમાં જે કંઇ મેળવવા યોગ્ય છે તે અત્યંત અલ્પ સમયમાં મેળવી શકાય છે. ધર્મથી આ વિશ્વમાં જે કંઇ જાણવાયોગ્ય છે તે જાણી શકાય છે. અને તે વસ્તુ મળ્યા પછી મનુષ્યને કંઇ મેળવવાનું શેષ રહેતું નથી, તથા તે વસ્તુને જાણ્યા પછી. તેને કંઇ જાણવાનું બાકી રહેતું નથી. ધર્મથી જીવનાં દુઃખમાત્ર નિરંતરને માટે દૂર થાય છે, અને તેને પૂર્ણ સુખ મળે છે, કે જેથી કોઇ પર સુખ આ વિશ્વમાં અને તેનાથી પર રહેતું નથી. ધર્મવડે આ જગત જેનની સત્તાથી ઉત્પન્ન થયું છે, જેમની સત્તાને તે વશ વર્તે છે તથા પરિણામે જેમની સત્તાવડે તે પોતાના કારણમાં લયને પામે છે તે સર્વજ્ઞ, સર્વશક્ત તથા સર્વવ્યાપક પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. ધર્મવડે અભિમાની પોતાના વાસ્તવ સ્વરૂપને ઓળખીને આત્મસાક્ષાત્કારવડે શિવસ્વરૂપ થાય છે. ધર્મથી જે થાય છે, તે મેં ટુંકામાં આ ચાર વાક્યોમાં જણાવ્યું છે.

અને આ ઉપરથી આપણે એ નિર્ણય સહજ કરી શકીએ છીએ, કે જેણે આ જગતમાં જાણવાજેવું જાણ્યું છે અને મેળવવાજેવું મેળવ્યું છે અને તેવડે મારે હવે કંઇ પણ શેષ જ્ઞાતવ્ય કે પ્રાપ્તવ્ય રહ્યું નથી, પણ હું આપ્તકામ થયો છું, એવો જેણે અનુભવ કર્યો છે, જે આ વિશ્વમાં જે શિખરની અનુભવની

ચારા હજી ધર્મના સંપૂર્ણ સ્વરૂપથી અજ્ઞાન છે. અને આ પ્રમાણે તે ધર્મના સંપૂર્ણ સ્વરૂપને નહિ સમજી શક્તા હોવાથી ધર્મનાં બીજાં અંગોને અધર્મરૂપે સમજે છે, અને તે અધર્મ છે, કહીને તેનો પ્રજાનું કલ્યાણ કરવાના બહાને તેને બોધ કરે છે. પણ હજી આ અપૂર્ણ છે. અને તેથી તેમની આ દશામાં પ્રજાને ધર્મનો બોધ કરવાને અપાત્ર છે. પછી ભલે તે પોતાને સર્વજ્ઞ માને

વૈદ્યકશાસ્ત્રના સંપૂર્ણ તત્વને નહિ જાણનાર એમ જ માને છે, કે અમુક ઉપચારવડે જ પ્રજાના સર્વ વ્યાધિ દૂર થઇ શકે છે. અથવા તે પોતે કોઇ ઉપચાર જાણતા હોય અને બીજા ઉપચારનું રહસ્ય તે ન સમજતા હોય તો તે એમ માને છે, કે આ એક જ ઉપચાર તમામ મનુષ્યોના તમામ વ્યાધિને દૂર કરવાને માટે પુરતો છે. અને બીજા ઉપચારો નકામા છે, અને પ્રજાને હાનિ કરનાર છે. પણ વૈદ્યકશાસ્ત્રના સંપૂર્ણ રહસ્યને જે જાણે છે, અથવા જે સંપૂર્ણ વૈદ્યકશાસ્ત્રને સમજે છે, તે કદી પણ આ પ્રમાણે કહેતા નથી. તે તો જાણે છે, કે તેમાં વર્ણવેલા તમામ ઉપચારનો જગતમાં ઉપયોગ છે. અને તેથી તે આ લોકોની પેઠે નથી તો એકની પ્રશંસા કરતા અને નથી તો બીજાની નિંદા કરતા. પણ સર્વનો ઉપયોગ હોવાથી સર્વની મહત્તાને અને ઉપયોગિતાને સમજે છે. તે જાણે છે, કે જગતમાં જુદા જુદા મનુષ્યોની પ્રકૃતિ જુદી જુદી હોવાથી જુદા જુદા ઉપચારોની જરૂર છે. જે વૈદ્યકશાસ્ત્ર જુદી જુદી પ્રકૃતિઅનુસાર જુદા જુદા ઉપચારોને જણાવે છે તે જ શાસ્ત્ર પૂર્ણ છે, અને તે જ જગતમાં સર્વોત્કૃષ્ટ છે.

તે જ પ્રમાણે જે ધર્મમાં જુદી જુદી પ્રકૃતિનાં, જુદા જુદા અધિકારનાં મનુષ્યોને માટે જુદા જુદા માર્ગો દર્શાવેલા હોય છે તે જ ધર્મ સંપૂર્ણ છે, અને તે જ જગતમાં સર્વોત્કૃષ્ટ છે. આપણને ધર્મના કોઇ એક અંગની મહત્તા, કે વિશેષતા લાગતી હોય, તો તે આપણે માટે ઉત્તમ અને હિતકર છે; પણ તે જ અંગની તમામ મનુષ્યોને જરૂર છે, અને તેના વિના બીજાં અંગ કેવલ નકામાં છે, એમ માનવું, અને તે પ્રમાણે પ્રજાને બોધ કરવો એ, એક પ્રકારની અજ્ઞાનજનિત અપૂર્ણ દશા જ છે. આપણા અધિકારની જે બાબત હોય છે તેનું આપણે પાલન કરી શકીએ છીએ; પણ આપણા અધિકારની જે બાબત નથી હોતી તેવી બાબતનું પાલન આપણાથી થઇ શકતું નથી. અથવા તેનું પાલન કરવું આપણને કઠિન પડે છે. હવે જો આવા પ્રસંગે આપણા અધિકારની જો બીજી કોઇ બાબત ન હોય તો આપણે માટે ઉન્નતિનો માર્ગ બંધ થઇ રહે છે. જેથી આ પ્રમાણે ન થાય, પણ જુદા જુદા અધિકારનાં મનુષ્યો જે પરિણામી સત્ય શક્યે જાણવાનું છે, તેને જાણી શકે અથવા, જે પરિણામી વિકાસ સકેએ કરવાનો છે, તે વિકાસને કરી શકે તદર્થ શાસ્ત્રની રચનાર સર્વદર્શી ઋષિમુનિઓએ ધર્મના જુદા જુદા માર્ગો અથવા ધર્મના જુદાં જુદાં અંગોનું પ્રતિપાદન કરેલું છે, કે જેથી પોતાના અધિકારાનુસાર આ માર્ગોએ ચઢીને જુદા જુદા અધિકારનાં મનુષ્યો તે સ્થિતિને પામી શકે.

પરંતુ આ લોકો તો એક ગ્રન્થને જ સર્વત્ર મુકવા લાગ્યા છે, અને આ જ માર્ગ જગતના કલ્યાણનો છે, કહીને તેનો જ આગ્રહથી સર્વને બોધ કરતા તથા બીજા માર્ગોનો ઉચ્છેદ કરતા જોવામાં આવે છે, એ જ તેમની આ પ્રકાર અપૂર્ણ અને અજ્ઞાન દશા જ છે, એ સિદ્ધ કરે છે.

સત્ય ભલે એક સર્વેએ મેળવવા કે જાણવાયોગ્ય હોય, અથવા પરિણામે એક જ પદ સર્વેએ પ્રાપ્ત કરવાયોગ્ય હોય છતાં તેને પ્રાપ્ત કરવાના માર્ગો ભલે જૂદા જૂદા હોય; ધર્મથી પ્રાપ્ત કરવાયોગ્ય એક વસ્તુ હોય પણ તેના અંગો ભલે જૂદાં જૂદાં હોય તેમાં શી હાનિ આવે છે ? આ પ્રમાણે જૂદા જૂદા અંગો, એ તે ધર્મની સંપૂર્ણતા દર્શાવે છે અને તેવો ધર્મ તમામ અધિકારના મનુષ્યને માટે તે ઉન્નતિની જૂદી જુદી દિશા દર્શાવે છે.

પોતે ધર્મના કોઇ એકાદ અંગનુ અમુક અંશમાં પાલન કરે છે, અને તેના થોડા ઘણા લાભ જણાય એટલે લાગલા જ તે પ્રજાને બોધ કરવા નીકળી પડે છે. આજના સુધારકોની આવી પ્રવૃત્તિ છે. પણ તે પૂર્ણપદને પહોચવાપર્યંતનો પ્રયત્ન કરતા નથી, કે જેથી તે રહસ્યને કે તત્ત્વને સંપૂર્ણ અંશમાં જાણી શકે

વળી ધર્મવડે જાણે માત્ર એક ઐહિક સુખ વા ઐહિક અનુકૂલતા જ મેળવવાયોગ્ય હોય તેમ માનીને ધર્મનુ સ્વરૂપ પણ તેવુ જ તે કલ્પે છે, અને તેવું જ તે પ્રજાને સમજાવવાને પ્રયત્ન કરે છે. ધર્મથી ઐહિક સુખો કે ઐહિક અનુકૂલતાઓ મેળવો તેની કોઇ ના કહેતુ નથી, અથવા તે ખોટું નથી પરંતુ આટલુ ધર્મનુ ક્ષેત્ર નથી, કે ધર્મવડે આટલું જ આ જગતમા કર્તવ્ય નથી ધર્મનુ ક્ષેત્ર આથી ઘણું જૂદું છે તેના વડે પ્રાપ્તવ્ય વસ્તુ નિરાળી જ છે તેનાથી પ્રાપ્ત થતી વસ્તુ આ ઐહિક સુખ કે અનુકૂલતા કરતા ઘણી મહાન્ છે અને ઘણી ઉત્કૃષ્ટ છે આ વસ્તુનું અથવા આ ધ્યેયનુ તો આ બીચારાઓને જ્ઞાન જ નથી તે તો માત્ર ઐહિક સુખ અને ઐહિક અનુકૂલતા એ જ ધર્મવડે પ્રાપ્તવ્ય છે એમ સમજે છે, અને આ પ્રમાણે તે સમજતા હોવાથી ધર્મને પોતાની સગવડપ્રમાણે તે રૂપ આપે છે, અથવા તેની વ્યવસ્થા કરે છે. અસ્તુ

શાસ્ત્ર અને અનુભવી પુરુષો તો धर्मस्य तत्त्वं निहितं गुहायां—ધર્મનું રહસ્ય ગુફાની અંદર રહેલું છે. એમ કહે છે તે કંઇ બાહ્યદૃષ્ટિ રાખીને આ પ્રકારની પ્રવૃત્તિ કર્યાથી સમજાતું નથી. તે તો અંતરમાં ઉંડા ઉંડા ઉતરવાથી જ સમજાય છે, જેમની પ્રવૃત્તિ પોતાના કરણોને બાહ્ય પ્રદેશમાં રમાડીને દૃશ્ય અને તેના પદાર્થોનું જ ચિંતન કરવામા થતી હોય છે તે આ તત્ત્વને જાણવાના શી રીતે અધિકારી થઇ શકે તે અમને તો સમજાતું નથી. બાહ્ય પ્રદેશમા સ્વભાવથી વહેતા પોતાના કરણોને રોધીને જે અંતરમાં ઉંડે ઉતરે છે, ત્યાં સ્થિતિ કરી રહે, છે, તે જ આ ગુહાસ્થિત ધર્મતત્ત્વના રહસ્યને સમજી શકે છે. બીજા તેના રહસ્યને સમજવાના અનધિકારી છે

ધર્મના કોઇ એક અંગનું પાલન કરનાર મનુષ્ય પોતે તેના લાભને જુએ છે ત્યારે તે જ ધર્મનુ સંપુર્ણ સ્વરૂપ છે, અથવા તેમા જ ધર્મમાત્ર આવી જાય છે, એમ તે જગતને બોધ કરવા મંડી પડે છે. તો આવા પુરુષના સંબંધમાં જાણવું, કે તે ધર્મના કોઇ એકાદ અંગને જ સમજે છે, પણ તેના સર્વ અંગોના સ્વરુપથી અજ્ઞાન છે.

વળી જૂદા જૂદા દેશમાં થયેલા મહાપુરુષોએ તે તે દેશ તથા જે કાલમાં તે થયાં હોય છે તે કાલને અનુસરીને પ્રજાને ધર્મનો બોધ કર્યો હોય છે, પણ તે વાર્તા નહિ સમજીને તે જ પ્રકારનો બોધ સર્વને અર્ધદગ્ધ મનુષ્યો કરવા મંડી પડે છે. બંગાળામાં માછલા

ખાવાનો રિવાજ જ હોય છે તો ત્યાં થયેલા મહાપુરુષો માછલાં ખાવાનો બાધ કરતા નથી. ઉત્તર ધ્રુવમાં કોઈ મહાત્મા ઉત્પન્ન થયા હોય છે, તો તે માછલાં ખાવાનો ત્યાંના રહીશોને બોધ આપે છે, વિલાયતમાં વિશેષ ટાઢ પડતી હોવાથી ત્યાં કપડાં અને જોડા પહેરીને પૂજા, તથા ખાનપાન આદિ સર્વ વ્યવહાર કરવાનો બોધ ત્યાંના મહાપુરુષ આપે છે. ગુજરાતની સ્થિતિ આ સર્વથી જુદી હોવાથી ત્યાંના મહાપુરુષો પ્રજાને વળી આ સર્વથી પૂજા, ખાનપાન વગેરેનો જૂદો જ બોધ આપે છે. જ્યાં ગુજરાતની પેઠે અનુકૂળતા હોય છે ત્યાં ઉત્તમ પ્રકારના આચાર પાળવાની સર્વ પ્રકારની અનુકૂળતા હોય છે, જેથી ત્યાં થએલા મહાપુરુષ પ્રજાને તેવા ઉત્તમ આચારનું પાલન કરવાનો બોધ કરે છે. પરંતુ આ વાતનું સ્વરૂપ નહિ સમજીને હાલના દેશસુધારકો પ્રજાને ... અવળે જ દોરવા લાગ્યા છે.

કોઈ કોઈ બાબતો એવી હોય છે, કે તેનો આધાર કદાચ શાસ્ત્રમાં ન પણ મળે તે છતાં લોકોના આચારમાં તે આવેલી હોય છે પણ શાસ્ત્રોના, મહાપુરુષોના બોધના, અને દેશકાલાદિના સ્વરૂપને નહિ સમજનાર અર્ધદગ્ધ મનુષ્યો કહે છે, કે આ વાત શાસ્ત્રમાં નહિ હોવાથી તે નિરર્થક છે પણ આવા આચારવિચારના સંબંધમાં એમ થયું હોય છે, કે તે દેશમાં ઉત્પન્ન થયેલા ધર્મજ્ઞ પુરુષોએ તે દેશની સ્થિતિ જોઈને પ્રજાને તે પ્રકારનો આચારવિચાર કે ધર્મ પાળવાની આજ્ઞા કરી હોય છે જેથી જૂદા જૂદા દેશના આચારવિચાર જુદા હોય છે અને તે તેમને માટે હિતકર હોવાથી તેનું તેમણે પાલન કર્તવ્ય છે. પણ આનાં રહસ્યને નહિ જાણનાર આ લોકો કહે છે, કે બધાએ એક જ પ્રકારનું વર્તન સેવવું જોઈએ. પણ આ લોકો ધર્મતત્ત્વથી કેવળ અજ્ઞાન છે, માટે તેમના કહેવાથી વિવેકીએ ભ્રાંતિને વશ થવું ઘટતું નથી.

વળી કબીરજેવા મૂર્તિપૂજાનું ખંડન કરે છે. અને બીજા કોઈ પુરુષે આગે જ કોઈ બોધ પ્રજાને કર્યો હોય છે, છતાં આ દેશની પ્રજા તેને મહાત્મા તરીકે પૂજે છે આ ઉપરથી ધર્મતત્ત્વને નહિ સમજનાર મનુષ્યો તેવા કોઈ પુરુષનો દૃષ્ટાંત લેઈને આ જ પ્રમાણે સઉએ કરવું જોઈએ, એમ સર્વને બોધ દે છે. પણ આ ઠેકાણે પણ ધર્મનું સાચું સ્વરૂપ સમજવામાં ભૂલ જ થાય છે.

હીંદુ ધર્મ એટલો ઉદાર છે, કે તે ધર્મના કોઈ એકાદ અંગનું પણ પાલન કરનાર કોઈ હોય તેને તે વધાવી લે છે, અને તેને યોગ્ય માન આપે છે. પણ તેટલા ઉપરથી એમ ઠરતું નથી, કે આવા કોઈ એક જ અંગનું પાલન ધર્મના સંબંધમાં તેમ છે, અને અન્ય અંગનું પાલન કર્તવ્ય નથી. આવા મૂર્તિપૂજા કે જે ધર્મમાં અથવા ધર્મનું રહસ્ય જાણવામાં અત્યંત ઉપયોગી, પરમ ઉપયોગી સાધન છે તેનો ઉચ્છેદ કરવાનું આવા કોઈ પુરુષ કહેતા હોય છે છતાં ધર્મના કોઈ એકાદ અંગનો તેમણે પોતાનામાં સાક્ષાત્કાર કરેલ હોવાથી પ્રજા તેમને એક મહાપુરુષતરીકે વધાવી લે છે પણ તેટલા ઉપરથી એમ નથી ઠરતું, કે આ જ પુરુષનું કહેલું સર્વ મનુષ્યોએ આચરવાયોગ્ય છે, અને વેદની પ્રતિમોપાસના અથવા મૂર્તિપૂજા ખોટી છે.

ઇશ્વરના અવતારોની અથવા વિભૂતિઓની પ્રવૃત્તિ જુદા જુદા પ્રકારની દેશકાલને અનુસરીને થાય છે. પણ આ સર્વમાં જે સંપૂર્ણજ્ઞાનવાન હોય છે તેઓ જેવા કે ભગવાન શંક-

રાચાર્ય-ભગવાન્ નૃસિંહાચાર્ય તથા ઉપર્યુક્ત ધર્મના ગંપૂર્ણ સ્વરૂપનો મતને બોધ કરે છે આવા પુરુષો કદી મૂર્તિઉપાસના, વર્ણાશ્રમ, કે માર્ગમાં એવાં પગથીઆં, કે જેના આધાર સૌને સાધક, કે જીજ્ઞાસુ ઉંચે ચઢી શકે છે, તેવા પગથીયાંનો કદી ત્યાગ કરતા નથી. કારણ કે મનુષ્યોના ભિન્ન ભિન્ન અધિકાર હોવા આવા જુદા જુદા પગથીયાની આવશ્યકતા રહેલી છે. તે જ ધર્મ સાચો છે, અને જે ધર્મની વિશાળતા અથવા ઉદારતા છે, કે જેમાં જુદા જુદા અધિકારનાં સર્વ મનુષ્યોને માટે ઉંચે ચડવાના અધિકારનુસાર પગથીયા રહેલાં છે. અને જેમાં આવાં સર્વ પગથીયાં રહેલા છે, તે જ ધર્મ સંપૂર્ણ છે, બીજા ધર્મ અપૂર્ણ અથવા એકદેશી સમજવા.

ધર્મનું સ્વરૂપ જાણનારા શાસ્ત્રકારો અથવા ધર્મતત્ત્વવેત્તાઓ કહે છે. કે જે અભ્યુદયનું તથા નિઃશ્રેયસનું અર્થાત્ મુક્તિનું કારણ હોય તે ધર્મ; અર્થાત્ ધર્મમાં વ્યાવહારિક અભ્યુદય, અને નિઃશ્રેયસ બન્ને આવી જાય છે ધર્મથી આ વ્યવહાર અને પરમાર્થ બન્ને સધાય છે. તાત્પર્ય, કે ધર્મવડે એકલું નિઃશ્રેયસ સધાય છે, એમ નહિ પણ તેનાવડે વ્યાવહારિક અભ્યુદય પણ સધાય છે પણ હાલના સુધારક ધર્મનો ઉપયોગ જાણે ઐહિક સુખ પ્રાપ્ત કરવામાં અથવા અભ્યુદય પ્રાપ્ત કરવાના હોય તેમ સમજે છે, અને આ વસ્તુ જે પ્રાપ્ત કરાવે તે જ ધર્મ એમ માને છે. આ ઐહિક અભ્યુદય, અથવા વ્યાવહારિક કાર્ય-સિદ્ધિ એ જ આ પુરુષોનો ધર્મમાત્ર હોય છે તે ધર્મના અહિંસા, સત્ય વગેરે કોઈ કોઈ અંગોનું પાલન કરે છે, પણ તે આ વ્યવહાર-અનુકૂળતા અથવા લાભ મેળવવાને માટે જ કરે છે અને આના જ ધર્મસર્વસ્વ સમજે છે. પણ આ બિચારા ધર્મતત્ત્વને જાણતા નથી. તેના વડે પ્રાપ્ત થતું જે નિઃશ્રેયસ તેને તો તે જાણતા જ નથી, નિઃશ્રેયસ્ વસ્તુ કેટલી ઉંચી છે, તેની કિંમત કરતા જ નથી. અને તે પ્રજાને ધર્મ તે આ જ છે, આમાં જ ધર્મ-સર્વસ્વ આવી જાય છે, કહીને આગ્રહથી બોધ દેતા ફરે છે, અને આવા પુરુષો પોતાના આગ્રહવડે કોઈ આવી વ્યવહારિક વસ્તુને સિદ્ધ કરતા હોવાથી અથવા તો તેમનો મદ મોટો હોવાથી પ્રજા તેમના કહેવાને સત્ય ગણે છે, અને વ્યામોહને વશ થઈને ધર્મકર્મથી વિમુખ થાય છે, આ ઐહિક લાભ, એ જ પરમ લાભ છે, એમ તે જગતને સમજાવે છે આવા લોકો ભલે ઉપરથી ભારી આવેશ ધર્મના ખાસ હિમાયતીઓ તરીકે જણાય છે તે છતાં તે ધર્મતત્ત્વથી કેવળ અજ્ઞાન જ હોય છે.

તે જ ધર્મ છે, કે જેથી આપણે ઈશ્વરને ઓળખી શકીએ છીએ, જેથી તેમનો સાક્ષાત્કાર કરી શકીએ છીએ, જેથી આપણા પોતાના આત્માને જાણી શકીએ છીએ અર્થાત્ આત્મસાક્ષાત્કાર કરી શકીએ છીએ; જેથી આપણે આપણાં દુઃખમાત્રનો આત્યંતિક ક્ષય કરી શકીએ છીએ, તે ધર્મ છે. જે વડે આપણે આ વિશ્વમાં જે ઉંચામાં ઉંચું આધ્યાત્મિક સુખ છે, તેને પ્રાપ્ત કરી શકીએ છીએ, તે ધર્મ છે. જે જાણ્યા પછી આ જગતમાં કંઈ જાણવાનું શેષ રહેતું નથી, તથા જે મેળવ્યા પછી આ જગતનાં કંઈ પ્રાપ્તવ્ય શેષ રહેતું નથી, તથા જે પદ પ્રાપ્ત કર્યા પછી આ વિશ્વમાં ઇશ્વરની સ્થિતિને પ્રાપ્ત થવાય છે, જે પ્રાપ્ત થતાં જન્મમરણરૂપ બંધન છુટી જાય છે, અને અમરત્વનો અનુભવ થાય છે. એવી મહા ઉત્તમ, કે સર્વોત્કૃષ્ટ સ્થિતિ, કે પદને જેથી આપણે પ્રાપ્ત થઈ શકીએ છીએ,

જેને આપણે ઓછામાં ઓછા સમયમાં અને ઓછામાં ઓછા પરિશ્રમે પ્રાપ્ત કરી શકીએ છીએ, તે ધર્મ છે.

અને આ પ્રમાણે હોવાથી જે જે સાધનો અથવા માર્ગો આ પદ કે આ સ્થિતિને પ્રાપ્ત કરાવનાર હોય, તે સર્વ આ ધર્મશરીરના પુણ્ય અંગો છે અને તે સર્વનું યથાધિકાર આપણે પાલન કરવાનું છે, નહિ કે તેનો ત્યાગ કરવાનો છે.

પણ હાલના સુધારકો અથવા તો જગતનું કલ્યાણ કરવા નીકળી પડેલા મનુષ્યો તો આવાં અંગોનું પાલન કરવાની જરૂર નથી એમ પ્રજાને જણાવીને તેમને વૃથા મોહમાં નાખે છે પણ બુદ્ધિમાને તે ધર્મના સાચા સ્વરૂપથી અથવા તો ધર્મના સંપૂર્ણ સ્વરૂપથી અજ્ઞાન એવા મનુષ્યના વચનમાં વિશ્વાસ નહિ ધરતા શાસ્ત્રનાન પવિત્ર આચાર વિચાર, દેવદર્શન, દેવપૂજા, વર્ણાશ્રમ પ્રમાણેના ધર્મનું પાલન, ઇશ્વરની ભક્તિ, વગેરે માર્ગો અથવા સાધનોનું પાલન કર્તવ્ય છે આ સાધનો અથવા માર્ગો એ ધર્મવડે પ્રાપ્ત થતા શિખરનાં પગથીયાં છે, અને તેથી તેનો ત્યાગ કરવો હિતકર નથી આ પગથીયા ત્યાગ કરીને શિખરે કુદકો મારવાજેવી પ્રવૃત્તિ કરનાર આ લોકો ભલે હવાઇ કીલ્લા બાંધ્યા કરે, અથવા કોઇ વ્યાવહારિક અભ્યુદય અથવા કાર્યસિદ્ધિને કરે, પણ તે ઉપરથી ધર્મનું તે જ સ્વરૂપ છે, એવી ભ્રાંતિમાં સુજ્ઞ મનુષ્યોએ પડવું ઉચિત નથી. તે જ ધર્મ છે, અથવા તે જ ધર્મનાં અંગો છે, કે જે ઉપર જણાવી તે સ્થિતિ અથવા પદને આપણને પ્રાપ્ત કરાવે છે,

આ સબંધમાં જેટલું વિવેચન કરવું હોય તેટલું આપણે કરી શકીએ છીએ પણ વિવેકીને માટે આટલું ઘણું છે અને જેને આ દૃષ્ટિ જ નથી અને જેને આ માર્ગે જવું જ નથી તેમને માટે તો આથી હજારગણું વિવેચન કરવામાં આવે તો તેવો કંઇ અર્થ નથી કારણ કે તેમની દૃષ્ટિ જ જુદી છે, તેમનો ધ્યેય જ જુદો છે, અને તેમનો અધિકાર પણ જુદો છે. આ લઘુ લેખમાં અંતમાં એટલું જ જણાવવાનું યોગ્ય ગણું છું. કે ગુજરાતમાં થઇ ગએલા, ધર્મના આ સંપૂર્ણ તત્ત્વને યથાર્થરીતે જાણનાર પૂજ્યપાદ ભગવાન્ નૃસિંહાચાર્યજીના ગ્રંથોનું ધર્મનું યથાર્થ સ્વરૂપ સમજવા ઇચ્છના હોય તેમણે પરિશીલન કરવું.

(અપૂર્ણ)

# नवीन भारत

ભાવિ ભારતના પ્રજાજનો !

હું તમારી સાથે અંગ્રેજી દેશમાં જ વાત કરી શકું એમ છું, તેને માટે મને ક્ષમા કરો. જે લોકોમધ્યે હું રહું છું તેમની ભાષાઓ હું જાણતો નહિ હોવાથી સહેજે મારું એકાંત અને મૌન વધે છે, અને તેથી ઇશ્વરનો અવાજ સાંભળવાની મને વધારે તક મળે છે.

હિન્દુસ્તાનની ભાષા હું જાણતો નથી એ જ કારણસર હિન્દુસ્તાનના આત્માનો અવાજ હું સાંભળી શકું છું. કોઇ પણ સમાજનો આત્મા આપણી સાથે જ્યાંસુધી ન બોલે ત્યાં સુધી આપણે તે સમાજના આત્માસાથે કેમ બોલી શકીએ ?

મને માફ કરો. હું તો ફક્ત એક માનવી છું—ગરીબ માણસ છું. મારે નથી મારો દેશ કે નથી મારૂં રાષ્ટ્ર. મારૂં રાષ્ટ્ર હજી જન્મ્યું નથી અને મારો દેશ પણ હજી ભવિષ્યકાળમાં જ છે.

અને એ જ કારણસર હું ભટકેલ થઇ ગયો છું. સારી દુનિયાનો રહિશ બન્યો છું. હું બધાં રાષ્ટ્રોમાં ભટકું છું અને મારા ભાવિ ( અનાગત ) દેશ અને ભાવિ રાષ્ટ્રની બધા દેશોમાં ખોજ કરૂં છું. આ ભાવિ રાષ્ટ્ર કેવું હશે ?

ભાવિ રાષ્ટ્રમાં ન હોય સ્વાર્થ કે ન હોય સરહદ; ન હોય મર્યાદા કે ન હોય સંકોચ, જ્યાં નથી રૂઢી કે નથી વહેમો, નથી પડદા કે નથી નાત જાત, જ્યાં નથી અંત્યજ વર્ગ કે નથી અન્યાયો, એવું તે એક ભાવરાષ્ટ્ર છે.

આ દેશમાં ન હોય અજ્ઞાન કે ન હોય ભૂખમરો. ત્યાં મહાત્માઓ નિર્ધન હશે ત્યાંના મોટામાં મોટા શ્રીમંતો નિઃસ્વાર્થી હશે. આ દેશમાં ઇશ્વરની 'સેવા' માટે પૂજારી-ઓનો જૂદો વર્ગ હોય જ નહિ, કારણ કે દરેક જણ ઇશ્વરનો પૂજક અને સેવક હશે.

આજે નવીન વર્ષની શરૂઆતમાં અને નવા યુગના પ્રારંભમાં આવું ઘેરાએલા કોટમાં આવી નવપલ્લવિત ભારતવર્ષને હું કહેવા આવ્યો છું કે "હજે તે ભાવિ દેશ ને થજે તે ભાવિ રાષ્ટ્ર."

"દુનિયાનાં સર્વ રાષ્ટ્રોમાં આત્મવાન્ રાષ્ટ્ર બની માનવજાતને ધાર્મિકતાનો સચો પાઠ આપવો એ શું તારૂં પ્રભુનિર્મિત કાર્ય નથી ? એક કાળે તેં વિશ્વ ચેતવિતું કામ કર્યું છે. ફરી વિશ્વજ્યોતિ થજે.

"પણ તેમ થવાને માટે 'તેવું હું છું' એવો દાવો ન કર; મનમાં એમ ન માન કે 'હું જ એક આત્મવાન્ રાષ્ટ્ર છું.' કોઈ પણ રાષ્ટ્ર કે વ્યક્તિઓ પોતાને અન્ય કરતાં ઉચ્ચ ગણે છે તે જ ક્ષણે તે બીજા કરતાં નીચે પડે છે

"હૃદયમાં એવી ભાવના ન રાખ કે હું વિશિષ્ટ રાષ્ટ્ર છું, હું દેવનો પ્રિય સમાજ છું.' કેમકે ઘણાં રાષ્ટ્રો પોતાને વર-રાષ્ટ્ર ગણે છે; પણ જે રાષ્ટ્ર પોતાનો વિચાર

હે આત્માની પ્રજા! આગળ જો, ભવિષ્ય તરફ જો. સર્વસ્વનો ત્યાગ કર, જેથી તને મળે. શું ? જે બીજા પાસે છે તે ? ના ના. જે હજુ કોઇને મળ્યું નથી અને જે તારે સૌધાને આપવું છે તે.

દુનિયાના અત્યન્ત પ્રાચીનમાં પ્રાચીન રાષ્ટ્રમાંનું તું એક છે. મહાન્ અને ઉજ્જ્વળ ભૂતકાળ હોવા છતાં તેના ખંડેરો નીચે દબાઇ કેમ ન રહેવું એ દુનિયાનાં સઘળાં રાષ્ટ્રોને બતાવી આપવું એ શું તારું કાર્ય,—તારો આદેશ નથી ?

સૈકાઓ થયાં તારો આત્મા અહિંનાં બંધન તોડી મર્ત્યલોકમાંથી ઉપરના લોકમાં ભવિષ્યની બીનાઓ—ભવિષ્યનું જીવન શોધવા ગએલો છે આજે એ જ આત્મા પોતાનું અપ્રાપ્ય ઉચ્ચ સ્થાન છોડી નીચે મનુષ્યલોકમાં તેમનાં શહેરો, તેમનાં રાષ્ટ્રો અને તેમનાં મંદિરોમાં વિજયી જીવનના નવા નવા આકારો અને પ્રકારો સરજવાને શું શું કરી શકે તે દુનિયાને બતાવી આપવું એ શું તારું કાર્ય—તારો આદેશ નથી ?

એક વખત ગુલામ થએલા, પણ હવે પછી ભવિષ્યમાં કોઇ કાળે ગુલામ ન થનાર હે ભારતવર્ષ ! સંપૂર્ણ નવીનના ધારણ કરી આતંરનું પરિવર્તન કરી, ભૂતકાળનાં બંધનોને તોડી અને આંતરિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરીને બાહ્ય શૃંખલાઓ—બાહ્ય બંધનો રાષ્ટ્ર કેવી રીતે ફેંકી દઇ શકે છે. અને રાષ્ટ્ર કેવી રીતે ઉન્નત થઇ શકે છે એ દુનિયાનાં રાષ્ટ્રોને, બતાવી આપવું એ શું તારું કાર્ય — તારો આદેશ નથી ?

અનેક રાષ્ટ્રોના સંઘથી બનેલા વિવિધ અને વૈભિન્ન ભારતવર્ષ ! તારું કાર્ય, તારો સવાલ, તારી સમસ્યા દુનિયામાં સાથી કઠિન અને જટિલ છે. ભિન્ન ભિન્ન ભાષાઓ અને ભિન્ન ભિન્ન ધર્મો ને સંપ્રદાયો હોવા છતા, તલવારના ન્યાયથી નહિં પણ પ્રેમના ન્યાયથી, રાષ્ટ્ર કેવી રીતે એક હોઇ શકે છે અને જોરનું નહિ પણ પ્રેમનું સામ્રાજ્ય સ્થાપન કરી શકે છે, એ દુનિયાને બતાવવું એ શું તારું કાર્ય —તારો આદેશ નથી ?

અનેક ધર્મો, તેમના પરસ્પર વિરોધી મતમતાન્તરો અને કહેવાતા સંપ્રદાયો સઘળાનો સ્વાહાકાર કરનાર અને સઘળાના સર્વોપરિ એવા પ્રત્યક્ષ અનન્તની એક સેવામાં કેવી રીતે એક થઇ શકે છે, એકત્ર રહી શકે છે એ દુનિયાને બતાવી આપવું, એ શું તારું કાર્ય નથી ?

દુનિયાની પ્રજાઓમાં તું અત્યન્ત વિરતીર્ણ અને વિસ્તારી છે. પોતે પુરાઇ રહીને, કેદખાના સળીયામાં પોતે કેદ થઇને નહિ પણ બધાં બંધનો તોડી નાખીને, સૌને માટે પોતાના દ્વાર મોકળાં મેલી, સઘળાનો સાથ સ્વીકારી, શાન્તિ, આનંદ અને સંતોષમાં રહેનાર એવું મનુષ્યજાતિનું એક આદર્શ કુટુમ્બ બનવામાં જ રાષ્ટ્રની મહત્તા છે, એ દુનિયાને બતાવી આપવું એ શું તારો આદેશ નથી ?

તેથી, હે આત્મવાન્ પ્રજા ! જાગ્રત્ થા, ઉભી થા ! તારી જન્મોત્રી જે આજે ચીમળાયલી પડી છે તે ઉકેલ અને જો. ઉગતી ઉષા સાથે ઉઠ અને ઉડવા માંડ. પ્રેમ અને શ્રદ્ધાની બે પાંખ પસારી અરૂઆકાશમાં વિહર.

શ્રદ્ધાવડે ભવિષ્યની સાથે સંધિ કર અને પ્રેમવડે દુનિયાંની સર્વ પ્રજાઓસાથે સંકલિત થા.

પ્રેમ તારી અંદર ભવિષ્યને પેદા કરો, જેથી ભવિષ્ય સર્વની અંદર પ્રેમ પેદા કરે.

ઉઠ ઉઠ, સ્વતંત્ર થવા નહિ, મહાન્ થવા કેમકે સ્વતંત્રતા મહત્તાની પાછળ પાછળ ચાલનારી છે, જેમ સૂર્યની પાછળ તેની પ્રભા. મહાન્ થા, કે જેથી તું સ્વતંત્ર પણ થાય.

કેટલાકનો આદર્શ એટલો જ હોય છે કે તારે સ્વતંત્ર થવું અને દુનિયાનાં બીજાં રાષ્ટ્રોની પેઠે સ્ટૉક એક્સ્ચેન્જ અને પાર્લામેન્ટથી સુશોભિત બનવું. પણ સ્ટૉક એક્સ્ચેન્જમાં તારો આત્મા વેચાઇ જશે અને પોર્લામેન્ટના વૃથા બક્વાદમાં તારો આત્મા ડુબી જશે. કેટલાકની મહત્ત્વાકાંક્ષા એટલી જ છે કે તારે યુરોપીય રાષ્ટ્રોની નકલ બની જવું અને પછી તારે યુરોપ પાસેથી તેની જૂની પુરાણી મૂર્તિઓ લઇ આવવી અને તારા જૂના પુરાણ દેવોને દઇ દેવા.

પણ તારા ચૈતન્યનો વિચાર જૂદો જ છે. તે તેને એક દૈવી રાષ્ટ્ર બનાવવા માગે છે. તે દૈવી રાષ્ટ્રમાં મુત્સદીઓને સ્થાને મહાત્માઓ હશે, ધનવાનોને સ્થાને ઋષિઓ હશે; તે ધર્મરાજ્યમાં મધ્યવર્તી મંત્રીમંડળ મહાત્માઓનું મંડળ હશે, તેની ઉપર મનુષ્ય કોટિનું મંડળ હશે, તેની ઉપર ભગવાનની મૂર્તિ, સર્વ પ્રજાઓના સ્વામી રાજરાજેશ્વરનું સિંહાસન રાજતું હશે.

હે ભારતવર્ષ ! આજે બીજાઓ છે તેમ તારે થવાનું નથી. આજે જે સ્થિતિમાં તું છે તેમ પણ તારે રહેવાનું નથી પણ તું તારી હૃદયવૃત્તિએ કરેલું પાપ અંદરથી જ ધોઇ નાખજે. આ પાપ હજુ તેં અરધું જ જોએલું છે અને અરધું જ કબુલ કરેલું છે.

કેમકે અત્યારસુધી એમ જ કહેવાય છે કે અસ્પૃશ્યતા અમારૂં રાષ્ટ્રીય પાપ છે. પણ હું તને કહું છું: દરેક ભેદ પાપ છે: અસ્પૃશ્યતા એ જેનું પરિણામ અને ઘોતક છે એવી જ્ઞાતિભેદ પાછળ રહેલી હાલની વૃત્તિ એ જ રાષ્ટ્રિય પાપ છે.

તેથી તારો આ પાપ ધોઇ કાઢયે જ છુટકો. તારે બન્ધુતા અને એકતા પાછી લાવવી પડશે, પ્રેમ અને વ્યવસ્થાનું સંગીત ફરી પાછું દાખલ કરવું પડશે, ત્યારે જ તું તેનો દૂત થઇ શકશે; ત્યારે જ સૌની દૃષ્ટિએ તું પ્રેમાળ સંદેશવાહક બની જઇશ. કેમકે વીતી ગયેલા યુગોમાં તેમ જ ભવિષ્યમાં આવનારા યુગોમાં તારો દૈવી સંદેશ એક જ છે; અને તે છે પ્રેમ.

તેથી હે હિન્દ ! હે આત્મવાન્ પ્રજા ! હવે તારે સ્વતંત્ર થવું હોય તો તે સ્વાર્થથી નહિ; તારી સ્વતંત્રતા દ્વેષરહિત હોવી જોઇએ, તો જ તું પ્રેમ કરી શકીશ.

તારે સ્વતંત્ર થવું હોય તો તે ભાગ્યવિધાતાએ જેમની સાથે તારી ગાંઠ બાંધી છે તેમનાથી વિખૂટા થવા માટે નહિ, પણ સામર્થ્યનાં બંધન કરતાં વધારે સમર્થ એવા પ્રેમબંધનથી તેમની સાથે બંધાઇ રહેવા માટે જ.

વિરોધ કરવામાટે નહિ; પૂર્વ અને પશ્ચિમ વચ્ચેનું અન્તર વધારવા માટે નહિ; પરન્તુ તેમને સમીપ લાવવા માટે; તેમને એકબીજાના દોસ્ત બનાવવા માટે. પશ્ચિમના એક જ રાષ્ટ્ર સાથે જોડાઇ જવાને નહિ, પણ સઘળાં રાષ્ટ્રોસાથે સંબંધ બાંધી—સ્વેચ્છાએ સંબંધ બાંધીને એકત્ર કરવાને માટે જ.

– તારે સ્વતંત્ર થવુ હોય, જો તારે કોઇ એમને તાબે રહેવુ ન હોય તો તારો ઉદ્દેશ એટલો જ હોય કે બધાની જ સેવા તુ કરી શકે, બધાને તુ અર્પણ થઇ શકે. એકની આખા પશ્ચિમની જ દોસ્તી નહિ પણ સમસ્ત પૂર્વની પણ દોસ્તીમાટે તારે તારી પોતાની સીમા ઓળંગીને બહાર જવાનું છે. પણ તે પોતે ગુનામ બની પોતાના ભાઇને ગુનામ બનાવવા માટે લડાઇનો સાજ સજીને નહિ, પણ જેઓ સ્વતંત્ર થવા માગે છે તેમના મિત્ર અને મદદગારતરીકે.

તારે સ્વતંત્ર થવુ છે તે કોઈ કાળે કે કોઇ સ્થળે મૃત્યુનું હથીઆર થવા માટે નહિ પણ પ્રેમના ફિરસ્તા થવા માટે, આ આદેશ દુનિયામાં પૂરો કરવા માટે, સફળ કરવા માટે

ધ્યાન દઇને સાંભળજે અને દુનિયાનુ દુઃખ જોઇ અશ્રુ ઢાળજે. મહાન્ અન્ધકૂપમાંથી નીકળતા મહાદુ:ખની આ દુનિયા બનેલી છે તે દુખિયાને દિલાસો દેવાનો છે. આ દુનિયા મહાન્ અન્ધકારની, મહાન્ તામસ ી બનેલી છે તેને પ્રકાશિત કરવાની છે, તલ્લાતનના મહાન્ કોપ અને કટુતાની આ દુનિયા બનેલી છે, તેમનુ સાન્ત્વન કરવાનુ છે–તેમની શાન્તિ કરવાની છે જીવોના દુઃખોની જ દુનિયા બનેલી છે નીચેથી આવનાર ઉપરથી ઉતરનારને મળી શકે એવું આ દુનિયા એક સંકેતસ્થાન છે અને નીચેનો અન્ધાર જેટલો ઉંડો, નીચેનું દુઃખ જેટલુ ગંભીર, નીચેનો અત્યાચાર જેટલો ઘોર, તેટલા જ પ્રમાણમા ઉપરથી અવતરતો પ્રેમ ઇશ્વરી આમ જ સંસાર આવો જુગ જુગ ચાલતો છે કેમકે જેમ જેમ યુગો કૃષ્ણ-કાળા અને ભીષણ થતા જાય છે તેમ તેમ તેમને માટેના અવતારો પણ તેટલા જ તેજસ્વી અને કરુણ હોય છે

આજે આ કલિયુગમાં પાતાળમાંથી એક પ્રચંડ અસુર પ્રકટ્યો છે અત્યારસુધી નહિ અવતરેલા એવા પરમ પ્રેમનું આગમન દુનિયાને જાહેર કર. હે હિન્દ ! તેની દીપ્તિથી તારો પોતાનો ઉદ્ધાર કરી લે અને જીવલોકનો અને રાષ્ટ્રનો ઉદ્ધાર કર ! પૉલ રિશાર.

---

“ સવારમાં કરવાનાં કાર્યો સવારમાં જ કરો, ” એ આ અંકમા પ્રાસદ્ધ થએલો વિષય અવશ્ય વાંચશો.

સ્મરણ જાગ્રત રાખો, અને જુઓ, કે શું થાય છે ? હું કહું છું તેની તમને ખાત્રી થાય છે, કે નહિ ? અનેક વખતના અનુભવ પછી જ હું આ તમને જણાવું છું.

× × × × ×

+ + + એક વખતે હું કાશી તરફ જતો હતો રસ્તામાં કાનપુરથી આગળ જતાં એક દવા વેચનાર આવ્યો, જેવા કે ગાડીમાં ફરીને જાહેરાત કરીને દવા વેચે છે તેવો. તેની પાસે અર્ધા આનાના દંતમંજનથી આઠ આનાની કિંમતની દવાઓ હતી, તેણે પોતાની પાસેની આ દવાઓની જાહેરાત કરવા માંડી. તેની ભાષા હિંદુસ્તાની હતી અને તે ઘણી મીઠી હતી. વાચાળતા પણ ઘણી સારી હતી તે એવી રીતે બોલતો હતો, કે તેને સાંભળનારનું આપણને મન જ થાય અર્ધો એક કલાક આ પ્રમાણે સતત બોલ્યો. બે ચાર આનાનું વેચાણ પરિણામમાં થયું, અને તે ઉતરીને નિયમપ્રમાણે બીજા ડબામાં ગયો.

અર્ધો કલાક તે સતત મોટેથી બહુ પરિશ્રમ લેઈને બિચારો બોલ્યો તેના પરિણામમાં ચારેક આનાનું વેચાણ થયું ચાર આનાના તેને પચાસ ટકા નફો મળતો હશે, એમ ગણીયે તો તેને બે આના મળ્યા અને આ બિચારાની બહુ દયા આવી અને મારાથી બોલાઈ ગયું, કે આટલા બધા પરિશ્રમને બદલે આટલો જ મળ્યો. આ તરફ પણ ગાડીઓમાં દવા વેચનાર ફરે છે તમને જેને જવા હશે તેમને આ વાતનો અનુભવ હશે જ.

થોડા જ વખત ઉપર તે પ્રમાણે અમદાવાદથી આવતાં એક માણસ પોતાની પાસેના પુસ્તકોની જાહેરાત કરતો હતો. પુસ્તકોની કિંમત અર્ધા આનાથી ચાર આનાસુધી વધારેમાં વધારે હતી તેણે પ્રથમ તો પુસ્તકો સંબંધી ભાષણ કર્યું પછી દરેક પુસ્તકમાંથી કવિતા ગાવા માંડી. ઘણી કવિતાઓ તે ગાઈ ગયો, જેમાં સ્વદેશસંબંધી પણ કવિતાઓ હતી આ તેના પરિશ્રમના પરિણામમાં તેને બે ચાર આનાનો વકરો થયો ! તે પણ ગાડી ઉભી રહી એટલે ઉતરીને બીજા ડબામાં ગયો.

મને જગતનાં બીજા મનુષ્યોની પ્રવૃત્તિ આવી જ જણાય છે. અર્થાત્ લોકો ખોદવો ડુંગર અને કાઢવો ઉંદર, તેના જેવી પ્રવૃત્તિ કરે છે. છતાં જે કાંઈ ટુકડો મળે તેનાથી આનંદ પામે છે ! આજે જોઈએ તો મનુષ્યો સવારથી સાંજસુધી પરસેવો ઉતારી પરિશ્રમ કરે છે ત્યારે તેમને પરાણે રોટલા મળે છે અને વળી તેની સાથે સાચજૂઠ કરે તે તો જૂદી. એક કાપડીયાની દુકાને જઈએ અને કાપડ માગીએ તો એકને ઠેકાણે દશ તાકા બતાવે, ભાવ ઠરાવીએ તો એક વાક્યને બદલે દશ વાક્ય બોલે અને છતાં વકરો થાય ત્યારે કમાય તે મહેનતના પ્રમાણમાં ઘણું ઓછું

મનુષ્ય ! શું તારી આ નિકૃષ્ટ દશા નથી ? તને તેનું ભાન થતું હોય, કે ન થતું હોય, પણ તું નક્કી કરીને જાણ, કે તું ઘણી નિકૃષ્ટ સ્થિતિએ પહોંચ્યો છું. આ શું ! તારે આટલો બધો પ્રયત્ન શો ! તું ડુંગર ખોદવાજેટલો પ્રયત્ન કરે છે, અને પરિણામમાં એક ઉંદરજેટલું જ ફળ તને મળે છે તેનો તું કદી વિચાર કરે છે ? તું કોણ છે તેનો તેં કદી વિચાર કર્યો છે ? તેં તારા પોતાનાપ્રતિ કદી દૃષ્ટિ કરીને જોયું છે ?

ઇશ્વરના અંશભૂત ઓ મનુષ્ય ! તારે આટલો બધો બે ચાર આના માટે, કે બે પાંચ રૂપિયા માટે શા માટે પરિશ્રમ કરવો પડે ? તારી આવી નિકૃષ્ટ દશા શા માટે હોવી ઘટે ? તું કોણ છે, તેનો તો જરી વિચાર કર તારા મહિમાને તું જાણ, તારા સ્વરૂપને તું ઓળખ, અને આ બધું ગદ્ધાવૈતરું, અને આ બધી સાચ જૂઠ તથા બધા પ્રપંચ એની મેળે છુટી જશે.

ઓ જગતનો સુધારો કરનારાઓ ! તમે આ શી બધી ધાંધળ વ્યર્થ મચાવી રહ્યા છો ! તમે આ બધો પરિશ્રમ શાને માટે ઉઠાવી રહ્યા છો ! આ બધી કડાકુટની અને ભારે પ્રયત્ન અને પરિશ્રમની અને આટલા બધા ભોગની શી જરૂર છે ? તમે મનુષ્યોને તે કોણ છે તેની ઓળખ કરાવો, તેમના આત્મસ્વરૂપપ્રતિ તેમની દૃષ્ટિવાળો અને ઇશ્વરના અંશભૂત તેમના મહિમામા તેમની શ્રદ્ધા જાગ્રત્ કરો એટલે થયું. તેમનાં દુઃખમાત્ર સૂર્યોદય થતાં વાદળ અદૃશ્ય થઇ જાય છે તેમ અદૃશ્ય થઇ જશે, અને તે સત્યસુખની, પૂર્ણ સુખની ઝાંખી કરશે. આટલા બધા ભગીરથ પ્રયત્નની પણ જે સુલભતાથી પ્રાપ્ત થઇ શકે તેમ છે તેને માટે શી જરૂર છે ?

તમે પોતે પણ આ વસ્તુને ન જાણતા હો તો જગતનો સુધારો કરવાનું જરા રહેવા દેઇને તેને જાણો, તેનો સ્વાનુભવ કરો, અને પછી બીજાને બોધ આપો.

આ જ દુઃખમાત્રને દૂર કરવાનો અને સુખમાત્રને પ્રાપ્ત કરવાનો ઉત્તમોત્તમ ઉપાય છે. બીજા સઘળા ઉપાયો આના આગળ ઉતરતા અને તુચ્છ છે, એમ નક્કી સમજો.

× × × × ×

× × × એક દિવસે અમે મોટરમા બેસીને ફરવા ગયા હતા. આઠ દશ મનુષ્યોને લેઇને તે ગાડી એટલી તો ઝડપથી ચાલતી હતી કે તે જોઇને આશ્ચર્ય થયાવિના ન રહે. અહો ! તેનામાં કેટલી શક્તિ ? મને તે જોઇને વિચાર આવ્યો, કે જે મનુષ્યની બુદ્ધિ આવી અદ્ભુત શોધો કરે છે તે મનુષ્યનામાં કેટલું સામર્થ્ય અને કેટલુ જ્ઞાન હોવુ જોઇએ ? જે શક્તિની શોધ જે બુદ્ધિએ બીજા બાહ્ય પદાર્થોમાં કરી છે તેના પોતાનામાં ત્યારે કેટલું સામર્થ્ય હોવું જોઇએ ?

કહેવાનુ તાત્પર્ય બરાબર સ્પષ્ટ ન થયુ હોય તો પુન કહું છું, કે મોટરો જેવી અદ્ભુત શક્તિવાળી વસ્તુઓની શોધ કરનાર મનુષ્યનામાં કેટલી અદ્ભુત શક્તિ હોવી જોઇએ ? તેનામાં આ મોટર, રેલ્વે, એરોપ્લેન, તાર વગેરે કરતાં પણ અદ્ભુત શક્તિ ઘટે છે.

આ મન કે જે રેલ્વેગાડી, તાર, આગબોટ એરોપ્લેન વગેરેની અદ્ભુત શોધો કરી શકે છે, તેની પોતાની જો શોધ કરવામા આવે, તો તેમા આ સર્વથી પણ ચઢીઆતી અને અદ્ભુત શક્તિ રહેલી છે, એમ જણાયાવિના ન જ રહે આ મનની શક્તિઆગળ જગતની બીજી બધી શક્તિઓ ગૌણ પડે છે મનનું સામર્થ્ય અપાર છે, અને અસાધારણ છે આ સામર્થ્યના ચમત્કારો મહા અદ્ભુત અને આશ્ચર્યજનક છે આપણને તેની કલ્પના પણ આવી શકે તેમ નથી હવે ભૌતિક શોધોના પરિણામમાં શોધકો આ મનપ્રતિ જ વળશે જો, કે ભૌતિક શોધોનો પણ પાર આવે તેમ નથી તો પણ શોધકોને હવે આ ભૌતિક શોધો અને ભૌતિક સામર્થ્યોથી વધારે મોટાં સામર્થ્યોની ઇચ્છા થશે અને તદર્થ તે આંતર મનના પ્રદેશને જ ગોખશે

સંયમ એ મનના સામર્થ્યોને જાગ્રત્ કરનાર અપૂર્વ સાધન છે. જેણે મનનાં અદ્ભુત સામર્થ્યોનો અનુભવ કરવો હોય તેમણે સંયમને સાધવો. સંયમવડે આ વિશ્વને વશ વર્તાવવાપર્યંતનાં મહા અદ્ભુત સામર્થ્યો જાગ્રત થાય છે.

× × × × +

× × × મારા એક નાના બાળકને દુધ પાવું પડે છે. સવારે બપોરે તથા સાંજે તેને દુધની જરૂર પડે છે. તે સવારમા વહેલો ઉઠે તે વખતે તેને દુધ પીવા જોઇએ છીએ. રાત્રે પણ તે વચમા જાગે ત્યારે તેને દુધ પીવાની જરૂર પડે છે. જેથી અમારે તે ઉઠે તે પહેલાં તેને માટે દુધ લાવીને ગરમ કરીને તૈયાર રાખવું પડે છે. રાત્રે પણ તેને માટે અમારે દુધ લાવીને રાખી મૂકવું પડે છે તેને માટે રાત્રે દુધ રાખ્યું હોય, અને કોઇ મેમાન આવી ચડે અને તે દુધ વપરાઇ જાય તો તેને માટે રાત્રે નવ દશવાગે પણ બજારમાંથી દુધ લાવવું પડે છે તે બીચારૂ અજ્ઞાન છે. તેને પોતાને માટે શું જોઇશે તેની ચિંતા કરવાની તેને જરૂર નથી તેને પોતાના માતપિતામા પૂર્ણ શ્રદ્ધા છે, કે તે પોતાને જે સમયે જેની જરૂર હશે તે સમયે તે આપશે જ. આથી તે માતાપિતાના અંકમાં નિશ્ચિંત અને નિર્ભયપણે રમે છે.

પ્રિયવાચક ! તું તારા અંતરમાં દષ્ટિ કરીને જો, કે આવી બાળકજેવી શ્રદ્ધા તારામાં છે કે ? પરમેશ્વરપિતામાં તને આવી શ્રદ્ધા છે ખરી ?

મનુષ્યને ભય, ચિંતા સંકોચ, દરિદ્રતા વગેરે અનેક દુઃખો હોવામાં ખરૂં કારણ, તેની ઇશ્વરમાં, આ વિશ્વના ચાલક પાલક પરમાત્મામાં અશ્રદ્ધા એ જ કારણ છે. જો મનુષ્યને પરમાત્મામાં શ્રદ્ધા હોય તો આ બધાં દુઃખો તેને ક્યાંથી હોય ?

આ વિશ્વને ઉત્પન્ન કરનાર તથા તેનો નિર્વાહ કરનાર એ વિશ્વંભર પરમાત્મા—અમે તમારામાં એવી શ્રદ્ધા ન હોવાથી જ અનેક રીતે દુઃખી થઇએ છીએ. અમે અમને પોતાને બાળક કરતા મોટા, અને બુદ્ધિવાળા માનીએ છીએ છતાં બાળકની શ્રદ્ધાનો અંતાશ પણ અમારામા નથી. અને આ પ્રમાણે આપના વિષે અમારી શ્રદ્ધા નહિ હોવાથી જ અમે રાત્રિદિવસ ભય, ચિંતા, વગેરેનો અનુભવ કરીએ છીએ

આપ પ્રભુએ અમારે માટે જ આ વિપુલ પૃથ્વી રચી છે, પણ અમને રહેવાને ઘર મળતું નથી; આપ દયાલુ અમારે ખાવાને જેટલું ધાન્ય જોઇએ તેના કરતાં હજારગણું ધાન્ય ઉત્પન્ન કરો છો, છતા અમને અન્ન વસ્ત્રનાં ફાંફાં પડે છે, અને તેને માટે અમારે જીવતોડ મહેનત કરવી પડે છે; આપે આ જગતમાં સોનું, રૂપું, હીરા, માણેક, મોતી આદિ અનેક મૂલ્યવાન્ પદાર્થો ઉત્પન્ન કર્યાં છે પણ અમને તો એક કોડી મળતી નથી. જેમને મળે છે તે બીચારા રાત્રિદિવસ પરિશ્રમ કરી રહ્યા છે; અને તે છતાં તે અન્ન વસ્ત્ર, રૂપૈયા, તથા હીરામાણેક આદિ પદાર્થો જતા તો નહિ રહે, તેને માટે તે પદાર્થોનું રક્ષણ કરવાની તેને પ્રાપ્ત કરવા જેટલી જ ચિંતા તથા પરિશ્રમ સેવી રહ્યા છે. આ બધો પરિણામ આપના વિષે શ્રદ્ધા નહિ હોવાનો જ છે. તો હે વિશ્વપિતા ! અમને આપના વિષે આ બાળકો જેવી શ્રદ્ધા આપો, કે જેથી અમે સર્વ સમયમા પૂર્ણ નિર્ભય રહીએ; વળી તેની સાથે આપની ભક્તિ પણ આપવા કૃપા કરશો, કે જેથી અમે આપની ભક્તિ કરતાં અમારો કાળ વીતાવીએ અને પરિણામે આપના પદને પામીએ.

---

# सवारमां करवानां कार्यो सवारमां ज करो.

સવારમાં કયાં કયાં કાર્ય કરવાં એ ઉત્તમ છે, તેનો તમે વિચાર કર્યો છે? અને જો તમે વિચાર કર્યો હશે તો તમે જાણતા હશો જ, કે અમુક અમુક કાર્ય સવારમાં કરવાં ઉત્તમ છે કારણ કે તે સમયે તે કાર્ય કરવાથી સમય ઓછો જાય છે, આપણને શ્રમ ઓછો પડે છે, તથા કાર્ય ઉત્તમ થાય છે તો આપણે સવારમાં કરવાના કાર્યો પ્રતિ દૃષ્ટિ કરીએ, કે તે કયા કયા છે આ કામો પ્રતિ દૃષ્ટિ કરતાં જણાય છે, કે દતવાવન, શૌચ, સ્નાન વ્યાયામ, વિદ્યાભ્યાસ, દેવપૂજા, સંધ્યાવંદન ધ્યાન, પ્રાણાયામ વગેરે યોગનાં સાધનો સાધવાં, વાંચન, તથા લેખક હોય તેમણે લેખ લખવા, વગેરે આ સઘળાં કાર્યો જો સવારમાં કરવામાં આવે છે, તો તેથી ઘણો લાભ થાય છે હવે આ સઘળાં કાર્યો તો એક મનુષ્યથી સવારમાં ન બની શકે પણ ઘણાં ખરાં તો જરૂર બની શકે જ. તેમાં વ્યવસ્થા એવી રાખે, કે જેનો જે પ્રધાન વ્યાપાર વા ધંધો હોય તે તેમાં સવારનો વધારે વખત રોકે, અને બીજા ઉપર જણાવ્યાં તે કાર્યોમાં ઓછો વખત રોકે જેમ, કે વિદ્યાર્થી હોય તો દેવપૂજા વગેરેમાં ઓછો સમય રોકે, અને વિદ્યાભ્યાસમાં વધારે વખત રોકે. ઉત્તરાવસ્થાએ પહોંચેલા મનુષ્યો અથવા વ્યવહારમાં જેમને અનુકૂળતા છે તેવા મનુષ્યો ભલે સવારનો ઘણો વખત દેવપૂજા ઇશ્વરનું ધ્યાન, સ્મરણ ચિંતનમાં ગાળે અને બીજી ક્રિયાઓમાં પોતાનો સમય ઓછો રોકે. જેણે આવી પુણ્ય ક્રિયાઓને પોતાનો પ્રધાન ધ્યેય ન માન્યો હોય તેવા લેખકો સવારમાં પોતાનો ઘણો વખત લખવામાં રોકે અને બીજાં કાર્યમાં ઓછો વખત રોકે.

પણ મનુષ્યો ધારે તો આમાંની ઘણી ખરી ક્રિયાઓને સવારમાં કરી શકે છે. અને આ પ્રમાણે જે સવારમાં આવી ક્રિયાઓ કરી લે છે, તેમને દિવસમાં પછી કામની દોડાદોડ કરવી પડતી નથી, તથા અકળાવું પડતું નથી, પણ શાંતિથી તે પોતાનું જીવન ચલાવે છે.

આ બધી ક્રિયાઓ કરવામાં કેટલો સમય જાય તે આપણે જોઇએ. દાતણ શૌચ અને સ્નાનમાં અર્ધો કલાક. વ્યાયામમાં અર્ધા કલાકથી એક કલાક. અને સંધ્યાવંદન, દેવપૂજા, જપ, પ્રાણાયામ, ધ્યાન વગેરે ક્રિયાઓમાં ત્રણ કલાક વિદ્યાર્થી હોય તો આ ત્રણ કલાકમાંથી એકાદ કલાક તેમાં ગાળી બીજા બે કલાક પોતાનો અભ્યાસ કરવામાં ગાળે. આ પ્રમાણે સાડાચાર કલાક જાય છે હવે જો આપણે ચાર વાગે ઉઠીએ તો સાડાઆઠ વાગે આ સઘળી ક્રિયાઓ આપણે કરી શકીએ છીએ. અને સાડાઆઠ પછી પણ દશ વાગ્યાસુધીનો વખત આપણને ગૃહકાર્ય માટે અથવા બીજાં કામ કરવાને મળી શકે છે ત્યાર પછી જમીને આપણે ધંધે આપણે લાગી શકીએ છીએ

સવારમાં વહેલા ઉઠવાથી દલપતરામ કવિ કહે છે તેમ, "રાત્રે વહેલા જે સુએ વહેલા ઉઠે વીર, બળ બુદ્ધિ અને ધન વધે સુખમાં રહે શરીર," એ કહેવતપ્રમાણે ખરેખર બળ બુદ્ધિ અને ધન એ ત્રણે વસ્તુઓ વધે છે. સવારમાં સૂર્યોદય પૂર્વે ઉઠવાથી આયુષ્ય તથા આરોગ્યની અવશ્ય કરીને વૃદ્ધિ થાય છે. તેમાં સવારમાં ઉઠી શૌચ સ્નાનથી પરવારી ને જે સંધ્યાવંદન, જપ પ્રાણાયામ, ધ્યાન વગેરે કરે છે તેમનું આરોગ્ય, આયુષ્ય, બળ તથા બુદ્ધિ જરૂર વૃદ્ધિને પામે છે.

સવારમાં કરવાજેવાં આ કાર્યો છે, અને તે મોડામાં મોડાં આઠ સાડાઆઠસુધીમાં થઇ જવાં જોઇએ. કારણ કે તેને માટે આ જ સમય ઉત્તમ છે. પછી બીજા વખતમાં તમે આ કાર્ય કરો, તેમાં તેટલો આનંદ નથી તથા તેટલાં સારાં તે થતાં નથી. અને નિત્ય વધારે વહેલા નહિ, પણ ચાર વાગે ઉઠનાર મનુષ્ય આ સર્વ કાર્યોને સવારમાં નિવૃત્તિથી કરી શકે છે.

તમે પૂછશો, કે છ વાગે ઉઠીએ તો કેમ, સાડા પાંચે ઉઠીએ તો કેમ, તો હું કહું છું, કે આ બધાં ખોટાં બહાનાં છે. જેને પ્રાપ્ત અવસરને ઉત્તમ પ્રકારે સાધવો છે, જેને આખો સમય સુખી જીવન ગાળવું છે, અને જેને આ દુસ્તર ભવસાગરને આ જ જન્મમાં તરી જવો છે, તેણે તો સવારમાં વહેલા ઉઠવું જ જોઇએ. તેણે મોડામાં મોડા ચાર વાગે પથારીનો ત્યાગ કરવો જ જોઇએ.

નવથી ચાર અથવા દશથી ચાર છ સાત કલાકની ઉંઘ ઓછી નથી. કદાચ ચાર કલાકની ઉંઘથી આપણું ન ચલાવી શકીએ, પણ છથી સાત કલાકની ઉંઘથી તો આપણે સારી રીતે ચલાવી શકીએ તેમ છીએ. આથી વધારે જે ઉંઘે છે, તે પોતાના અમૂલ્ય દેવને દુર્લભ માનવ જીવનનો વ્યર્થ ખોઇ નાખે છે અને આ ભવ તરવાની મળેલી મહા અમૂલ્ય તકની પ્રમાદથી ઉપેક્ષા કરે છે.

આરંભમાં કદાચ તમને ચાર વાગે ઉઠવું કઠિન જણાતું હોય તો દિવસે એકાદ કલાક વિશ્રાંતિ લેવાનો અભ્યાસ રાખો. તમે કહેશો, "દિવસે સૂવું એ તો વૈદ્યશાસ્ત્રના નિયમપ્રમાણે આરોગ્ય આયુષ્યની હાનિ કરનાર છે." હા, તે વાત સત્ય છે. પણ આપણે કાંઇ તે પ્રમાણે રોજ બપોરે સુવાનો અભ્યાસ પાડવાનો નથી પણ આ તો ન છૂટકે વિશ્રાંતિ લેવા માટે જ તે પ્રમાણે કરવાનું છે એટલે તેની અડચણ નથી. પછી ધીમે ધીમે બપોરે સુવાની ટેવ કાઢી નાખવી અથવા ચાર વાગે આપણે ઉઠતા હોઇએ અને કદાચ બપોરે વિશ્રાંતિ લેવાની નિત્ય જરૂર પડે તો પણ તેની અડચણ નથી, તેનાથી હાનિ નથી.

આપણને રીતે કામ કરતાં આવડતું નથી તેથી સાંજ પડે આપણે થાકીને લોથ થઇ જઇએ છીએ, અને વધારે ઉંઘ લેવાની જરૂર પડે છે, જો આપણને કામ કરતાં આવડે તો આખો દિવસ કામ કરવા છતાં આપણને પરિશ્રમ પડતો નથી અને સાંજ પડે આપણે થાકીને લોથ થઇ જતા નથી અને વધારે ઉંઘની આપણને જરૂર પડતી નથી. કેવી રીતે કામ કરવું, અથવા કામ કરવાની કળા, એ સંબંધમાં આપણે આગળ જુદા લેખમાં જણાવીશું.

નિદ્રા ઓછી કરનારે આહાર સાદો અને અલ્પ કરવાની જરૂર છે, અને તે બન્ને ન થઇ શકે તો રાત્રે તો જરૂર અલ્પ આહાર કરવો જોઇએ દિવસે ભલે સારી રીતે જમે રાત્રે આહાર અલ્પ લેવાથી ઉંઘ વધારે આવતી નથી અને ધાર્યાપ્રમાણે ઉઠી શકાય છે વહેલા ઉઠવાનો બળવાન નિશ્ચય તો હોવો જ જોઇએ આહાર અને નિદ્રા વધાર્યાં વધે છે, એ વાર્તા ખોટી નથી અને તેમાં આપણે પોતાનો જ અનુભવ પ્રમાણભૂત છે જેથી બીજાના પ્રમાણની જરૂર નથી

જેમને પારમાર્થિક સાધનો કદાચ ન સાધવાં હોય, તેમણે પણ જીવનના આનંદની ખાતર પણ ચાર વાગે વહેલા ઉઠવું જોઇએ. વહેલા ઉઠીને ખુલ્લી હવામાં શૌચસ્નાનથી પરવારીને ફરી આવવું. પછી આવીને વાંચવું, કે કોઇ અભ્યાસ કરવો હોય તો તે કરવો

હાલના આપણા જીવનમાં આનંદ જ નથી. આ આપણું જીવન જીવન જ નથી. કહો, કે મૃતપ્રાય પ્રમાદશીલ અને ઉત્સાહ, તથા ચૈતન્યરહિત જીવન છે. આપણે સારૂં ખાઇએ છીએ, સારૂં પહેરીએ છીએ, પૈસા કમાઇએ છીએ, અને બધુંએ કરીએ છીએ, પણ જીવનનો જે આનંદ તે આપણને મળતો નથી, જીવવાનો જે આનંદ તે આપણે અનુભવતા નથી.

આ જીવનનો આનંદ તમારે લેવો હોય તો ચાર વાગે જરૂર ઉઠો, તમે સવાચારે કહેશો તો હું ના કહીશ બરાબર ચાર વાગે ઉઠો. અને દાતણ, શૌચ, અને સ્નાન એ ક્રિયા બીજાં હજાર કામ મુકીને પ્રથમ કરો. નિત્ય આગ્રહથી કરો, એક પણ દિવસ પડવા વિના કરો જીવનપર્યંત કરો. પછી વ્યાયામ અને પછી સંધ્યાવંદન કરીને ત્રણ કલાક જપ, પ્રાણાયામ, ધ્યાન, વગેરેમાં ગાળો. જેમને આ બધું નકામું જણાય તે વાંચે કે બીજું યોગ્ય જણાય તે કરે, પણ આટલાથી જ તેના જીવનનો આનંદ કેવો હોય છે તે જણાશે

આગ્રહથી ત્રણ વર્ષ આ પ્રમાણે કરો તેટલું નહિ તો ત્રણ માસ અને તેમાં કેવો આનંદ હોય છે, તે જોવા માટે એક મહિનો પણ આગ્રહથી એક પણ દીવસ ન પડે તેવી રીતે કરી જુઓ અને તમને તેમાં એવો અપૂર્વ આનંદ થશે કે પછી તમે તે ક્રિયાઓને કદી પણ છોડશો નહિ.

જે સાધક, કે પરમાર્થને સાધવા ઇચ્છનાર મનુષ્ય આ પ્રમાણે ચાર વાગે નિત્ય વહેલો ઉઠીને ત્રણ કલાક સાધનામાં અથવા પારમાર્થિક ક્રિયામાં શાંતિથી નિવૃતમાં ગાળે છે તે આ જીવનમાં અત્યંત સુખી થવાની સાથે આ એક જ જન્મમાં આ દુસ્તર સંસારસિંધુને જરૂર તરી જાય છે. જો મારા આ વચનમાં તમને શ્રદ્ધા ન પ્રકટતી હોય તો હું તમને તમારી ઇચ્છા હોય, તો સ્ટાંપના કાગળઉપર લખી આપું છું કે તમે જો રોજ ચાર વાગે ઉઠીને સવારમાં એક પ્રહર આ સાધનો સાધો છો, તો આ જ જન્મમાં તમે કૃતકૃત્ય થઇ રહો છો. માટે આ જ અમૂલ્ય મનુષ્ય દેહમાં કરવાયોગ્ય કર્તવ્યો કરીને આ સંસારસાગરને તરી જઇને કૃતાર્થ થવા ઇચ્છતા હો તો રોજ ચાર વાગે આગ્રહથી ઉઠો અને બરાબર એક પ્રહર એટલે ત્રણ કલાક આ પુણ્ય ક્રિયાઓમાં શાંતિથી અને પૂર્ણ નિવૃત્તિથી ગાળો.

તમારે તમારો વ્યવહાર ઉત્તમ પ્રકારે સિદ્ધ કરવો હોય તો ચાર વાગે વહેના ઉઠો, તમારે તમારો પરમાર્થ સિદ્ધ કરવો હોય તો ચાર વાગે ઉઠો, અને આ બન્ને તમારે સિદ્ધ કરવા હોય તોપણ ચાર વાગે ઉઠો ચાર વાગે ઉઠનાર અને ઉપરપ્રમાણે જીવન ગાળનાર વ્યવહાર પરમાર્થ ઉભયને ઉત્તમ પ્રકારે સિદ્ધ કરે છે

પ્રાતઃકાલના સુજ્ઞ વિવેકી અને દુઃખમાત્રને તરીને સર્વોત્કૃષ્ટ મોક્ષસુખને અથવા જીવન્મુક્તિને પ્રાપ્ત કરવા ઇચ્છનાર સદ્વિદ્યાભિલાષી વાચકો ! આ લેખ વાંચીને તમારામાંથી એકેએક એક પણ અપવાદવિના મને લખો કે તમે આ પ્રમાણે કરો છો, તમે આ પ્રમાણેનો આગ્રહથી તમારા જીવનમાં ક્રમ દાખલ કર્યો છે તમે મને ગમે તેટના રૂપૈયા આપો તેથી મને જેટલો આનંદ નહિ થાય તેના કરતા હજારગુણુ આનંદ મને તમે આ પ્રમાણે જીવન ગાળી રહ્યા છો, એ જાણીને થશે માટે આ લેખ વાંચીને આજથી જ પ્રતિજ્ઞા કરો, દૃઢ, અને દૃઢતમ પ્રતિજ્ઞા કરો, કે ચાર વાગે ઉઠીને ઉપર જણાવ્યાપ્રમાણે ક્રિયાઓ તમે નિત્ય કરશો

તમે પચીશ વર્ષના યુવાન હો પચાસ વર્ષના ઉત્તરાવસ્થાને પહોંચેલા હો, કે એંશી વર્ષના વૃદ્ધ હો, પણ હુ તમને સર્વને આગ્રહથી નિત્ય ચાર વાગે ઉઠીને આ પ્રમાણેનું જીવન ગાળવા આગ્રહથી કહુ છુ. એમા વચનો મગરૂર નથી. એમા તો ઇચ્છાનો જ માત્ર પ્રશ્ન છે વધારે નહિ તો એક મહિનો આગ્રહથી આ પ્રમાણે જીવન ગાળી જુઓ, અને હુ કહુ છું તેવો તેમાં આનંદ આવે છે, કે નહિ તેની ખાત્રી કરી જુઓ

ચાર વાગે તો બહુ વહેલું, એટના વહેના તો નથી ઉઠાતુ, આવાં આવાં ખોટા બહાનાં ન કાઢશો આ બધા ખોટાં બહાના છે, એ હું જાણું છું. ઉંઘ પૂરી થતી નથી, ઉંઘ પૂરી થવી જોઇએ, તેથી શરીર બગડે છે, એ પ્રમાણે પણ મિથ્યા વચનો ન બોલતા એ બધુ ખોટું છે, આપણુ કઇ જ ચાર વાગે ઉઠવાય થતુ નથી. તમે આ સંબંધમાં ખોટા વિચાર સેવ્યા હોય, અને ઉંધા નિશ્ચય બાંધ્યા હોય તો તે સર્વનો ત્યાગ કરો અને સુખપૂર્વક ચાર વાગે ઉઠી શકાય છે, એવા નિશ્ચયને સેવો

ઠીક ત્યારે જય જય આ લેખ વાંચીને એકેએક એક પણ અપવાદવિના સર્વ આ પ્રમાણે ચાર વાગે ઉઠીને તમે મનુષ્યને શોભે તેવા અને મનુષ્યે કરવાયોગ્ય કર્તવ્યને કરો છો, એમ જણાવી મારા આનંદમાં અત્યંત વૃદ્ધિ કરશો જ.

# राजयोग



( અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૨ ના પૃષ્ઠ ૫૪ થી )



વા સ્થાનસંબંધમાં એક વિશેષ સૂચના પણ કરવાની હોવાથી પ્રસંગ પ્રાપ્ત થયો છે તો કરવી યોગ્ય જણાય છે. તે એ, કે આવા યોગસાધનાને માટે નક્કી કરેલા સ્થાનમાં બીજા મનુષ્યોનો પ્રવેશ ન હોવો જોઈએ. બીજા મનુષ્યો આવે તેમને બીજા સ્થાનમાં બેસાડવા જોઈએ ઘરનાં સ્ત્રીપુત્રાદિકને પણ આ સ્થાનમાં બેસવા ઉઠવા દેવાં ન જોઈએ. માત્ર આ સાધકે જ આ સ્થાનમાં સર્વ રહેવું, બીજા કોઈને તે સ્થાનમાં સુવા દેવું નહિ આ સ્થાનના વાતાવરણને હમેશાં પવિત્ર રાખવું. તેમાં પેઠા પછી તે સ્થાનમાં જેટલો વખત સ્થિતિ રહે તે સમયમાં પવિત્ર વિચારોને જ સેવવા યોગનાં સાધનો સંબંધી જ તે સ્થાનમાં વિચાર કરવા, તથા એવા પરમાર્થવિષયને લગતાં જ પુસ્તકો તે સ્થાનમાં વાંચવાં હોય તો વાંચવાં.

આવા સ્થાનનો મહિમા ઘણો હોય છે. આવું સ્થાન યોગસાધનમાં આપણને ઘણું ઉપકારક થાય છે, અને આપણા અભ્યાસમાં સાહાય્ય કરનાર થઈ રહે છે, આવા સ્થાનમાં રહીને સાધન કરનાર પોતાની પ્રગતિ વિશેષ કરી શકે છે. આવા સ્થાનમાં પ્રવેશતાં જ ચિત્તની પ્રસન્નતા પ્રકટે છે. કામક્રોધાદિ વિકારો દબાય છે, સાધન સાધવાનો ઉત્સાહ જાગ્રત થાય છે, તથા પ્રમાદ, ગ્લાનિ, નિરુત્સાહ જડતા, વગેરે સહજ દૂર થઈ રહે છે, અને ઉત્તરોત્તર આસન પ્રાણાયામાદિ અંગો સાધવામાં પ્રીતિ પ્રકટે છે તથા અધિક સમય તે સાધવાની વૃત્તિ થાય છે.

આસનમાં સાધકે પોતાને બેસવા માટે કયું આસન વાપરવું તેનો પણ સમાવેશ થઈ જાય છે મૃગચર્મ, દર્ભાસન ગરમ ઉનનું આસન વગેરે પવિત્ર વસ્તુઓ આસનમાં લેવી યોગ્ય ગણી છે. આસન એટલાં કઠિન ન હોવાં જોઈએ કે બેસતાં ત્રાસ થાય. તેના ઉપર બેસતાં સુખ ઉપજે એવી રીતે દર્ભાસન મૃગચર્મ, અને ઉનનું કે સુતરનું આસન પાથરીને સ્વસ્થ થઈને તેના ઉપર સાધકે બેસવું બની શકે તેમણે મૃગચર્મ મેળવવું અને તેનું આસન કરવું, એવું યોગવિદ્યાના ઘણા ગ્રંથોમાં કહેલું જોવામાં આવે છે કારણ કે મૃગચર્મનું આસન યોગસિદ્ધિમાં ઉપકારક છે, એમ માનવામાં આવે છે.

હવે આસન એટલે કેવી રીતે બેસવું તે સંબંધનો વિચાર કરવાનું પ્રાપ્ત થાય છે. શ્રી પાતંજલ યોગસૂત્રમાં સ્થિરસુખમાસનમ્-એ પ્રમાણે આસનનું સ્વરૂપ કહ્યું છે એટલે જે સ્થિરતા અને સુખ ઉપજાવનાર હોય તે યોગના અંગરૂપ આસન સમજવું આ સૂત્રનો એ અર્થ છે કે જે સ્થિરતાને પ્રકટ કરનાર હોય, તથા તેની સાથે જે સુખને ઉપજાવનાર હોય, તેવું આસન કરવું. યોગનો અર્થ ચિત્તવૃત્તિઓનો નિરોધ કરવો એ છે. ઘણા મનુષ્યો માને છે કે આસનની યોગમાં કંઈ વિશેષ અગત્ય નથી તે તો માત્ર હઠયોગીને માટે જ છે

પણ આ તેમની ભૂલ છે આ પ્રમાણે માનનાર સાધકો આસનની ઉપેક્ષા કરે છે અને ભાગ્યે જ તે અર્ધો કલાક પણ સ્થિરતાથી એક આસને બેસી શકે છે. તે કહે છે કે ધારણા, ધ્યાન અને સમાધિ એ યોગના પ્રધાન અંગો છે અને તેની સિદ્ધિ થાય અથવા તો સઘળું એટલે થયું. આસન એ તો યોગનું બાહ્ય અંગ છે અને તે ન સધાય તોપણ અડચણ નથી.

આ પ્રમાણે કહેનારને જોઈએ છીએ તો જણાય છે કે તે યોગમાં ભાગ્યે જ આગળ વધેલા હોય છે અને ધારણા ધ્યાનની જ તેમણે સિદ્ધિ કરી હોતી નથી તો સમાધિની તો સિદ્ધિ તે ક્યાંથી જ કરે ?

જો યોગમાં આસનની જરૂર ન હોત તો તે વિદ્યાના જ્ઞાતાઓ તેની ગણના તેના અંગોમાં કરત નહિ પરંતુ તેની ગણના આ અંગોમાં કરેલી જોવામાં આવે છે તે દર્શાવે છે કે તેની જરૂર છે. આગળ જણાવ્યાપ્રમાણે યમનિયમની ઉપેક્ષા કરનાર જેમ યોગમાં આગળ વધી શકતા નથી તેમ આસનની ઉપેક્ષા કરનાર પણ આગળ વધી શકતા નથી.

શરીર અને મનનો નિકટનો સંબંધ છે, એ આજે સઉ કોઈ જાણે છે શરીરની સ્થિરતા થતાં મનની સ્થિરતા થાય છે, અને મનની સ્થિરતા થતાં શરીરની સ્થિરતા થાય છે. આ બન્નેને પરસ્પર સંબંધ છે. જેથી મનની સ્થિરતાઅર્થે પ્રથમ શરીરની સ્થિરતા પણ પ્રાપ્તવ્ય છે. એકસ્થાનમાં અર્ધા કલાક જેટલો સમય પણ શાન્તિથી બેસી ન શકનાર મનની સ્થિરતા કેવી રીતે કરી શકશે ! વળી મનની સ્થિરતા સાધવી એ સહજ નથી તે શરીરની સ્થિરતા કરતાં પણ અધિક કઠિન છે. સ્થૂલ એવા શરીરની સ્થિરતાને જે સાધી શકતા નથી તે સૂક્ષ્મ એવા મનની સ્થિરતાને કેવી રીતે સાધી શકે ?

આસનની જેણે સ્થિરતા સાધી નથી એવો સાધક આગળનાં અંગો સાધવા જાય છે તો તેની વૃત્તિ વારવાર તેના શરીરપ્રતિ જાય છે અને આ પ્રમાણે તેની વૃત્તિ વારવાર શરીરપ્રતિ જતી હોવાથી તે ચિત્તસ્થૈર્યને અથવા ચિત્તનિરોધને સાધી શકતો નથી. શરીરની અસ્થિરતા અથવા ચંચલતા એ યોગમાં વિઘ્ન કરનાર છે, અને ચિત્તસ્થૈર્ય એ ઉપકારક છે, જેથી સાધકે તે પ્રાપ્તવ્ય છે.

વળી શરીરને અને મનને જેમ નિકટનો સંબંધ છે તેમ મનને અને પ્રાણને પણ નિકટનો સંબંધ છે. જો પ્રાણ ચલ હોય છે તો મન પણ ચલ રહે છે, અને મન ચલ હોય છે તો પ્રાણ પણ ચલ રહે છે; અને તે જ પ્રમાણે જો પ્રાણ સ્થિર થાય છે તો મન સ્થિર થાય છે.

યોગમાં ચિત્તનિરોધ અને તે દ્વારા સમાધિ એ પ્રાધાન્ય છે. આસન પછીનું અંગ પ્રાણાયામ છે. હવે આ પ્રાણાયામ ત્યારે જ થઈ શકે છે, કે જ્યારે આસનની સિદ્ધિ કરી હોય છે. જો આસન સ્થિર થયેલું નથી હોતું તો પ્રાણાયામની સિદ્ધિ થતી નથી તથા પ્રાણાયામમાં પ્રગતિ થતી નથી. પ્રાણાયામ એ ચિત્તનિરોધ અથવા ચિત્તસંયમમાં અતિ ઉપયોગી અથવા ઉપકારક છે. વળી પ્રાણાયામના મહદ્ લાભો છે, જેનું વર્ણન આપણે તે અંગમાં કરીશું. આ પ્રાણાયામ આસનની સ્થિરતાવિના થતા નથી, જેથી આસનની સ્થિરતા પ્રથમ કર્તવ્ય છે.

યોગનું પ્રધાન ધ્યેય અથવા મુખ્ય ઉદ્દેશ સમાધિ છે, અને જે સમાધિ કરી શકતા હોય તેમને માટે અન્ય સાધનોની જરૂર નથી. પણ જે સમાધિ ન કરી શકતા હોય તેમણે પૂર્વ પૂર્વ સાધનો અથવા અંગો સાધવાં જોઇએ. જેમનાથી સમાધિ ન થતી હોય તેમણે ધ્યાનને સાધવું, ધ્યાન પણ જેમનાથી ન થઇ શકે તેમણે ધારણાને સાધવી; ધારણા પણ જેમનાથી ન બને તેણે પ્રાણાયામ કરવા, પ્રાણાયામ જેમનાથી ન થાય તેમણે આસન સ્થિર કરવું. આ પ્રમાણે યોગના સાતે અંગો તેના આઠમા અંગરૂપ સમાધિની સિદ્ધિ કરાવી સાધકને કૃતકૃત્ય કરનાર છે, જેથી તે સર્વ ઉપકારક છે અને હિતકર છે. માટે આ આઠે અંગમાંથી કોઇ પણ અંગની સાધકે ઉપેક્ષા કર્તવ્ય નથી. તે છતાં જે ઉપેક્ષા કરે છે તે યોગને સિદ્ધ કરી શકતો નથી.

જે વૃત્તિની સ્થિરતાને પ્રકટાવનાર હોય તે તથા જે સુખદ હોય તે આસન છે. અમુક આસને બેસવાથી શરીરની અંદરના અવયવો જેવાં કે તેની અંદર રહેલા ચક્રો, નાડીઓ વગેરેમાં અમુક પ્રકારનો ફેરફાર થાય છે અને તેની સૂક્ષ્મ અસર મગજ ઉપર થાય છે અને તેની અસર ચિત્ત ઉપર થાય છે અને તે પરિણામે તેને સ્થિર કરે છે. જે લોકો કહે છે કે શરીરને અને ચિત્તને શું સંબંધ છે તે જાણતા નથી કે એકની અસર બીજા ઉપર કેવી થાય છે.

શું આપણો એ નિત્યનો અનુભવ નથી કે આપણને પ્રવાસમાં જતાં સ્થિરતાથી તથા સુખથી બેસવાનું મળતું નથી તો વૃત્તિમાં કંઇ ચેન પડતું નથી, અને જ્યારે આપણને સ્થિરતાથી બેસવાનું મળે છે, ત્યારે જ આપણને ચિત્તમાં સ્વસ્થતા પ્રકટે છે ? તે જ પ્રમાણે સ્વસ્થ, શરીરે સુખ ઉપજે તેવી રીતે બેસવાથી વૃત્તિમાં આપણને સ્વાભાવિક રીતે જ સ્વસ્થતા પ્રકટે છે

જેમનો દેહાધ્યાસ છુટી ગયો છે, એવા જીવનમુક્ત પુરુષવરો જ શરીરથી પોતાની વૃત્તિને પર રાખી શકે છે. તેમના વિનાના અન્ય સર્વને શરીરના ધર્મો સાચવવાની જરૂર છે, અને આ લોકો જો શરીરના નિયમો સાચવતા નથી તો તે આગળ વધી શકતા નથી. યોગતત્ત્વવિદોએ કેવી રીતે શરીરથી પર વૃત્તિ લઇ જઇ શકાય અને ચિત્તનિરોધદ્વારા કેવી રીતે આત્મામાં સમાધિપૂર્વક સ્થિતિ કરી શકાય તદર્થે ઉત્તમ પ્રકારના ક્રમપૂર્વક યોગના અંગોની રચના કરેલી જોવામાં આવે છે.

જે આસનમાં એકલી સ્થિરતા હોય પણ જેમાં સુખ ન ઉપજતું હોય તે આસન નથી, જેથી સ્થિરતાની સાથે સુખ શબ્દની પણ યોજના કરેલી છે.

આ ઠેકાણે કોઇને શંકા થશે, કે ત્યારે સૂતાં સૂતાં સુખ ઉપજતું હોય તો તે આસન કરીને યોગ સાધવામાં કંઇ અડચણ છે ? તો સૂતાં સૂતાં યોગ ન સાધી શકાય કારણ કે શયનરૂપ સ્થિતિ યોગને અનુકૂળ નથી. યોગમાં પ્રાણાયામ કરવાના હોવાથી તે સૂતાં સૂતાં થઇ શકતા નથી વળી તે સુખરૂપ જણાય છે, પણ તે સ્થિતિ અલ્પ સમયમાં નિદ્રાને પ્રકટાવે છે, જેથી પણ તે હાનિકારક છે યોગ એ કંઇ લયરૂપ સ્થિતિ નથી. લય એ તો યોગની વિઘાતક સ્થિતિ છે, અને શયનથી લયરૂપ સ્થિતિ સહજ પ્રકટે છે, જેથી શયન એ કોઇ પણ રીતે હિતકર નથી.

એમ કહેવાય છે કે જેટલા મનુષ્યો છે તેટલાં જગતમાં આસનો હોઇ શકે છે કારણ કે પ્રત્યેકની પ્રકૃતિને અનુસાર જૂદાં જૂદાં આસનો હોવાં સંભવિત છે. આ વિચારે આસનની સંખ્યા અગણિત હોઇ શકે.

ગોરક્ષનાથ નામના યોગીએ આવી સંખ્યા ગણીને ચોરાશી લક્ષ આસનની સંખ્યા નક્કી કરી છે. શ્રી વસિષ્ઠ તથા યાજ્ઞવલ્ક્યાદિ ઋષિઓએ ચોરાશી પ્રકારનાં મુખ્ય મુખ્ય આસન કહ્યાં છે અને સાધકને અધિક અથવા પ્રધાનપણે ઉપયોગી એવાં ચાર જ આસન ઉપયોગી શાસ્ત્રમાં કહ્યાં છે. આ ચાર આસન તે સિદ્ધાસન પદ્માસન, સ્વસ્તિકાસન અને ભદ્રાસન છે. યોગશાસ્ત્રમાં આસનનું સ્વરૂપ વર્ણવતાં ઉપર કહ્યાં તે ચોરાશી, દશ તથા આ ચાર આસનનું સ્વરૂપ જણાવેલું છે. ચોરાશી આસન નામનું એક પુસ્તક પણ કોઇએ પ્રસિદ્ધ કર્યું છે તેમાં તે ચોરાશી આસનના ચિત્રો પણ આપેલાં છે.

તો પણ માત્ર પુસ્તક ઉપરથી વાંચીને પોતાને માટે કયું આસન હિતકર છે તેનો નિર્ણય કરવો ઉચિત નથી. આ પ્રકારનો નિર્ણય શ્રીસદ્‌ગુરુદ્વારા કરવો ઘટે છે. જેમને તેવા સદ્‌ગુરુવર ન પ્રાપ્ત હોય તેમણે પદ્માસન કરવું એ સહુથી નિર્ભય છે.

આસન કરતી વખતે બરડાની કરોડ અને માથું તદન સીધાં અને ટટાર રાખવાં. માથામાંથી બરડામાં એક લાકડી જાણે ધાલી હોય તેવી રીતે તદન સીધા ટટાર બેસવું. કેડમાંથી કે બરડામાંથી કે ડોચીમાંથી જરા પણ વાંકા વળીને બેસવું નહીં. આ પ્રમાણે સીધા ટટાર બેસીને નિત્ય આસનને સ્થિર કરવાનો અભ્યાસ કરવો. ત્રણ કલાક જ્યારે આસન સ્થિર રહે ત્યારે આસન દૃઢ થયું કહેવાય આ પ્રમાણે જ્યારે ત્રણ કલાકનું આસન સ્થિર થાય ત્યાર પછી સમય વધારવો. ત્રણથી છ, અને બાર એમ સમય વધારવો.

તો પણ આરંભમાં ત્રણ કલાક આસન સર્વ સાધકથી કંઇ સ્થિર રહેતું નથી ક્રમે ક્રમે આસન સ્થિર થાય છે. ઉતાવળ ન કરવી. અને ઓછામાં ઓછું અર્ધો કલાક આસન સ્થિર ન થાય ત્યાંસુધી પ્રાણાયામ કરવા નહિ. જે આસનની સ્થિરતા થયાવિના પ્રાણાયામ કરવા મંડે છે તેને હાનિ થવાનો સંભવ આવે છે તથા તેની પ્રાણાયામમાં પ્રગતિ પણ થઇ શકતી નથી, જેથી પ્રાણાયામમાં વૃદ્ધિ કરવા ઇચ્છનારે આસનને પ્રથમ સુસ્થિર અને સુદૃઢ કરવું ઘટે છે.

જેમનાથી વધારે વખત એક આસને ન બેસી શકાતું હોય અને પગ, કેડ, બરડો વગેરે દુઃખી જતું હોય તેમણે નિત્ય સવારમાં વહેલા ઉઠી ખુલ્લી હવામાં ફરવા જવું, વ્યાયામ કરવો અને શરીર સુદૃઢ કરવું, શરીર સુદૃઢ નથી હોતું તો આસન વધારે વખત સ્થિર રહી શકતું નથી.

આહારને પણ સાત્વિક કરવો તથા બ્રહ્મચર્યને આગ્રહથી પાળવું, આ વગેરે નિયમોનું પાલન, એ પણ આસનને સ્થિર કરવામાં ઉપકારક છે.

વળી યોગસાધકે બહુ પ્રવૃતિ પણ ન રાખવી બહુ દોડાદોડ ન કરવી, સંતોષથી રહેવું, સાદાં કપડાં અને સાદો આહાર મળે તેટલીજ પ્રવૃત્તિ કરવી આ પ્રમાણે નહિ કરનાર યોગમાં પ્રગતિ કરી શકતા નથી, હા તે ધ્યાન અને સમાધિની વાતો તો કરી જાણે છે.

જે સ્થાનઉપર બેસવાનું હોય તે સ્થાન પણ એકસરખું હોવું જોઇએ. ઉંચુ નીચું ન જોઇએ. ધીમે ધીમે આગળ વધવું. યોગમાં ઉતાવળ ચાલતી નથી, ઉતાવળ કરનાર હાનિને જ અનુભવે છે.

હઠ યોગમાં અમુક આસનોને સવારમાં નિત્ય કરી જવાનાં હોય છે સવાર પડી એટલે ને આસનોનો અભ્યાસ આગ્રહથી કરી જવો પડે છે આ પ્રમાણે કરવાથી શરીરની ઘણી શુદ્ધિ થાય છે, અને શરીરના મલો નાશ પામે છે. વળી એક આસનઉપર દીર્ઘ સમય પણ બેસી શકાય એવું બળ પણ શરીરમાં પ્રકટે છે.

આપણને જે આસન વિશેષ અનુકૂલ જણાય તે આસનને આપણે પસંદ કરવુ અને તેને સિદ્ધ કરવું દિવસના બીજા સમયમાં બેસીએ ત્યારે સીધા ટટાર બેસવાનો તથા ચાલીએ ત્યારે સીધા ટટાર ચાલવાનો અભ્યાસ પાડવો.

પ્રકૃતિ જુદી જુદી હોવાથી એકને એક આસન અનુકૂલ આવે છે અને બીજાને બીજું આવે છે જેથી પોતાની પ્રકૃતિને અનુકૂલ એવું આસન નક્કી કરી લેવું ( અપૂર્ણ )

---

હજ્જામ બ્રાહ્મણ થયા " આગ્રામાં ડીસેમ્બર આખર મળેલી હજામ પરિષદ્ પોતે બ્રાહ્મણ હોઇ જનોઇ પહેરીને વેદોકત કર્મ કરવાનો અધિકાર પોતાને જણાવે છે અને ૧૮ જણે જનોઇ પણ પહેરી છે. "

આજથી થોડા વર્ષ ઉપર જો આપણે હજામો બ્રાહ્મણ થયા એ વાકયઆગળ અથવા હજામપરિષદ્આગળ આશ્ચર્યનું ચિન્હ ! મુકીએ તો ચાલે તેમ હતુ. પણ આજે હવે જમાનો ઘણો આગળ વધી ગયો છે, અને પ્રજાનો ઘણો વિકાસ થઈ ગયો છે, એટલે તે પ્રમાણે હવે જો આપણે આશ્ચર્યચિન્હ ! મુકીએ તો તે નીચા અને આપણે ઉંચા, સર્વ મનુષ્યો સરખાં નથી, અને સર્વને અધિકાર સરખો નથી, એમ આપણે માનીએ છીએ અને તે પ્રમાણે માનીને આપણે તેમનો તિરસ્કાર કરીએ છીએ એમ ઠરે, અને હાલના વિકાસમા ઘણા આગળ વધેલા જમાનાને લક્ષમાં રાખીને સાવધાનતા રાખ્યા છતા પોતાનું અપમાન થવાનો આરોપ ન્યૂનાધિક અંશમા અમારા ઉપર આવ્યાવિના નહિ જ રહે, એ અમે જાણીએ છીએ.

મને તો આવા પ્રસંગો વાચીને એ જ હસવું આવે છે કે, અરેરે ભાઇઓ ! તમે આ શું કરો છો ? બ્રાહ્મણો તમારા કરતા મોટા નથી, તમારા કરતાં ઉંચા નથી, બ્રાહ્મણોએ તો તમને સર્વને સમાજમાં નીચા રાખ્યા છે અને ઉંચે આવવા દીધા નથી અને તે એટલે સુધી હું તો માનું છું, કે તમને નીચા વર્ગમા જન્મ અપાવવામાં પણ બ્રાહ્મણો જ કારણ હશે—તો પછી તમે બધા શું જોઇને બ્રાહ્મણ થવાને ઇચ્છો છો ? તમારા કરતા જ્યારે બ્રાહ્મણમાં કંઇ જ વિશેષ નથી, તો પછી શા માટે તમે તેમની પેઠે જનોઇ પહેરીને બ્રાહ્મણ થવાને ઇચ્છો છો ? શું તમારી આ પ્રવૃતિથી બ્રાહ્મણોની શ્રેષ્ઠતા તમારે હાથે નથી સિદ્ધ થતી ? પણ હું ધારું છું કે આ વાર્તા તમારા લક્ષબહાર જતી રહી હોવી જોઇએ, નહિ તે તમે જરૂર એક ઉંચો માર્ગ કાઢવા કરતા તમે ક્યા ક્રમમાં છો !

પણ જો જો મારા હજામ બંધુઓ ! તમે મારા ઉપર ગુસ્સે થઈ જતા મને તેનો ડર લાગે છે. કારણ કે મારે તમારી સાથે હમેશનું કામ રહ્યું. તો વખતે તમે મારી સાથે અસહકાર કરો તો હું ગૃહસ્થ જ્યાં મારે દાઢી વધારીને બાવા બનવું પડે. પણ હું તો તમારા એકલાની આ વાર્તા કરતો નથી, પણ મોચી, ધોબી, કોળી, ભીલ અને અંત્યજ એ સર્વની વાત કહું છું. માટે મારા ઉપર ઉપરનું લખાણ વાંચીને ક્રોધે ભરાયા હો તો મને આપ ક્ષમા આપજો. અને હવે તો તમે બ્રાહ્મણ થયા છો, એટલે ક્ષમા એ બ્રાહ્મણના લક્ષણને તમે ધારણ કર્યું હશે જ.

પૂર્વે સૃષ્ટિના આરંભમાં અથવા કૃતયુગના આરંભમાં એક બ્રાહ્મણો હતા, બીજી વર્ણ જ ન હતી, કે આજે સર્વત્ર બ્રાહ્મણો જોવામાં આવે છે. ઘાંચી ઉઠ્યો તે પણ જનોઇ પહેરી બ્રાહ્મણ થયો, મોચી ઉઠ્યો તે પણ જનોઇ પહેરી બ્રાહ્મણ થયો, અને અંત્યજો તો વેદવિદ આર્યસમાજીઓના કહેવાપ્રમાણે અને સિદ્ધ કર્યા પ્રમાણે બ્રાહ્મણો જ હતા તો પછી તેમને જનોઇ પહેરવાને બાકી શાનો હોય ? આર્યસમાજીઓએ વેદરૂપી મહાસાગરને એવો તો બસ ડોળી નાખ્યો છે, કે તેમાંથી જે પ્રમાણ કે જે વાત જોઈએ તે તેમને તરત જ મળી આવે છે ! મને તો લાગે છે કે વેદ બનાવનારના આનંદનો પણ આજે વેદનો પ્રચાર ઘેરઘેર અને પ્રત્યેક પ્રસંગે થતો જોઇને પાર નહિ રહેતો હોય ! તે બીચારા લખી ગયા, પણ તેમાંથું શું છે તે તે પણ નહિ સમજ્યા હોય ! પણ વેદના ખરા અર્થને, ખરા રહસ્યને અને તેના મહિમાને તો પૃથ્વીઉપર એક આર્ય સમાજીઓ જ સમજે છે.

સિંહનું ચામડું ઓઢવાથી શિયાળ સિંહ થાય અને મનમાં ફુલાય તેમ હાલ તો સઉ કોઇ જનોઈ પહેરીને બ્રાહ્મણ થતા જોવામાં આવે છે પણ મારા શીયાળ ભાઇ ! તું એ વાતો ભૂલી ન જતો કે સિંહનું ચામડું પહેર્યાથી સિંહ થવાય છે, કે સિંહણને પેટે જન્મ લેવાથી સિંહ થવાય છે ! બહુ સારી વાત છે, કે હિંદુસ્થાનમાં બ્રાહ્મણોની સંખ્યા વધતી જાય છે ! પણ જો જો ભાઇ, તમે ઠગાતા નહિ, અને ધોબીનો કુતરો ન ઘરનો અને ન ઘાટનો એવી ત્રિશંકુ જેવી સ્થિતિ ન પામો. અત્યારસુધી તો આ કાળમાં તેમ થવાનો સંભવ નથી, છતાં પણ તે સંબંધમાં વિચાર કર્યો હોય તો ઠીક એમ મને માત્ર લાગે છે.

તમે લોકો હવે હજામતનો ધંધો કરશો કે નહિ ? કદાચ કોઇ આર્યસમાજીએ તમને એવું પ્રમાણ પણ વેદમાંથી શોધી આપ્યું તો હશે જ. કે પૂર્વના ઋષીમુનિઓ પણ જાતે જ હજામત કરતા હતા. તેથી હજામત કરવાને બ્રાહ્મણ થવાથી બાધ આવતો નથી, ઉલટું ગૌરવ વધે છે. જુઓ ને બ્રાહ્મણના છોકરાને જ્યારે જનોઇ દે છે ત્યારે પુરોહિત અથવા શુક્લ જ હાથમાં અસ્ત્રો લઇને તેનું માથું આજે પણ મુંડે છે. આ પ્રત્યક્ષ પ્રમાણ અને રૂઢી જ વેદકાળમાં બ્રાહ્મણો હજામ હતા, એ સિદ્ધ કરવાને પુરતું છે !!

आ जगत्‌मां ईश्वर छे, ए वार्ता बाळकोने केवी रीते मैं समजावी ?

એક વખતે મને વિચાર આવ્યો, કે આ જગત્‌મા ઇશ્વર છે એ વાર્તા બાળકોને સમજાવીએ તો ઠીક તો ઉપરથી મેં નીચેના દૃષ્ટાંત વડે તેમને તે વાર્તાની સિદ્ધી કરી બતાવી.

એક દિવસે રાત્રે આઠ વાગવાની તૈયારી હતી ત્યારે મે મારાં બાળકોને કહ્યું, કે ચાલો ચાલો હું તમને ઇશ્વર આ જગત્‌માં છે, કે નહિ તે બતાવું વડોદરામાં સાંજે આઠ વાગે પાણીના નળ બંધ થાય છે. સવારમાં પોણા ૭ વાગે છોડવામાં આવે છે. બપોરે પુનઃ બંધ થાય છે જેથી આઠ વાગે તે બંધ થવાની તૈયારી હતી તે વખતે મારા બાળકોને મે નળ પાસે બોલાવ્યાઅને કહ્યુ કે જુઓ આ નળમાં શું થાય છે તે? પાણી આવતુ આઠ વાગવાની સાથે જ બંધ થઇ ગયુ બાળકોએ તે જોઇને કહ્યું કે પાણી બંધ થઈ ગયું. મે કહ્યુ, જાઓ હવે તમારું કામ કરો, અથવા સુઇ જવુ હોય તો સુઇ જાઓ બાળકોએ કહ્યુ, તમે તો ઇશ્વર બતાવતા હતા ને હવે કેમ જતા રહેવાની વાત કરો છો, મે કહ્યુ, કાલે સવારે વાત, ? પછી સવારમાં પોણા છ વાગે નળમાં પાણી આવવાની તૈયારી હતી ત્યારે મેં સર્વ બાળકોને વહેલાં વહેલાં ઉઠાડી હડાવ્યા અને કહ્યું કે ચાલો ચાલો તમને ઇશ્વર છે, કે નહિ તેની ખાત્રી કરી બતાવુ બાળકો વહેલાં ઉઠીને નળ પાસે આવ્યા. પાણી આવવાનો સમય થયો હતો જેથી પોણા છ થતા તરત જ નળમાં પાણી આવ્યું, એટલે સર્વ બાળકોની તે તરફ દૃષ્ટિ ગઇ.

મે કહ્યું, કાલે રાત્રે પાણી કેમ બંધ થયુ હશે? એકે કહ્યુ તે બંધ કર્યું હશે. મે પુછ્યુ, કોણે બંધ કર્યું હશે? એકે કહ્યુ માણસે! મે પૂછ્યુ ત્યારે સવારમા આ પાણી કેમ આવ્યુ. એક બાળકે કહ્યુ, માણસે તેને ચાવી ફેરવીને બંધ કર્યું હશે તે ખોલી દીધુ હશે જેથી આવ્યુ. મે કહ્યુ, રોજ આ પ્રમાણે થાય છે ખરું? એક બાળકે કહ્યુ, હા, રોજ આ પ્રમાણે નિયમિત થાય છે મે કહ્યું, ત્યારે આ નળને બંધ કરનાર અને ઉઘાડનાર માણસ ન હોય તો એની મેળે પાણી બરાબર વખતસર આવે અને બરાબર વખતસર બંધ થઇ જાય ખરૂ? બાળકોએ કહ્યું, તેમ તો કેવી રીતે બને? એની મેળે તે વળી તેમ થતુ હશે?

મે કહ્યુ ત્યારે જુઓ, આ સૂર્ય સવારમાં નિત્ય કેવો નિયમિત ઉગે છે, તથા આથમે છે? ચંદ્રમા પંદર દિવસ નિયમિત ઉગે છે, અને પંદર દિવસ નથી ઉગતો. ઉનાળામાં દર વર્ષે તાપ પડે છે અને ચોમાસામાં દર વર્ષે વર્ષાદ આવે છે આ પ્રમાણે સૃષ્ટિ કેવી નિયમિત કામ કરી રહી છે! તો તે જ પ્રમાણે આ સૃષ્ટિને કોઇ ચલાવનાર ન હોય તો તે આ પ્રમાણે એની મેળે નિયમિત કામ કરે ખરી? બાળકોએ કહ્યુ ના તે પ્રમાણે તો શી રીતે બને? ત્યારે મારાં બાળકો! તમે જાણો કે આ જ પ્રમાણે આ જગત્‌મા આ સૃષ્ટિમાં આ સૃષ્ટિને રચનારો તથા તેને નિયમિત ચલાવનારો ઇશ્વર છે. જો તે ન હોય આ સૃષ્ટિ જે નિયમિતપણે કામ કરી રહી છે તે કરે નહી માટે આ જગત્‌મા ઇશ્વર છે, એમ માત્ર અંધ શ્રદ્ધાથી માનવાનુ નથી, પણ આવા પ્રત્યક્ષ પુરાવાથી આપણે માનીએ છીએ, કે ઈશ્વર આ જગત્‌માં છે. એક બાળકે પૂછ્યું, કે ત્યારે તે ઇશ્વરને આપણે કેમ જોઇ શકતા નથી? મે કહ્યું, કે આ વાર્તા વળી તમને બીજે પ્રસંગે સમજાવીશ.




पुस्तक २० ] संवत् १९७८ चैत्र कृष्ण १४ [ अंक ६

॥ ॐ श्रीः ॥

# महात्माजीने सन्देशो.



( લે૦ સ્વર્ગસ્થ નર્મદાશંકર દામોદર શાસ્ત્રી. )

મંદાક્રાન્તા.

રે ગાંધીજી ! પરગજુ તમો, ગૌરવેથી ભરેલા; દેશપ્રેમી હૃદયઅગથી, વિશ્વચિત્તે ઠરેલા.
સત સ્નેહથી શ્રવણ ધરજો, નમ્ર સંદેશ મારો; વિશ્વાસે આ સકલ જ રહ્યો, દેશબન્ધુ તમારો.
જે ચારિત્રે સકળ હૃદયો, હર્ષસાથે દબાવ્યાં; સાચું સત્યાગ્રહ મત ધરી, સત્ય માર્ગે ચલાવ્યાં
તે ચારિત્રે અવનધિ, અનાચાર આવી મળે છે; રે રે પ્યારા ! અમૃત રસમાં ઝેરબિંદુ ભળે છે.
આર્યાવર્તે અવિચળ ધર્યો, ધર્મ વર્ણાશ્રમોનો; પ્રેમે પાળ્યો પરમ પદવી, પંથ તે આગમોનો.
આ રાહેથી સકળ જગમાં, ભારતે કીર્તિ રાખી; તે શું ભૂલ્યો ભ્રમ મન ધરી, રે અનાચાર ભાખી.
એકાકારે અવનિપરથી, ધર્મ આચાર જાશે; સ્વચ્છંદી ને અધમ બનીને, સર્વ અમર્યાદ થાશે.
તેવે કાળે હૃદય તપશે, હે ! મહાત્મા તમારૂં; તેથી માનો વચન પ્રથમે, સત્ય ધર્મી અમારૂં.
દેશપ્રેમી પરમ બનીને, દેશસર્વસ્વ હારો; દીનોદ્ધારી પરમ બનીને, દીનતા શી વધારો.
જેવો પ્રેમે સકલ જગને, મોહ આપો સ્વરાજ્યે; તેવો આપો સકળ જનને, ધર્મથી સ્વર્ગ રાજ્યે.
વ્હાલા બન્ધુ ! મનન કરીને, ધર્મના તત્ત્વ જાણો; શા માટે આ પુનિત પદવી, આપ તાણી ગુમાવો.
એકાકારે મથન કરતા, બુદ્ધનો ધર્મ ભાગ્યો; દૈવી શક્તિ પ્રબળ ધરતો, શંકરાચાર્ય જાગ્યો.
વ્હાલા બંધુ હૃદય ધરજો, પ્રાર્થના આ અમારી; ધર્માચારે સફળ કરજો સર્વ શક્તિ તમારી.
ધર્માચારે અવિચળ રહે. ભારતી એમ બોધે; એ શિક્ષાના ગુણનિધિમયા શાસ્ત્રભંડાર શોધે.
લાખો ગાંધી કદીય પ્રકટે, ભારતે એક સાથે; એકાકારે મથન કરવા, જે ધરે યત્ન હાથે.
તોએ અંતે કદી નવ ફરો, ભારતે ધર્મનાશ; જ્યાં સુધી છે હરિહરતણો, મંદિરે દેવવાસ.

# पक्षपातरहित अनुभवप्रकाश.

( અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૫ ના પૃષ્ઠ ૧૧૮ થી )

### પરાશર તથા વામદેવનો સંવાદ.





એક સમય વામદેવ, એક હાથમાં દંડ અને એક હાથમાં કમંડળ લઇને, સ્વાભાવિક જ વનવિષે વિચરતા હતા. મેં તેમને જોયા તેથી હસ્યો અને પૂછયું: હે મમ સ્વરૂપ ! આપને કોઇ સાથે રાગદ્વેષ તો છે નહિ તો પછી આ દંડ હાથમાં કેમ લીધો છે ? વામદેવે કહ્યું: સચ્ચિદાનંદ સ્વરૂપ આત્માથી આ પૃથક્ જાણનાર બુદ્ધિરૂપી રાક્ષસીને દૂર કરવાને માટે દંડ લીધો છે, અથવા તો અધર્મમાં પ્રવૃત્તિ જે અશુદ્ધ મન છે, તેને અંતર શુદ્ધ મનરૂપ દંડવડે વેદરીતઅનુસાર હઠાવી ધર્મમાં જોડું છું તેથી મનનો ઉપશમ એ આંતર દંડ છે. અને આ બાહ્ય દંડ તે આંતર દંડના ચિહ્નરૂપ છે. તેમ જ આ દંડ તારા નાશને માટે છે; કારણ કે શિવ છતાં રાગદ્વેષ અને દંડતા શિવમાં તું કલ્પના કરે છે. તારી બુદ્ધિ વિપરીત થએલી છે. તેથી તને દંડ દેવો યોગ્ય છે. જેમ ધર્માત્મા પુરુષમાં કોઇ વિપરીત બુદ્ધિવાળો કલંક લગાડે તો તેને દંડ દેવો યોગ્ય છે, તે જ પ્રમાણે મનવાણીથી અગોચર, બુદ્ધિ આદિકના સાક્ષી, દૃષ્ટા આત્મામાં તું દ્વૈતની કલ્પના કરે છે, તેથી દંડને યોગ્ય છે.

મેં કહ્યું: કર્તવ્યવિના આ આત્મા શિવ કેવી રીતે થઇ શકે ?

વામદેવઃ—હે પરાશર ! શિવ અર્થાત્ કલ્યાણ નામરૂપ અકલ્યાણનો સાક્ષી આ આત્મા સ્વતઃ સિદ્ધ શિવ છે. કર્તવ્યવડે શિવ થતો નથી. ઘટાદિકના વ્યવહારરૂપ અકલ્યાણથી રહિત ઘટાકાશ સ્વતઃસિદ્ધ મહાકાશ સ્વરૂપ છે તેમ જ આત્મા સ્વતઃ સિદ્ધ શિવસ્વરૂપ છે. કર્તવ્યવડે જે પ્રાપ્ત થાય છે તે તો અશિવ છે તેનો કાલાંતરે નાશ થાય છે, તે સત સ્વરૂપ હોતું નથી. જેમ રાસાયનિક યોગથી લોહને સુવર્ણ કરેલું પાછું લોહરૂપ થઇ જાય છે તેમ.

મેંકહ્યું: કમંડળ કેમ લીધું છે ?

વામદેવ બોલ્યાઃ ભ્રાંતિ, તથા સિદ્ધ આત્મામાં બંધની નિવૃત્તિ અને મોક્ષની પ્રાપ્તિના કર્તવ્યનો વિચાર, તેમ જ ગોવિંદથી અતિરિક્ત જે મન ઉપર નિશ્ચય છે, તે સર્વને તેનાથી ધોઉં છું. અથવા કર અર્થાત્ હાથનું મંડલ જેમ મહામંડલની અપેક્ષાથી તુચ્છ છે તેમ સંસારરૂપ મંડળ પોતાના સ્વરૂપની અપેક્ષાથી તુચ્છ છે તે દર્શાવવાને આ કમંડલુ છે.

મેં કહ્યું: જો સર્વ શિવ છે, તો પછી શિવને પુજો છો શા માટે? વામદેવ બોલ્યા: જો સર્વ શિવ છે તો પીવું ન પીવું પણ શિવ છે. જેમ હાથીના પદમા સર્વ પદ સમાય છે તેમ સર્વ શિવમા સર્વ અર્થ સમાઇ જાય છે

મે કહ્યું: હે વામદેવ! તમે ક્યાથી આવ્યા છો? અને ક્યાં જશો?

વામદેવ કહે: ન કોઇ દિશાથી આવ્યો છુ, ન ક્યાંઇ જવાનો છું. આકાશસમાન પૂર્ણ છું. પૂર્ણમાં આવવાનું જવાનું નથી અપૂર્ણમાં જ જવાનુ આવવાનુ થાય છે.

મેં કહ્યું: આવવું જવું પ્રત્યક્ષ દેખાય છે, છતા કહો છો, કે મારામાં આવવું જવું નથી!

વામદેવે કહ્યુ: આવવું, જવું, તપશ્ચર્યા કરવી તેમ જ ધ્યાનધાનાદિ આત્મા જ છે. બીજું છે જ નહિ. આ દેહમા આવવુ જવુ, ખાવુપીવું, લેવુ દેવું, દુઃખમાં સુખદુ ખરૂપ ભોગવવાં વગેરે પ્રત્યક્ષ દેખાય છે, છતા વિચાર કરીને જોતા તે સર્વ પંચભૂત અને તેના કાર્યરૂપ છે અને તે સ્વરૂપરૂપ જ છે. સ્વપ્નનરોનુ આવવું જવું વગેરે સ્વપ્નદષ્ટાથી ભિન્ન કેવલ પ્રતીતિ માત્ર છે તેથી જ આ કાર્ય પણ પ્રતીતિ માત્ર છે વાસ્તવમા તો સ્વપ્નનરોસહ તેમની સર્વ ચેષ્ટાઓ સ્વપ્નદષ્ટારૂપ જ છે. જેમ કે તરંગાદિસહ તેમની સર્વ ચેષ્ટાઓ પણ જલરૂપ છે.

હે મૈત્રેય! હવે ધ્રુવનું વૃત્તાત સાંભળ. એ સતોમાં એક હું હતો દત્તાત્રેય અને વામદેવ પણ હતા. બીજા પણ અનેક સતો હતા. જ્યારે ધ્રુવે આવીને સંતોને દંડવત્ પ્રણામ કર્યા, ત્યારે મે કહ્યુ: તુ જે જાણે છે કે આ લોકો સત છે, પણ તેવા સત અમે નથી. જો અમે સત હોત તો તારી માફક અટલ પદવી માગત જે દેહાદિક પ્રપંચ ચલરૂપ છે, તે નિશ્ચય અચલ થતો નથી અને જે અચલરૂપ આત્મા છે તે ચલરૂપ થતો નથી આવો તું વિચારી જો. બન્ને રીતે અટલ પદવી માગવી એ નિષ્પ્રયોજન છે. પ્રત્યેક નિજસ્વરૂપ આત્મા, ચલરૂપ જગત્ દેહાદિકમાં સ્થિત છતાં અચલરૂપ છે, અને આ નામરૂપ અટલ પદવીસહિત પ્રપચ સદા ચલરૂપ છે, એ વાર્તા અબાધ્ય છે.

ધ્રુવે કહ્યું: તમે મહાન્ સંત છો.

અવધૂત બોલ્યા: અમારા સ્વરૂપમાં મહાનતા અમહાનતા તથા સંત અસંતપણું છે નહિ.

ધ્રુવે કહ્યુ: આપ કોણ છો?
અવધૂત બોલ્યા: જે તું છે.

ધ્રુવ: હું કોણ છું?
અવધૂત: હુ.

ધ્રુવ: તમારૂં સ્વરૂપ શુ?
અવધૂત: જે સ્વરૂપ તારૂં છે.

આ વચન સાંભળી ધ્રુવ આશ્ચર્ય પામી મૌન રહ્યો તેથી અવધૂતે કહ્યું: મૂગો નારહે મૌન ધરવું ન ધરવું, એ વાણીનો ધર્મ છે.

ધ્રુવે કહ્યું: શું કરું, વાણી ચાલતી નથી.

અવધૂત બોલ્યા: તું ઘણો કાળ અટલ રહે છે એ કારણથી જ તેં અટલ પદવીની ઇચ્છા કરી હતી ? હે ધ્રુવ ! તું જાતે અચલ છતાં તેં અટલ પદવીની ઇચ્છા કરી તો લજ્જા ન આવી ? મૂર્ખ ! તેં કદી સાંભળ્યું છે કે આત્માનો નાશ થાય છે ? આત્માનો નાશ કદી નથી. ઘટાકાશ ઘટાદિક પદાર્થોની અચલતાની ઇચ્છા કરે અથવા અચલ છતાં તે પદાર્થોના નાશમાં અચલ રહેવાની ઇચ્છા કરે એ ભ્રમ છે. તેમજ સ્વપ્નદૃષ્ટા સ્વપ્નપદાર્થોવિષે અચલ રહેવાની ઇચ્છા કરે એ પણ ભ્રમ છે. વૃક્ષ પોતાના ફળફુલ પાનને અચલ રહેવાની ઇચ્છા કરે તે અસંભવિત છે, તેમ દેહ અચલ રહેવાની ઇચ્છા પણ અસંભવિત છે. કલ્પપર્યંત કદી દેહ ટકે તો પણ અંતમાં તેનો નાશ છે.

હે ધ્રુવ ! સામાન્ય મનુષ્યો પણ, મલિન સ્થાનનો સત્વર ત્યાગ કરવાની ઇચ્છા કરે છે, કારણ કે મલિન સ્થાન રોગનું કારણ છે, પરંતુ ઉલટો તું મળમૂત્રરૂપ આ દેહ જે નરકરૂપ અતિ મલિન છે, તેમાં ઘણો કાલ રહેવાની તેં ઇચ્છાથી તપ કર્યું છે. હે ધ્રુવ ! મહાત્માઓ આ દેહના ત્યાગ પછી કોઇ પણ દેહને ધારણ કરવાની ઇચ્છા કરતા નથી, પરંતુ તેં ઇચ્છા કરી છે એથી તું ધન્ય છે ! તારી બુદ્ધિ તો હસવાયોગ્ય છે ! હવે તને આ અનાત્મ દેહમાં આત્મબુદ્ધિ, અશુચિમાં શુચિબુદ્ધિ, દુઃખમાં સુખબુદ્ધિ, ચલદેહમાં અચલ બુદ્ધિ, ઇત્યાદિ વિપર્યય બુદ્ધિ તેમ જ હું સઉથી મોટો છું, એ પ્રકારનો અહંકાર રોગ થશે, અને તે રોગથી તું અનંત કલ્પપર્યંત દુઃખ પામશે. હે ધ્રુવ ! હું નથી ઇચ્છતો કે આ મારો દેહ સદાકાલ રહે અથવા ન રહે, કારણ હું અવિનાશી ચૈતન્યપુરુષ છું, મારામાં કર્તવ્ય નથી, મારો નાશ નથી, દેહ રહે ન રહે, હું એક રસ છું, ઘટાકાશ ઘટ રહે ન રહે છતાં જેમ એક રસ છે. હે ધ્રુવ ! કલ્પિત દૃશ્ય પદાર્થોથી અધિષ્ઠાન સ્વતઃ સિદ્ધ મોટું હોય છે. સ્વપ્નદૃષ્ટા સ્વપ્ન પદાર્થો કરતાં સ્વતઃ સિદ્ધ યત્નવિના જ મહાન્ છે, તેમ જ અચલ છે. તે અચલતાની પ્રાપ્તિઅર્થે તપ કરે તો ભ્રમ છે. તું સચ્ચિદાનંદ, દૃષ્ટા, ચૈતન્ય, સત્ય અચલ પુરુષ આ નામ કલ્પિત, અસત્, જડ, દુઃખ રૂપ, દૃશ્ય પ્રપંચથી સ્વતઃ સિદ્ધ મહાન્ છે. કર્તવ્યવડે થવાનો નહિ. હે ધ્રુવ ! જ્યારે ઇશ્વરે તારા ઉપર કૃપા કરી તો તે શું માગ્યું ! તેં વિચાર ન કર્યો કે આ અટલ પદવી કેવી છે ? કોઇ એક દેશમાં ઘણો ઉંચો પર્વત હોય તેના શિખર ઉપર એક મંદિર હોય, તે મંદિરમાં એક પુરુષ બેઠો હોય. તેવી આ તારી અટલ પદવી છે. એમાં શું વિશેષતા છે ? હે ધ્રુવ ! તું સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મા દેશ, કાલ, વસ્તુપરિચ્છેદ રહિત પૂર્ણ અટલ પદવીને વિષે નહોતો, કે અટલ પદવીની ઇચ્છા કરી ? આકાશ જેમ કોઇ ઉંચા પર્વત ઉપરના મંદીરમાં બેસવાની ઇચ્છા કરે તેવી તારી ઇચ્છા છે, એ કેવળ ભ્રમ છે. આકાશ ઉચ્ચ નીચ સર્વ સ્થળમાં વ્યાપક ( સ્વભાવથી )જ છે. યત્નવડે નહિ.

હે ધ્રુવ ! આ લોકના સર્વ અજ્ઞાન જીવોને દુઃખ આપનાર શ્રોત્રાદિક ઇંદ્રિયો છે, મન તેમજ શબ્દાદિ પંચ, વિષયો છે, પાંચ ઉર્મિઓ છે, છ વિકાર છે. અધ્યાત્મ આદિ તાપ છે, કાલનો ભય વગેરે છે. અને તે ઇંદ્રિયના વિષયોના સંયોગ વિયોગથી દુઃખ થાય છે. ઇષ્ટ વિષયના વિષયથી સુખ થાય છે, અનિષ્ટના સંયોગથી દુઃખ થાય છે. ન્યૂનાધિક ભાવવાળાં પંચ-

ભૂતની આ સૃષ્ટિ છે, તે સર્વ ક્ષણુરૂપ છે, અને તે તો અટલ પદવીમાં રહેતાં છતાં, આ શરીર છે ત્યાંપર્યંત તારી સાથે જ રહેશે. તો પછી અટલ પદવીમાં શી વિશેષતા આવી ? નામરૂપ પ્રપંચ તો અહીં પણ છે. તેમ જ તારી અટલ પદવીમાં પણ છે, તો વિશેષતા ક્યાં રહી ? વૈકુંઠાદિ લોક કે અટલ પદવિમાં નામરૂપ જગત્ ન હોત તો તો અટલ પદવીની ઇચ્છા ઠીક હતી; પરંતુ નામ રૂપ તે હોવાથી અટલ પદવીની ઇચ્છા તેં વ્યર્થ કરી.

હે ધ્રુવ ! સર્વ દુઃખોથી રહિત તું ચૈતન્ય આત્મા એ જ અટલ પદવી છે. તું ચૈતન્યવિણુ અન્ય કોઇ અટલ પદવી જ નથી. સ્વપ્નમાં ચલ અચલ પદવીના જેવી જ આ અચલ પદવી છે ? તાત્પર્ય કે કોઇ પદાર્થની ઘણો કાલ સ્થિતિ જણાય છે, કોઇની થોડો કાલ જણાય છે, પરંતુ સર્વ સ્વપ્નના પદાર્થોની માફક થવાના સ્વભાવવાળા હોવાથી સર્વ તેના સમાન અર્થાત્ તુચ્છ છે. એક સ્વપ્નદ્રષ્ટા જ કેવળ અચલ પદવીરૂપ છે, અન્ય નહિ.

ચલરૂપ ઘટપટાદિની અપેક્ષાથી વિષ્ણુએ આપેલું સ્થાન અટલ પદવી છે, પરંતુ અનાદિ અનંત તું ચિદ્દઘનની અપેક્ષાથી નહિ તેમ જ માયાની અપેક્ષાથી પણ નહિ, કારણ કે તારી અટલ પદવી તો માયાનું જ કાર્ય છે.

ધ્રુવે પૂછ્યું: હો સ્વરૂપને શી રીતે પામું ?

દત્તાત્રેય બોલ્યા: જે માર્ગે તેં અટલ પદવી મેળવી છે, તે જ માર્ગે તારા સ્વરૂપને શોધ.

ધ્રુવ: માર્ગ બતાવો.

વામદેવ: માર્ગ સ્વરૂપને પામવાનો એ જ છે કે આપ સહિત સર્વ ગોવિંદ જાણો.

ધ્રુવ: મને વૈરાગ્યનો ઉપદેશ કરો.

હે મૈત્રેય ! મેં કહ્યું. વૈરાગ્ય એ જ છે કે સંઘાતસહિત હું પરિચ્છિન્ન ધ્રુવ નથી, જો તું નથી તો પરમ વૈરાગ્યનો વૈરાગ્ય છે હે ધ્રુવ ! પરિચ્છિન્ન અહંકારનો અભાવ થતાં જે શેષ પદ રહે છે, તેમાં મન વાણીનો માર્ગ નથી કે હું તને કહું.

ધ્રુવ: હું નથી તો કોણ છે ?

મેં કહ્યું: હું છું.

ધ્રુવે કહ્યું: જો તમે છો તો હું કેમ નથી ?

મેં કહ્યું: પરમાત્મા એક છે; બે નથી. તેથી અહંત્વથી રહિત અદ્વિતીય છું.

ધ્રુવ કહે: જો તમે અદ્વિતીય છો તો હું પણ અદ્વિતીય છું.

મેં કહ્યું: જો તું અદ્વિતીય છે, તો હવે કહે અટલ પદવી ક્યાં છે ?

ધ્રુવ: કહેવામાત્ર છે.

મેં કહ્યું: તો અટલ પદવીની ઇચ્છા કેમ કરી ?

ધ્રુવ: જે થયું તે થયું. મને મુક્તિની ઇચ્છા છે. ઉપદેશ કરો.

મેં કહ્યું: ઉપદેશ એ જ કે આપસહિત જાણ કે સર્વ હરિ છે. પરંતુ વાસનાનો

ધ્રુવ' વાસનાનો ત્યાગ કેવી રીતે કરૂં ? પિશાચની માફક તે મનને વળગી છે.

મેં કહ્યું: એવો વિરાગ ઉત્પન્ન કર કે હું છું જ નહિ. જો તું જ નથી તો વાસના ક્યાં છે ? અથવા તો એમ જ જાણ ' સર્વ હું જ છું '' જો સર્વ તું જ છે તો પછી વાસના ક્યા છે જે ત્યાગવી પડશે ? અથવા તો અંતઃકરણના ધર્મસહિત અંતઃકરણનો દ્રષ્ટા, પ્રકાશક આત્મા છું, એવું જાણ.

હે ધ્રુવ ! જ્યારે તંત્રી ( સારંગી ) નો વગાડનાર કોઇ હોય છે તો જ તંત્રી વાગે છે. તે નથી હોતો તો તંત્રી શબ્દ કરતી નથી; તે જ પ્રમાણે જ્યારે તું માયાના ગુણોસાથે મળીને કંઇ કરે છે, તો જ કંઇ થાય છે, વાસના પણ ત્યારે જ થાય છે જ્યારે તું જ કરતો નથી તો વાસના ક્યાં છે. જે માલ લાવે છે તે જ જકાત ભરે છે. જે નથી લાવતો તે જકાત પણ નથી ભરતો. માલપર જકાત છે. માલવિના જકાત નથી.

હે ધ્રુવ ! સચ્ચિદાનંદ શબ્દોના પર્યાયરૂપ જે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ નિજાત્મતત્ત્વ છે, તેનાથી ભિન્ન જે કંઇ પ્રતીત થાય છે તે સર્વ માયાનું સ્વરૂપ છે, તત્ત્વ નથી. જેમ મધુરતા, દ્રવતા, શીતળતારૂપ જળથી ભિન્ન જે કંઇ તરંગાદિની પ્રતીતિ થાય છે તે મિથ્યા છે. તે જળનું સ્વરૂપ નથી. અતર્બાહ્ય જે નામરૂપ પ્રપંચ છે તે નું ચૈતન્યદેવવડે જ પ્રકાશિત થાય છે.

( અપૂર્ણ. )



# प्रसंगानुरूपम्.



——અમદાવાદથી શ્રીયુત ઇશ્વરભાઇ જીવાભાઇ લખે છે, કે "ભેટનું પુસ્તક વાચ્યુ. જ્યાં જેવા બોધ વાક્યની જરૂર ત્યા તેવાં અસરકારક અને વૃત્તિમા તે તે ભાવ ખડો કરે તેવાં ચિત્તસ્પર્શી વાક્યો આવેલા છે, તથા આનંદ, શાંતિ અને બોધ આ પુસ્તક વાંચતાં મળે છે અને તે સરળ સહજ અને ઉત્તમ રીતે લખાયું છે."

——મહુવાથી એક સજ્જન લખે છે, કે "આ વખતનું પ્રાતઃકાલ મને કંઇક વિશેષ સારૂં લાગે છે. તેમાં ખાસ "સિદ્ધ મંદિરનાં સિદ્ધ સૂત્રો," એ વિષય મનને શાંતિસાથે વધુ ખેંચાણકારક છે. પરમાત્મકૃપાથી આજે બે ત્રણ વર્ષથી જે સિદ્ધાંત મારાથી સ્વાભાવિક રીતે નિશ્ચય થયો છે, તે જ છે, એટલે મારી માન્યતા વધારે દૃઢ થઇ છે વિશેષ એક તત્ત્વજ્ઞાની ફારસી શાયરની કવિતાએ મને અધિક આનંદ આપેલ છે. આપની જાણમાં તે કવિનું નામ તથા ગ્રંથનું નામ હોય તો મને તે જણાવશો."

——આ કવિતા તો અમે કોઇને મોઢે સાભળેલી અને તે ઠીક લાગવાથી તેને પ્રાતઃકાલમાં વિવરણસાથે પ્રસિદ્ધ કરી હતી તે માણસને તેના લખનારનું અને પુસ્તકનું નામ ખબર નથી બીજી પણ એવી એક કવિતા આ અંકમા અમે આપી છે, તે પણ તમને તે જ પ્રમાણે આનંદજનક લાગશે

——ગણોદથી રા. રા. મકનજી મેલાભાઈ કરીને એક સજ્જન લખે છે, કે પ્રાતઃકાલ વાંચવાથી ઘણો જ આનંદ થાય છે આપના આશયો બહુ જ ઉંચા છે અને તેને અમલમા ઉતારવાને પ્રયાસ કરૂં છું"

——ઓડથી એક સજ્જન લખે છે, કે 'આપનું ભેટનું વી પી મળ્યું છે જરા મોડું સ્વીકાર્યું તેને માટે ક્ષમા કરશોજી. આ પુસ્તક વાચીને ઘણો જ આનંદ થયો છે. તે અધિકારીના હાથમાં જતા તે શાંતિપૂર્વક વાચે તો જરૂર તેનું શોકગ્રસ્ત દુઃખાગ્નિપૂર્ણ હૃદય શાંતિ પામે અને તે વિપત્તિ તો વિસરે જ. તે ગ્રંથના મહિમાને વર્ણવવાને મારી પાસે શબ્દો નથી, એમ કહું તો ચાલી શકે મારૂં હૃદય તેની કિંમત આંકી શકતું જ નથી. ટુંકામાં તે હૃદયને શાંતિ અર્પવાને બસ છે. આવા જ્ઞાનદ્વારા આપ જગતનું અપ્રસિદ્ધપણે ઓછું હિત નથી સાધતા, તાત્પર્ય કે જગતની શાંતિ માટે આપનો પ્રયાસ સ્તુત્ય છે"

——અમરેલીથી ટ્રેનીંગ કોલેજના પ્રીન્સીપાલ રા. રા. બાપુભાઇ જાદવરાય વૈષ્ણવ લખે છે, "કે 'વિપત્તિ વિમોચન,' હું વાચી ગયો છું; મને તે ઘણું જ ઉત્તેજક લાગ્યું છે. અક્ષરશઃ તેમા જે નંથયું કહ્યું છે તે ખરૂં છે, તેમાં તો કહેવાય તેમ નથી. શ્રીરંગ શેઠના જેવા અધિકારી થવું મહદ્‌ભાગ્યની વાત છે. પરંતુ તેમનાં સ્ત્રીવર્ગ જેવા

થવાય તો ઘણું ઠીક. પ્રયત્ન કરનારને તે પુસ્તકમાં તેના પ્રયત્નોનું પ્રતિબિંબ જોવામાં આવે છે. આપની બહુ જ સત્ પ્રવૃત્તિ છે. આપના સહવાસનો જેવો અને જેટલો લાભ લેવો જોઈએ તેટલો હું લેઈ શક્યો નહિ, એમ મને લાગે છે."

——અમદાવાદથી એક સજ્જન લખે છે, કે પ્રાતઃકાલની ભેટનું પુસ્તક મળ્યું હતું. મેં એક વખત વાંચ્યું હતું, અને ફરીથી એકાદશીને રોજ વાંચવાનું શરૂ કર્યું હતું. અધુરું મૂકવાનો વિચાર હતો પણ મારા ઘરમાંથી આગ્રહ થવાથી તો પૂરું કરવું પડયું હતું. તેમની એ પુસ્તક સાંભળવા માટેની એટલી બધી લાગણી હતી, કે જ્યારે તે પુરૂં કરાવ્યું ત્યારે જ શાંતિ થઈ. તે પુસ્તક વ્યવહારમાં રચીપચી રહીને પરમાત્માને ભૂલનાર માટે ઘણું જ દિશા બતાવનાર મદદરૂપ છે. વધારે તે બાબતમાં લખી શકવાની મારી કંઈ તાકાદ નથી."

——અમદાવાદથી એક પારસી સદ્‌ગૃહસ્થ લખે છે, કે "પ્રાતઃકાલના ગ્રાહક-તરીકે "વિપત્તિવિમોચન", નામની ભેટ મને મળી ચૂકી છે. સહકુટુમ્બ વાંચી અતિ આનંદ આભારના ઉદ્‌ગારો શિવાય અન્ય શબ્દોમાં વિવેચન કરવાનુ મારામાં સામર્થ્ય નથી. સ્વલ્પમાં તે અમને બહુ જ પસંદ પડી છે. પસંદ તો શું પણ વંદન કરવાયોગ્ય માનું છું."

"આપના 'પ્રસંગાનુરૂપમ્' તથા 'સંસારસુધારો' નામના વિષયો અતિ દીર્ઘ દૃષ્ટિ, ડહાપણ અને સાચા જ્ઞાનના મોટે અંશે પડયા જ માનું છું. એ વિષયો-ઉપર બોલવાનું મારૂં ગજું નથી યા તો નથી મને અધિકાર; પણ કહ્યાવિના ચાલતું નથી, કે કુળી બહુ જોશ કરી રહ્યો છે અને અનધિકારી, અજ્ઞાન, સ્વાર્થી, આજ કાલના ફુટી નીકળેલા શખ્સો આધ્યાત્મિક બાબતોમાં માથુ મારી પોતાની મરજીના અને સગવડ પડતા ધાર્મિક વિચારો વધુ અજ્ઞાન લોકોમાં ફુલાવી બહુ અનર્થ કરી રહ્યા છે, તેમની વ્યાજબી ઝાટકણી નરમ ભાષામાં આપ જે કાઢી રહ્યા છો, એ સ્તુતિપાત્ર છે. આવા દમદાટી પોતાના વિચારોથી જુદા વિચાર ધરાવનારને હેરાન તથા નુકશાન કરનારા, સ્વતંત્ર વિચારોને રૂંધનારા અને ન્યાયની પોકા પાડનારા અવધૂતો ઉભરાઈ જાય છે. પરમાત્મા તેમને સદ્‌બુદ્ધિ આપે અને પહેલે પોતે સુધરી બીજાને સુધારવા બહાર પડે. સ્પર્શાસ્પર્શનો સવાલ નકામો ઉભો કરી ભલાંભોળા ગરીબ લોકોને મોટી રીતે ઉશ્કેરી જ અપાય છે. કોઈ પણ દિવસ ઉતરતી જાતિઓએ એવી ફરીયાદ કરી જ નહોતી, પણ કહેવાતા સુધારકો અને પોતે જ ધારણ કરેલી વિભૂતિવાળા દંભીઓએ અભણ, અજ્ઞાન વર્ગને અસંતોષી તથા તોફાની ઉદ્ધત કરી મૂકવાનો પ્રયાસમાત્ર કર્યો છે. હાલસુધી અંત્યજ જાતિ એ કહેવાતા સુધારકો કરતાં વધુ જ્ઞાની હતી. તેઓ માનતા કે પોતાનાં ખરાબ કર્મોને લીધે જ તેમને આવી અવસ્થા પ્રાપ્ત થઈ છે. તે દશાને શરણ થઈ સંતોષથી જીંદગી ગાળી પરમાત્મા તેમને બીજી વખતે ઉચ્ચ દશામાં પ્રવેશ કરાવશે, એવું શ્રદ્ધાપૂર્વક માનતા. આ તેમની શ્રદ્ધા અને સંતોષ આ મહાન્ સુધારકોએ છીનવી લીધાં છે. અને પરિણામ જરૂર વિપરીત જ આવવું જોઈએ, અને આવશે. અંત્યજ જાતિ તો શું, પણ પોતાનાં જ માબાપ ભાઈ બેન બૈરી છોકરાં ઇત્યાદિને માસિક તેમ જ એવી બીમારીના પ્રસંગે આપણે દૂર જ રાખીએ

છીએ. તેમને અડતા નથી અને કોઈ પણ બીજા આ મનુષ્યને અડવા દેતા પણ નથી. આમ કરીશું આપણે તેમને ધિક્કારીએ છીએ ? હલકા ગણીએ છીએ ? જરાયે નહિ. એ તો તેમના પોતાના તથા તેમના સમાગમમાં આવનારાઓના શારીરિક, માનસિક, તથા આધ્યાત્મિક કલ્યાણને માટે જ છે, એમ શાસ્ત્રો, સંતમહંતો અને પીર પેગંબરો તથા વિજ્ઞાન પણ કહે છે, અને તે જ સત્ય છે. અન્ય સત્યોની વાતો મિથ્યા જ છે. ''

આપના જેવા પરમાર્થી ઉદ્યોગી સાહેબનો વખત રોકવો ઉચિત નહિ હોવાથી અત્રે વિરમીશ. જનસેવા કરવાનું આપનું સામર્થ્ય સંપત્તિ દીન પડતે વધતી અને વધતી જ રહો, આરોગ્યવાળી લાંબી જીંદગી ભોગવો એ જ પ્રભુ પ્રત્યે મારા દીલની પ્રાર્થના છે. અસ્તુ.''

——આ સર્જનના વિચારો કેવા છે તે આપણે તેમના આ ઉદ્ગારો ઉપરથી જાણી શકીએ છીએ. તે એક પારસી ગૃહસ્થ છતાં પરમાત્માના અનુગ્રહથી હિંદુધર્મના રહસ્યને તે સમજી શક્યા છે. તેમના કહેવા પ્રમાણે જ હાલના સંખ્યાબંધ દેશસુધારકોની સ્થિતિ અથવા વર્તન છે, એમાં શંકા નથી.

——આ દેશસુધારકો શું કરે છે તેનો એક દૃષ્ટાંત આપી અમે આ વાતને પુનઃ અધિક સ્પષ્ટ કરીશું. વડોદરામાં કેટલાંક વર્ષ ઉપર સબ આસીસ્ટંટ સર્જનની પરીક્ષા પાસ કરેલા એક નવા ડાક્તર આવ્યા હતા. તેમને પોતાના ધંધાનું વાચક અથવા પુસ્તકીયા જ્ઞાન હતું. કાપડીપોળ પાસેની એક બાઈને પગે કંઈ વા આવ્યો હશે, તેના ઉપર તેમણે તેને સખત આયોડાઇન કે એવી બીજી દવા ચોપડી ઉપર અળસીનું પોટીસ બાંધવાનું કહ્યું. આ બાઈએ તે પ્રમાણે કર્યું, પણ બીજે જ દિવસે તે ભાગ ઉપર મોટા મોટા ફોલ્લા થઈ આવ્યા. આ બાઈ ગૃહસ્થ કુટુંબની અને ઘણી સુકુમાર હતી તેથી તેનાથી આ દરદ સહન ન થયું, એટલે ફેર ફી આપીને પેલા ડાક્તર સાહેબને બોલાવ્યા તેમણે વળી તેના ઉપર બીજી દવા લગાડી. પણ તે ભાગ પાકયો એટલે તેમાં રસી થઈ અને તેથી એક બે મહીને રૂઝાયો. અને ત્યાં સુધી રોજ પેલા ડાક્તર આવે અને મલમપટા કરે. જેટલા દિવસ તે બાઈ રોજ ત્યાં આવ્યા તેની ફી અને પાછળથી સારૂં થતાં તેમને કંઈ ઈનામ પણ મળ્યું, અને અંતમાં આ બાઈએ તથા તેના પતિએ તેમનો ઉપકાર પણ માન્યો !

——આવી જ સુધારાવાળાની પ્રવૃત્તિ છે. પોતાની અજ્ઞાનવાળી પ્રવૃત્તિએ કરીને પ્રજામાં એક નવો વ્યાધિ ઉત્પન્ન કરવો અને પછી તેને મટાડવાને પ્રયત્ન કરવો, અને કહેવું, કે અમે દેશની, પ્રજાની સેવા કરીએ છીએ. અમારા આ શબ્દો કોઈ કોઈને કદાચ સત્ય નહિ લાગે, પણ અમે તેનો એક દૃષ્ટાંત આપી તે સત્ય છે, એ જણાવીએ છીએ.

——મારૂં મૂળ ગામ વડોદરાથી સાત ગાઉ દૂર આવેલું વાઘોડીઆ નામનું છે. હજારેક ઘરની ત્યાં વસ્તી છે. બ્રાહ્મણ, વાણીઆ, પાટીદાર, કોળી, ભીલ તથા અંત્યજ વગેરેની ત્યાં વસતી છે અંત્યજો પોતાના જૂદા કુવે પાણી ભરે છે, અને પોતાને પ્રાપ્ત ધંધો કરે છે. ત્યાં આજસુધીમાં એ પ્રશ્ન જ મેં નથી જોયો, કે અંત્યજોએ કદી પણ એમ કહ્યું હોય, કે અમને આ ઉંચી વર્ણના લોકોએ નીચા રાખ્યા છે, અથવા અમારાપ્રતિ તિરસ્કારની

દૃષ્ટિથી જુએ છે. આનંદથી સર્વ મર્ત્ય પોતપોતાના કર્તવ્ય આજ પચાસેક વર્ષથી કરી રહ્યા છે, એ મેં જાતે જોયું છે. અને તે પહેલાં તો તે જ પ્રમાણે અથવા એથી પણ સારી રીતે તે પ્રાપ્ત કર્તવ્યને કરતા હશે, એમાં શંકા જ નથી આ ગામ જેવા સેંકડો અને હજારો નહિ, પણ લાખો ગામ છે, કે જ્યાં આ પ્રમાણે સર્વ પોતપોતાનું કામ કરે છે, અને સલાહ સંપથી સર્વ વર્તે છે

——ઠીક, હવે હાલના દેશસુધારકો શું કરે છે? એક નવું વિષ આ અંત્યજાદિ પ્રજાના કાનમાં રેડે છે, કે જુઓ તમે અને બ્રાહ્મણ વાણીયા, પાટીદાર વગેરે સર્વ સરખા છતાં, તમારામાં અને તેમનામાં એક જ આત્મા છતાં, તમને તે હલકા ગણે છે, તમને અડતા નથી, તમને તેમના કુવે પાણી ભરવા દેતા નથી તમારા છોકરાને તેમની નીશાળમાં ભણવા દેતા નથી, તથા તમને આગળ વધવા દેતા નથી વગેરે. સ્વધર્મ કર્તવ્યથી અજ્ઞાન અને ભોળા આ લોકો બીચારા આ વાત ખરી માને છે, અને ઉચ્ચ વર્ણના લોકોએ જ તેમને પછાત રાખી પોતાનો અધિકાર સમાજમાં તેમના જેવો જ છતાં હલકાં કામ પોતાની પાસે કરાવ્યાં છે, અને નહિ અડકીને પોતાનો તિરસ્કાર કર્યો છે, એ પ્રમાણે તે માનતા થાય છે, અને પછી " તમે અને અમે સરખા " કહીને બધી બાબતમાં સમાજમાં ભાગ લેવાને અથવા ભગવાને તત્પર થાય છે બસ આટલું થયું, એટલે સુધારાવાળાઓનો ધંધો જાગ્યો.

——આ પ્રમાણે આજે હજારો ગામોમાં આ લોકોએ સત્ય કહીએ તો ઉઘરો કુસંપ, અને દ્વેષ અથવા તિરસ્કાર પ્રજાનું કલ્યાણ કરવાના નામે, કે દેશને સુધારવાને નામે વધારી મૂક્યો છે, છતાં આશ્ચર્ય તો એ છે, કે તે દેશસુધારકો અને પ્રજાનું કલ્યાણ કરનાર મનાય છે આ પ્રમાણે પ્રજામાં એક નવું તુત ઉભું કરવું અને પછી તેને બહાને પ્રજાને સુધારવાની પ્રવૃત્તિ કરવી, એ આ લોકોનું હાલનું કર્તવ્ય થઇ રહ્યું છે. અસ્તુ. આ સંબંધમાં સંસારસુધારો એ વિષયમાં અમે વિસ્તારથી ચર્ચા કરી રહ્યા છીએ તેથી અત્ર અધિક લખતા નથી.

——મુંબઇથી એક સર્જન લખે છે, કે મને કંઇ સમજાતું નથી, કે મારી સ્થિતિ શું થશે? મેં કંઇજ કર્યું નહિ તેને માટે પસ્તાવો થાય છે, અને મારી અંતે શી ગતિ થશે, એ વિચારે ચિંતા થાય છે.

——પ્રિય બાઇ! આ પ્રમાણે ચિંતા કરવાનું કે ગભરાવાનું કંઇ જ પ્રયોજન નથી. ઈશ્વરને બધી ચિંતા છે. તેમને શરણે રહો, અને સર્વ સારૂં જ થશે જુઓ, એટલો વિચાર કરો, કે તમે જે સ્થિતિમાં છો અથવા તમે જે શરીરમાં છો તે શરીરમાં તમારી પોતાની ઇચ્છાથી તમે ક્યાં મુકાયા છો? તમને તમારી આ સ્થિતિમાં મૂકનાર આ વિશ્વના વ્યવસ્થાપક ઇશ્વર જ છે તો હવે પછી પણ જે સ્થિતિમાં તમારૂં કલ્યાણ હશે તેમાં જ તમને કેમ નહિ મૂકે? સઘળી ચિંતા તેમને છે. આપણા ભવિષ્યની ચિંતા શા માટે આપણને હોવી જોઇએ? આપણા સર્વ આ જગતના ચાલક પાલક પરમાત્માને શરણે રહીને તેમનું સ્મરણ ચિંતન કરતાં પ્રાપ્ત કર્તવ્યને પ્રસન્નતાથી કરવું, અને નિશ્ચિંત તથા નિર્ભય રહેવું, એ જ આપણું કામ છે! પરમાત્મા દયાળુ છે, તે પ્રાણીમાત્રનું કલ્યાણ કરે છે માટે આ વિચારે અખંડ નિર્ભય તથા નિશ્ચિંત રહો.

"—— અમુકસ્થળેથી એક સજ્જન લખે છે કે પ્રાતઃકાળ વાંચવાથી ઘણો જ આનંદ થાય છે. આપના આશયો બહુ ઉંચા છે તેને અમલમાં ઉતારવાને બહુ પ્રયત્ન કરૂં છું, પણ આગળ વધી શકાતું નથી. મારૂં મન બહુ જ અસ્થિર રહે છે. રાત્રીને વખતે બહુ જ મુઝવણ અને અકળામણ આવે છે. ઇષ્ટમંત્રનો જપ કરૂં છું, પણ મનોભંગ કાયમ રહેતું નથી, અને હૃદય મુંઝાઇ જાય છે. ટુંકામાં મારો પુરુષાર્થ હું કરૂં છું, પણ વિજય મળતો નથી, તો કૃપા કરીને તેને માટે યોગ્ય રસ્તો બતાવશો . ... ..મારા અંતરમાંથી ભય જ જતો નથી દરેક વખતે એવો ભય થઇ આવે છે, કે કંઇ કહેવાની વાત નહિ. રાત્રે સુતી વખતે ભય, ચિંતા ગ્લાનિ વગેરેના જ વિચાર આવે છે. વગેરે"

—— પ્રિય ભાઇ ! તમારે માટે મને જે માર્ગ જણાય છે, તે યથામતિ હું જણાવું છું. તમે કહો છો, કે હું ઇષ્ટમંત્રનો જપ કરૂં છું, પણ સમાધાન થતું નથી. ઠીક સમાધાન શા માટે થતું નથી ? તમે તમારે જપની ધારાને અખંડ ચલાવો. એટલા વેગથી ચલાવો કે બીજા વિચારને વચમાં ઉઠવાનો વખત જ ન મળે. મનમાં અખંડ ધારા રામ રામ રામ, એ પ્રમાણે ચલાવો. મનમાં ન થાય તો હોઠમાં બોલીને ચલાવો, તેમ ન થાય તો પછી મોઢેથી બોલીને પણ ચલાવો. બીજા વિચારને ઉઠવાનો અવકાશ જ ન આપો. છતાં બીજા વિચાર ઉઠે તો તેને ઉઠવા દો. તમે તેના પ્રતિ લક્ષ ન કરો તમ તમારૂં જપનું કામ કર્યા કરો. પથારીમાં બેઠા બેઠા કર્યા કરો. બેસીને થાકો એટલે સુઇને કરો, અને એની મેળે નિદ્રા આવી જાય ત્યાં સુધી આ પ્રમાણે કર્યા કરો બે ત્રણ દિવસના પ્રયત્નથી તમને સુખપૂર્વક નિદ્રા આવશે જ.

+ × + તે ઉપરાંત તમે જેમને ઇષ્ટ માન્યા હોય તેમની મૂર્તિને તમારી મનોમય દૃષ્ટિસામે ખડી રાખો. વાણી જપ કરે, અને મન તે મૂર્તિનું ધ્યાન કરે. એ પ્રમાણે કરો તે મૂર્તિના ધ્યાનમાં તલ્લિન થઇ જાઓ. વાણીમાં જપની ધારા અને હૃદયમાં તે મૂર્તિનું ધ્યાન એવો ક્રમ આગ્રહથી ચલાવો. દિવસે પણ નવરા પડો ત્યારે ઇષ્ટમંત્રનો જપ કર્યા કરો. આ પ્રમાણે કર્યાથી સહુ સારાં વાનાં થશે.

+ + + બીજું એ કરો કે, જ્યારે તમને નિદ્રા આવવા જેવું લાગે અને સુઇ જાઓ ત્યારે આ પ્રમાણે ભાવના કરીને સુઇ જાઓ. તમારા ઇષ્ટદેવ અથવા આપણું અને આ જગતનું અખંડ પરિત્રાણ કરનાર પરમાત્મા જાણે તમારા માથા આગળ બેઠા છે, તમે તેમના ખોળામાં માથું મૂકો છો અને તે તમારા મસ્તક ઉપર હાથ મૂકે છે, અને તેમના ખોળામાં માથું મૂકીને તમે પૂર્ણ, સંપૂર્ણ નિશ્ચિતપણે શાંતિથી ઉંઘી જાઓ છો. તમારા શરીરને અને મનને તથા તમારા ગૃહધન આદિ પદાર્થોને તે દયાળુ અને આપણી અખંડ સંભાળ લેનાર ઇશ્વર સંભાળે છે, એવો તેમનામાં દૃઢ વિશ્વાસ રાખીને કંઇપણ વિચાર કર્યાવિના ઉંઘી જાઓ.

× × + આ જગતમાં બે જ વસ્તુઓ વિદ્યમાન છે, સર્વવ્યાપક ઇશ્વર અને તેમના સ્વરૂપમાં રહેલા આપણે. તો કહો કે હવે ભયનું કારણ શું છે અને ક્યાં છે ? જ્યાં જોઇએ ત્યાં આ પરમાત્માનો નિવાસ છે તો પછી આપણે હવે ભય કોનો ધરવાનો રહે

છે ? સર્વત્ર પરમાત્મા વસેલા હોવાથી આ જગતમાં ભય શાનો હોય, શાને ? ભય એ મિથ્યા મનોકલ્પિત વસ્તુ છે તેને આ સદ્‌વિચારે અંતરમાંથી કાઢી નાખો અને સર્વવ્યાપક પરમાત્માના સ્વરૂપમાં આનંદથી રમતાં પ્રાપ્ત કર્તવ્યને કરતાં પ્રસન્ન રહો.

+ + + વળી નીચેની અથવા તેના ભાવની બીજી કડીઓ પણ સૂતી વખતે યોગ્ય જણાય તો રોજ બોલજો.

બહાર અને મુજ હૃદયમાં, આપ રહ્યા જગદીશ,
સુખશાંતિ પ્રભુ ! આપજો, તવ પદ નામું શિષ.
સચ્ચિત આનંદ આપ છો, દયાળુના આગાર,
કરુણાદૃષ્ટિ હું પ્રતિ, કરજો પ્રાણાધાર.
આપ વસ્યા મુજ અંતરે, શાનો ભય પછી હોય,
પાળો પોષો મુજને, કરે હાનિ કેમ કોય.
ભય ચિંતા મિથ્યા પ્રભુ ! ઉપજે અંતરમાંહ્ય,
આપ રહેલા ઉરમાં, શમાવજો જગરાય.
છું શરણે પ્રભુ આપના, પ્રણમું વારંવાર,
હાથ ગ્રહી ઉતારજો, આ ભવસિંધુપાર.

——થયું. આ પ્રમાણે આપણા પૃથક્ અભિમાનના ત્યાગપૂર્વક દઢ શ્રદ્ધાભક્તિપૂર્વક પરમાત્માના ચરણે રદીને ગદ્‌ગદિત કંઠે તેમની પ્રાર્થના કરી એટલે પછી ભય કે ચિન્તા કંઇ જ ન રહે. પછી બીજો વિચાર જ શાનો ઉઠે ?



# अनलहक तुं कहातजा.



ગઝલ.

તુઝે હૈ શોખ મીલનેકા, હરદમ લો[૧] લગાતા જા,
જલાકર ખુદ તુમાઈકો[૨], ભસમ તનપર લગાતા જા.
પકડકર ઇશ્કકા[૩] ઝાડુ, સફાકર યે જરે[૪] દીલકો,
દુઈકી[૫] ધૂલકો લેકર, મુસલ્લે પે[૬] ઉડાતા જા
મુસલ્લા[૬] છોડ, તસ્બી[૭] તોડ, કીતાબા[૮] ડાલ પાની મેં,
પકડ દસ્તો પરસ્તોકો[૯], ગુલામ ઉ કા કહાતા જા
ન મર ભુખા, ન રખ રોજા, ન મસ્જીદ જા, ન શીજદા[૧૦] કર,
વજુંકા[૧૧] તોડ દે કુજા[૧૨], શરાબો[૧૩] શોખ પીતા જા
ન હો મુલ્લા, ન હો બમન, દુઈકી[૫] છોડકર પૂજા,
હુકમ હૈ શાહા કલંધરકા, અનલહક[૧૪], તુ કહાતા જા.

× × × × ×

પૂર્વના અંકમાં અમે 'ખુદા અને ખલક,' એ નામની એક કવિતા આપી તેનો અર્થ કર્યો હતો જે ઘણા વાંચનાર પસંદ પડી હતી આ એક તેવી જ બીજી અનુભવી પુરૂષની ગઝલ છે, જે અમે તે જ સજ્જનને મોઢેથી સાંભળી હતી આથી વધારે બીજી ગઝલો તેમને હવે ખબર નથી, તથા તે ક્યા પુસ્તકમાં છે, તે સંબંધમાં પુછતાં પણ તેમને ખબર નથી અને તેમણે પણ કોઈને મોઢે જ તે સાંભળેલી, એમ કહ્યું હતું.

જો તને ખુદાને મળવાનો શોખ અથવા ઇચ્છા હોય તો તુ તેની સાથે હરદમ એટલે અખંડ લો એટલે પ્રીતી જોડતો જા. તેમની ભકિત કરતો જા. તેમની સાથે અખંડ પ્રેમ બાંધતો જા અને ખુદા સાથે આ પ્રમાણે પ્રેમ બાંધીને, તુ આ તુમાઈ એટલે માયાને બાળી દે અને તેની ભસ્મને તારા શરીરઉપર લગાડતો જા, અર્થાત્ આ સંસારરૂપી માયા-મોહને તુ બાળી દે, અને તેની ભસ્મ શરીરઉપર લગાડીને તુ સાચો વિરક્ત થા. આ સંસારનો મોહ છોડ, અને ઇશ્વરમાં પ્રીતિ જોડ, એમ કહેવાનો ભાવ જણાય છે. અને તારા હાથમાં ઇશ્ક એટલે પ્રેમભકિતનું ઝાડુ એટલે સાવરણી પકડીને તે વડે મનમાં રહેલા જરને અર્થાત મેલને સાફ કર, કાઢી નાખ, અને મનને નિર્મળ કર, પવિત્ર કર મનને

૧ લો=પ્રેમ ૨ તુમાઇ=માયા ૩ ઇશ્કકા=પ્રેમનુ, ભક્તિનુ ૪ જર=મેલ. ૫ દુઇકી=દ્વૈતની ૬ મુસલ્લા=કર્મકાંડ ૭ તસ્બી=માળા ૮ કીતાબ=પુસ્તક, શાસ્ત્ર ૯ પરસ્તોકા=મહાપુરુષનો સદ્ગુરુનો ૧૦ શીજદા=પ્રાર્થના (prayer) ૧૧ વજુંકા=પાણીનો ૧૨ કુજા=પાણીનો કુલે લોટો ૧૩ શરાબ=દારૂ અમૃત ૧૪ અનલહક=ખુદા, ઇશ્વર, બ્રહ્મ

પવિત્ર કરવાનાં બીજાં ઘણાં સાધનો છે, પણ પરમેશ્વરની ભક્તિ એ, સર્વથી મોટું અને ઉત્કૃષ્ટ સાધન છે, એ દર્શાવે છે. ભક્તિથી હૃદય જેવું વિશુદ્ધ, નિર્મલ અથવા પવિત્ર થાય છે, તેવું બીજા કશાથી થતું નથી. કવિ કહે છે, કે પ્રથમ ઇશ્વરની સાથે અખંડ પ્રીત કર, તેમનું અખંડ સ્મરણ કર, અને માયા, મોહને બાળીને વિરક્ત થા. તથા પરમેશ્વરની ભક્તિવડે તારા અંતરને નિર્મલ, મલરહિત કર. પછીથી દુઇકી એટલે દ્વૈતની ધૂણીને લેઇને તેને કર્મકાંડ ઉપર ઉડાડતો જા. અર્થાત્ દ્વૈતવાદને છોડીને અદ્વૈત વસ્તુને ગ્રહણ કરીને કર્મ માત્રને ત્યજી દે. ભગવાન્ શંકરાચાર્ય કહે છે, કે વસ્તુ સિદ્ધિ વિચારેણ ન કર્મ કોટિભિ:–તે પ્રમાણે અદ્વૈત વસ્તુનું ચિંતન કરવાથી જ, નહિ કે કર્મ કરવાથી વસ્તુસિદ્ધિ થાય છે, અર્થાત્ સ્વરૂપની પ્રાપ્તિ થાય છે તેવા જ ભાવનું આ કથન જણાય છે. તું દ્વૈતને છોડી દે, અને કર્મમાત્રનો ત્યાગ કર. મુસલ્લા ફાડ, અર્થાત્ કર્મકાંડ માત્રને તું ફાડી નાખ, કર્મ કરવાને કહેતાં, તથા કર્મનું વિધાન દર્શાવનારાં શાસ્ત્રોને તું ફાડી નાંખ. તસ્બે તોડ, અર્થાત્ માળાને તોડી નાખ. આ અધિકારે પહોંચેલા પુરુષને પછી માળાની શી જરૂર છે? અને કિતાબાં ડાલ પાનીમેં, અર્થાત્ શાસ્ત્ર માત્રને પાણીમાં નાખી દે. અનુભવ આગળ શાસ્ત્રની શી જરૂર છે? જ્યાં સુધી મનુષ્ય શાસ્ત્ર જ વાંચ વાંચ કરે છે, ત્યાં સુધી જ તેની મહત્તા તેને લાગે છે; પણ જ્યાં તે અનુભવના પ્રદેશમાં ઉતરે છે, ત્યાર પછી તેને શાસ્ત્રની જરૂર રહેતી નથી. આપણા કોઇ સ્નેહી આપણા ઉપર કાગળ લખીને મોકલે, અને તે વાંચીને તેમાં લખેલી વાત જાણીને જેમ આપણે તે કાગળને ફાડી નાખીએ છીએ અથવા તો ફેંકી દઇએ છીએ, અને કંઇ ફરી ફરી તેને વાંચતા નથી, પણ એક વખત તેનો અર્થ જાણી લીધો એટલે પછી આપણે તેની ઉપેક્ષા કરીએ છીએ. તે પ્રમાણે શાસ્ત્રના અર્થને સમજી લીધા, તેનું તાત્પર્ય લક્ષમાં લીધું, કે લક્ષમાં આવ્યું, એટલે પછી અનુભવવાળી સ્થિતિમાં અથવા દશામાં શાસ્ત્રોની જરૂર રહેતી નથી. આ દશાવાળો પુરુષ શાસ્ત્રની ઉપર જઇને બેસે છે, અને તેને પછી શાસ્ત્રો વાંચ વાંચ કરવાની કડાકુટ રહેતી નથી. આવો કંઇક કહેવાનો આ કવિનો ભાવ જણાય છે. દસ્તો એટલે હાથ અને પરસ્તોંકા એટલે મહાપુરુષનો, અનુભવી પુરુષનો અર્થાત્ મહાપુરુષ અથવા સદ્‌ગુરુનો હાથ પકડ, અને તેમનો ગુલામ, દાસ, શિષ્ય અથવા સેવક કહેવડાવતો જા. મહાપુરુષને શરણે જા, તેમની શુશ્રૂષા કર, અને તેમનો શિષ્ય થઇ રહે. ત્યારે પછી એકાદશી જેવા ઉપવાસ ફલાહાર કરીને કરવાની પણ જરૂર નથી. ત્યારે તદન ભુખ્યા રહીને રોજા પણ કરવાની જરૂર નથી. ત્યારે પછી મસજીદમાં અથવા મંદિરમાં જવાની પણ જરૂર નથી. ત્યારે પછી કોઇની પ્રાર્થના કરવાની પણ જરૂર નથી. ત્યારે બાંગ પોકારવાની, કે નિમાજ પઢવાની પણ પછી જરૂર નથી. આ બધી ક્રિયાઓરૂપ પાણીના કુજાને અર્થાત્ લોટાને તું ફોડી નાખ. અંત શોખથી તું શરાબ, દારૂ, અમૃત, અનુભવામૃત પીતો જા. આ અનુભવામૃત અથવા અનુભવરૂપી શરાબ જ મનુષ્યને અજબ ખુમારી આપે છે, અજબ મસ્તી આપે છે, તેનામાં વિલક્ષણ આનંદને પ્રકટાવે છે. ત્યાર પછી નથી તો મુક્ત થવાની જરૂર, કે નથી તો શાબિત થવાની જરૂર. ત્યારે તો દેહભાવની પૂજા છાડીને હું ખુદા છું, હું ઇશ્વર છું, બ્રહ્મ છું, એ પ્રમાણે જ અખંડ બોલવાનું છે. આ પ્રમાણે હું બ્રહ્મ છું, એ પ્રમાણેની અખંડ ભાવના કરતાં તેતન્મય થઇ રહે છે, તેને પછી જગતમાં કંઇ જ કર્તવ્ય રહેતું નથી, એ આ કવિનો કહેવાનો ભાવ છે.

# હિંદુસ્થાનનો ઉદ્ધાર અને તે સંબંધમાં ચર્ચા.

૧—— હિંદુસ્થાનનો ઉદ્ધાર અથવા અભ્યુદય, એ સંબંધમાં તમારો શું અભિપ્રાય છે ?

૨—— હિંદુસ્થાનનો એટલે કોનો ? એવો પ્રશ્ન હું તમને તમારા પ્રશ્નના ઉત્તરમાં પૂછું છુ.

૧—— હિંદુસ્થાનનો એટલે મુંબઇ ઇલાકો, મદ્રાસ ઇલાકો બંગાળા, સંયુક્ત પ્રાંતો વગેરે સર્વ વિભાગનો અભ્યુદય તે.

૨——પરંતુ જુદા જુદા ઇલાકાનો અભ્યુદય એટલે શું ?.

૧——તે ઇલાકામાં રહેતા મનુષ્યોનો.

૨——ઠીક. મારે એ જ ઉત્તરની જરૂર હતી અને મારે એ જ ઉત્તર તમારી પાસે કઢાવવો હતો. તો હવે મને એ જવાબ આપો, કે આ મનુષ્યોનો અભ્યુદય અથવા ઉદ્ધાર એટલે શું ?

૧ —— તેમને સ્વતંત્રતા મળે એ તેમનો અભ્યુદય.

૨——ના એટલા જવાબથી નહિ ચાલે, તમે એટલું કહો, કે એ સ્વતંત્રતા શાને માટે જોઇએ છીએ ? સ્વતંત્રતાની શાને માટે જરૂર છે ?

૧ —— પ્રજા સુખી થાય તેટલા માટે.

૨ ——બહુ સરસ ઉત્તર. તો હવે મને તમે કહો, કે સુખ એ શી વસ્તુ છે ?

૧ —— પરતંત્રતામાં દુઃખ છે અને સ્વતંત્રતામાં સુખ છે, જેથી પરતંત્રતાથી છુટવું એ સુખ છે, અને તેમાં રહેવુ એ દુઃખ છે.

૨—— બહુ સારૂં, તેવા સ્વતંત્ર કોઇ દેશો દુનિયામાં હશે ?

૧—— હા અમેરિકા, ફ્રાન્સ વગેરે ઘણાએ છે કે જ્યાં પ્રજાસત્તાકરાજ્ય છે, અને જ્યાં પ્રજા સ્વતંત્ર છે, અને સુખી છે.

૨——ઠીક, ત્યારે તે દેશોમાં પ્રજાને સંપૂર્ણ સુખી હશે નહિ વારુ ?

૧——હા, પુર્ણ સુખી.

૨— —તમે મારા પ્રશ્નનો બરાબર સમજ્યાવિના જ ઉત્તર આપી દીધો. મારૂં એ પૂછવુ છે, કે તેમને સુખને માટે ત્યારે કોઇ પ્રયત્ન કરવા પડે છે ખરા? અથવા દુઃખજેવી કોઇ વસ્તુ તે પ્રજામાં છે ખરી ? કારણ કે તમારા કહેવા પ્રમાણે જો તે પૂર્ણ સુખી હોય તો તેમને સુખને માટે કંઇ કર્તવ્ય શેષ ન રહેવું જોઇએ. તે તેવા પૂર્ણ સુખને પ્રાપ્ત થઇને શાંતિથી કૃતકૃત્ય સરખી અથવા જીવનમુક્ત જેવી હોવી જોઇએ, અથવા તેમના જેવું જીવન ગાળતી હોવી જોઇએ, એમ તમારા કહેવા ઉપરથી સમજી શકાય.-

૧——કૃતકૃત્ય અને જીવન્મુક્ત એ શી વસ્તુ છે તે હું જાણતો નથી, અને તેથી તેવા મનુષ્યો કેવી પ્રવૃત્તિ કરતા હશે, અથવા શાંતિથી બેસી રહેતા હશે, કે શું કરતા હશે તેની મને ખબર નથી. એવી ન સમજાય તેવી શાસ્ત્રની વાતોને સમજવાને હું વ્યર્થ પ્રયત્ન કરતો નથી. પણ તમારા પ્રશ્નના ઉત્તરમાં એટલું જ કહું છું, કે તે અખંડ ઉદ્યોગી છે, અને અખંડ પ્રવૃત્તિવાળી છે.

૨——ત્યારે તમારા કહેવા ઉપરથી એટલો અર્થ સ્પષ્ટ નીકળે છે, કે તે પ્રજાઓ સ્વતંત્ર છતાં તેમને જેમ તમે ધારો છો તેમ સંપૂર્ણ સુખ તો નથી ગણ્યું, પણ તેમને સુખને માટે, શાંતિને માટે અખંડ પ્રવૃત્તિ કરવી પડે છે. જો તે પૂર્ણ સુખી હોય તો આવી પ્રવૃત્તિ શાને માટે સેવે ? ભુખ્યો મનુષ્ય રાંધે પણ જમેલો મનુષ્ય શા માટે ચૂલો સળગાવી રાખવાનો પરિશ્રમ કરે ? તેથી આ લોકો અખંડ પ્રવૃત્તિશીલ છે, તે એ દર્શાવે છે કે તેમની સુખની ભુખ ભાગી નથી. તાત્પર્ય કે જે સ્વતંત્રતા મળવાથી પ્રજાને સંપૂર્ણ સુખ મળશે એમ તમે જે કહો છો, તે યોગ્ય નથી એમ કહો, કે આ દેશની પ્રજા અમેરિકા ફ્રાન્સ જેવી પ્રજાસત્તાક રાજ્યવાળી થશે, એટલું જ, પણ સુખને માટે તો તેમને તેમની પેઠે પ્રવૃત્તિ કરવાની ઉભી જ રહેવાની, નહિ વારુ ?

૧——હા. તેમના જેવી આપણી પ્રજાને સ્વતંત્રતા પ્રાપ્ત થશે અને તેમના જેવી તે બાબતમા તે સુખી થશે સંપૂર્ણ સુખી તો નહિ જ.

૨——ત્યારે તમારા મુખે જ એ વાર્તા કબૂલ થાય છે, કે રાજકિય સ્વતંત્રતા મળવાથી પ્રજા સુખી થશે. પણ સંપૂર્ણ અંશમા તો સુખી નહિ થાય. પણ માત્ર તે અંશમાં સુખી થશે, અને તેને સુખને માટે પ્રયત્ન કર્તવ્ય રહેશે; તથા તેનાં બીજાં દુઃખો પણ ઉભાં રહેશે, અને તેને દૂર કરવાને માટે પણ તેને પ્રયત્ન કર્તવ્ય રહેશે.

૧——રાજકિય સ્વતંત્રતા મળવાથી પ્રજા એક અંશમાં નહિ પણ ઘણા અંશમાં સુખી થશે કારણ, કે આજે પ્રજાની ઘણી ઘણી બાબતોમા પ્રજાનો વિકાસ થતો રાજકિય પરતંત્રતાને લીધે અટકે છે અને આ પરતંત્રતા ટળવાથી આ પ્રકારના વિકાસ કરવાને પ્રજાને સુગમતા થશે.

૨——ઠીક, એક અંશમાં નહિ પણ ઘણા અંશમાં પણ આજથી આવી પરતંત્ર સ્થિતિમા આ બીજા પ્રકારનો વિકાસ પણ જો આપણે કરવા હોય તો શું નથી કરી શકીએ એમ ? હા. કેટલીક બાબતો એવી છે કે જેમાં સરકાર આડે આવે અથવા આડે આવતી પણ જે ઘણી બાબતો તમે ગણાવો છો તેમાંની કેટલીક બાબતો સંબંધી વિકાસ આજની પરતંત્ર સ્થિતિમાં પણ પ્રજા ધારે તો કરી શકે.

૧——તમારૂ કહેવું મને સ્પષ્ટ થતું નથી, માટે દૃષ્ટાંત આપીને સમજાવો તો સમજાય.

૨——ઠીક, તુએ હાલની સરકાર આપણને જે જોઇએ છે તે કેળવણી આપતી નથી. પણ જો આપણે સ્વતંત્ર હોઇએ તો પ્રજાને આપણી ઇચ્છાનુકૂલ કેળવણી આપણે આપી શકીએ એમ તમે કહો છો. પરંતુ તે તો આજે પણ કયાં બને તેમ નથી ? આજની

પરતંત્ર સ્થિતિમાં પણ આપણે આપણી પ્રજાને જો ધારીએ તો ઇચ્છાનુસાર કેળવણી આપી શકીએ છીએ. અને આ પ્રમાણે એવી ઘણી બીજી બાબતો છે, કે જે આપણે હાલની પરતંત્ર સ્થિતિમાં પણ ધારીએ તો સિદ્ધ કરી શકીએ તેમ છે.

૧——શું ત્યારે અમારે અથવા જે લોકો આ પ્રકારની ચળવળ કરે છે તેમણે તે પ્રમાણે ન કરવું ?

૨— — તે પ્રમાણે ચળવળ ન કરવી, એમ મારા કહેવાનો ભાવ જ નથી. તમે જે કરો છો તે યોગ્ય જ કરો છો; પણ એથી સર્વ અંશમાં પ્રજા સુખી થઇ જશે, તે સંપૂર્ણ સુખી થઇ જશે, તેને સુખને માટે પછી કંઇ કરવાનું જ નહિ રહે, અથવા દુઃખને ટાળવાને તેને કંઇ જ કર્તવ્ય નહિ, રહે એમ જો તમે માનતા હો તો તે યોગ્ય નથી; અને મારા કહેવાપ્રમાણે માનીને જ તમે પ્રવૃત્તિ કરતા હો તો તે સર્વ રીતે યોગ્ય જ છે.

વારૂ ! આજ પાંત્રીશ વર્ષથી તો તમે લોકો આ પ્રકારની રાજકિય સ્વતંત્રતા મેળવવાને પ્રયત્ન કરો છો, હવે તમે જે સ્વતંત્રતા મેળવવા ધારો છો તે છ બાર મહિના જેટલા સમયમાં તમને મળશે ખરી ?

૧——હા. અમને તો લાગે છે, કે તેટલા વખતમાં તે મળી પણ જાય.

૨——ફ્રાન્સ અને અમેરિકા જેવી સ્વતંત્રતા કેટલા વખતમાં મળશે. ?

૧——ના. તેવી તો નહિ, પણ કેટલીક સ્વતંત્રતા મળશે અને થોડા ત્રાસ પ્રજાના ઓછા થશે, તેવી સ્વતંત્રતા મળવાને તો વાર લાગે.

૨——વાર એટલે કેટલી ? બે પાંચ વર્ષ કે વધારે ?

૧—— ના તેથી વધારે, વખતે બીજાં આટલાં વર્ષ પણ નીકળી જાય.

૨— — ત્યારે પોણોસો વર્ષના પ્રયત્નના પરિણામે તમે પ્રજાને રાજકિય સ્વતંત્રતા અપાવી શકશો, અને તેમ કરીને તમે પ્રજાને અમુક બાબતમાં સુખી કરી શકશો.

૧——આ બધું કહીને તમે શું કહેવા ધારો છો, અથવા શું જણાવવા ઇચ્છો છો ?

૨——બીજું કંઇ જ નહિ, પણ માત્ર એટલું જ, કે પચાશ પોણોસો વર્ષના પરિશ્રમને અંતે અને લાખો રૂપિયાના અને લાખો મનુષ્યોના ભોગે તમે પ્રજાને રાજકિય સ્વતંત્રતા અપાવી શકશો, એ જ મારે માત્ર તમારી દૃષ્ટિએ લાવવાનું છે. અને તે પછી પણ શી સ્થિતિ થશે તે તમે જાણો છો ?

૧——ના. શી સ્થિતિ થશે ?

૨——તે પછી જે સ્થિતિમાંથી આ બીજા દેશો પસાર થયા છે, તે સ્થિતિમાંથી આપણો દેશ પણ પસાર થશે

૧— —તે સ્થિતિમાંથી પસાર થશે એટલે શું થશે અને કેવી રીતે ? અને તેટલા માટે શું અમારે પ્રવૃત્તિ ન કરવી ?

૨——પ્રવૃત્તિ ન કરવી એમ તો હું કહેતો જ નથી તમારે માટે તે યોગ્ય જ છે પણ તેનુ સ્વરૂપ જ મારે માત્ર તમારી દૃષ્ટિમાં લાવવુ છે. હવે સાંભળો, તેવી પૂર્ણ સ્વતંત્રતા મળ્યા પછી આપણે સાં પ્રેસીડેન્ટ નીમવાની ધમાલ શરૂ થશે અને આજના જેટલા જ વેગથી પ્રજા તે વખતે તે કાર્ય કરશે. બંગાળીઓ મુસલમાનો, દક્ષણીઓ, ગુજરાતીઓ, અને પંજાબીઓ પોત પોતાના પક્ષનું બે થશે અને માજે કરીને આયર્લેન્ડ જેમ ઇંગ્લંડથી પ્રયત્ન કરીને છુટું પડયુ છે તેમ આપણા દેશમા પણ જુદા જૂદા પ્રાંતો એક બીજાથી સ્વતંત્ર થવાને પ્રયત્ન કરશે તે વખતે પણ તે ચળવળ આજના જેટલી જ મહત્તાવાળી જ રહેશે. જુઓને આયર્લેન્ડમા તેને માટે કેટલી પ્રવૃત્તિ રહેતી હતી

૧——આ કહીને તમે શું કહેવા ઇચ્છો છો ?

૨——હું એ જ કહેવા ઇચ્છુ છુ, કે જે સ્વતંત્રતાને માટે તમે જીવતોડ પ્રયત્ન કરી રહ્યા છો, તે સ્વતંત્રતા તો દૃષ્ટિમર્યાદા જેવી છે, અને તમે જેમ જેમ પાસે જાઓ છો, તેમ તેમ તે દૂર અને દૂર જતી જાય છે જો જો એ લક્ષમા રાખજો, કે હુ તમને આ પ્રકારની પ્રવૃત્તિ ન કરવાનુ તો કહેતો જ નથી, આ પ્રમાણે આ જ એક પ્રશ્નને આયર્લેન્ડ જેવી સ્થિતિ આપણા દેશના જુદા જુદા પ્રાંતોની ન થાય ત્યાં સુધી પ્રજા રસથી ચર્ચશે તે પછી અથવા તે દરમીઆનમાં પણ જર્મની જેવી કે જાપાન જેવી બળવાન પ્રજા કેમ જાણ્યું, કે તમારો ગ્રાસ નહિ કરી જાય ? કારણ કે બળવાન રાજ્ય નિર્બળ રાજ્યને ગળી જાય છે, એ અનાદિ કાળથી ચાલતુ આવ્યુ છે

૧——ના, તે પ્રમાણે નહિ બને કારણ કે તે વખતે સ્વતંત્ર થએલુ હીંદુસ્તાન પોતાના રક્ષણના યોગ્ય ઉપાયો શોધી કાઢશે, અને તેને અમલમાં મૂકશે

૨——મારે, એ જ તમારી પાસેથી ઉત્તર કઢાવવું હતુ, કે આ પ્રમાણે આ રાજકિય પ્રશ્નનો આજે જ, કે પાંચ પચીશ વર્ષમા ઉકેલ આવશે એમ નહિ, પણ, તે કાયમનો રહેશે. અને આ પ્રમાણે માત્ર આ જ પ્રશ્નનો ઉકેલ લાવવામાં પ્રજા ગુંચવાતી હોવાથી તે આજની પેઠે ઉન્નતિની બીજી દિશામા પ્રવેશ કરી શકશે નહિ. કહેવાનુ તાત્પર્ય એ જ છે, કે તમે લોકો જે પ્રશ્નનો ઉકેલ આજ કે થોડા વર્ષોમા આવે તેવો નથી, તે પ્રશ્નનો ઉકેલ લાવવાને આખી પ્રજાને રોકો છો, તે જ તેમનો ધ્યેય બનાવો છો અને બીજી દિશાઓ તિ તેમનુ અલક્ષ કરાવો છો, અથવા બીજી દિશાઓપ્રતિ તમારી પ્રવૃત્તિથી પ્રજાનું અલક્ષ થાય છે

૧——શું ત્યારે અમને જે યોગ્ય જણાય તે કર્તવ્ય ન કરવું ?

૨——એવો તમારા પ્રશ્નને અવકાશ જ ક્યાં છે ? એ તો હું એકથી અધિક વખત કહેતો આવ્યો છુ, કે તમારે તો તે પ્રમાણે કરવુ, અને તે જ હિતાવહ છે, પરંતુ તમે જે એમ માનો છો, કે માત્ર આ જ એક કર્તવ્ય છે, તે જ દુઃખમાત્રનો અંત આણનાર છે, તમામ મનુષ્યોએ તેમાં જ બળવુ જ જોઇએ અમે જ દેશનું સાચુ હિત કરીએ છીએ, અને જે અમારી સાથે નથી બળતા તે દેશદ્રોહી છે, અથવા તો કંઇ સમજતા નથી અને મૂર્ખશિરોમણિ છે એમ જો તમે માનતા હો તો તે યોગ્ય નથી એમ અમારૂ કહેવુ છે

૧——હા, તે તો આપનુ કહેવુ અમને સમતજ છે.

૨——હા, મારું તે જ તમને કહેવું છે પ્રજાની ઉન્નતિ, સાચી અને ચિરસ્થાયી ઉન્નતિનો માત્ર આ જ એક માર્ગ છે અને બીજો માર્ગ નથી એમ નહિ; તથા પ્રજાના સુખને માટે માત્ર આટલું જ કર્તવ્ય છે, અને બીજું કંઇ કર્તવ્ય નથી, એમ નથી જ. આ પ્રકારનું તમે માનો છો તેનું કર્તવ્ય અમુક મનુષ્યોએ જ કરવું જોઇએ; કારણ, કે દેશહિતની અને પ્રજાનું સાચું અને ચિરસ્થાયી હિત કરનાર બીજી બાબતોપ્રતિ બીજા જોતા હોય તો તે પણ પ્રજાનું હિત જ કરે છે, એમ માની બીજા દેશદ્રોહી અથવા મૂર્ખ છે, એમ તમારે માનવું ન ઘટે.

જુઓ, તમે માનો છો, કે દેશનું હિત આ જ માર્ગથી થશે. પણ તે જ પ્રમાણે બીજા માને છે, કે દેશનું કલ્યાણ બીજા માર્ગોએ થશે. જેમ તમારા માર્ગને માટે તમારી પાસે કારણો છે, તેમ બીજાની પાસે પણ તેમના માર્ગના તેટલાં જ સબળ કારણો છે પણ તમારે તે ક્યાં સાંભળવાં છે, કે તમારે ક્યાં તેનાપ્રતિ દૃષ્ટિ કરવી છે! તમે જ એકલા વિચારશીલ છો અને બીજા વિચારાંધ છે, એ પ્રમાણે ન માનવાં.

૨——તમારૂં કહેવું, મને બરાબર સ્પષ્ટ થતું નથી તેથી તેને સ્પષ્ટ કરો તો સારૂં.

૧——સ્પષ્ટ થશે જ તમે આ ચર્ચા આજે ઉપાડી છે તો બધું સ્પષ્ટ થશે જ.

૨——જુઓ, એક મનુષ્ય માને છે, કે પ્રજાને જ ઉન્નત કરવાને આટલો જ પરિશ્રમ કરવામાં આવે, પ્રજાને શરીરથી, મનથી, આત્માથી, નીતિથી ચારિત્ર્યથી, વિદ્યાથી અને એવી એવી બીજી ઘણી બાબતોથી ઉન્નત કરવાનો પ્રયત્ન આટલા જ જેમથી કરવામાં આવે તો પ્રજા આ સર્વથી ઉન્નત થતાં તે પરતંત્રતામાંથી સહજ છુટશે, અને તેની સાથે તેનું જીવન અધિક સુખી થશે

૧——પણ આવી બાબતોમાં સરકાર આડે આવે છે, તેથી તો અમે રાજકિય સ્વતંત્રતા મેળવવાને પ્રયત્ન કરીએ છીએ.

૨——ના ના, સર્વ બાબતોમાં તે આડે આવે તેમ નથી. આપણા ઘરમાં રહીને વ્યાયામ કરીને શરીરને બળવાન્ કરતાં તે શી રીતે આડે આવી શકે તેમ છે? નીતિ અને સદાચારને રસ્તે ચાલતાં તે શી રીતે આડે આવી શકે તેમ છે? તેને ઘરને ખુણે રહીને ઇશ્વરની ભક્તિ કરી હોય તો તે શી રીતે આડે આવી શકે તેમ છે? અને તે છતાં કેટલીક બાબતો એવી પણ છે કે જેમાં સરકાર આડે આવી શકે તેમ છે, તો તેનો માર્ગ કંઇ નથી નીકળી શકે એમ નહિ. ઠીક. આ મારા વિચારો કદાચ તમને વિચિત્ર લાગશે પણ મારા કહેવાનો ભાવ એ છે, કે બીજી તમામ દિશાઓપ્રતિ દૃષ્ટિ બંધ કરવામાં આવે છે અને પ્રજાના બીજા વિકાસપ્રતિ અલક્ષ કરવામાં આવે છે આ પ્રકારના પ્રયત્નથી એ થશે, કે પ્રજારૂપી શરીરનો એક અવયવ ખીલશે પણ તેના બીજા બધા અવયવો નિર્બળ થઇ જશે. એકલો હાથ કે એકલો પગ મજબુત થશે, પણ જીગર, કાન, નેત્ર, મગજ વગેરે તેના સર્વ અવયવો સુકાઇ જશે, અને નિર્બળ પડી જશે. પ્રજાનો વિકાસ એટલે તેના શરીરના તમામ અવયવોનો વિકાસ તે. અને આવા સર્વ અવયવના વિકાસવાળી પ્રજા જ સુખી થઇ શકે છે, તથા તેનો અભ્યુદય ચિરસ્થાયી અર્થાત્ લાંબો વખત ટકે તેવો હોય છે.

( અપૂર્ણ )

॥ ॐ શ્રીં ॥

# सनातन धर्मसर्वस्व.



उपोद्घात.

જગતના તમામ ધર્મોકરતા આર્યાવર્ત અર્થાત્ હીંદુસ્થાનનો સનાતન ધર્મ જુનો અને ઉત્કૃષ્ટ અને સર્વથી વિશાલ, બૃહત્ છે આ સનાતન ધર્મના નામથી ઓળખાતા અથવા પ્રચલિત ધર્મમા જગતના સર્વ ધર્મો આવી જાય છે તેથી તે બ્રહત્ અર્થાત્ વિશાલ છે. વળી સનાતન ધર્મનુ જે સ્વરૂપ જોવામાં આવે છે, તે એટલુ તો ઉચુ અને એટલુ તો શિખરસ્થિત છે, કે જગતના બીજા ધર્મોનું સ્વરૂપ તેટલું ઉત્કૃષ્ટ અને તેટલુ શિખરસ્પર્શી જોવામા આવતુ નથી જગતમાં એક સનાતનધર્મની જ ધ્વજા સર્વથી ઉચે ઉડે છે વળી જગતના બીજા ધર્મોની અમુક સેમ પૂર્વે ઉત્પત્તિ થએલી જોવામા આવે છે જ્યાર આ સનાતનધર્મ આદિ અનાદિ છે, જેથી તે સર્વથી પ્રાચીન છે આ વિના આ ધર્મની શ્રેષ્ઠતાના અથવા ઉત્કૃષ્ટતાના બીજા પણ કારણો છે પણ આપણે સ્વલ્પમા માત્ર ત્રણ જ જણાવ્યા છે

જે લોકો આ સનાતનધર્મને ન માનતા હોય, તેમને આ કથન અતિશયોક્તિ- ભરેલું લાગશે જ, તો તેમની હું ક્ષમા માગી લઉ છુ; અને તેમને કહુ છું કે તેમણે જે ધર્મ પોતે પાળતા હોય, કે માનતા હોય, તે ધર્મને ભલે સર્વોત્કૃષ્ટ માનવો પોતાના ધર્મને બીજાનાથી ઉત્કૃષ્ટ માનવાની પ્રત્યેકને છુટ છે આ છુટ હુ બીજાને પ્રથમ આપીને જ મારો સનાતનધર્મ સર્વોત્કૃષ્ટ છે, એમ હું માનવાની છુટ લઉં છું.

સનાતનધર્મનુ સ્વરૂપ એટલું બૃહત્ અને એવુ અટપટુ છે, કે તેને યથાર્થ અથવા સંપૂર્ણરીતે પૂર્ણ પદને પહોચેલા તત્ત્વવિદ્ મહાત્માઓ અથવા મહાપુરુષો જ સમજી શકે તેમ છે. અનુભવવિના આ સ્વરૂપ લક્ષમા આવે તેમ નથી આ ધર્મના વિવિધ નિગૂઢ રહસ્યો માત્ર અનુભવી પુરુષો જ સમજી શકે તેમ છે. તેમ છતાં જેમને અનુભવ નથી અર્થાત્ જેમણે આત્માસાક્ષાત્કાર કે ઇશ્વરનો સાક્ષાત્કાર કર્યો નથી, તેવા પુરુષો આ સનાતન ધર્મનુ સ્વરૂપ સમજી શકવાને અનધિકારી છે. અથવા તો આવા મહાપુરુષના અનુગ્રહપાત્ર તેમના શિષ્યો આ સ્વરૂપને સમજી શકવાના અધિકારી છે અથવા તો પૂર્વના પુણ્ય સંસ્કાર બસે જેમની મતિ અતિ વિશુદ્ધ અને ધર્મના સત્સંસ્કારવડે પુનિત થએલી છે તે આ વસ્તુની ઝાંખી કરી શકે છે. અથવા તો જે આ સનાતન ધર્મનુ શ્રદ્ધાભક્તિથી નિત્ય આગ્રહથી પાલન કરનાર છે, તેવા શ્રદ્ધાસમન્વિત સત્સસ્કારસંપન્ન પુરુષોને પણ આ ધર્મનું સ્વરૂપ અનુકૂલ રૂપમા યથાશક્તિ સમજાય છે આ વિનાના બીજા પુરુષો ભલે કહે, કે અમે તે વસ્તુને સમજીએ છીએ, પણ તે બીચારા ખાંડ ખાય છે અને આ વસ્તુને સમજવાના અનધિકારી છે

આ સનાતન ધર્મનું સ્વરૂપ સમજાવવાને હાલના વખતમાં અનેક મનુષ્યો તરફથી પ્રયત્ન થયા છે. આર્યસમાજીઓ, બ્રહ્મોસમાજવાળાઓ, થીઓસોફીસ્ટો, તથા સુધારાવાળાના નામથી જેમને આપણે ઓળખીએ છીએ તેવા જૂદાં જૂદા પુરુષો તરફથી સનાતન ધર્મનું સ્વરૂપ સ્પષ્ટ કરવાને અને તેને પ્રજાને સમજાવવાને પુષ્કળ પ્રયત્ન થયા છે. આ સર્વ એમ માને છે, કે અમે જ આ સનાતન ધર્મનું યથાર્થ સ્વરૂપ સમજીએ છીએ અને તે સંબંધમાં અમે કહીએ છીએ તે સત્ય છે. પ્રત્યેક પોતપોતાની ઇચ્છાપ્રમાણે તેમાંથી અર્થ કાઢે છે, અને તે પ્રમાણે તે આચાર કરે છે. ઉપર જણાવ્યાપ્રમાણે આ ધર્મનું શરીર તો ઘણું વિશાળ છે, જેથી તેમાંથી જે જોઇએ તે મળી શકે તેવું છે, જેથી આ લોકોને ઇચ્છાનુકૂળ વસ્તુ તેમાંથી મેળવતાં વાર લાગતી નથી. મને લાગતું હોય, કે મૂર્તિપૂજા નકામી છે, તો હું તેવા ભાવના વાક્યો તે વિશાલ ધર્મમાંથી કોઈ ઠેકાણેથી ખોળી કાઢું છું અને તેનો પૂર્વાપર સંબંધ સમજ્યાવિના તેને પ્રમાણભૂત ગણીને મારો પંથ, માર્ગ, કે સંસ્થા ચલાવું છું. આ પ્રમાણે પોતાની ઇચ્છાનુસાર આ ધર્મનું સ્વરૂપ લોકો રચી રહ્યા છે, નહિ કે પોતાના વિચારને તદનુકૂળ કરવાનો તે પ્રયત્ન કરે છે. બીજા કોઇની પાસેથી આ ધર્મનું સ્વરૂપ સમજવાની તે જરૂર જોતા નથી, કારણ, કે પોતે સર્વ સમજે છે, એમ તેમનું મંતવ્ય હોય છે.

આ પ્રમાણે આ ધર્મની આજે દુર્દશા થએલી જોવામાં આવે છે. સહુએ તેને પોતાની ઇચ્છાપ્રમાણે પીંખી નાખ્યો છે, અને તેને વિકૃત કરીને તેની દુર્દશા કરી મૂકી છે.

આ સંબંધમાં, હીંદુધર્મની બાળપોથી, સ્વધર્મસર્વસ્વ, હીંદુધર્મની પાઠમાળા વગેરે પુસ્તકો લખાએલાં છે. તે વિના બીજાં પણ મરાઠી, અંગ્રેજી વગેરે ભાષામાં લખાએલાં હશે. આ પુસ્તકોમાં હીંદુધર્મનું સ્વરૂપ સમજાવવાનો પ્રયત્ન કરવામાં આવેલો છે. મને આ પુસ્તકો અપૂર્ણ જણાયાં છે અને જે ભાવ તેમણે જણાવેલો છે, તેવો ભાવ નથી, પણ તેથી ઉત્કૃષ્ટ અથવા જૂદો ભાવ તેમણે જણાવેલી બાબતોમાં છે, એમ મને લાગે છે. જેથી મેં આ સંબંધમાં એક વિસ્તારવાળો લેખ પ્રશ્ન અને ઉત્તરના રૂપમાં લખવાનો ઇશ્વરેચ્છાથી વિચાર રાખ્યો છે. આ લેખ જો લાંબો વખત લખાય તો તે મહાભારત કરતાં પણ મોટો થવાનો સંભવ છે. કારણ કે વેદ, શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, વગેરે સંબંધી ઘણી બાબતોવિષે તેમાં ચર્ચા આવવાનો સંભવ છે. ભગવદિચ્છાથી શું થાય છે, તે આપણે જોઇએ છીએ. વિવિધ બાબતોસંબંધમાં મારી નિર્મળ મતિ જે લક્ષણા કરી શકે છે, જેવું તેવું સ્વરૂપ સમજી શકે છે, તે હું યથામતિ યથાશક્તિ સ્વલ્પમાં જણાવીશ. કોઇ પણ બાબત જરા પણ હું ક્લિષ્ટ કરીશ નહિ, પણ અત્યંત સરળપણે તે જણાવીશ, કે જેથી સર્વ મનુષ્યો તેને સહજ સમજી શકે.

આજે અંગ્રેજી શાળા કે પાઠશાળામાં સંસ્કૃત શીખીને પોતાને વાંચતાં આવડ્યું એટલે તે શાસ્ત્રી, વેદ, પુરાણ વગેરેનો અર્થ કરવા લાગે છે, અને તે પ્રમાણે કરવાની પોતાની સંપૂર્ણ યોગ્યતા છે, એમ તે માને છે. વળી તે અંગ્રેજો કે પોતાના જેવા વિચારના હીંદુઓના અંગ્રેજીમાં લખેલાં ભાષાંતરો પણ વાંચીને આ સર્વનો અર્થ કરવા લાગે છે. જ્યાં

ન સમજાય ત્યાં અમુકની અમુક ભૂલ છે, એમ તે તરત જ ઠરાવી દે છે. વળી એક બીજા સાથે જ્યાં વિરોધ જણાય ત્યાં તે એક શાસ્ત્રને ખોટું અથવા તો બન્નેને ખોટા ઠરાવે છે પણ વિરોધ જણાતાં છતાં એકવાક્યતા કેવી રીતે રહેલી છે, તે સમજવાની કે જાણવાની બુદ્ધિ નહિ હોવાથી તાત્પર્યને તે સમજી શકતા નથી. આ પ્રમાણે હોવાથી વેદમાં અમુક છે, અને અમુક નથી, સ્મૃતિમાં અમુક છે, અને અમુક નથી, પુરાણમાં અમુક વાર્તા ઠીક છે, પણ બાકીના બધા ગપોડાં છે, આ પ્રમાણે જેને જેમ ફાવે તેમ લોકો તર્ક કરી રહ્યા છે; પણ જે માર્ગે આ સનાતન ધર્મ, શાસ્ત્ર, વેદ પુરાણ વગેરેનું યથાર્થ સ્વરૂપ કે રહસ્ય સમજાય, તે માર્ગમાં તે વળ્યા નથી, અને તેમને વળવું નથી પરંતુ હું કહું છું, કે આ પ્રમાણે કરવાથી આ ધર્મ અને આ વેદ શાસ્ત્રાદિને શી હાનિ થાય તેમ છે ? હાનિ તો જે તેને વિપરિત અર્થમા સમજે છે તેમને જ છે.

આ પ્રમાણે આજે પ્રજામાં ધર્મ અને તે ધર્મનું પ્રતિપાદન કરનાર વિવિધ શાસ્ત્રોના સંબંધમા વિચિત્ર પ્રવૃત્તિ ચાલી રહી છે, તે મારાથી ન સહન થવાથી ઈશ્વરેચ્છાથી આ પ્રયત્ન મે આજે આરંભ્યો છે, જેને પરમાત્મા સફળ કરો, એમ આરંભમાં તેમના પ્રતિ પ્રાર્થના કરીએ છીએ.

અપૂર્ણ.



# समदर्शी के समवर्ती ?

( લેખક—શ્રીયુત કાશીરામ કરસનજી શાસ્ત્રી. )

એક રસાળ પ્રદેશમાં આવેલા શુભ નગરમાં એક સમદર્શી શેઠ નિવાસ કરતા હતા. તેઓના પૂર્વજોના વખતથી જ સુન્દર ઉપવનો ( ઉદ્યાનો ) નો ઉદ્યોગ કરી વૃત્તિ ચલાવવાનો તેઓનો વ્યવસાય હતો. તેમાં સમદર્શી શેઠ તેવા બગીચાના આનન્દમય વાતાવરણમાં જ ઉછરેલા તેથી તેમને બગીચાનો ઘણો જ શોખ હતો. પોતાના જુદા જુદા વૃક્ષોથી સૃષ્ટિની શોભાને દીપાવનાર બગીચાઓમાં પોતે વારંવાર જતા અને અનેક વૃક્ષોની જાતે તપાસ કરી તેના ઉત્તમ પાકને ખીલવતા. એક બગીચો જે ઉક્ત શેઠના નિત્યના નિવાસસ્થાનરૂપ થઈ પડયો હતો તેમાં તેઓ રાત્રિદિવસ નિવાસ કરતા. તેમાં કોઇ ભાગમાં ફળરૂપ આમ્રવૃક્ષો, કોઇ ભાગમાં કેળનાં વૃક્ષો, કોઇ ભાગમાં, નારંગી સીતાફળ, નાળીયેરનાં વૃક્ષો, કોઇ ભાગમાં વિવિધ સુગન્ધને આપતાં ગુલાબ, મોગરા, ચંપા, જાઇ, જુઇ, બોરસરી વગેરે ફુલઝાડો યથાક્રમ તેઓને કોઇ રીતે આઘાત ન થાય તેવી રીતે રોપેલાં હતાં. બગીચાને ફરતાં થોર, કંટાળા, બાવળ બોરડી. વગેરે કંટક વૃક્ષોને રોપવામાં આવ્યાં હતાં જેની પાસેના જળપ્રવાહના ધોરીયા હમેશાં ચાલતા હતા જેથી તેઓ પણ નવપલ્લવ રહેતાં. આમ શેઠનો મુખ્ય એ ઉદ્દેશ હતો કે કોઇ વૃક્ષને તકલીફ કે હરકત ન પડે તેવો નિત્ય વ્યવસાય તે પોતે જાતે કરતા અને તેમાંથી પોતે સારી પેદાશ કરી પોતાનો નિર્વાહ ઉત્તમ રીતે ચલાવતા. આમ કેટલોક સમય થયા પછી ઉક્ત શેઠને ત્યાં એક પુત્રનો જન્મ થયો તેનું " સમવર્તી " એવું નામ આપવામાં આવ્યું. આ પુત્ર પણ પિતાની માફક થોડી કેળવણી લઈ પોતાના જીવનરૂપ બગીચાઓની ખીલવણીમાં ઉતર્યો. આ પુત્રની ૨૦ વર્ષની ઉમ્મર થતાં તેના પિતા સમદર્શી શેઠે શ્રીભગવદ્ધામપ્રતિ પ્રયાણ કર્યું. આથી પુત્રને ઘણો જ શોક થયો. પણ શું કરે ? કાળાત્માને આધીન કોઇ સ્થિર નથી એમ સમજી તે શાન્ત થયો.

થોડા સમય પછી પોતે વિચાર કરવા લાગ્યો કે. મારા પિતાનું નામ " સમદર્શી " અને મારું નામ " સમવર્તી " પાડવામાં આવ્યું છે. પણ બન્ને નામનો યથાર્થ ભાવ કાર્ય દ્વારા મારા પિતા તથા હું સત્ય કરી શક્યા નથી ત્યાં સુધી આપેલાં નામો નકામાં જ છે. મારા પિતાને તથા મને " સમદર્શી " અને " સમવર્તી " કેમ કહી શકાય ? પ્રથમ અમારો પરંપરાનો બગીચાનો વ્યવસાય છે. તેમાં વિષમતા કેટલી વર્તી રહી છે ? કંટક વૃક્ષોને બગીચાના રક્ષણના કાર્ય માટે જ વાડતરીકે રોપ્યાં છે, જેને નહિ ખાતર કે નહિ પાણી ! ત્યારે આંબા, કેળ લીમ્બુ સોપારી વગેરેના વૃક્ષોને બગીચાના મધ્યભાગના જુદા જુદા ભાગોમાં રોપવામાં આવ્યાં છે, અને તેઓની કેટલી સંભાળ લેવામાં આવે છે કે જેને માટે અનેક મનુષ્યોને રોકવામાં આવ્યા છે. કોઇ તેની પાસેથી હમેશાં નિંદામણ કાઢવા કરે છે, ત્યારે કોઇ તેને જુદી જુદી જાતનાં ખાતરો પુર્યા કરે છે, કોઇ તેની ફળોના ભારથી નમેલી શાખાઓને આધારો, તથા બન્ધ બાંધવાનાં કાર્યો કરે છે, તે વૃક્ષોને હમેશાં પાણી તો ક્યારા ભરાય રહે એટલું

પાવામાં આવે છે. તેમાં અનેક મજુરોને રોકવામાં આવ્યા છે. જ્યારે વાડના કંટક વૃક્ષોઉપર કોઈ કાંઈ ધ્યાન જ આપતુ નથી અને હું ખુદ નામથી સમવર્તી છતાં વિષમ ભાવથી વર્તું છું તે ઓછી લજ્જાસ્પદ વાર્તા નથી. માટે પ્રથમ તો મારા નામનું યથાર્થપણું મારા બગીચાના કાર્યથી જ સિદ્ધ કરી આપુ આમ વિચાર કરતા "સમવર્તી" શેઠ શય્યામાં નિદ્રાદેવીને આધીન થયા પ્રાત કાળમાં વ્હેલા ઉઠી શરીરશુદ્ધિ નિત્ય કર્મથી નિવૃત્તિ કરી વાહનથી તુરત જ બગીચે ગયા. અને બગીચાના તમામ માળીયોને બોલાવી પોતાનો રાત્રિનો વિચાર વિવેચનપુરઃસર તેઓને સમજાવ્યો. માળીઓ પૈકીના અનુભવી માળીએ તેમને અનેક રીતે સમજાવ્યા પણ શેઠ એકના બે થયા નહિ. આથી શેઠનું મગજ ખમી ગયું છે કે શું ! આમ વિચારમાં પડી કેટલાક સુજ્ઞ માળીઓએ નોકરીનુ રાજીનામુ આપી પલાયન કર્યું, અને કેટલાક આપણુ બાપનું શું જાય છે ? આપણને આપણો પગાર મળી જાય, એટલે પછી બગીચો ઉજ્જડ થાય યા તો નવપલ્લવ થાય તો પણ શું ? આમ કહી શેઠની આજ્ઞાને આધીન થયા. પછી શેઠે તેઓને ફરમાવ્યું કે દરેક વૃક્ષોના સરખા હક્ક હોવા જોઈએ. કંટક વૃક્ષોને શા વાસ્તે આમ્ર વગેરેના વૃક્ષો પાસે સ્થાન ન મળે ? માટે ફરમાવું છું, કે જેટલાં વૃક્ષો બગીચાના મધ્યના ભિન્ન ભાગોમાં ઉભાં છે તેની પાસે જાતિ કે બીજો કોઈ જાતનો વિચાર ન કરી વૃક્ષોને રોપો તે તમામ વૃક્ષોને ખાતર પાણી પણ સમાન મળવું જોઈએ અને તે તમામની રક્ષા પણ વિષમ ભાવ છોડીને કરવી જોઈએ. આજ દિવસ સુધી આપણે વિષમભાવથી વર્ત્યા છીએ તેને માટે પ્રાયશ્ચિત કરવું જોઈએ અને હવે જો આ બાબતમાં કાંઈ વિષમતાથી વર્તશો તો તમોને ચડેલા પગાર નહિ આપતાં નોકરીમાંથી રજા આપવામાં આવશે. આથી માળીઓએ આજ્ઞાને આધીન થઈ ઇચ્છા નહિ છતાં વૃક્ષોનું સાંકર્ય કરવા માંડ્યુ. હાકુમ, પાપરી, ચીમરીની જાતના અનેક વૃક્ષો કંટક વૃક્ષો નજીક રોપવાથી નિબિડ દેખાવા માંડયા, અને પાણી, ખાતર વગેરે ઉપચાર પણ સર્વને સમાન મળતો હોવાથી કંટક વૃક્ષોએ પોતાની શાખાઓ પ્રશાખાઓ એકદમ વધારવા માંડી. એવામાં ચોમાસું બહુ સારૂં થવાથી તમામ વૃક્ષોએ વધવામાં હદ મુકી દીધી પણ ફળદ વૃક્ષો કાંઈક ઝાંખાં દેખાવા માંડયા અને વસન્ત ઋતુ આવતાં આમ્બ્રાનાં કેટલાક વૃક્ષોમાં થોડો થોડો મોર આવ્યો, અને બીજાં તેવા વૃક્ષોની પણ તે જ સ્થિતિ થઈ અને વૈશાખ માસ આવતાં જે આમ્રફલો ઉતરતાં તેમાં ઘણો જ થોડો ભાગ ઉતર્યો એટલું જ નહિ પણ કાંઈ તેઓનો રસાસ્વાદ પણ ફીકો જણાવા માંડયો તોપણ "સમવર્તી" શેઠ સમજ્યા નહિ અને બગીચાના માળીઓને પગારનાં નાણાં પિતાની મુડીમાથી આપવા માંડયા તે ઉપરાંત પોતાની આજ્ઞા મુજબ અમલ કરવાથી તેઓને ઇનામ પણ સારૂં આપવામાં આવ્યું, માળીઓ આથી ઘણા ખુશી થયા. તેમ પ્રસન્નતાનું બીજું પણ કારણ એ હતું કે બધાં વૃક્ષો ઉપર સમ દૃષ્ટિ રાખવાનું ફરમાન હોવાથી નિંદણ પણ કાઢવાનું કામ ઓછું થયેલ હતું અને તેવી બીજી પણ માથાકુટ ઓછી થઈ હતી. આમ ચાલતાં પાંચ સાત વર્ષ વ્યતીત થઈ ગયાં ત્યારે બગીચાની શી સ્થિતિ બની તે ઉપર લક્ષ આપીએ તો તેમાં આમ્ર વગેરેનાં ફળ વૃક્ષો હતાં તે દીનરૂપ, નિસ્તેજ અને નષ્ટપ્રાય થવા લાગ્યાં અને કંટક વૃક્ષો બાવળ, બોરડી, કંટાળા, થોર વગેરે બગીચામાં દેખાવા લાગ્યાં અને ફળ વગેરેનો જે મોટો પાક ઉતરતો હતો તે બંધ થયો. દરમ્યાન "સમદર્શી" શેઠના ઘરમાં વડિલોપાર્જિત નાણાં હતાં તે પણ કડી

ગયાં. હવે માળીઓને પગાર ક્યાંથી આપવો ? ઘરનો વ્યવહાર કેમ ચલાવવો ? આવા વિચારમાં જ શેઠ નિરંતર શુષ્ક થવા લાગ્યા. મળતો પગાર નિયમસર ન મળવાથી બાગના માળીઓ પણ પોતે શેઠને છોડી બીજે નોકરી કરવા મંડી પડયા આવી સ્થિતિમાં આવી પડતાં શેઠને પારાવાર દુઃખ ઉત્પન્ન થયું ત્યારે પોતે વિચાર કરવા માંડયા કે મારા પિતા 'સમદર્શી'–સમાન દૃષ્ટિવાળા હોવાથી તેનું નામ યથાર્થ જ હતું, કારણ કે સદા સમદૃષ્ટિ પરિણામ ઉપર જ રાખવાની છે. પિતા પોતાના ચાર પુત્રો હોય તેમા બે માદા સાજા રહેતા હોય તો તેને ખોરાક ન્યૂનાધિક આપી તેને આરોગ્યવાન્ બનાવવા ઇચ્છે છે તેમાં પિતાની વિષમ દૃષ્ટિ ગણાય જ નહિ. અને સમાન ખોરાક તેઓને આપવામાં આવે તો માંદા પુત્રોનું શરીર ટકી શકે જ નહિ. આ વાર્તા મારા મનમાં પ્રથમ સ્ફુરી હોત તો બગિચાની સ્થિતિ આવી ન થાત. ખરેખર "સમદર્શન" તે જ સમવર્તન છે, પણ સમવર્તન તે સમદર્શન નથી. આમા મારો આ પ્રત્યક્ષ પુરાવો છે, વગેરે વિચાર કરી મહાપશ્ચાત્તાપ કરી દુઃખમય જીવનને પૂર્ણ કરી તે પરલોકવાસી થયા.

સુજ્ઞ વાચક ! આ બગીચો બીજો કોઇ નહિ પણ આપણો આ આર્ય દેશ છે કે જેમાં અનેક જાતિના મનુષ્યો પોતપોતાની મર્યાદામા નિવાસ કરી રહ્યા છે. તેમાને એક કરવા તેમનું સંકરપણું સિદ્ધ કરવા સમવર્તી શેઠના અનુયાયીઓ અત્યન્ત પરિશ્રમ કરી રહ્યા છે. કોઇ કહે છે કે વર્ણ આશ્રમ ભિન્ન ભિન્ન જાતિઓ જોઇએ જ નહિ, કોઇ કહે છે, કે બ્રાહ્મણને અને અંત્યજને સાથે જ કેળવણી આપો, કોઇ કહે છે કે પશુઓને જેટલી છુટ છે તેટલી છુટ મનુષ્યે શા માટે નહિ ? માટે વર્ણાન્તર લગ્નના સંકર બીલો ધારાસભામા દાખલ કરી રહ્યા છે. મુસલમીન ભાઇઓ જ્યારે પોતાના ધર્મને માટે કેટલું દુઃખ સહન કરી રહ્યા છે કે અમારૂં સર્વસ્વ જાઓ પણ ધર્મ જ માત્ર રહો ગુજરાતી છાપાનો તા. ૯–૧૦–૨૧ રવિના અંક ૪ ના પૃષ્ઠ ૧૫૮૦ માંનો અલીભાઇઓની જુબાનીનો ફકરો વાંચો ..... 'આ ધર્મ બાબતમાં ઇસ્લામીઓને કેટલી શ્રદ્ધા બેઠી છે, તેની ખાત્રી કરવા માટે ખલીફ ઉમરે એક દિવસ પોતાના દરબારીઓને પૂછયુ કે "હુ કુરાનની આજ્ઞાઓ વિરુદ્ધ તમને કાંઇ આજ્ઞા કરૂં તો તે તમે માન્ય કરો કે કેમ ?" તેના જવાબમા હજરતઅલીએ જણાવ્યું કે "તો હું તમારૂં માથું કાપી નાખું." આમ પોતાના ધર્મશાસ્ત્ર કુરાન માટે મુસલમાન ભાઇઓની કેવી અડગ શ્રદ્ધા છે, ત્યારે આપણા આર્યભાઇઓએ શાસ્ત્રોના લખનારને સેતાનનરીકે વખોડયા છે અને શ્રદ્ધાળુ આર્યના હૃદયને વીંધી નાખે એવા શબ્દો શાસ્ત્રો માટે ઉચ્ચાર્યા છે; જ્યારે મુસલમીન ભાઇઓ પોતાના ધર્મને રંચ પણ ઢીલો પડવા દેતા નથી ત્યારે આર્યાભિમાની નેતાઓએ ધર્મને દેશપાર કરી નાખવાના અખાડા કરવા માંડયા છે, એટલું જ નહિ પણ કેટલાક શાસ્ત્રોના વાક્યોના હાર્દને જાણ્યાશિવાય આર્ય પ્રજાને છેતરવા માંડી છે. દાખલા તરીકે:—

विद्याविनयसम्पन्ने ब्राह्मणे गवि हस्तिनि ।

शुनि चैव श्वपाकेच पण्डिताः समदर्शिन. ॥

આ શ્લોકનો અર્થ એવો છે કે વિદ્યાવિનયસમ્પન્ન બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં શ્વાનમાં અને ચંડાલમાં પંડિતો સમદર્શી હોય છે આ શ્લોકને અગ્ર મુકી પોતે યથાતથા

જલ્પન કરવા માટે છે, પ આ તો પ્રકૃતિના અધિકારી માટે છે તેનો વિચાર કરતા નથી. તેમાં પણ સમદર્શિનઃ" છે, નહિ કે સમવર્તિનઃ" આ વાત ઉપરના સમદર્શી તથા સમવર્તી શેઠના બગીચાના દૃષ્ટાંતથી સારી રીતે સ્પષ્ટ થાય છે. જેથી વિશેષ લેખને સંભળાવવાનું યોગ્ય લાગતું નથી. તાત્પર્ય કે દરેક વૃક્ષને જેમ સમદર્શી શેઠ સારી રીતે ચાહતા હતા તથા તેના અધિકાર મુજબ તેની રક્ષા કરતા હતા અને તેથી સર્વ વૃક્ષો પોતે પોતાના અધિકારમાં રહી પોતે ઋતુ અનુસાર ફળ ફુલ વગેરે આપતાં હતાં અને અવિચારી સમવર્તી શેઠના આ વર્તનથી બગીચો ઉજ્જડ થઈ ગયો, એટલું જ નહિ પણ જ્યારે કેટલાંક વૃક્ષો નષ્ટ થઈ ગયાં ત્યારે આ ઉજ્જડ બગીચાનાં કંટક વૃક્ષોને કાપી કાપીને બળતણ બનાવી તેને પણ પાર મુક્યાં આવી જ સ્થિતિ આજકાલમાં હિન્દની કરવા માટે અનેક નેતાઓ શ્રમ કરી રહ્યા છે. તેઓએ ઉપરની બીના પોતાના મગજમાં લેવાનો શ્રમ લેવો એવી પ્રાર્થના છે

"યક્ષબલિ" ન્યાયે અર્થાત 'જેવો યક્ષ તેવો બલિ", એ ન્યાયથી આ લેખ લખ્યો છે જેને સંપૂર્ણ વિચારમાં લઈ આર્ય સુજ્ઞ બન્ધુઓ સ્વધર્મમાં સુદૃઢ થશે એવી આકાંક્ષા સાથે આ લેખ પુર્ણ કરવામા આવે છે.

---

# જગતને ઉત્પન્ન થયે કેટલાં વર્ષ થયાં?

પ્રત્યેક ધર્મક્રિયાના આરંભ કરતી વખતે બ્રાહ્મણો આ પ્રમાણે સંકલ્પ બોલે છે.

"अद्य श्री ब्रह्मणो द्वितीय प्रहरार्धे वैवस्वत मन्वंतरे अष्टाविंशतितमे कलियुगे कलि प्रथमचरणे अमुक देशे इ०— "

આ જગત્ ઉત્પન્ન થઈને વ્યક્તરૂપમાં જેટલો વખત ટકે છે, તેને બ્રહ્મદિન અથવા બ્રહ્માનો એક દિવસ કહે છે, અને તે મૂળ પ્રકૃતિમાં લયને પામીને તેમાં અવ્યક્તરૂપે રહે છે, તે કાળને બ્રહ્માની રાત્રિ કહે છે. આ પ્રમાણે આ જગત્ બ્રહ્માના દિવસે ઉત્પન્ન થાય છે ટકે છે, અને બ્રહ્માની રાત્રિએ લય પામે છે, અને અવ્યક્તરૂપમાં પડી રહે છે. આ બ્રહ્માનો દિવસ અને રાત્રિ મળીને એક કલ્પ થાય છે. પ્રત્યેક નવા કલ્પે નવી સૃષ્ટિ થાય છે. હવે મનુષ્યનો રાત્રિ દિવસ અને બ્રહ્માના રાત્રિ દિવસ એ બે વચ્ચે કેવો સંબંધ છે તે જોઈએ; અર્થાત્ મનુષ્યનાં કેટલા વર્ષનો બ્રહ્માનો એક દિવસ થાય તે જોઈએ. આપણામાં કાળની ગણના અથવા માપ આ પ્રમાણે ગણવામાં આવે છે. ૬૦ પળની એક ઘડી. ૬૦ ઘડીનો એક દિવસ અને રાત્રી અથવા અહોરાત્ર. ૬૦ અહોરાત્રની એક ઋતુ અને ૬ ઋતુનું એક વર્ષ. ૬૦ વર્ષનો એક સંવત્સરચક્ર. ૬ સંવત્સરચક્રનું દેવોનું એક વર્ષ— દિવ્ય વર્ષ

| | | | | |
|---|---|---|---|---|
| સત્યયુગ | = | ૪૮૦૦ | દિવ્યવર્ષ | એકંદર ચાર યુગનાં ૧૨૦૦૦ બાર હજાર દિવ્ય વર્ષ થાય છે. |
| ત્રેતાયુગ | = | ૩૬૦૦ | ,, | |
| દ્વાપરયુગ | = | ૨૪૦૦ | ,, | |
| કલિયુગ | = | ૧૨૦૦ | ,, | |
| | | ૧૨૦૦૦ | | |

અને ૧૨૦૦૦ દિવ્યવર્ષ = ૧ દિવ્યયુગ

૧૦૦૦ = દિવ્યયુગ = ૧ બ્રહ્મદિન.

૧૦૦૦ = દિવ્યયુગ = ૧ બ્રહ્મરાત્રિ

૩૬૦ મનુષ્ય લોકનાં વર્ષ = ૧ દિવ્યવર્ષ થાય છે તે હિસાબે

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| સત્યયુગ | ૪૮૦૦ | દિવ્યવર્ષ | × | ૩૬૦ | = | ૧૭૨૮૦૦૦ | મનુષ્ય લોકના વર્ષ |
| ત્રેતાયુગ | ૩૬૦૦ | ,, | × | ૩૬૦ | = | ૧૨૯૬૦૦૦ | ,, |
| દ્વાપરયુગ | ૨૪૦૦ | ,, | × | ૩૬૦ | = | ૮૬૪૦૦૦ | ,, |
| કલિયુગ | ૧૨૦૦ | ,, | × | ૩૬૦ | = | ૪૩૨૦૦૦ | ,, |
| | | | | | | ૪૩૨૦૦૦૦ | |

અર્થાત્ ચાર યુગનાં ૪૩૨૦૦૦૦ અથવા મનુષ્યનાં વર્ષ થાય છે અને બ્રહ્માનો એક દિવસ એટલે ૪ ૨૦૦૦૦૦૦૦ મનુષ્યના વર્ષ, કારણ કે એક હજાર દિવ્યયુગ થાય ત્યારે બ્રહ્માનો દિવસ થાય છે. તો તે પ્રમાણે ૪૩૨,૦૦૦૦૦૦૦ મનુષ્ય લોકનાં વર્ષ પર્યંત આ જગત્નું વ્યક્ત સ્વરૂપ સ્થિર રહે. હવે આ કાળપૈકી હમણાનો કાળ કયો છે તે જોઈએ

ઉપર જણાવ્યા પ્રમાણે ૭૧ દિવ્યયુગ વીતે ત્યારે એક મન્વંતર થાય છે. અર્થાત્ દરેક ૭૧ દિવ્યયુગે મનુ બદલાય છે. અને આ હિસાબે બ્રહ્માના એક દિવસનાં ૧૪ મન્વંતરો થાય છે અને ૧૪ મન્વંતરોના પરિણામે સૃષ્ટિનો પ્રલય થાય છે. વચમાં અવાંતર પ્રલય થાય છે, પણ તે મહાપ્રલય હોતા નથી

ઉપરના સંકલ્પમાં **વૈવસ્વત મન્વંતરે** એવા શબ્દો છે, તેનો એ અર્થ કે હાલમાં **વૈવસ્વત મન્વંતર** ચાલે છે અને તે પૂર્વે સ્વાયંભુવ સ્વારોચિષ ઔત્તમી, તામસ, રૈવત, અને ચાક્ષુસ એમ ૭ મન્વંતરો થઈ ગયા છે. હવે પછી થનાર સાત મન્વંતરનાં નામ આ પ્રમાણે છે. સાવર્ણિ દક્ષસાવર્ણિ, બ્રહ્મસાવર્ણિ, ધર્મસાવર્ણિ, રુદ્રસાવર્ણિ, રૈચ્યસાવર્ણિ, અને ભૌત્યસાવર્ણિ. આ બીજા સાત મન્વંતર થતાં **આ સૃષ્ટિનો અંત આવશે અર્થાત્ તે અવ્યક્તરૂપમાં લયને પામશે.**

ઉપર જણાવ્યાપ્રમાણે હાલમાં જે વૈવસ્વત મન્વંતર ચાલે છે તેની ૭૧ મી ચતુર્યુગી ચોકડી પૈકી ૨૮ મી ચોકડીનો કલિયુગ હમણા ચાલે છે. અર્થાત્

એક ચતુર્યુગી = ૪૩૨૦૦૦૦ મનુષ્ય લોકનાં વર્ષ

એક મન્વંતર = ૭૧ ચતુર્યુગી = ૪૩૨૦૦૦૦ × ૭૧ = ૩૦૬૭૨૦૦૦૦ વર્ષ એટલે ૬ મન્વંતરો = ૩૦૬૭૨૦૦૦૦ × ૬ = ૧૮૪૦૩૨૦૦૦૦ વર્ષ સાતમા મન્વંતર પૈકી થઇ ગએલી ૨૭ ચતુર્યુગી = ૪૩૨૦૦૦૦ × ૨૭ = ૧૧૬૬૪૦૦૦૦ વર્ષ.
અને અઠ્ઠાવીશમી ચતુર્યુગી પૈકી ત્રણ યુગ પુરા થઇ કળિયુગનાં પણ ૫૦૧૪ વર્ષ થઇ ગયાં છે એટલે કલિયુગનાં ૪૨૬૯૮૬ વર્ષ હજી બાકી છે. એટલે અઠ્ઠાવીસમી ચોકડી = ૪૩૨૦૦૦૦ વર્ષમાંથી બાકી રહેલાં કલિયુગનાં વર્ષ ૪૨૬૯૮૬ વર્ષ બાદ જતાં બાકી અઠ્ઠાવીશમી ચોકડીનાં ગએલાં વર્ષ ૩૮૯૩૦૧૪ રહે તેથી જગતની ઉત્પત્તિથી આજપર્યંત એકંદર ૭ મન્વંતરો એટલે

| | |
|---|---|
| | ૧૮૪૦૩૨૦૦૦૦ વર્ષ |
| સાતમા મન્વંતરની ૨૭ ચતુર્યુગીનાં વર્ષ | ૧૧૬૬૪૦૦૦૦ |
| અને ૨૮ મી ચતુર્યુગીનાં ગએલાં વર્ષ | ૩૮૯૩૦૧૪ |
| એકંદર | ૧૯૬,૦૮,૫૩,૦૧૪ વર્ષ થયાં, |

અને બાકી રહેલા છેવટના સાત મન્વંતરો = ૩૦૬૭૨૦૦૦૦ × ૭ = ૨૧૪૭૦૪૦૦૦૦ વર્ષ અને સાતમા મન્વંતરપૈકી રહેલી ૪૩ ચતુર્યુગી = ૪૩૨૦૦૦૦ × ૪૩ = ૧૮૫૭૬૦૦૦૦
અને ચાલુ ૨૮ મી ચતુર્યુગીનાં બાકી વર્ષ ૪૨૬૯૮૬

૨૩૩૩૨૨૬૯૮૬

વર્તમાન જગતનો અંત થવાને વીતવાં જોઇએ

સાર એ, કે આપણા જગતને ઉત્પન્ન થયે ૧૯૬૦૮૫૩૦૧૪ મનુષ્ય લોકનાં વર્ષ થયાં અને તેનો લય થવાને હજી ૨૩૩૩૨૨૬૯૮૬ મનુષ્યલોકનાં વર્ષ બાકી છે.

આ લેખ અમે ગુજરાતી ચિત્રમય જગત્માંથી લેઇને સારરૂપે સમજાય તેવી રીતે અમારી ભાષામાં પ્રસિદ્ધ કર્યો છે. તેમાં ભૂલચૂક હશે તો વિદ્વાનો જણાવવા કૃપા કરશે તો હવે પછીના અંકમાં તે સંબંધમાં ઉલ્લેખ કરીશું

# सिद्ध मंदिरनां सिद्ध सूत्रो.

( અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૪ ના પૃષ્ઠ ૧૧૦ થી. )



૧૩ આ બાહ્ય મન આંતર મનઉપર સંસ્કાર પાડે છે, એટલું જ નહિ પણ તે આંતર મનનું નિયામક પણ છે. આ આંતર મનને ઇચ્છાનુકૂલ ચલાવવાની જવાબદારી બાહ્ય મનઉપર રહેલી હોય છે આ એક નિયમના જ્ઞાનવડે આપણે **આપણા જીવનની પરિસ્થિતિને બદલી શકીએ છીએ.**

૧૪ ઘણા પ્રસંગે ભય, ચિંતા, દરિદ્રતા, રોગ, વગેરેનું સામ્રાજ્ય પ્રવર્તતું આપણા જીવનમાં જણાય છે અથવા અનુભવાય છે, પણ તે બધો પરિણામ આંતર મને સ્વીકારેલાં મિથ્યા અથવા ખોટા દ્યોતનોનો જ છે. આ સઘળી દુઃખ અથવા અશુભમાત્રની પરંપરા બાહ્ય મનની સાવધાનતાવડે અટકાવી શકાય છે, બાહ્ય મન એ આંતર મનના જગતનો દ્વારપાલ છે.

૧૫ એક તત્ત્વવિચારક આ બે મનના સ્વરૂપનો ભેદ આ પ્રમાણે જણાવે છે.

બાહ્ય મન એ તર્ક કરનાર ઇચ્છાશક્તિ છે અને આંતર મન એ ભૂતકાળની ઇચ્છાશક્તિનો પરિણામ હોય તેમ પ્રેરણાત્મક ઇચ્છા છે.

૧૬ બહારના પ્રસંગોમાંથી આંતર મન એ અત્યંત ચોક્સપણે નિર્ણયો કરે છે અને તેમાં જરા પણ સ્ખલન થતું નથી. હવે આ નિર્ણય જો સત્ય હોય છે તો તો તે જે નિશ્ચય કરે છે તે ભૂલ વગરનો હોય છે; પણ જો આ નિર્ણય ભૂલવાળો થાય છે તો આખી ઇમારત ખોટી ઉભી થાય છે, અને તે એક કાળે પડી જાય છે. આ ખોટું છે, ખરૂં છે, એનો તર્ક કરવો અથવા વિવેક કરવો એ આંતર મનનું કામ નથી, અથવા ખરા ખોટાનો નિર્ણય કરવા તે બેસેલું નથી, પરંતુ ઉપર જણાવ્યાપ્રમાણે તેનો દ્વારપાળ જે બાહ્ય મન તેના ઉપર તે પોતાના ઉપર કેવી જાતના સંસ્કારો અથવા દ્યોતનો પાડવાં તેને માટે આધાર રાખે છે.

૧૭ આંતર મન ઉપર જે કંઇ દ્યોતન ( suggestion ) થાય છે તેને સત્ય માનીને તે તરત જ પોતાના વિશાલ કાર્યક્ષેત્રમાં તેના ઉપર કાર્ય કરવા લાગે છે. બાહ્ય મન એ ખરૂં અને ખોટું એમ બે પ્રકારનું દ્યોતન આંતર મન ઉપર કરે છે, અથવા તો તે તેના ઉપર ખરા અને ખોટા એમ બે પ્રકારના સંસ્કારો તેના ઉપર પાડે છે. અને આનો સારો અથવા ખોટો જે પરિણામ આવે તે અભિમાનીને-જીવને સહન કરવો પડે ?.

૧૮ જાગ્રત્ કાળના સર્વ સમયમાં બાહ્ય મને અખંડ સાવધાનતા સેવવી જોઇએ, અથવા કહો, કે તે આંતર મનનો દ્વારપાલ હોવાથી તેણે જાગ્રત્ કાલનો આખો સમય

હોય છે આપણે આગળ એ જોઈ ગયા છીએ કે આ વિશ્વવ્યાપી મન એ ઉત્પાદક સામર્થ્ય વાળુ છે, તે આ જગતને રચનાર સ્રષ્ટા છે તો તે નિયમે તેના અંશભૂત આ આપણું આંતર મન પણ ઉત્પાદક સામર્થ્યવાળુ છે

૨૮ વિચારવડે આપણે આ જગતમા ધારીએ તે સ્થિતિ ઉત્પન્ન કરી શકીએ છીએ પણ માત્ર વિચાર કરવો અને જ્ઞાનપૂર્વક, ભાનપૂર્વક વિચાર કરવો, પદ્ધતિપૂર્વક વિચાર કરવો અને હિતકર પરિણામ આવે તેવી રીતે વિચાર કરવો એ બેમા ઘણો ભેદ છે અને આ પ્રમાણે આ ભેદને સમજીને જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણે વિશ્વ-વ્યાપી મનસાથે આપણા મનને સમાન લીટીમાં મૂકીએ છીએ, તેની સાથે આપણે નેતુ ઐક્ય કરીએ છીએ અનંત તત્ત્વસાથે આપણે સબંધમા આવીએ છીએ, અથવા એક-તાર થઈએ છીએ, અને વિશ્વવ્યાપી મનના મહા અદ્ભુત ઉત્પાદક સામર્થ્યોને આપણે કામે લગાડીએ છીએ અને આ પ્રમાણે થવાથી આ સામર્થ્યોવડે આ જગતમા આપણી ઇચ્છાપ્રમાણે સ્થિતિ આપણે પ્રાપ્ત કરી શકીએ છીએ

૨૯ પ્રથમ પાઠમા આપણે શરીરને સ્થિર કરવાનુ જણાવ્યુ હતુ તે પ્રમાણે તમે નિત્ય અભ્યાસ કરતા હશો જ, અથવા કર્યો હશે જ એક આસને ઓછામા ઓછો અર્ધો કલાક તો ટટાર સ્થિર બેસી રહેવાય તેટલો અભ્યાસ પાડવો જોઈએ હવે આપણે આપણા વિચારને સ્થિર કરવાનો અભ્યાસ કરવાનો છે, અથવા આપણા વિચારને આપણી ઇચ્છાનુસાર આપણે વહેવરાવી શકીએ તેવો અભ્યાસ કરવાનો છે જે સ્થાને તમે બેસવાનુ નક્કી કર્યુ હોય તે જ સ્થાને બેસો જે સમય તમે તેને માટે નક્કી કર્યો હોય તે જ સમયે બેસો. એક જ આસને બેસવાનો અભ્યાસ પાડવો હવે તમારે એ કરવાનુ છે, કે જે કાઈ વિચાર ઉઠે તેને રોકવાનો છે મનને નિ સકલ્પ કરવાનુ છે વિચાર આવે તેને તો આરભમા આપણે રોકી શકતા નથી. પણ કહેવાનુ તાત્પર્ય એ છે, કે જે કંઈ વિચાર ઉઠે તેને આપણે આગળ ન ચલાવવો, પણ તેને તરત જ રોકી દેવો, અને મનને નિ સકલ્પ કરવાનો પ્રયત્ન કરવો. મનને વિચારવિનાનું, સકલ્પવિનાનું શાંત રાખવાનો પ્રયત્ન કરવો અભ્યાસથી જ આ વાતો અધિક સમજાય છે તથા અભ્યાસથી જ તે સિદ્ધ થાય માટે નિત્ય નિયમિત અભ્યાસ કરવો (અપૂર્ણ)




पुस्तक २० ] संवत् १९७८ वैशाख कृष्ण० १४ [ अंक ७

॥ ૐ શ્રી. ॥

# ડોશીમા દ્વારકાં ચાલી.



(પદ.)

રેંટીયો ત્યજી હાલી રે, ડોશીમા દ્વારકાં ચાલીઃ—
રેંટીયો કાંતી કાંતી ડોશીમાએ જીંદગી ગાળી,
ફજેટી થઇ પણ હાવે તેને, દ્વારકાની વાટ ઝાલી;—ડોશીમા૦
ધીમે ધીમે ચાલતાં ડોશીમાએ દ્વારકાં ભાળી,
આનંદ હૈડે શમાય ના, થતી ઘેરી ને કાલી;—ડોશીમા૦
ગોમતી નાહી વૃત્તિ નિજ, દર્શનપ્રતિ વાળી,
તૃપ્ત થઈ ભરી નેત્ર, દ્વારકાધીશને ન્યાળી;—ડોશીમા૦
ખાનપાન ભૂલી રાત્રિદિન, પ્રભુભક્તિમાં ગાળી,
આ જ જન્મે ડોશીમા રહી, પ્રભુપદે વાસ હાળી;—ડોશીમા૦
છોડી મમતા જે લગાણી, હરિશું રહે તાણી,
કૃતકૃત્ય તે આ જ જન્મે, થતા સુભાગ્યશાળી,—ડોશીમા૦

# प्रकीर्ण सद्विचारसंग्रह.



+ × × એક દિવસે હું શિયાળાની સખત ટાઢમાં બાગમાં ફરતો હતો. ત્યાં મારી દષ્ટિ એક શાહામૃગના નાના બચ્ચા તરફ ગઇ. તે ગેલ કુંદડી ફરતું હતું અને આનંદથી નાચતું હતું. તેને જોઇને મને એટલો આનંદ થયો, કે મેં તેને ઘણીવાર જોયા જ કર્યું. મને એ વિચાર આવ્યો, કે આ પક્ષીને નથી તો રહેવાને ઘર, નથી તેની કોઠીમાં દાણા ભરેલા, કે નથી તેની પાસે પૈસા, છતાં તે કેટલા આનંદમાં રહે છે! ત્યારે શું મનુષ્યને આનંદ લેતાં નથી આવડતું! એને આટલું આટલું પ્રાપ્ત છતાં એ અનેક પ્રકારની ચિંતાઓ વહોરીને દુઃખી થતો જણાય છે. મનુષ્ય! તું જરા વિચારી જો જે, કે તું તારૂં જીવન નકામું હાથે કરીને દુઃખી નથી કરતોને ?

× × + × ×

+ + + એક દિવસે સવારે હું ફરવા જતો હતો ત્યારે માર્ગમાં લીમડાના ઝાડ ઘણાં હતાં. એક મનુષ્ય એક કુહાડી લઇને આવ્યો અને તેણે એક લીમડાના ઝાડના થડમાં પાંચ સાત ઘા કર્યા. થોડી જ વારમાં તેમાંથી રસ નીકળવા લાગ્યો. આ માણસને તેનો રસ જોઇતો હતો જેથી તેણે આ પ્રમાણે કર્યું હતું. પછી સવારમાં તે માણસ રોજ આવતો અને તે ઠેકાણેથી રસ લેઇ જતો. અહા! ઝાડનો પણ કેવો પરોપકારી અને તે પણ અપકાર કરનાર ઉપરથી ઉપકાર કરવાનો સ્વભાવ! મનુષ્ય ઝાડ પાસેથી તું આ સદ્ગુણ શીખીશ કે? તારા ઉપર અપકાર કરનારનું પણ તું હિત ચિંતવજે અને પ્રસંગ આવે તેનું હિત જ કરજે.

+ × + + ×

+ × + એક દિવસે હું વડોદરામાં જે રસ્તે વેશ્યાનો ધંધો કરનાર સ્ત્રીઓ રહે છે તે રસ્તે થઇને જતો હતો. આ રસ્તો ગામની વચમાં હોવાથી ઘણાને તે રસ્તે થઇને જવું પડે છે. તે વખતે બે વેશ્યાઓ આ પ્રમાણે વાત કરતી હતી. એક બોલી કે "હમ ખુદાને ચાર પાંચ રૂપીયા દે દીયા ઉસકો કુછ દેરી હે? બીજીએ આ વાક્યના ઉત્તરમાં કહ્યું, ખુદા દેતા હે જબ બાર નહિ લગતી. ખુદા એસા દયાળુ હે." અહો! પરમાત્મન્ તું આટલો બધો દયાળુ છે! તારી દયા પુણ્યવાન્ અને પાપી, સુકૃત અને દુષ્કૃત કરનાર ઉભયઉપર સરખી રહે છે શું? ખરેખર! તારી દયાનો પાર નથી, તું તો તારાપ્રતિ અભિમુખતા રાખી, એટલે ગમે તેના ઉપર પણ તું દયા વર્ષાવે છે. દુષ્ટ વા પાપી મનુષ્ય ઉપર પણ તારી દયા રહે છે. આ કાંઇ તેમની દુષ્ટતા અથવા પાપનું ફળ નથી. તે તો તેમને તદનુરૂપ મળશે જ, વા મળે છે જ. પણ તારાપ્રતિ જેણે દષ્ટિ કરી કે તારી દયા તેના ઉપર વર્ષે છે જ, પછી તે ગમે તે હો. તારી દયાનું સ્વરૂપ એક તારા ભક્તો જ યથાર્થ સમજી શકે છે.

× × × + ×

× × × કોઇ પ્રસંગે મનુષ્યને એવી શંકા થાય છે, કે મને સારાં કર્મનું ફળ મળશે, કે નહિ. આવા પ્રસંગે હે મનુષ્ય ! તું ઝાડના ફુલને જો, ઝાડ ઉપર આવતાં ફળને જો, તેના ઉપર નિત્ય નવી નવી આવતી કળીઓને જો, અને તારી ખાત્રી થશે, કે આ જગતમાં કર્મવૃક્ષ અવશ્ય ફળે છે જ. આ પ્રકૃતિનો નિત્ય સિદ્ધ નિયમ છે, માટે તું કદી પણ આ સંબંધમાં શંકા ન કર.

× × × × ×

+ + + મારાં બાળકો વારવાર, એકથી અધિક વાર ભૂલો કરે છે, ગુન્હા કરે છે, તો પણ મને તેની ક્ષમા આપવાની વૃત્તિ થાય છે. આ ક્ષમા આપવાનો ગુણ મારામાં ક્યાંથી આવ્યો એનો જ્યારે હું વિચાર કરૂં છું ત્યારે મને સમજાય છે, કે તે ગુણ અથવા તે અંશ હે પરમાત્મન્ ! તમારામાંથી આવ્યો છે. કારણ, કે હું તમારો અંશ છું એમ શાસ્ત્રો તથા અનુભવી પુરુષો કહે છે, અને આ ઉપરથી હું એ નિશ્ચય કરી શકું છું, કે તમે પણ આ જ પ્રમાણે આ સ્વભાવને લીધે મારા દોષો, મારી ભૂલો અને મારા ગુન્હાને જરૂર માફ કરશો જ. અને આ વિચારે હું નિર્ભય અને નિશ્ચિંત રહું છું.

+ + × × ×

× × × તમારે મોટા થવું છે ? થવું હોય તો આ સદ્ગુણને ધારણ કરો અને તમે મોટા થયાવિના નહિ રહો. તમે જાણો છો, કે મોટો કોણ છે ? જે બીજા પાસેથી લેવાની આશા નહિ કરતા આપવાની ઇચ્છા રાખે છે, તે મોટો છે. અથવા બીજા પાસે કદાચ તે લે છે તો પણ લીધા કરતાં ઘણું વધારે તે આપે છે. આ જગતમાં જોશો તો જણાશે, કે સહુ કોઇ બીજા પાસેથી સીધી અથવા યુક્તિ પ્રયુક્તિવડે લેવાને પ્રયત્ન કરી રહ્યું છે. આ સર્વમાં જેની વૃત્તિ બીજા પાસેથી નહિ લેતા આપવાની છે, તે જ મહાન્ છે અને તે જ મોટો છે. એ સંબંધવાળા મનુષ્યમાં જે લે છે તે નાનો છે, અને જે આપે છે તે મોટો છે લીધેલા કરતાં આપેલાનું મૂલ્ય ઘણું વધારે હોવું જોઇએ. આ પ્રમાણે મોટા થવાય છે, તો તમારી ઇચ્છા મોટા થવાની હોય તો આ ગુણને ધારણ કરો બીજાને કંઇ પણ આપતાં આડો લો તેના કરતા વધારે આપો અને તમે મોટા થયા વિના નહિ જ રહો. તમારો સંબંધ કરીને જે તમારી પાસેથી વધારે લઇ જાય છે, તે જગતમાં મોટો ગણાતા છતા તેને નાનો જ સમજજો.

+ × × × ×

× + × પતંગના દિવસોમાં મેં જોયું તો બાળકો પતંગ ઉડાડવામા તલ્લીન થઇ જાય છે. તે ખાવાનું પીવાનું સર્વ ભૂલે છે દિવસે વહેલાં ઉઠીને રાત્રે છેક રાત્રી પડી જાય ત્યાંસુધી તે પતંગ ઉડાડયા કરે છે; અને આ ઉપરથી વિચાર આવ્યો છે, કે આવો રસ, અને આવી ભક્તિ જ્યારે પરમાત્મવિષયક આપણને ઉપજે ત્યારે જ આપણને કૃતાર્થતા મળે બાકી આપણે વ્યવહારે સાધીએ અને પરમાર્થની વાતો કરીએ, તેમા કંઇ ન વળે. એ તો બાળકોની પેઠે વ્યવહારમાત્રને, ખાવાપીવાને પણ ભૂલીને પરમાત્માના પ્રેમમા ડુલવું જોઇએ

× + × × +

# प्रसंगानुरूपम्.



——આ વર્ષનો ઉપહાર ઘણા સજ્જનોને પસંદ પડયો જણાય છે, કારણ કે તેમ ! પત્રો અમારા ઉપર આવે છે. જે લોકો આ વર્ષે પ્રાતઃકાલના ગ્રાહકમાંથી બંધ થયા છે, તેમણે મોટી ભૂલ જ કરી છે જ્યારે પ્રાતઃકાલ વાંચવાજેવું હોય તે વખતે આપણે બંધ થવું, એ આપણા જ હિતમાં હાનિ કરનાર છે

——ઇશ્વરેચ્છા તો હવેથી પ્રાતઃકાલ નિયમિત નીકળશે અને તમને પ્રત્યેક માસની શુદ પંચમી સુધીમાં મળી જશે. જે સમયે પરમાત્મા જેમ સ્ફુરાવે છે તેમ વર્તીએ છીએ. જે કંઇ સારૂં થાય તેનો યશ પરમાત્માને જ છે.

——મુંબઇથી એક સજ્જન લખે છે કે "મને આ વર્ષનો ઉપહાર અત્યંત પસંદ પડયો છે અને મેં તેને એકથી વધારે વાર વાંચ્યો છે છતાં હજી વાંચ્યા જ કરૂં એવી ઇચ્છા રહે છે. તેમાં જણાવેલા સન્નિશ્ચયો જો ધારણ કરવામાં આવે તો આ એક જ જન્મમાં બેડો પાર થઈ રહે, એમાં જરાપણ શંકા નથી. તેમાંના પ્રસંગો મને જાણે સત્યવત્ ભાસે છે, અને મને તેની બહુ જ ઉંડી અસર થાય છે.

——હા, તે તેમ જ છે. તેમાંના પ્રસંગો સત્ય જ છે તે પ્રસંગો પૂર્વે બનેલા છે, આજે બને છે, અને હવે પછી પણ બનશે. તે મનુષ્યજીવન અથવા સાધક, કે ભક્ત જીવનમાં બનતા સાચા પ્રસંગો છે. હું પણ તેને સાચા જ માનું છું. તમને કદાચ જાણીને આશ્ચર્ય થશે, પણ હું પોતે પણ પ્રસંગે પ્રસંગે કોઇ કોઇ પ્રસંગ કાઢી વાંચું છું, અને મને તમારા જેટલો જ આનંદ થાય છે. મારા ઉપર પણ તેની તેટલી જ અસર થાય છે. મને પોતાને પણ તે પ્રસંગો સત્ય જ ભાસે છે.

——અમદાવાદથી એક સજ્જન લખે છે. કે આપે મારા ઉપર ચાલુ વર્ષનો ઉપહાર મોકલ્યો તેથી ઉપકાર થયો છે. તેને માટે મોટી રકમ મોકલવાનું તો મારૂં ગજું નથી પણ યથાશક્તિ હું કંઇ પણ અવકાશે મોકલવા ધારૂં છું

——પ્રિયભાઇ! તમારા પ્રાતઃકાલપ્રતિના આ ભાવથી પ્રસન્ન થવાજેવુ છે, પણ એક મહત્વની વાતપ્રતિ આજે તમારૂં ધ્યાન ખેંચવું યોગ્ય ગણું છું. તમે લખ્યું કે 'મોટી રકમ મોકલવાનું તો મારૂં ગજું નથી, તો એ વાકય અધ્યાત્મવિદ્યાના અભ્યાસકે ન બોલવું ઘટે. તમે 'સિદ્ધ મંદિરનાં સિદ્ધ સૂત્રો" એ લેખ ધ્યાનપૂર્વક વાંચના હશો જ. મારાથી અમુક નહિ થઇ શકે મારૂં તો ગજું નહિ, એ પ્રકારના વિચારો આપણે ન સેવી શકીએ તથા તે પ્રમાણે વાણીથી પણ ન બોલી શકીએ. કારણ કે મનુષ્ય ઇશ્વરનો અંશ છે, અને તેનામાં ઇચ્છે તે કરવાની અથવા ઇચ્છે તે પ્રાપ્ત કરવાની શક્તિ.

છે. આપણે આપણી મર્યાદા આપણે હાથે જ બાંધીએ છીએ, બાકી આ અનંત સંપત્તિથી ભરેલા વિશ્વમાં મનુષ્યને કોઇ વાતનો તોટો નથી. તે વર્ષોનો શું પણ અનેક યુગોપર્યંત ઇચ્છામાં આવે તેટલી સંપત્તિ પ્રાપ્ત કરે અને ઇચ્છામાં આવે તેટલી ખરચે છતાં તે ખુટે તેમ નથી. તો હવેથી આવો સંકોચનો અને ખોટો વિચાર સેવતાં હંમેશાં સાવધ રહેજો. તે જ પ્રમાણે તેવી સંકોચવાળી વાણી બોલતાં પણ સાવધ રહેજો. આપણે તો અખંડ એવી જ ભાવનામાં રમવુ જોઇએ, કે હું ધારૂં તે કરી શકું તેમ છે, વગેરે. આ વાત હું કંઇ તમને તમે મને વધારે પૈસા મોકલો તેટલા માટે લખતો નથી. પણ તે પ્રસંગને નિમિત્ત ગણીને જે સિદ્ધાંતને આપણા હૃદયમા દૃઢ કરવાનો છે તે જણાવું છું.

——વિચાર સેવતાં આપણે અખંડ સાવધાન રહેવાનું છે. અને જેજે આ સાવધાનતા સેવી તેને છૂટ્યો સમજો જે વિચારમાં સાવધાન રહે છે, તે આ જગતમાં ઇચ્છાનુકૂલ પદ વા સ્થિતિને પ્રાપ્ત કરી શકે છે. આ કામ કંઇ રેંટીઓ કાંતવાનુ નથી પણ તલવારની ધારઉપર રહેવાનુ છે. તેમ છતાં તે અત્યંત કઠિન છે, અથવા નહિ બની શકે તેવું છે, એમ પણ નથી જ. થોડા સાવધાનતાવાળા અભ્યાસથી તે પ્રમાણે સારી રીતે થઇ શકે છે.

——પ્રસંગ પ્રાપ્ત થયો છે તો એ પણ જણાવવું ઉચિત ધારૂં છું, કે આ લોકો પ્રજાને રેંટીઓ કાંતવાનું બતાવી એક બે વસ્ત્રથી ચલાવી લેવાનુ કહે છે. ઠીક છે પરદેશી કાપડ ન મગાવવું અને સ્વદેશી કાપડ ન વાપરવું તેને માટે આ વિચાર ઠીક છે, પણ તેથી બીજી બાજુથી પ્રજાના માનસ અથવા વિચારનુ દારિદ્ર વસતું જાય છે, એ અત્યંત હાનિકારક છે. હાલ તો પ્રજાને ચાર છ આનાની ખાદીની ટોપી બહુ વહાલી લાગે છે, અને સહુ કોઇ તેને આશીર્વાદરૂપે સમજે છે, એક જાડું ધોતીયું, એક ખાદીનું પહેરણ અને એક ટોપી એટલાથી બાર મહિના નિર્વાહ થઇ શકે છે, બહુ સારી વાત છે. સાદાઇ એ બહુ સારી વસ્તુ છે. પણ સ્મરણમાં રાખજો, કે સાદાઇ એ ત્યાગ નથી. આગળના અંકમાં જણાવી ગયાપ્રમાણે સાદાઇ Plain living ના પરિણામમાં એની મેળે high thinking–ઉચ્ચ વિચાર આવનાર નથી. વળી બે પાંચ વર્ષ જશે ત્યારે પ્રજાને આટલું કમાવું પણ કઠિન જણાશે, અને તે વખતે પછી એક કચ્છ અથવા કૌપિન–લંગોટી જ બસ થશે. તે વખતે પછી શા માટે વધારે મેળવવું એમ થશે. પણ આ સાચો ત્યાગ નથી. આ તો અસમર્થો ભવત્સાધુઃ– થવાનું છે.

——સુજ્ઞ અને વિવેકી વાચકો ! મારા કહેવાનો ભાવ બરાબર સમજશો. શ્રીમાન્ ગાંધીજીની પ્રવૃત્તિનું આ ખંડન નથી તેઓ કરે છે તે તેમના વિચારથી ઠીક કરે છે, પણ મારૂં કહેવું તદન જુદું છે તે યથાર્થ રીતે સમજી લેજો.

——મારૂં માનવું છે, કે મનુષ્યની જ્ઞાનથી જ, સ્વરૂપજ્ઞાનથી જ, તે કેવુ છે, તે જણાવાથી, તેની પોતાની મહત્તા સમજાવવાથી જ સાચી ઉન્નતિ થાય છે. બીજા ભલે માને, કે અમે રાજકિય પ્રવૃત્તિથી, હુન્નર ઉદ્યોગથી કે બીજી રીતે પ્રજાની સાચી ઉન્નતિ કરીએ છીએ, પણ આ સર્વ ગૌણ અથવા અતિ તુચ્છ છે. આ સર્વથી મનુષ્યની કિંચિત્ માત્ર જ ઉન્નતિ થાય છે.

——ભગવાન્ શંકરાચાર્ય, ભગવાન્ નૃસિંહચાર્ય, અને એવા આ દેશમાં, કે બીજા દેશમાં થઇ ગએલા મહાપુરુષો જ પ્રજાનુ સાચુ કલ્યાણ કરનાર છે. કારણ કે તે મનુષ્યને જ્ઞાન આપે છે, તેનો અને ઇશ્વરનો શું સંબંધ છે, તે જણાવે છે, તેના સ્વરૂપનું તેને ભાન કરાવે છે, અને તેની મહત્તા તેને સમજાવે છે આ મહાપુરુષો જ યથાર્થ તત્ત્વદર્શી છે, અને તે જ પ્રજાનું યથાર્થ કલ્યાણ કરી શક છે.

——ઓ ઇશ્વરના અંશભૂત મનુષ્ય! આ અનંત સૃષ્ટિઉપર સ્વામીત્વ ભોગવવાને સર્જાએલા ઓ મનુષ્ય! અનંત ઐશ્વર્યસંપન્ન ઇશ્વરની વસ્તુતઃ અભિન્ન ઓ મનુષ્ય! શું તું દિવસના આઠ દશ કલાક મજુરી કરીને આઠ બાર આના, કે બે પાંચ રૂપેયા કમાવાને પાત્ર છે? શું તને પૂરતાં અન્નવસ્ત્ર પણ ન મળે, અને તેને માટે તારે સખત મજુરી કરવી પડે, હાડમારી વેઠવી પડે. અથવા અનેક કષ્ટ સહન કરવાં પડે એ યોગ્ય છે? જરા તારા પોતાના પ્રતિ તો દૃષ્ટિ કર, અને તારા મહિમાને તો જો! તું આવી દીન અને દરિદ્ર સ્થિતિમાં રહેવાને સર્જાયો જ નથી. તારા ઐશ્વર્યનો અને સંપત્તિનો તો પાર નથી, પણ તું દરિદ્ર રહ્યો છુ, તેનું કારણ એ જ છે, કે તારી મહત્તાને અને તારા મહિમાને તેં જાણ્યો નથી. તને પોતાને તેં ઓળખ્યો નથી.

——આ બધો સંકોચ, દીનતા, અને દરિદ્રતાના વિચારોને લાખ યોજન દૂર ફેંકી દે, તારા માપી શકાય તેવા મહિમામાં સ્થિત થા, અને હું ઇશ્વરનો પુત્ર છું. હું ઇશ્વરનો અંશ છું, હું ઇશ્વરનો ભક્ત છું, હું ઇશ્વરથી એક છું, હું આ અનંત સૃષ્ટિનો સ્વામી છું, અને અનંત સંપત્તિ તથા ઐશ્વર્યનો અધિપતિ છું, એવા ઉત્તુંગ વિચારમાં અખંડ રમ અને તે મહનોમહાન્ પદને પ્રાપ્ત થઇ રહે.

\+ + × × ×

——જ્યાંસુધી તમે આ નિયમનું પાલન કરો છો, એમ તમે સર્વ મને નહિ જણાવો ત્યાં સુધી મારે તેનું તમને વારંવાર સ્મરણ કરાવવું જ પડશે. તમે આગળના અંકમાં જણાવ્યાપ્રમાણે સવારે ચાર વાગે ઉઠો છો, કે નહિ? ન ઉઠતા હો તો તમે તેની મહત્તા અને તેના અગણિત લાભ તમે સમજ્યા નથી. જે ચાર વાગે નથી ઉઠતા તે મનુષ્ય જીવનનો આનંદ જ લેઇ શકતા નથી મારે આ આનંદનો અનુભવ કરવા માટે તમે નિત્ય આગ્રહથી ચાર વાગે ઉઠવાનું રાખો. ચાર વાગે ઉઠીને પછી બીજું તમારે શું કરવાનું છે તે પણ જણાવું છું.

——ચાર વાગે ઉઠીને શૌચ, સ્નાનાદિથી પરવારીને તમારે ઓછામાં ઓછા નિત્ય બે કલાક દેવસેવા, જપ પ્રાણાયામ, ધ્યાન, સંયમ કે જે પારમાર્થિક ક્રિયા તમે કરતા હો તે એક આસને બેસીને કરવાની છે અત્યંત શાંતિથી અને અત્યંત નિર્ગતતાથી કરવાની છે. આ વિના તમારે બીજું કામ જ જગતમાં નથી, એમ માનીને બીજા વિચાર કર્યા વિના તે કરવાની છે. આ પ્રમાણે તમે થોડાં વર્ષ કરો, એટલે પછી તમારો બેડો પાર સમજો.

——હાલમાં કદાચ ત્રણ કલાક અભ્યાસ ન હોય, અને ન બેસાય તો ઓછામાં ઓછો એક કલાક તો બેસવું જ જોઇએ. પણ તમારે અભ્યાસ વધારીને ત્રણ કલાક બેસવાનું છે, એ વાર્તાનું વિસ્મરણ કરતા નહિ.

——એકાદ કલાક અમે તો સવારમાં ભલે વહેલા બહાર ખુલ્લી હવામાં ફરી આવજો. પણ સવારમાં આ ત્રણ ક્રિયાઓ તો હું તમને આગ્રહપૂર્વક નિત્ય કરવા કહું છું. એક, સવારમાં ચાર વાગે ઉઠવું તે, બીજું સવારમાં એક કલાક બહાર ફરી આવવું તે, અને ત્રીજી ત્રણ કલાક એક આસને બેસીને આપણને પ્રાપ્ત પરમાર્થિક ક્રિયા કરવી તે. આ લેખ વાંચ્યા પછી તમારામાંના કેટલાએ આ નિયમનું પાલન કરવા માંડ્યું છે તે તમારા પત્રો મારા ઉપર આવ્યાથી સમજાશે.

——તમે ગમે તો બાળક હો, યુવાન હો, કે વૃદ્ધ હો, પુરુષ હો, કે સ્ત્રી હો, પણ તમારે આ નિયમનું આગ્રહથી પાલન કરવાનું જ છે. માત્ર દશ વર્ષથી નાના બાળકોને સુખે રહેવા દેવાં. તમે સવાચારે ઉઠશો તે નહિ ચાલે, પણ તમારે ચાર વાગે જ ઉઠવું જોઇએ, એ લક્ષમાં રાખશો. રાત્રે નવ દશ વાગે સૂઇ જવું અને જરા આહાર સ્વલ્પ લેવો, એટલે સવારમાં નિયમપ્રમાણે વહેલા જ જાગો જ. આરંભના રોજ ભલે નિયમિત નહિ હોય પણ અભ્યાસ પડતાં તમે તે પ્રમાણે સુખપૂર્વક કરી શકશો

——ત્યારે તમે સર્વ મન આ પ્રમાણે વર્તો છો, એ [illegible] મારા આનંદ અને ઉત્સાહમાં વૃદ્ધિ કરશો, એમ મનોગત મારી નમ્ર પ્રાર્થના છે,

× × × × ×

——“હિંદુસ્થાનનો ઉદ્ધાર અને તે સંબંધી ચર્ચા” એ લેખ છૂટો છપાવીને પુસ્તકના રૂપમાં આપવાની ઇચ્છા હતી, પણ તે લેખ છાપવા જેટલો મોટો ન થવાથી તેમ નહિ કરતાં પ્રાન્તકાળમાં જ તેને પ્રસિદ્ધ કરવો યોગ્ય ગણ્યું છે.





# सिद्ध मंदिरना सिद्ध मंत्रो.

( અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૮ ના પૃષ્ઠ ૧૭૬ થી. )

સાર.

આંતર મનના સર્વ વ્યાપારો આપણે ન જાણીએ તેવી રીતે થયા કરે છે અને જ્યારે તેનો પરિણામ પ્રકટે છે ત્યારે જ આપણે જાણીએ છીએ. તેના વ્યાપારોમાં કદી પણ ભૂલ થતી નથી. તેની કાર્ય કરવાની પદ્ધતિનું આપણને જ્ઞાન નથી. જગતમાં થઇ ગયેલા અત્યંત પ્રસિદ્ધ અને મહાન્ કવિઓ, ચિત્રકારો, શિલ્પકારો અને સંગિતકળાવિદોની પ્રતિભા શક્તિનો આધાર આ આંતર મન છે. દૈવી અથવા અસાધારણ પ્રતિભા આ આંતર મનમાંથી જ પ્રકટે છે. આપણા હૃદયને ચલાવનાર, રુધિરની ગતિને પ્રેરનાર, આપણી ઉચ્છ્વાસને વધારનાર, તથા એવા બીજા અત્યંત અગત્યના આપણા શરીરની અંદરના કાર્ય કરનાર આ આંતર મન છે. જેમ ઘડીઆળ પોતાનું કામ શાંતિથી નિયમિત રીતે કર્યા કરે છે તેમ આ સઘળા વ્યાપારો શાંતિથી નિયમિત ચાલ્યા કરે છે. આપણા જીવનને ઘાટ આપનાર સર્વ વ્યાપારો આ આંતર મનને સ્વાધીનમાં છે, એ તે તેને કરે છે. બાહ્ય મન પાંચ કર્મેન્દ્રિયદ્વારા બાહ્ય વિષયો અથવા પદાર્થોના સંબંધમાં આવે છે. આ સારૂં અને આ ખોટું એના તર્ક અથવા વિચાર આ મન કરે છે. આ બાહ્ય મન આંતર મનઉપર સંસ્કાર પાડી શકે છે અને પોતાની ઇચ્છામાફક તેની પાસે કામ કરાવી શકે છે. આ બાહ્ય મન એ આપણા જીવનની પરિસ્થિતિને પલટી શકે છે. ભય, ચિંતા, શોક, દરિદ્રતા, રોગ, વિષમતા તથા દુઃખમાત્ર એ બીજું કંઇ જ નથી, પણ બાહ્ય મનના આંતર મનઉપર પડેલા ખોટા સંસ્કારોનો જ પરિણામ છે, અને આ દુઃખરૂપ પરિણામને આ બાહ્ય મન ધારે તો અટકાવી શકે છે. જો તે આંતર મન ઉપર ખોટા સંસ્કારો અથવા દ્યોતનને ન પડવા દે અથવા ન પાડે તો આનો પરિણામ આવવાનો સંભવ નથી. તેમ છતાં એક વખતે ખોટા સંસ્કારો અથવા ખોટા દ્યોતનો આ આંતર મન ઉપર પડ્યા હોય છે તો પુનઃ તે જ નિયમે તે બાહ્ય મનદ્વારા સારા સંસ્કારો અથવા સારા દ્યોતનો પાડી શકાય છે. આ પ્રમાણે વિચાર કરતાં જણાય છે, કે સુખ દુઃખની ચાવી આપણા આ બે મનના સ્વાધીનમાં રહેલી છે. તેમાં પણ વિશેષે કરીને તે બાહ્ય મનના સ્વાધીનમાં રહેલી છે. કારણ કે એક વખત આંતર મન ઉપર જે સંસ્કાર કે દ્યોતન પડે છે તદનુકૂલ પરિણામને તે જરૂર પ્રકટાવે છે જ, પછી તે સંબંધમાં કંઇ પણ વિવેક કે વિચાર કરવાનું તેને રહેતું નથી. આ ઉપરથી સારા ખોટા વિચાર સેવવામાં કેટલી સાવધાનતા આપણે રાખવાની છે, તે આ સ્થળે આપણને સ્પષ્ટ થાય છે. આપણને જે કંઇ દુઃખ આવે છે, તે આ પ્રકારની સાવધાનતા નહિ રાખવાનો જ પરિણામ છે. સારો ખોટો વિચાર, દૃઢપણે કરવામાં આવતાં તે સંસ્કાર અથવા દ્યોતનરૂપ થાય છે, અને આ સંસ્કાર અથવા દ્યોતન બીજરૂપ છે, જે આંતર મન

રૂપી ભૂમિમાં પડતાં અંકુરિત થાય છે અને વૃક્ષરૂપે પરિણામ પામે છે. તેથી એક પણ ખોટો વિચાર સેવતાં અત્યંત સાવધાન રહેવાનું છે જે આ પ્રમાણે સાવધાન રહેતા નથી તે દુઃખ રૂપ ફળને જ લણે છે. જે કંઈ કરવાનું છે તે આ જ કરવાનું છે. બાહ્ય મનને અખંડ સાવધાન રાખવાનું છે. **मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः**–મન એ જ મનુષ્યોના બંધમોક્ષનું કારણ છે, એમ જે કહેલું છે તે આ નિયમે કહેલું છે. આ મન તે આ બે ભેદવાળું બાહ્ય તથા આંતર મન છે. જે આ બે મનના વ્યાપારોના સ્વરૂપને બરાબર સમજતા નથી તે અજ્ઞાનવડે પોતે જ પોતાના બંધના અને દુઃખના કારણ થાય છે, અને જે આ બે મનના વ્યાપારોના સ્વરૂપને બરાબર સમજીને વ્યવહાર કરે છે તે પોતાની મુક્તિના કે સુખના કારણરૂપ થઈ રહે છે. **ज्ञानादेव मुक्तिः स्यात्**–જ્ઞાનથી જ મુક્તિ થાય છે, તે આ પ્રકારનું જ્ઞાન છે. શરીર, મન અને આત્મા, એ ત્રણના સ્વરૂપ તથા એ ત્રણનો પરસ્પરનો સંબંધ જે જાણી લે છે, તેનું બંધન તૂટી જાય છે અને તે મુક્ત થઈ રહે છે. આપણા ઘરના બારણે ચોકીદાર સીપાઈ જો ઉંઘતો હોય છે તો ગમે તે માણસ ઘરમાં પેસીને આપણો માલ ચોરી જાય છે, તે પ્રમાણે જો આપણું આ બાહ્ય મન અસાવધ હોય છે, તો પછી ગમે તે ખોટો ખરો વિચાર આપણા આંતર મનમાં પેસી જાય છે, અને પછી તેનો પરિણામ આપણે સહન કરવો પડે છે, કારણ કે જેમ ભૂમિમાં પડેલું બીજક ઉગ્યાવિના રહેતું નથી તેમ આંતર મનની ભૂમિમાં પડેલું વિચારબીજક પણ ઉગ્યાવિના રહેતું નથી. માટે જે કંઈ સાવધાનતા રાખવાની છે તે બાહ્ય મનને ઠેકાણે રાખવાની છે કે, બાહ્ય મન કોઈ પણ પ્રસંગે જરા પણ અસાવધ ન થાય અને ખોટો વિચાર આંતર મનમાં પેસી ન જાય.

દૃષ્ટાંતતરીકે કહીએ તો જેમ કે કોઈ પ્રસંગે આપણને કંઈ ખોટ આવી હોય તો તેવે વખતે ગભરાઈ જઈને ગમે તે વિચાર સેવવા નહિ પણ સાવધાન રહીને ધૈર્યથી હિતકર અને આપણી ઉન્નતિના જ વિચાર સેવવા. કોઈ પ્રસંગે કોઈ કષ્ટ આપણા ઉપર આવ્યું હોય તેવા પ્રસંગે પણ ગભરાઈ જઈને ગમે તે વિચાર ન કરવા, પણ શાંતિથી તેને ટાળવાના વિચાર કરવા. કોઈ પ્રસંગે કામક્રોધાદિ વિકારોનું પ્રાબલ્ય જણાય તેવા પ્રસંગે તે વિકારોને વશ વર્તીને તદ્રૂપ વિચારો સેવીને તે વિકારોનું વર્ધન ન સેવવું, પરંતુ શાંતિથી સાવધાન રહીને આ કામક્રોધાદિક વિચારોને વશ વર્તાવવાના જ વિચારો સેવવા. કારણ કે જો આ પ્રમાણે આપણે નથી કરતા તો ઉલટું આપણું દુઃખ આપણે હાથે વધારીએ છીએ; પરંતુ જો તે પ્રમાણે નહિ કરતાં આપણે સાવધાન રહીને જે ન સેવવા યોગ્ય વિચારો છે, તેને ન સેવતાં હિતકર વિચારોને સેવીએ છીએ તો પરિણામ એ આવે છે, કે આપણાં દુઃખ, કષ્ટ કે વિકારોને ન પોષતાં તેને ન વધારતાં આપણે તેમને ન્યૂન બળવાળા કરીએ છીએ, અને સુખરૂપ ફળને પ્રકટાવનાર હિતકર વિચારબીજકોને આપણી આંતર ભૂમિમાં આપણે રોપીએ છીએ.

પણ જગત્પ્રતિ જોઈએ તો જણાય છે કે તે આ પ્રમાણે સાવધાનતા નહિ સેવતાં ગમે તેવા વિચારોને સેવે છે જેનો પરિણામ પછી દુઃખ વ્યાધિ, વૃદ્ધાવસ્થા, વૈધવ્ય, ક્લેશ, ભય, ચિંતા ખેદ, દરિદ્રતા વગેરેમાં જ આવે છે. પોતાના સુખ દુઃખનું કારણ મનુષ્ય પોતે જ છે, તે જેવું વાવે છે, તેવું તે લણે છે. તેના વિચારો એ તેની વાવણી છે, અને સુખ અથવા દુઃખ એ તેનું ફળ છે. જગત્ જે કોઈ દુઃખી છે તેમાં આ જ કારણ છે.

જેમ આપણે પોતે આપણા બાહ્ય મનદ્વારા આપણા આંતર મન ઉપર ખોટા સંસ્કારો અથવા દ્યોતનો પાડીએ છીએ તેમ બીજા મનુષ્યો પણ તેવા જ ખોટા સંસ્કારો અથવા દ્યોતનો આપણા મન ઉપર પાડે છે. તેમાં પણ આપણી અસાવધાનતા જ કારણ છે. ભય, ચિંતા, ક્લેશ, શોક, દુઃખ, ગ્લાનિ, વગેરે વગેરે વિપરીત અને દુઃખરૂપ ફળને પ્રકટાવનાર અનેક ખોટા સંસ્કારો અને ખોટાં દ્યોતનો મનુષ્ય જેમ પોતાના ઉપર પાડે છે તેમ તે બીજાના ઉપર પણ પાડે છે. આ પ્રમાણેની પ્રવૃત્તિવડે આ આખું જગત્ દુઃખી થાય છે. અજ્ઞાનવડે આ જગત્ પોતે દુઃખી થઇને બીજાને દુઃખી કરે છે. પરંતુ આપણે જે કંઇ કરવાનું છે, તે એ છે, કે આવા ખોટા સંસ્કારો અથવા દ્યોતનો આપણા ઉપર પડવા ન દેવાની સાવધાનતા રાખવાની છે. જેણે આ સાવધાનતા રાખી તે તર્યો અને જેણે ન રાખી તે દુઃખકૂપમાં ડુબ્યો સમજવો.

ખરાબ માણસોની સંગતિથી હાનિ થાય છે, અને સારા માણસોની સંગતિથી લાભ થાય છે, એમ જે કહેવાય છે તેનું કારણ આ જ છે. જેને જેવી સંગતિ હોય છે તેવા તે થઇ રહે છે. અને આ પ્રમાણે થવામાં આ જ કારણ છે, અને આ જ નિયમ પ્રવર્તે છે. આ ઠેકાણે જે શુભ વિચારને સેવનાર છે તે સાધુ પુરુષ સમજવા. બાકી ઉપરથી તો ઘણા મનુષ્યો સારા જણાય છે, પણ તે સર્વ મોટે ભાગે આ પ્રમાણે અસાવધ અને ખોટાખરા વિચારને સેવનારા હોય છે, તથા પોતાના સંબંધમાં આવનારના ઉપર ગમે તેવા સંસ્કારો પાડનાર હોય છે.

જેમ આપણે આપણા પોતાના ઉપર ખોટા ખરા વિચારોના સંસ્કારો પાડતાં સાવધાન રહેવાનું છે તેમ બીજા મનુષ્યોના ઉપર પણ તે જ પ્રમાણે ખોટા સંસ્કારો પાડતાં આપણે અત્યંત સાવધાન રહેવાનું છે. કારણ કે તેથી બીજાને મહા હાનિ થાય છે, અને તેથી તે મહા પાપ છે. જગત્ જાણતાં અજાણતાં આ પાપ કરી રહ્યું છે, અને તેના પરિણામે તે વિવિધ દુઃખને ભોગવે છે. દુઃખમાત્રનું કારણ આ જ છે. આ સમાન જગતમાં દુઃખરૂપ ફળને પ્રકટાવનાર બીજું પાપ નથી, એ નક્કી સમજવું.

તેથી એક પણ ખોટો વિચાર સેવતાં, કે એક પણ ખોટો સંસ્કાર આંતર મનઉપર પાડતાં અખંડ સાવધાન રહો, અને આ પ્રમાણે તમે કર્યું એટલે તમે દુઃખમાત્રને તરી ગયા સમજો. કારણ કે બીજક રોપાઈ ગયું એટલે પછી તે અંકુરને કાઢે છે, માટે બીજક રોપતાં જ અથવા રોપાતી વખતે જ સાવધ રહો.

આંતર મન ઉપર એક સંસ્કાર કે એક દ્યોતન પડ્યું એટલે પછી તે એની મેળે જ ઉગે છે, અંકુર કાઢે છે, અને વૃક્ષ થાય છે તે કેવા રીતે થાય છે, કેમ થાય છે તે આપણે જાણી શકતા નથી, કે તે જાણવું એ આપણું કામ નથી. પણ આપણે તો તે પ્રમાણે થાય છે, એટલું જ માત્ર જાણવાની જરૂર છે. આ પ્રમાણે થવું એ આ પ્રકૃતિનો, આ વિશ્વનો નિયમ છે, જેથી આપણે જે કંઇ કરવાનું છે તે એ જ કરવાનું છે કે બીજક રોપીને બેસી રહેવાનું છે. જ્યાં એક વખત આ બીજક રોપાઇ ગયું કે પછી આપણે તેની ચિંતા કે કાળજી કરવાની નથી.

અને આ વાર્તા અથવા આ નિયમ સત્ય છે કે નહિ તે જાણવા માટે, તેની ખાત્રી કરવા માટે આપણે તેને આચારમાં ઉતારી જોવો એટલે સમજાશે. જ્યાં સુધી આ પ્રમાણે તેને આચારમાં ઉતારી ને આપણે તેની ખાત્રી કરી જોતા નથી ત્યાં સુધી આ નિયમની સત્યતા આપણને સમજાતી નથી. અને જ્યાં આ નિયમની સત્યતા આપણને સમજવામાં આવે છે ત્યાં પછી આપણી તદ્વિષયક શ્રદ્ધા દૃઢ થાય છે, અને આપણા સ્વાધીનમાં ઇચ્છાનુકુલ સામર્થ્યો રહેલાં છે, એવુ ભાન આપણને થાય છે.

દુ ખમાત્રને દૂર કરવાની, સુખમાત્રને વરવાની અને જગતમાં મહાન થઇને મહાન પદે સ્થિતિ કરવાની આ જ ચાવી છે. બીજા ભલે બીજા માર્ગો દર્શાવે પણ આ જ માર્ગ સત્ય છે અને પ્રાકૃતિક અર્થાત્ કુદરતી છે જ્યારે આ નિયમની મહત્તાનું ભાન આપણને થાય છે, ત્યારે આપણને પોતાને જ અત્યંત આશ્ચર્ય થાય છે કે, અહો! આટલા બધા સામર્થ્યો આપણા પોતાનામા રહેલાં છે

આપણને જે કરવાની ટેવ પડી હોય છે તે પ્રમાણે આપણે હમેશાં સ્વાભાવિક રીતે કરીએ છીએ અને આ પ્રકારની ટેવનુ સ્થાન આંતર મન છે હવે જો કાંઈ પણ ખોટી ટેવ આપણને પડી હોય તો તેને બદલવાનો એ જ રસ્તો છે, કે તે સબંધમા આ આંતર મનમાં પ્રથમ ફેરફાર કરવો. જે પ્રકારનુ ઘોતન આ મનઉપર કરવામા આવે છે, તે પ્રકારનો તેનો સ્વભાવ અથવા ટેવ થઇ જાય છે. જેથી પુન તેના ઉપર વારંવાર જૂદા પ્રકારનુ ઘોતન કરવાની જરૂર રહે છે આંતર મન વિચાર કે તર્ક કરતા રહેતું નથી, તે તો કામ જ કરી જાણે છે. તેથી આપણે જે સ્થિતિ જોઈતી હોય તેનુ તેના ઉપર દૃઢ ઘોતન કરવું જોઇએ. પછીથી તે આંતર મન આપણા અંતરમાં રહેલા ઉત્પાદક સામર્થ્યવડે તે સ્થિતિ આપણે માટે રચે છે.

આરોગ્ય ને આયુષ્યનું રક્ષણ કરવાનુ કામ આ જ મન કરે છે. માનસ પ્રદેશમાં તે સ્વભાવનુ અથવા ટેવનું સ્થાન છે અને આ આંતર મન એ વિશ્વવ્યાપી મનનો જ એક વિભાગ હોવાથી તે આપણે માટે ઇચ્છાનુકૂલ સ્થિતિ રચે છે આ અખિલ વિશ્વને રચનાર આ વિશ્વવ્યાપી મન છે અને તેનામા મહા અદ્ભુત સામર્થ્યો રહેલા છે. તે જ પ્રમાણે આ આપણા આંતર મનમા પણ તે જ અદ્ભુત સામર્થ્યો રહેલાં છે. આ સામર્થ્યો જાગ્રત્ થતાં આપણે માટે ઇચ્છાનુકૂલ સ્થિતિ આપણે આ વિશ્વમા પ્રાપ્ત કરી શકીએ છીએ.

વિચાર એ મનની ઉત્પન્ન કરવાની શક્તિ છે, અને વિચારદ્વારા આ મન જૂદી જૂદી સ્થિતિઓને સર્જે છે. પણ વિચારનું સ્વરૂપ મનુષ્યોને ખબર નથી. કેવા વિચાર સર્જનશક્તિવાળા છે તે મનુષ્યો જાણતા નથી. ગમે તેવા વિચાર એ ઇચ્છાનુકૂલ સ્થિતિને ઉપજાવી શકતાં નથી; પરંતુ વ્યવસ્થિતવાળા અને ઉત્પાદક સામર્થ્યવાળા વિચાર એનો અર્થ એ જ, કે આંતર મનને વિશ્વવ્યાપી મનથી એક કરવું તે, તેની સાથે એકતાર કરવું તે. કારણ કે આ પ્રમાણે કરવાથી આ વિશ્વવ્યાપી મનમાં રહેલાં મહા અદ્ભુત સામર્થ્યો આપણા આંતર મનમા જાગ્રત્ થાય છે.

પ્રથમ પાદમાં આપણે માત્ર શરીરથી સીધા ટટ્ટાર બેસવાનો અભ્યાસ પાડવાનું જણાવ્યું હતું, અને વિચાર આવે તો તેને આવવા દેવા એમ કહ્યું હતું. તે વખતે વિચારને રોકવાનું કહ્યું ન હતું. આ દ્વિતીયપાદમાં હવે તમારે એ કરવાનું છે કે વિચારમાત્રને રોકવાના છે. શી રીતે ? કોઈ પણ વિચારને ન ઉઠવા દેતા મનને નિર્વિકલ્પ કરવાનું છે, મનને સંકલ્પ વિકલ્પરહિત રાખવાનું છે.

આ કાર્ય તમે ધારો છો તેટલું સહેલું નથી; તેમ છતા તે નથી બની શકે તેવું પણ નથી. પણ અભ્યાસથી તે સિદ્ધ થાય તેમ છે. મનનો સ્વભાવ સંકલ્પવિકલ્પ કરવાનો છે, તે પ્રમાણે તે પ્રત્યેક ક્ષણે કર્યા જ કરે છે. તમે પ્રથમપાદમાં જણાવ્યા પ્રમાણે એક આસને સ્થિર બેસશો અને મનપ્રતિ જોશો તો જણાશે, કે તે એક ક્ષણ વિચાર કર્યાવિના રહી શકતું નથી. તમે સઘડીમાં દેવતા સળગાવ્યો હોય છે ત્યારે તેમાંથી સ્ફુલિંગ તણખા ઉડતા હોય છે તે તો જોયું હશે જ. તે પ્રમાણે આ મનમાથી વિચારો એક પછી એક ઉઠ્યા કરે છે. આ વાર્તાનો આપણને ત્યારે જ અનુભવ થાય છે, કે જ્યારે આપણે વિચારોને રોકવાનો, તેનો નિરોધ કરવાનો અથવા મનને નિર્વિકલ્પ કરવાનો પ્રયત્ન કરીએ છીએ. સ્મરણમાં રાખશો કે આ અભ્યાસ કરતી વખતે વિચારોને રોકવાનો બળાત્કારથી કોઈ પ્રયત્ન કરવાનો નથી. પણ જે જે વિચાર ઉઠે તે વિચારમાર્ગે આપણે ન ભળવું. તે વિચારના તંતુની સાથે તણાઈને તેને આપણે લાંબો ન કરવો. પણ ત્યાંથી જ તેને પડતો મૂકી દેવો. આપણે આ વિચારની સાથે એક ન થતા ન્યારા થઈ તેના દ્રષ્ટા થઈ જવું. એટલે આગળ ચાલતો આ વિચાર એની મેળે જ અટકી જશે. બળ નહિ પણ આ પ્રમાણે કળ વાપરીને મનને નિસંકલ્પ કરવાનો અભ્યાસ નિત્ય અર્ધો કલાક કરવો. આ વાર્તા તમે ધારો છો તેટલી સહેલી નથી; તેમ તમે ધારતા હો તેટલી કઠિન પણ નથી. પણ તે નિયતના નિયમિત અભ્યાસથી સિદ્ધ થાય છે. માટે શાન્તિથી તે પ્રમાણે મનને સ્થિર શાંત નિસંકલ્પ કરવાનો નિત્ય અભ્યાસ સેવવો.

અપૂર્ણ

# હિંદુસ્થાનનો ઉદ્ધાર અને તે સંબંધમાં ચર્ચા.

( અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૬ ના પૃષ્ઠ ૧૬૩ થી. )

૨——મનુષ્યને દુઃખ શાથી મળે છે, અથવા તેને આ જગતમાં સુખ શાથી નથી મળતું એને. તમે કદી વિચાર કર્યો છે ખરો ?

૧——ના. અમે તો જાણીએ છીએ, કે પ્રજાને પરતંત્રતાથી દુઃખ આવે છે અને સ્વતંત્રતાથી સુખ થાય છે.

૨——પણ હું તમને પૂછું છું, કે આ પ્રમાણે પરતંત્ર સ્થિતિ આવવામાં પણ કંઇ કારણ હશે ખરું ?

૧——હા, કારણ તો ખરું જ. તે જાણવા જેવું થાય છે. અંગ્રેજ લોકોનું રાજ્ય આપણા દેશમાં થયું, એ પરતંત્રતા આવવાનું કારણ બીજું શું ?

૨——પણ હું તમને એ પૂછું છું, કે પૂર્વે આપણા દેશમાં અંગ્રેજોનું રાજ્ય ન હતું ત્યારે પ્રજા સુખી હતી ખરી ?

૧——હા. સુખી, ઘણી સુખી હતી.

૨——ત્યારે, આજે જે પ્રજા દુઃખી છે, તેનું કારણ માત્ર અંગ્રેજી રાજ્ય છે, એમ નહિ કહી શકાય. મારે તમને એ પૂછવું છે, કે અંગ્રેજી રાજ્ય આવ્યું કયા કારણથી ?

૧——વળી એમાં કારણ શું ?

૨——ના, એમ ન બને કારણવિના કાર્યની ઉત્પત્તિ થતી જ નથી. એ આ જગતનો નિયમ છે. તો તમે ન જાણતા હો તો આજે જાણો કે આ પ્રકારનું પ્રજાને વિવિધ પ્રકારના દુઃખને આપનાર પરરાજ્ય આવવામાં કંઇ પણ કારણ નથી એમ નહિ, પરંતુ તે પ્રમાણે થવામાં પ્રજાનાં તેને આ પ્રકારનું દુઃખ આપે તેવાં કર્મ કારણ છે.

૧——આપનું કહેવું તો વિશેષ વિચારવાળું જણાય છે; પરંતુ હું આપની પાસે એ જાણવા ઇચ્છું છું, કે તે કર્મ કયા હશે

૨——તે કર્મ તે આ છે, કે જેનું ફળ દુઃખરૂપ જ હોય છે. અનીતિ, અસદાચાર, અન્યાય, પાપ અસત્ય, ઇશ્વરપ્રત્યેની અનભિજ્ઞતા અને પોતાના સ્વરૂપનું અજ્ઞાન વગેરે એ પ્રજાને કે મનુષ્યમાત્રને દુઃખ આપનાર ખરાં કારણો છે. રાજ્ય, દેશ, કાળ, કે એવી જ બીજી વસ્તુઓ તો માત્ર નિમિત્તરૂપ છે, તે ખરાં કારણો નથી.

૧——પણ આ રાજ્ય કે દેશ, કાળ એ પણ નિમિત્ત કારણો ખરાં જ કે નહિ ?

૨——હા, તે ખરાં પણ તે ઉપરથી તમે શું કહેવા માગો છો ?

૧——હું એ કહેવા ઇચ્છું છું, કે જો તે નિમિત્ત પણ કારણો છે, તો તેને દૂર કરવાથી પ્રજા સુખી થાય કે નહિ ? અને આ પ્રમાણે પ્રજા આ કારણોને દૂર કરવામાં આવે

તો જરૂર સુખી થાય, એમ માનીને અમે આ દુઃખનાં કારણોને દૂર કરવાને પ્રયત્ન કરીએ છીએ.

૨——બહુ સારી વાત છે, અને તમારે માટે આ પ્રયત્ન ઉત્તમ છે. પણ પ્રસંગ પ્રાપ્ત થયો છે તો હું કહું છું, કે આ પ્રમાણેની આ અથી ભગીરથ કડાકુટનો કંઇ અર્થ નથી. આ પ્રમાણેના ભગીરથ પ્રયત્નના પરિણામમા પ્રજા યત્કિંચિત્ જ સુખી થાય છે. હા, બહારથી તો એવો દેખાવ લાગે છે કે પ્રજા બહુ જ સુખી થઈ જશે, અને જાણે તેનાં સર્વ દુઃખ ટળશે. પણ આ માત્ર ભ્રાંતિ જ છે. પરિણામે જ સમજાય છે, કે પ્રજાનાં કેટલાં દુઃખો હંમેશને માટે ટળ્યાં છે તથા તે કેટલી વાસ્તવ સુખી થઇ છે

૧——ત્યારે અમારે શું કરવું ?

૨——તમે જે કરો છો તે તમારે ન કરવું, એમ તો હું કહેતો જ નથી. તમે જે કરો છો તે તમારા અધિકારપ્રમાણે યોગ્ય જ છે. પણ જુઓ આ સંબંધમાં એક પાશ્ચાત્ય તત્ત્વવિદ્ અંગ્રેજી ભાષામા આ પ્રમાણે પોતાના વિચાર જણાવે છે.

" Thd world within is the cause; the world without the effect; to change the effect you must change the cause."

" You will at once see that this is a radically new and different idea; most men try to change effects by working with effects; they fail to see that this is simply changing one form of distress for another To remove the discord we must remove the cause; and this cause can only be found in the world within."

ભાવાર્થ:——અંતર જગત્ એ કારણ છે અને બાહ્ય જગત્ એ કાર્ય છે; અથવા આંતર જગત્ એ બીજક છે, અને બાહ્ય જગત એ ફળ છે, કાર્યમા ફેરફાર કરવો હોય તો આપણે કારણમાં ફેરફાર કરવો જોઇએ.

તમે તરત જ આ ઉપરથી જોઇ શકશો, કે આ એક વિચારક્ષેત્રનો તદ્દન નવો અને જુદો જ વિચાર છે. જગતના મનુષ્યનો મોટો ભાગ કાર્ય અથવા પરિણામમાં ફેરફાર કરવાને માટે કાર્યની સાથે જ માથાકૂટ કરે છે પણ એ વાત એમના લક્ષમાં આવતી નથી કે આ પ્રમાણે કરવું એટલે દુઃખના એક રૂપને બીજામા બદલવું એ જ છે. અર્થાત્ આ પ્રમાણે કાર્ય અથવા પરિણામ સાથે માથાફોડ કરવાથી દુઃખ દૂર થતુ નથી પણ એકને બદલે બીજું દુઃખ ઉભું થાય છે. અવ્યવસ્થાવાળી સ્થિતિ બદલવા માટે આપણે તેના કારણને દૂર કરવું જોઇએ. અને આ દુઃખનું ખરું કારણ માત્ર આપણા આંતર જગતમાં જ રહેલું હોય છે.

તાત્પર્ય, કે રાજ્ય કાળ, દૈવ વગેરે દુઃખનાં કારણો છે તે તો નિમિત્ત કારણો છે. દુઃખના ખરા કારણો તો પ્રજાનાં દુષ્કર્મ અથવા જે કર્મ દુઃખરૂપ ફળ આપે તેમ છે તેવાં કર્મના કટુ સંસ્કારો છે અને તે તો પ્રજાના અંતરમાં રહેલા હોય છે. અને આ સંસ્કારો

અથવા દુઃખનાં ખરાં કારણો જો દૂર ન થાય વા ન કરવામાં આવે તો પ્રજાનાં દુઃખ કદી ટળતાં નથી. તેમ છતાં તેને ટાળવાનો પ્રયત્ન કરવામાં આવે છે તો એ થાય છે, કે તે ટળ્યા જેવાં જણાય છે, પરંતુ બીજા રૂપમાં તે દર્શન દે છે. તાત્પર્ય, કે પ્રજાનું દુઃખ તો ટળતું જ નથી. અને એમ વાર્તા તો તમે જ જોઇ શકશો, કે દુઃખનું કારણ જ્યાં સુધી દૂર ન થાય ત્યાં સુધી તે શી રીતે ટળે ? જે રાજ્ય, કાલ અને દેશ, પ્રજાને તેનાં દુષ્કર્મના પ્રભાવે દુઃખના કારણરૂપ થાય છે તે જ રાજ્ય, કાલ અને દેશ પ્રજાનાં સત્કર્મ હોય છે, તો તેને સુખના કારણરૂપ થઈ રહે છે, તે તો નિમિત્તમાત્ર છે. અને તે નિમિત્ત સુખ અને દુઃખ એ બન્નેના કારણરૂપ થઇ રહે છે. તો પછી આવા નિમિત્તસાથે આટલી બધી માથાફોડ કરવાનું શું પ્રયોજન છે ? શું તેથી પ્રજાનાં દુઃખ ટળશે, એમ તમે માનો છો ? હા, તે જાણે ટળતાં હોય તેવો આભાસ થાય છે, એટલું જ. આ આભાસ એટલે શું તે તમે જાણો છો ? આ આભાસ એટલે ઉપર જણાવ્યું તે પ્રમાણે એક દુઃખનું બીજા રૂપમાં પરિણામ પામવું તે. અને આ પ્રમાણે થતા વળી તમે તે પરિણામની સાથે પાછા માથાફોડ કરો છો, અને તેને ટાળવાનો પ્રયત્ન કરો છો. પણ તેનો પરિણામ પણ પાછો તેનો તે જ આવે છે આ પ્રમાણે તમે લોકો પ્રજાનું સાચું કલ્યાણ કેટલું કરી શકો છો, તે આ ઉપરથી સ્પષ્ટ થાય છે. છતાં તમે લોકો તે જ પ્રમાણે માનો છો, કે તમે જગતનું કલ્યાણ કરો છો, અને જગતના લોકો પણ બાપડા તે જ પ્રમાણે માને છે.

જે પુરુષો પ્રજાને તેના દુઃખના કારણોને, મૂળને દૂર કરવાનો બોધ આપે છે કે, શીખવે છે, તેવા ભગવાન્ શંકરાચાર્ય, ભગવાન્ નૃસિંહાચાર્ય, ભગવાન્ રામકૃષ્ણ વગેરે જ પ્રજાનું સાચું અને ચિરસ્થાયી કલ્યાણ કરનાર છે. આ મારું કહેવું તમને કંઇ ખરું લાગે છે ?

૧——હા, આપનું આ કહેવું તદ્દન ખરું છે અને મને આપે આ વાર્તા જણાવીને મોટા વિચારમાં નાખી દીધો છે. વિચારના નવા ક્ષેત્રમાં જ આપે મારો પ્રવેશ કરાવ્યો છે.

૨——બહુ સારું; ત્યારે મને આપ એ, કહો, કે તમારી આ રાજકિય સ્વતંત્રતા મળવાથી શો લાભ થશે ?

૧——તે પરતંત્રતારૂપી બંધનમાંથી છુટશે, અને સુખી થશે.

૨——મારે આવો ગોળ ગોળ ઉત્તર જોઇતો નથી. કહો, કે તેને રાજકિય સ્વતંત્રતા મળશે, અને તેને લીધે તેને આર્થિક લાભ અમુક અંશમાં થશે, એ જ કે બીજું ?

૧—— હા, એ જ.

૨——તો આટલાથી એ થાય, કે પ્રજાને આ બે લાભ થાય, પણ બીજાં તેનાં દુઃખ તો ઉભાં રહેવાનાં, અને બીજાં સુખ તો તેને પ્રાપ્ત કરવાનાં જ. રહેવાનાં. વારુ, મને તમે એ, કહો, કે જે મનુષ્યોનો આ દેશ બનેલો છે, તેનો મનુષ્ય શાનો બનેલો છે ?

૧——લોકો કહે છે, કે પંચભૂતનો.

૨——વાહ ! ઉત્તર તો બહુ સારું આપ્યું; પણ આ ઠેકાણે આપણે પંચદશી ઉકેલવી નથી. મારે તો તમારી પાસે એ ઉત્તર કઢાવવો હતો, કે મનુષ્ય શરીર, મન અને આત્માનો બનેલો છે, એ વાર્તા તમને સંમત છે, કે નહિ ?

૧——શા માટે ન હોય ? એ તો તમારું કહેવું યોગ્ય જ છે.

૨—— ત્યારે હવે એ વાત પણ તમે સમજી શકશો, કે આ ત્રણની સાથે જ મનુષ્યના સુખદુઃખનો ઘણો સંબંધ છે.

૧——હા તે આપનું કહેવું કેવળ સત્ય છે.

૨——તો હવે મને તમે કહો, કે જ્યાં પ્રજાસત્તાક રાજ્ય છે, ત્યાં મનુષ્ય માંદા પડે ખરા ? અને તે માંદા પડે તો તેને દુઃખ થાય ખરું ?

૧——હા, શા માટે માંદા ન પડે ? પડે જ અને તેને દુઃખ પણ થાય.

૨——વારુ, ત્યાં તેવા રાજ્યમાં તેને મનનાં વિવિધ દુઃખો, જેવાં કે ભય, શોક, ચિંતા, ગ્લાનિ, મોહ, એ વગેરે પણ થાય કે નહિ ?

૧——શા માટે ન થાય, થાય જ. પણ આ બધું કહીને તમે શું કહેવા ઇચ્છો છો

૨——હું એ જ કહેવા ઇચ્છું છું, કે સુખમાં રાજકિય, કે આર્થિક આબાદી માત્ર નથી આવતી પણ આવી શરીર, મન અને આત્માની પણ બીજી ઘણી બાબતો રહેલી છે. જે સુખને તમે મેળવવા ઇચ્છો છો તે સુખ તો માત્ર સુખનાં બીજાં કારણોમાંનું એક જ છે, અથવા સ્વલ્પ અંશ છે. તેથી તમારી આજની આ પ્રવૃત્તિથી પ્રજા પૂર્ણ સુખી થઈ જશે એમ જો તમે માનતા હો, તો તે તમારી ભ્રાંતિ જ છે તે માત્ર અમુક સ્વલ્પ અંશમાં સુખી થશે અને મનુષ્યના સુખનો ઘણો આધાર તો આ તેની સાથે જેનો નિરંતર સંબંધ છે, એવા શરીર મન અને આત્મા કે જે, આ ત્રણના વિકાસઉપર રહેલો છે જેથી આ ત્રણેના વિકાસ માટે પ્રજાને જે બોધ કરતા હોય, જે તે તેનો પ્રજાને માર્ગ દર્શાવતા હોય તે પ્રજાનું કલ્યાણ કરનાર નથી, એમ નહિ. પણ તે જ પ્રજાનું વિશેષ અને ચિરસ્થાયી વાસ્તવ કલ્યાણ કરનાર છે. જેઓ આ દિશાપ્રતિ પ્રજાનું અલક્ષ થાય છે, એ યોગ્ય નથી જ. માત્ર રાજકિય લાભથી એ થશે, કે પ્રજાના હાથ, કે પગ જેવા કોઈ એકાદ સ્થૂળ અંગનો વિકાસ થશે પણ તેના સૂક્ષ્મ અને મહત્વના બીજા અંગો તો વિકાસ-વિના એમને એમ પડી રહેશે. અને આવા એકદેશી વિકાસ અથવા ઉન્નતિથી પ્રજાને શો અધિક લાભ થનાર છે, અથવા તો તે શી રીતે, અથવા વિશેષ સુખી થનાર છે ?

વળી તમે લોકો આ એક જ પ્રકારનો વિકાસ કરવા માટે પ્રજાનો બીજા અંગોનો વિકાસ કરનાર જ દ્વાર હોય છે તેને પણ તમે બંધ કરી દો છો, અથવા તેનો ઉચ્છેદ કરો છો, જેથી એક બાજુથી તમે પ્રજાને [illegible] કરો છો, તો બીજી બાજુથી તેટલી અથવા તેથી પણ વિશેષ હાનિ કરો છો અસ્તુ

વળી તમે લોકો આ જગતનો સુધારો કરવાનો, કે પ્રજાનો વિકાસ કરવાનો ગુંડો લઈને ફરો છો, એ તમારું કેટલું સાહસ છે ! તમે આ જગતનો સુધારો કરનાર, કે પ્રજાનો વિકાસ કરનાર કોણ ? વિકાસ એ શી વસ્તુ છે, તેની જ તમોને ક્યાં ખબર છે ! આ જગત્ ઈશ્વરે રચ્યું છે અને તેમને યોગ્ય જણાય તેમ તેની વ્યવસ્થા તે કરે છે, તેમાં વચમાં માથું મારનાર આપણે કોણ ? અને આપણું શું ગજું ? આ જગત્ તો અનાદિ કાળથી ચાલતું

આવેલું છે, અને હજી તે અનાદિ કાળપર્યંત ચાલ્યા જ કરવાનું છે, તેવા અનાદિ કાળથી ચાલતા આવતા જગતમાં આપણું શાશ્વત કલ્યાણ શામાં છે, તે જોઇ લેવું, તે શોધી કાઢવું અને તેને શોધીને કૃતાર્થ થવું એ જ આપણું કર્તવ્ય છે. આ વિશ્વ જેની સત્તાને વશ વર્તે છે, એવા ઇશ્વરને શરણે જવું, એ જ આપણું અને જગતનું પરમ કલ્યાણ કરનાર છે. આપણે તો માત્ર એટલું જ કરી શકીએ, કે પરમાત્માને પ્રાર્થના કરી શકીએ, કે હે પરમાત્મન્! તેં જ આ વિશ્વ રચ્યું છે, તને યોગ્ય જણાય તેમ તું તેની વ્યવસ્થા કરે છે, તો હે દયાઘન! તું પ્રાણીમાત્રને સુખી કરજે અને તેમના દુઃખ દૂર કરજે. આ જ આપણા અને જગતના કલ્યાણનો ઉત્તમ માર્ગ છે, એમ મને તો જણાય છે.

તેમ છતાં જે ઇશ્વરનો સાક્ષાત્કાર કરીને, કે જે આત્માનો સાક્ષાત્કાર કરીને કૃતકૃત્ય થયા હોય, જેમણે પોતાનું જન્મમરણ ટાળ્યું હોય, જેમણે ઇશ્વરથી પોતાનો અભેદ અનુભવ્યો હોય, તેવા આ સંસારના પારને પામેલા કૃતાર્થ પુરુષો ભલે પોતાને યોગ્ય જણાય તે પ્રજાને બોધ કરે, પણ બીજા જીવદશાપન્ન અને આ જગતતંત્રને ચલાવનાર પરમાત્માથી વિમુખ મનુષ્યો જો બીજાને બોધ કરે છે તો તે પ્રજાને હોલામાંથી ચૂલામાં જ નાખે છે અને તેમનાં દુઃખ કોઇને કોઇ રૂપમા વિદ્યમાન રહે છે અને સાચા સુખને તે પ્રાપ્ત થતા નથી.

તો હે વિવેકી બંધુ! તમને યોગ્ય જણાતું હોય તો તમારા અને આ જગતના કલ્યાણમાટે સર્વભાવવડે તે પરમાત્માને શરણે જાઓ, અને તેમની ભક્તિ કરો. મને તો દુઃખમાત્રને ટાળવાનો અને સુખસર્વસ્વને પામવાનો આ જ એક માર્ગ સર્વોત્કૃષ્ટ જણાય છે. ( અપૂર્ણ. )



# પક્ષપાતરહિત અનુભવપ્રકાશ



( અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૬ ના પૃષ્ઠ ૧૦ થી. )

પરાશરે કહ્યું, હે મૈત્રેય ! તું દેહાદિ વિષેના અહંરૂપ અભિમાનનો ત્યાગ કરીને પુનઃ તે ત્યાગનો પણ ત્યાગ કર્યો, પરંતુ તે હજી પણ અહંકારનો ત્યાગ ન કર્યો.

મૈત્રેયે કહ્યું, જો મને અહંકાર હોય તો હું ત્યાગું. અહંકાર તો પંચભૂતનો છે. હું શી રીતે ત્યાગું ? પંચભૂત અહંકારનો ત્યાગ કરે કે ન કરે. મને તેનાથી શું ? વળી બીજાની વસ્તુ ત્યાગ કરવાનો મને અધિકાર પણ નથી, કારણ દરેક જીવ પોતે પોતાની વસ્તુનો ગ્રહણ ત્યાગ કરવા સ્વતંત્ર છે. બીજાની વસ્તુનો ત્યાગ કરવામાં બીજો માલિક નથી.

પરાશરઃ—અહંકારનો ત્યાગ નહિ કરે તો કાલ તને દુઃખ દેશે.

મૈત્રેયઃ—અહંકાર જેને હોય તેને કાલ દુઃખ દે કે ન દે. બીજાની પંચાતમાં હું ચૈતન્યને શી મતલબ છે. સૂર્યમાં અંધકાર હોય અને સૂર્યને અંધકાર દુઃખ દેતો હોય તો સૂર્ય અંધકારનો ત્યાગ કરવાનો કે નાશ કરવાનો ઉદ્યમ કરે. પરંતુ સૂર્યમાં અંધકાર છે જ નહિ તો પછી અંધકારને દૂર કરવાનો સૂર્યનો ઉદ્યમ નિષ્ફલ છે ઘુવડસાથે સૂર્યને શી પંચાત ? તમે મારામાં નાહક અંધકારની કલ્પના કેમ કરો છો ? જો ઘુવડની સાથે સૂર્ય લડાઈ ઝઘડા કરે તો નિંદાના સૂર્યને હાસ્યાસ્પદ જ ગણશે. તે જ પ્રમાણે હું નિર્વિકલ્પ ચૈતન્ય સાક્ષીઆત્મામાં અહંકાર છે જ નહિ, એવા અનાસક્તિવાળા અહંકારને ત્યાગવાનો પ્રયત્ન નિષ્ફળ છે, હાસ્યને પાત્ર છે

પરાશરઃ—હે મૈત્રેય ! અહંકારનું શું સ્વરૂપ છે ?

મૈત્રેયઃ હું ચૈતન્યને તેની શી ખબર ? અહંકારવાળાને અહંકારના સ્વરૂપની ખબર હશે. તેમને પૂછો. રાજાને તેલ મૂળાનો ભાવ પૂછવો એ નાદાની છે.

પરાશર.—તું કોણ છે ?

મૈત્રેયઃ—મહદ્ આશ્ચર્ય છે, કે આપ પૂછો છો કે 'તું કોણ છે' ? ઘટાકાશ ઘટાકાશને પૂછે કે તું કોણ છે એવો જ આ ન્યાય છે જો કે ઘટ અનેક છે તથાપિ તે ઘટોમાં રહેનાર આકાશ એક જ છે. વળી વિચારથી ઘટ પણ અનેક નથી. મૃત્તિકારૂપે એક જ છે, ઉપાધિવડે જ અનેક છે.

પરાશરઃ—અહંકારમાં તું બંધાયેલો છે, અને કહે છે કે હું ચૈતન્ય છું. તને લજ્જા નથી આવતી ?

મૈત્રેય —લજ્જા તેને છે. કે જે બંધનમાં છે છતાં જાણે છે કે હું મુક્ત છું. જે મુક્તને મુક્ત જાણે છે અને બંધનયુક્તને બદ્ધ જાણે છે તેને લજ્જા નથી. ઉલટા હું ચૈતન્ય અધિષ્ઠાનવિષે કલ્પિત અહંકારાદિકવડે જે થયો નથી તેવા બંધનું તમે આરોપણ કરો છો, એ તમને લજ્જારૂપ છે.

જેમ કલ્પિત સર્પ, દંડ, માળાઆદિ પોતાના અધિષ્ઠાન રજ્જુને બાંધી શકતા નથી, તેમ જ પરસ્પર એક બીજાને પણ બાંધી શકતા નથી, અને તેથી સર્પાદિકવડે રજ્જુમાં બંધનો આરોપ કરવો એ હાસી છે; જેમ સ્વપ્નના અહંકારાદિ સ્વપ્નદૃષ્ટાને નથી બાંધી શકતા તેમ અહંકારાદિ આત્માને પણ ન જ બાંધી શકે. જેમ આકાશને મહાન્ બળવાન્ વાયુ, અગ્નિ, જલ વગેરે શોષણ કરી શકતા નથી, દાહ કરતા નથી, ભીંજાવી શકતા નથી તેમ જ દેવતા, દૈત્ય રાક્ષસાદિ પણ આ મહાન્ આકાશને બાંધી શકતા નથી, તો તુચ્છ જીવ આકાશને બાંધે એ કેમ કહેવાય? ભૂતાકાશને માનવાનો ઉદ્યમ સર્વથા નિષ્ફળ છે, કારણ કે આકાશ સ્વરૂપથી જ નિર્બંધ છે. તે જ પ્રમાણે આ પંચભૂત કે ભૂતાકાશ હું ચૈતન્યની પાસે સુમેરુ પર્વત જેવા અતિ સ્થૂલ છે, તો એવા અતિ મહાન્ અને સૂક્ષ્મ હું ચૈતન્ય આત્માને તુચ્છ પંચભૂતોના કાર્યરૂપ અહંકારાદિક અથવા પંચ વિષય વા પંચભૂત કેમ બાંધી શકશે? કદી નહિ બાંધી શકે

જેમ દેવતા, દૈત્ય, રાક્ષસાદિ પોતપોતામાં એક બીજાને બાંધી શકે છે, પરંતુ આકાશને બાંધી શકતા નથી. તે જ પ્રમાણે અહંકારાદિ તો પણ પોતપોતામાં બંધ મોક્ષ થાય છે. આકાશ સમાન અતિ સૂક્ષ્મ હું ચૈતન્ય સાક્ષી આત્માનો બંધ મોક્ષ થતો નથી. હું ચૈતન્ય નિત્ય મુક્ત છું પરંતુ કથા ધ્રુવની કહો

પરાશર.—કથા ધ્રુવની એ જ છે કે આપ સહિત સર્વ હરિ છે એમ જાણ.

વામદેવે કહ્યું—હે ધ્રુવ! તારૂં સ્વરૂપ શું છે?

ધ્રુવે કહ્યું:—જે જે મન વાણીના કથન ચિંતનમાં આવે છે, તે તે મારૂં રૂપ નથી. તે જગતનું સ્વરૂપ છે તેથી કરીને જ્યારે મનની સાત્વિક અથવા રાજસી અથવા તામસી વૃત્તિનું કોઇ સ્ફુરણ હોતું નથી તે અવસ્થામાં સાક્ષીરૂપ, વળી જે સમયે મનના કે રાજસ તામસ કે સાત્વિક સ્ફુરણ થાય છે અને વળી તે સ્ફુરણ નષ્ટ થાય છે પાછું ઉદય પામે છે, એમ વારંવાર ઉદય પામે છે નષ્ટ થાય છે, તે મનના સ્ફુરણની સર્વ અવસ્થામાં જે નિર્વિકાર નિર્વિકલ્પ સાક્ષી ચૈતન્ય આત્મા છે તે હું છું. તે જ મારૂં સ્વરૂપ છે. બાકી સઘળું નામરૂપ જગત્ સ્વપ્ન જગતસમાન મિથ્યા છે

વામદેવે કહ્યું:—જો સર્વ ગોવિંદ છે, તો વચમાં કંઇ મિથ્યા, કંઇ સત્ય, એવા ભેદની કલ્પના કેમ કરે છે?

ધ્રુવે ઉત્તર આપ્યો—જો સર્વ ગોવિંદ છે, તો ભેદની કલ્પના પણ ગોવિંદ છે તેથી ભજનનું શું પ્રયોજન છે?

મેં કહ્યું:—હે ધ્રુવ! સર્વ દૃશ્ય જગત્ પરમાત્મા ઇશ્વરનું ભજન કરે છે તેને જ અલ્લા, ખુદા શબ્દોથી સંબોધે છે તે પરમાત્મા ઇશ્વર સચ્ચિદાનંદ સ્વરૂપ છે. સર્વવ્યાપી અંતર્યામી છે. જો પરમાત્માને એવા સ્વરૂપવાળા નહિ માનો તો અંતર્યામી ઇશ્વર, પરમાત્મા અસત્, જડ, દુઃખી અને પરિચ્છિન્ન સિદ્ધ થશે અને પરમાત્માનું એવું સ્વરૂપ કોઇ શાસ્ત્ર તથા વિદ્વાનને મંજુર નથી. જેથી જ એ સચ્ચિદાનંદ, સર્વવ્યાપક, અંતર્યામી આ બુદ્ધિ

આદિ સર્વ નામરૂપ દશ્યના સાક્ષી, દૃષ્ટા, ચૈતન્ય છે. આ સાક્ષી ચૈતન્યથી ભિન્ન, દેહથી લઇ માયાપર્યંત કાર્ય કારણરૂપ દશ્ય પ્રપંચમાં ઉપરોક્ત કોઇ ગુણ ઘટતો નથી; ચાહે તો પિંડ બ્રહ્માંડ શોધી વળો.

વળી પૂર્વોક્ત વિશેષણોથી યુક્ત પરમાત્માને આ નામરૂપ દશ્ય બ્રહ્માંડથી બહાર માનશો તો પરમાત્માવિષે સર્વવ્યાપકતા, સર્વ અંતર્યામ્યતા સિદ્ધ નહિ થાય. જે સર્વ જડ પદાર્થોનું નિયમન કરે છે, તે જ ચૈતન્ય પરમાત્મા છે, અન્ય નહિ. જો ચૈતન્ય પરમાત્મા બ્રહ્માંડથી બહાર હોય તો આ સર્વ જડ પદાર્થો ચેષ્ટા શી રીતે કરે ? કદી ન કરી શકે. પ્રત્યક્ષ વિરોધ જ જણાશે. ચૈતન્યવિના જડની ચેષ્ટા કેમ સંભવે ? સાર ગ્રાહીને આગ્રહ હોતો નથી. જે વસ્તુમાં પૂર્વોક્ત વેદોક્ત સચ્ચિદાનંદાદિક વિશેષણ ઘટી શકશે તે જ પરમાત્મા સર્વને માનવા યોગ્ય છે. આત્મા કે અન્યથી કંઇ ભાઇચારો નથી ( કે તેને મનાવવા આગ્રહ હોય ) પરંતુ સરળ બુદ્ધિથી વસ્તુનિર્ણય કરવો જોઇએ. તેથી વિવાદને છોડીને ન્યાય રીતિથી વિચારજો. પૂર્વોક્ત વિશેષણો સાક્ષી ચૈતન્ય આત્મામાં જ ઘટી શકશે. અન્યમાં નહિ. પરમાત્મા ચૈતન્ય પુરુષે આ નામરૂપ જગતને રચીને સ્વયં તેમાં પ્રવેશ કર્યો એવા ભાવનું શ્રુતિવાક્ય છે. એટલે જેમ સ્વપ્નદૃષ્ટા, સ્વપ્નના પદાર્થોને રચીને પોતે તેમાં પ્રવેશ કરે છે, જેમ મહકાશ, કુલાલ રચિત ઘટમાં પ્રવેશ કરી ઘટાકાશ સંજ્ઞાને પ્રાપ્ત થાય છે, તેમ પરમાત્મા જગતમાં પ્રવેશ કરે છે. એ પરમાત્માને પૃથ્વી નથી જાણતી પરંતુ પરમાત્મા તેને જાણે છે અને તેની અંદર સ્થિત થઇ તેનું નિયમન કરે છે; અને તે જ તમારો આત્મા, અંતર્યામી, અમૃત સ્વરૂપ છે. તે જ પ્રમાણે જે મનની અંદર સ્થિત થઇ મનનું નિયમન કરે છે, અને મનને જાણે છે તે અંતર્યામી, તમારો આત્મા અમૃત સ્વરૂપ છે. આ જ પ્રમાણે પ્રાણાદિકમાં પણ તેની સ્થિતિ સમજી લેવી. તે જ પ્રમાણે એકવિંશવાર પુનઃ પુનઃ અંતર્યામી પરમાત્માનું આત્મારૂપે, બ્રાહ્મણ વેદ ભાગમાં પરમાત્માનું કથન કરેલું છે. તે જ પ્રમાણે છાંદોગ્ય ઉપનિષદના અધ્યાયમાં પુનઃ પુનઃ પરમાત્મા ચૈતન્યનું, આત્મારૂપ ચૈતન્યનું જ કથન કરેલું છે. તે જ પ્રમાણે કે સામવેદના છઠ્ઠા ઉપનિષદમાં વારંવાર આત્માનું જ બ્રહ્મરૂપે કથન કરેલું છે. અને કહ્યું છેઃ હે અધિકારી જનો ! જે મનબુદ્ધિથી જાણવામાં નથી આવતો અને જે મનબુદ્ધિને જાણે છે, તેને તમે બ્રહ્મ જાણો. જેને તમે ઇંદ્રરૂપે જાણો છો તે બ્રહ્મ નથી.

આ પ્રમાણે અનેક શ્રુતિકથન છે. જો તે જૂઠું હોત તો શ્રુતિ કદી પણ વારંવાર કહેત નહિ. જૂઠી વાતો કરવાનું બાવલાંઓનું કામ છે. શ્રુતિ તો સત્યવક્તા છે. આત્માને બ્રહ્મથી ભિન્ન માનશો તો બ્રહ્મઅનાત્મ ઠરશે; અને પૂર્ણ વસ્તુ બ્રહ્મથી આત્માને પૃથક કહેશો તો આત્મા પરિચ્છિન્ન, મિથ્યા, ઘટવત્ થઇ જશે. આથી કરીને ઘટાકાશ અને મહાકાશની સમાન આત્મા અને બ્રહ્મ બે નામ જૂદાં છે, વસ્તુ એક જ છે.

તાત્પર્ય, કે સચ્ચિદાનંદ સ્વરૂપ વસ્તુથી જ જગતની ઉત્પત્તિ, પાલન, સંહાર થાય છે. અન્યથી નહિ. તેથી એ જ સિદ્ધ થાય છે, કે સચ્ચિદાનંદ વસ્તુ છે. તેને પરમાત્મા કહો, ચાહે પરમેશ્વર કહો, ઇશ્વર કહો, ચાહે અલ્લા કહો, ખુદા કહો, ચાહે આત્મા કહો, સાક્ષી

ચૈતન્ય કહો, ચાહે, પ્રત્યક્ આત્મા કહો, કે બુદ્ધિઆદિ સર્વ નામરૂપવાળા દ્રશ્ય પદાર્થોના દ્રષ્ટા કહો. કેવલ નામનો ભેદ છે, વસ્તુનો નહિ, વસ્તુ તો એક જ છે. તે જ પ્રમાણે દેહ બુદ્ધિ આદિ માયાપર્યન્ત સર્વ નામરૂપ જગત્ પણ દ્રશ્યત્વ રૂપતાએ એક જ છે.

હે ધ્રુવ ! જ્યારે તું બુદ્ધિ આદિ નામરૂપનો પોતાને દ્રષ્ટા, સાક્ષી ચૈતન્ય જાણે છે, ત્યારે તો ( એમ સમજ કે ) તારા સચ્ચિદાનંદ સ્વરૂપનું જ, બ્રહ્માથી લઇને કીડીપર્યન્ત સર્વ દ્રશ્ય પૂજનયજન કરે છે. તારા નિમત્ત જ તે તપશ્ચરણ કરે છે. તારી જ સર્વ પ્રાર્થના કરે છે. સર્વ દ્રશ્ય તું ચૈતન્યનું ગુલામ છે. તું તો નહિ. પરંતુ ચૈતન્ય આ દ્રશ્ય ગુલામનું ભજન કેમ કરે છે ? જે પુરુષ પોતાના ગુલામની આગળ પ્રાર્થના કરે છે તેને તે લજ્જાભરેલું છે. નહિ તો જો તને સચ્ચિદાનંદ માનવાથી તારૂં કંઇ બગડતું હોય તો હે ધ્રુવ ! તું તને બુદ્ધિ આદિનો તો દ્રષ્ટા, સત્, ચૈતન્ય, આનંદ સ્વરૂપ જાણીશ તો પછી તું પોતાને જડ, અસત્ દુઃખરૂપ દ્રશ્યની સત્ ચિત્ આનંદ પરમેશ્વરપાસે પ્રાર્થના થાય તે થઇ શકે છે, અન્યથા નહિ. પરંતુ તું અસત્, જડ, દુઃખરૂપ દ્રશ્યમનઆદિકનો દ્રષ્ટા, અસત્ જડ દુઃખરૂપ દ્રશ્ય કેમ થઇ શકે ? ન જ થઇ શકે. પછી તો તારી ઇચ્છા હોય તે કર. હે ધ્રુવ ! જો તું પોતાને સત્ચિત્ આનંદરૂપ નહિ માને, તો તેનાથી ભિન્ન અસત્, જડ, દુઃખરૂપ પોતાને માનવો જ પડશે

( અપૂર્ણ )

# સનાતન ધર્મસર્વસ્વ.



( અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૬ ના પૃષ્ઠ ૧૨૬ થી. )

શિષ્યઃ— ગુરુદેવ ! સનાતન ધર્મસંબંધમાં આજે મારી જાણવાની જીજ્ઞાસા થઇ છે તો કૃપા કરી આપ તેને તૃપ્ત કરશો. હું એ સંબંધમાં આપને જે જે પ્રશ્ન પુછું તેનાં ઉત્તર આપ આપવા મારા ઉપર અનુગ્રહ કરશો, એમ મારી આપને નમ્ર વિજ્ઞપ્તિ છે.

ગુરુ—પ્રિયભાઇ! તારી આ જીજ્ઞાસા સ્તુત્ય છે. પણ એ સંબંધમાં મૌન જ સેવવાની વૃત્તિ છે.

શિષ્યઃ—તે પ્રમાણે આ કાળમાં આપને આ સંબંધમાં મૌન સેવવાનું શું પ્રયોજન છે તે અડચણ ન હોય તો આ દાસને જણાવવા કૃપા કરશો. આજે આ સંબંધમાં અનેક મનુષ્યો ઉલ્લેખ કરી રહ્યા છે, તેવા સમયમાં આપના વિચારો જાણવામાં આવે તો મારા ઉપર તેમ જ આ જગત ઉપર પરમ ઉપકાર થશે, મને એમ લાગે છે

ગુરુઃ—આજે આ સંબંધમાં અનેક મનુષ્યો ઉલ્લેખ કરી રહ્યા છે તેથી જ મારી ઇચ્છા તે સંબંધમાં કંઇ પણ બોલવાની નથી. આ લોકો ભલે આ જગતઉપર ઉપકાર કરે અને તેમનું ચાલતું હોય તો તેને ભલે સ્વર્ગમાં મોકલી દે; હું તેથી અપ્રસન્ન નથી.

શિષ્યઃ—પણ ગુરુદેવ ! આપશ્રીને આ સંબંધમાં કંઇ પણ વિચાર ન જણાવવાની ખાસ પ્રતિજ્ઞા હોય તો તો હું આપની તે પ્રતિજ્ઞા ભંગ કરવાનું આપને ન કહી શકું. પરંતુ જો તેવી ખાસ પ્રતિજ્ઞા ન હોય તો તો મારી આજે આપને આગ્રહપૂર્વક પ્રાર્થના છે, કે આપે આ સંબંધમાં પ્રકાશ કરવા કૃપા કરવી.

ગુરુઃ—ના ભાઇ ! તેવી ખાસ પ્રતિજ્ઞા તો કંઇ નથી. પણ કારણ, એ છે, કે આજે સઉ કોઇ આ સંબંધમાં પોતાને ફાવે તેમ પ્રવૃત્તિ કરી રહ્યા છે, અને જાણે પોતે સર્વજ્ઞ, વેદવિદ અને સત્ય વસ્તુના જ્ઞાતા હોય તેમ માનીને જગતને આગ્રહપૂર્વક તેવો બોધ કરી રહ્યા છે, એ સ્થિતિ જોઇને જ મને સ્વભાવિક રીતે જ આ સંબંધમાં મૌન સેવવાની વૃત્તિ થાય છે. અને તેઓ પણ જે મનુષ્યો ધર્મવસ્તુ શી છે તે યતકિંચિત પણ જાણતા નથી, જેમણે સ્વપ્ને પણ ધર્મના કોઇ એકાદ અંગને પણ આચારમાં મૂકયું નથી, અર્થાત્ આચર્યું નથી, જે વિધિ અથવા નિયમ કે પદ્ધતિથી ધર્મતત્ત્વને સમજવાને શાસ્ત્રનો અભ્યાસ કરવો જોઇએ, તે પ્રકારનો જેમણે કદી શાસ્ત્રનો અભ્યાસ કર્યો નથી, તથા જેમણે ધર્મતત્ત્વનું સાચું સ્વરૂપ સમજાવનાર મહાપુરુષોનો સંગ સેવીને તેના રહસ્યને કદી જાણ્યું નથી, તેવા સત્ય કહીએ તો મહામૂર્ખ અને કેવલ અજ્ઞાન મનુષ્યો જ્યારે શાસ્ત્રમાં તો આમ છે અને તેમ છે, વેદમાં આમ છે અને તેમ છે, ધર્મનું સ્વરૂપ તો આવું છે, એ પ્રમાણે છાતી ઠોકીને પોતે જાણે તેના ખરા રહસ્યને સમજતા હોય તેમ ઠેકાણે

કેટલાક પ્રજાને એમ કરી રહ્યા છે તેના સમયમાં મારા જેવાએ મૌન સેવવું, એ જ મને ઉચિત જણાય છે

શિષ્ય —ગુરુદેવ ! કૃપાળુ ગુરુદેવ ! તે આપનું કહેવું યથાર્થ છે. પણ મારી આપને એ સબંધમાં નમ્ર પ્રાર્થના એ છે, કે આવા મૂર્ખ લોકો કંઈ પણ સમજ્યાવિના પ્રજાને ઉંધું સમજાવી રહ્યા છે તેના સમયમાં આપ સત્ય જ્ઞાનનો પ્રકાશ કરો તો પ્રજા ઉપર મહત્ ઉપકાર થશે. આ મારી પ્રાર્થનાનો આપશ્રીને યોગ્ય જણાય તો સ્વીકાર કરશો આ લોકો ગમે તેવા કુતર્કો આ સંબંધમાં કરીને ગમે તેમ અર્થ સમજાવે છે, અને ફાવે તેમ કહે છે, તેથી મારા મનનું સમાધાન થતું નથી, કે આ બાબતમાં તે શી રીતે હોય શકે ? તેથી મે આજે આપનું શરણું લીધું છે, કે આ રહસ્ય તો આપની દ્વારા મારે સમજવું આપ જ આ રહસ્યના યથાર્થ જ્ઞાતા છો, એમ મારો અંતરાત્મા આપનાસહવાસથી સાક્ષી પૂરે છે તો મારી આપશ્રીને આગ્રહપૂર્વક પ્રાર્થના છે કે આપ મારા ઉપર અને આ વર્તમાન સમયની ઉંધે રસ્તે દોરાતી પ્રજાઉપર ઉપકાર કરીને સત્ય જ્ઞાનનું દર્શન કરાવવા કૃપા કરો જે ધર્મતત્ત્વને સમજવાના સાચા જીજ્ઞાસુ હશે તે જરૂર આપશ્રીના કરેલા પ્રકાશથી તૃપ્ત થઇને સત્ય માર્ગે વળીને આત્મકલ્યાણને સાધશે, અને પોતાની પાછળની પ્રજાને માટે તે માર્ગ ખુલ્લો મુકતા જશે ભલે આ લોકો પોતાને ફાવે તેમ વગર સમજે પ્રલાપ કર્યા કરે, પણ સમય જતા જે સત્ય વસ્તુ છે, તે જણાયાવિના રહેવાની નથી આજે ભાગ્યબળ એમના પક્ષમાં છે તેથી ભલે આ લોકો જય મેળવે, અને ભલે તેમના પક્ષ સબળા પડે પણ તેથી કંઇ તે સર્વ સાચું છે, એમ કરી શકાતું નથી તે તો કાળના હાથમાં પૂતળાંજેવા છે, અને તેના નચાવ્યા નાચી રહ્યા છે છતાં અજ્ઞાનવડે તે આ વાતને જાણતા નથી અને માને છે કે પોતે જ ખરા પોતાની મેળે આ સર્વ પ્રવૃત્તિ કરે છે, અને સર્વત્ર વિજયને વરે છે. અનુકૂળ દિશામાં વાતા પવનના વહાણું જેમ એની મેળે જ તે દિશામાં ગતિ કરે છે તેમ કાળને જે સ્થિતિ આ જગતમાં વર્તમાન સમયમાં ઉત્પન્ન કરવી છે, તદનુકૂળ પવન તે પ્રેરી રહ્યો છે, અને તેના બળે જ આ લોકોનું વહાણું તે દિશામાં ગતિ કરી ગયું છે. પણ તે ઉપરથી તેમની પ્રવૃત્તિ સત્ય, હિતકર, ધર્માનુરૂપ, અને શાસ્ત્રાનુરૂપ છે, એમ કહી શકાતું નથી, એમ મારૂં માનવું છે તો હવે આપશ્રીને જેમ યોગ્ય જણાય તેમ આ સબંધમાં પ્રવૃત્તિ કરો

ગુરુ પ્રત્યેક વાર્તા અથવા વિદ્યાનું સ્વરૂપ સમજવાને અમુક અધિકારની જરૂર રહે છે. વૈદક વિદ્યાનું સ્વરૂપ યથાર્થ સમજવાને તે વિદ્યાનો અભ્યાસ જેમણે કર્યો છે તેવા પુરુષો જ અધિકારી છે. અભ્યાસ એટલે, આ ઠેકાણે મારા કહેવાનો એ ભાવ છે, કે અનુભવી પુરુષો પાસે જેમણે અભ્યાસ કર્યો છે તે જ તેને સમજવાના અધિકારી છે પરંતુ આજે તો તે પ્રમાણે કરવામાં આવતું નથી. ઘણા પુસ્તક ઉપરથી જ માત્ર પોતાની મેળે અથવા તો માત્ર વાચી જાણનાર પુરુષોપાસે અભ્યાસ કરવામાં આવે છે; પણ તેનો કંઈ અર્થ નથી. તેથી યથાર્થ જ્ઞાન થતું નથી તથા રહસ્ય પણ સમજવામાં આવતું નથી

હું તને ધર્મનું સ્વરૂપ સમજાવીશ, તોપણ તેનું યથાર્થ પૂર્ણ સ્વરૂપ જેમ છે તેમ તો તારા સમજવામાં ત્યારે જ આવશે, કે જ્યારે તું અંતરમાં ઉતરીશ ધર્મતત્ત્વને જાણું-

નારા અનુભવી પુરુષો કહે છે, કે धर्मस्य तत्त्वं निहितं गुहायां—ધર્મનું તત્ત્વ—રહસ્ય ગુહાની અંદર રહેલું છે. તે પુસ્તકોમાં નથી કે ત્યાંથી મળે કે તેના દ્વારા સમજાય તે તો માત્ર તેની લક્ષણા કરાવે છે એટલું જ. જેમણે ધર્મતત્ત્વને યથાર્થ સમજવું હોય તેમણે સંયમવડે અંતરમાં ઉતરવું જોઇએ. આ પ્રમાણે જે કરતા નથી તે તેના યથાર્થ રહસ્યને સમજતા નથી અંતરમાં ઉતરનારને જ આ તત્ત્વનો યથાર્થ સંપૂર્ણ બોધ થાય છે. ગુરુ, ઇશ્વર અને અંતર્યામીની કૃપાવડે જ આ તત્ત્વ પૂર્ણ અંશમાં સમજાય છે. આ તત્ત્વ માત્ર જાણવાને માટે નથી, પણ તેનો અનુભવ કરવા માટે છે, જેથી જેણે તેનો અનુભવ કરવો હોય તેમણે અંતરમાં ઉંડા ઉતરવું જોઇએ.

ધર્મમાં કેટલીક વિરોધી બાબતો પણ જોવામાં આવે છે. આ વિરોધી બાબતો જોઇને અનેક મનુષ્યો તેનો ગમે તેવો અર્થ કરે છે અને બીજાને ગમે તેમ સમજાવે છે, પણ આ ઉપરથી વિરોધી જણાતી બાબતો પણ અવિરોધપણે એક હિતકર અર્થને જણાવતી હોય છે, તેને આ લોકો સમજી શકતા નથી. અને આ પ્રમાણે તે ન સમજી શકતા હોવાથી તે મનસ્વીપણે ગમે તેવા કુતર્ક કરે છે, જે જાણીને તે તત્ત્વ જાણનારને આશ્ચર્ય જ માત્ર થાય છે.

તેથી હું તારા આગળ ધર્મસંબંધમાં યથામતિ પ્રકાશ કરીશ તો પણ તારે તેના રહસ્યને પૂર્ણ અંશમાં સમજવું હોય તો તારે ગુહામાં ઉતરવું જોઇએ; તારે હૃદયગુહામાં પ્રવેશ કરવો જોઇએ, અને ત્યાં સ્થિતિ કરવાનો અભ્યાસ સેવવો જોઇએ.

અંતરમાં ઉતરીને જે સ્થિતિ કરતિ નથી, તેમણે પોતાના ગુરુદ્વારા આ તત્ત્વને જાણ્યું હોય છે, અને તેમાં તેમની શ્રદ્ધા હોય છે; તો પણ પ્રસંગે તેમને પણ તેમાં શંકા આવે છે, કે આ પ્રમાણે આ વસ્તુ હશે કે નહિ. પરંતુ ગુરુદ્વારા, કે સત્પુરુષદ્વારા આ તત્ત્વને જાણીને જે અંતરમાં ઉતરે છે તેમને આ પ્રકારની શંકા થવાનો કદી પણ સંભવ આવતો નથી. એટલું જ નહિ પરંતુ જે રહસ્ય તેમણે જાણ્યું હોય છે તેનું યથાર્થ સ્વરૂપ પણ તેમને ત્યારે જ સમજાય છે, પૂર્ણ અંશમા તેમને તે ત્યારે જ સ્પષ્ટ થાય છે.

શિષ્યઃ-ગુરુદેવ! આપનું કહેવું કેવલ યથાર્થ જણાય છે. આપના કહેવાપ્રમાણે જ વસ્તુ સ્થિતિ જણાય છે, અને લાખમાં કોઇ એકાદ જ ધર્મના યથાર્થ રહસ્યને જાણનાર હશે એમ લાગે છે. કારણ, કે આ તત્ત્વને જાણનાર તો ઘણા જોવામાં આવે છે, પણ તે અંતરમાં ઉતરીને સંયમ સાધનાર ન હોવાથી તેના યથાર્થ રહસ્યને નહિ જાણતા હોય. હું આ રહસ્યને જાણવા માટે આપની આજ્ઞાપ્રમાણે અંતરમાં ઉતરીને ત્યાં સ્થિતિ કરવાનો પ્રયત્ન કરીશ.

ગુરુઃ—તે પ્રમાણે જેણે રહસ્યને જાણવું છે તેણે કરવું જ જોઇએ. કારણ કે ત્યારે જ તેનું પૂર્ણ સ્વરૂપ સમજાય છે, અને અનુભવમાં આવે છે. સાંભાળવાથી, કે વાંચવાથી માત્ર અધુ સ્વરૂપ સમજાય છે, અને તે પણ સમજાવનાર યથાર્થ જ્ઞાતા હોય છે તો જ.

શિષ્યઃ—ત્યારે સનાતન ધર્મ એનો શું અર્થ છે, તે આપ મને કૃપા કરી કહેશો. વળી શા માટે આ સનાતન ધર્મને સર્વોત્કૃષ્ટ કહેવામા આવે છે, અથવા શા માટે તે સર્વોત્કૃષ્ટ છે, તે જણાવવા કૃપા કરશો.

ગુરુઃ—તારા પ્રશ્નોનાં ઉત્તર સ્વલ્પમાં આપવાં કઠિન છે, તેનું યથાર્થ ઉત્તર આપું તો પ્રત્યેક પ્રશ્નના ઉત્તરમાટે એક એક પુસ્તક થાય તેટલું વિવેચન કરવું જોઇએ. પણ તે પ્રમાણે કંઇ બની શકે છે? અને તે પ્રમાણે કદાચ હું તને વિસ્તારથી સમજાવું. તો પણ તેનું યથાર્થ રહસ્ય તો તું ત્યારે જ સમજી શકે તેમ છે, કે જ્યારે તું અંતરમાં ઉતરીશ. આંતર પ્રકાશવિના બધું વ્યર્થ છે. તેથી તારે અંતરમાં તો પરિણામે ઉતરવું જ પડશે. તેથી હું તને સ્વલ્પમાં સારભૂત વાક્યો કહીશ અને ધર્મતત્ત્વની લક્ષણા કરાવીશ. તેને યથાર્થ સમજી લેવું એ તારૂં કામ છે, તેનો અનુભવ કરવો એ તારૂં કામ છે. અનુભવની જ આ વિશ્વમાં બલીહારી છે. દુઃખનો જય અને સુખ તથા આનંદની પ્રાપ્તિ ત્યારે જ થાય છે. જે મનુષ્યો બહિર્મુખ છે તે આ જગતના સ્વરૂપને કંઇ સમજતા નથી. અંતર્મુખ મનુષ્યો જ આ જગતમાં જાણવાજેવું જાણી શકે છે, તેથી એક અંતર્મુખતા જ વિવેકીએ સત્સુખેચ્છકે સેવ્ય છે.

સનાતન એટલે અત્યંત પ્રાચીન, આદિ, જેનાથી કોઇ પ્રાચીન અર્થાત્ જુનો ધર્મ નથી, જે જુનામાં જુનો ધર્મ છે તે સનાતન ધર્મ જે આદિ અનાદિ છે તે સનાતન ધર્મ છે. કોઇ પણ કાળે આ ધર્મનો લોપ થઇ શકતો નથી જે વસ્તુ આદિ અનાદિ હોય તેનો લોપ શી રીતે થઇ શકે? આ સનાતન ધર્મની ઉત્પત્તિ આ સૃષ્ટિના આરંભની સાથે જ થાય છે એમ તારે સમજવું. જેમાં જગતના ધર્મમાત્રનો સમાવેશ થઇ જાય છે તે સનાતન ધર્મ છે; અને આ પ્રમાણે હોવાથી જે સર્વોત્કૃષ્ટ છે તે સનાતન ધર્મ છે. સનાતન ધર્મનાં તત્ત્વો સત્ય, પૂર્ણ અને ઉત્કૃષ્ટ હોય છે.

માયાના આવરણે કરીને જ્યારે જીવોને જીવદશા પ્રાપ્ત થાય છે ત્યારે તે અનેક પ્રકારનાં અવિદ્યાજનિત દુઃખો તથા કલેશને અનુભવે છે, અને પોતાના વાસ્તવ સ્વરૂપને ભૂલી જાય છે. આ અવિદ્યાજનિત અજ્ઞાનને દૂર કરવાનો માર્ગ આ સનાતન ધર્મ દર્શાવે છે, કે જેથી જીવો અવિદ્યાનો જય કરીને પોતાના વાસ્તવ સ્વરૂપને જોઇ શકે છે તથા અવિદ્યાજનિત નાના પ્રકારના ક્લેશોનો જય કરીને સુખમય, સ્વરૂપમય થઇ શકે છે તેમ જ આ વિશ્વ જેમણે રચ્યું છે, જેમની સત્તાને તે વશ વર્તે છે, અને પરિણામે જેમનામાં તે લયને પામે છે, તે પરમાત્માનો સાક્ષાત્કાર કરવાનો જે માર્ગ દર્શાવે છે, તે સનાતન ધર્મ છે.

આ સનાતન ધર્મનું દર્શન સૃષ્ટિનાં આરંભમાં થએલા મહર્ષિઓને ધ્યાન દશામાં થયું હતું. આ મહર્ષિઓ જ આ ધર્મના દ્રષ્ટા છે, અને તેના યથાર્થ જ્ઞાતા પણ તે જ છે. તેમણે જીવોઉપર કરુણા કરીને આ સનાતન ધર્મનું સ્વરૂપ વેદ આદિ રચીને જણાવેલું છે, એ તેમનો જીવોપર અથવા આ જગતઉપર સામાન્ય ઉપકાર નથી.

વળી વધારામાં કહું તો સનાતન ધર્મ એ પરમાત્માનું દ્વિતીય સ્વરૂપ છે, તેમની જ તે વિભૂતિ છે. જે આ ધર્મને અનુસરે છે, તે તે પરમાત્માના પદને પામે છે, અને કૃતકૃત્ય થઇ રહે છે. જેણે પોતાનો જન્મ સાર્થક કરવો હોય તેમણે આ સનાતન ધર્મ સેવ્ય છે.

કાળે કરીને આ ધર્મના સ્વરૂપમાં વિકૃતિ થયા જેવું થાય છે, પણ તેથી તેને કંઇ વસ્તુતઃ હાનિ આવતિ નથી, પણ તેનું ઉંધું સ્વરૂપ સમજનાર અનધિકારી જીવોને જ હાનિ છે. વળી પ્રસંગે આ ધર્મનો લોપ થયાજેવું પણ ભાસે છે, પણ તેનો કદિ લોપ, કે નાશ થતો નથી. શ્રી ભગવદ્‌ગીતામાં કહ્યાપ્રમાણે यदा यदा धर्मस्य ग्लानिर्भवति भारत- तदा धर्मसंस्थापनार्थ युगे युगे संभवामि-જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે હે અર્જુન! હું તેનુ પુનઃ સ્થાપન કરવા માટે, તેનો ઉદ્ધાર કરવા માટે પ્રજાને તેનું યથાર્થ સ્વરૂપ સમજાવવા માટે અવતારને ધારણ કરૂં છુ, એ વચનપ્રમાણે વિશ્વવ્યવસ્થાપક પરમાત્મા અવતારને ધારણ કરે છે અને ધર્મનું સંસ્થાપન કરે છે. તાત્પર્ય, કે આ ધર્મનું રક્ષણ સ્વતઃ પરમાત્મા જ કરે છે.

જે લોકો આ ધર્મથી વિમુખ થઇને મનસ્વીપણે વર્તે છે, તે વર્તનથી તેમને જ હાનિ છે; તેવા જનો અજ્ઞાન અંધકારમાં અટવાતા જન્મમરણની ઘટમાળમાં વહેતા આ સંસારમાં ધતસ્તતઃ ભ્રમણ કરે છે; પરંતુ જે સત્સંસ્કારી જનો આ ધર્મનું અવલંબન કરે છે તે પોતાના અજ્ઞાનને નિવારીને આ સંસારના પારને પામે છે, અને કૃતાર્થ થાય છે.

આ સનાતન ધર્મ આ જગત, જીવ, ઇશ્વર એ ત્રણેના સ્વરૂપને યથાર્થ રીતે સમજાવતો હોવાથી, તથા ઇશ્વર તથા આત્માના સાક્ષાત્કારનો માર્ગ દર્શાવતો હોવાથી આ વિશ્વમાં સર્વોત્કૃષ્ટ પદને યોગ્ય છે.

આ સંબંધમાં હજી પણ જેટલું વિવેચન વધારે કરવું હોય તેટલું હું કરી શકું તેમ છે. પણ તેનું કંઇ પ્રયોજન નથી. આટલા વિવેચનઉપરથી તેનું સ્વરૂપ તારી કલ્પનામાં આવ્યું હશે જ. અને તેના સંપૂર્ણ યથાર્થ સ્વરૂપને તો તું તેને આચારમાં મુકીશ ત્યારે જ સમજી શકીશ, જેથી અધિક વિવેચનની હું જરૂર જોતો નથી.

( અપૂર્ણ )



# प्रातःकालना उपासकोए पाळवाना नियमो.



૧ ને સવારમાં મોડામાં મોડો ચાર વાગે ઉઠે.

૨ શૌચ સ્નાનથી પરવારીને ત્રણ કલાક ઓછામાં ઓછા એક આસન ઉપર બેસીને સંધ્યા, જપ, પ્રાણાયામ, ધારણા ધ્યાન વગેરે ક્રિયાઓને નિત્ય આગ્રહથી સાધે.

૩ પરમાર્થથી ભ્રષ્ટ કરનાર અને મગજ તથા મનમા નકામો કચરો ભરનાર માલવિનાનાં ચોપાનીયાં, વર્તમાનપત્રો કે પુસ્તકો ન વાંચે. પણ પોતાના માર્ગમા જે ઉપકારક અને સાહાય્યક વાંચન હોય તેને જ ધ્યાન દઇને વાંચે અને પોતાના માર્ગની શુચ ઉકેલી હંમેશાં આગળ અને આગળ વધતો રહે.

૪ શરીરને સુદૃઢ કરવા માટે ને નિત્ય આગ્રહથી ખુલ્લી હવામાં ફરવા જાય કે પોતાને અનુકૂલ એવો વ્યાયામ આગ્રહથી એક કલાક કરે.

૫ તેના મુખમાંથી સત્ય વાણી હંમેશાં નીકળે. પરમાત્માનું નામ તેના હૃદયમાં હંમેશાં રમતું રહે. પરમાત્માનો કે પોતાને પ્રાપ્ત મંત્રનો જપ અખંડ તેના હૃદયમાં ચાલ્યા કરે. વ્યવહારના કાર્યથી નિવૃત્તિ મળે, કે તેનો ઉપયોગ તે શાંતિથી પરમાત્માનું સ્મરણચિંતન કે ધ્યાન કરવામાં જ ગાળે.

૬ હરતાં ફરતાં, સવારે ઉઠતાં અને રાત્રે સુતાં તે પરમાત્માના ગુણગાનવાળાં પદ ગાય. વ્યવહારનાં કામ કરતાં કરતા પણ તે આવા કોઇ પદને મનથી ગાયા જ કરે અને પોતાની વૃત્તિને પરમાત્મમય રાખ્યા કરે. વ્યવહારને તે પરમ પ્રાપ્તવ્ય ન માને, પણ પરમાર્થને જ તે પરમ પ્રાપ્તવ્ય માને, અને પરમાર્થને અવિરોધી એવો તથા એટલો જ વ્યવહાર સાધે. વ્યવહારને પરમાર્થનું તે પગથીયું સમજે અને નિર્વાહપૂરતાં સાધનો પ્રાપ્ત થવા ઉપરાંત વધારે સમયને તે વ્યવહારમા ન ગાળતાં પોતાનો સર્વ સમય પરમાર્થમાં જ ગાળે.

૮ આ શરીરનો અવધિ આવના પૂર્વે તે કૃતકૃત્ય થવાનો ઉદ્દેશ રાખે અને અખંડ સાવધાન રહીને આગ્રહથી પ્રાપ્ત કર્તવ્યને અપ્રમાદપણે તે કરે.

૯ ધર્મથી ભ્રષ્ટ કરનાર અસ્પર્શ્યનો તે સ્પર્શ ન કરે, અને તેવો ન છુટકે પ્રસંગ પ્રાપ્ત થાય તો પોતાનાં કપડાં પલાળીને સ્નાન કરીને પવિત્ર થાય.

૧૦ આહારને સાત્વિક કરતો જાય અને રાજસ તામસ આહારને ન્યુન કરે, તથા આહારનું પ્રમાણ ન વધારતા શરીરના નિર્વાહપૂરતુ જ રાખે. અર્થાત્ તે અધિક આહારને પરમાર્થમાં વિરોધી જાણીને ત્યજે

૧૧ બ્રહ્મચર્યનું આગ્રહથી પાલન કરે. ન પાલન થાય તો પાલનને કરવાનો પ્રયત્ન કરે પર સ્ત્રીને માતાસમાન જુએ હમેશાં અગ્રકી એકપત્નીવ્રતને પાળે. સ્ત્રી હોય તો તે એકપતિવ્રતને પાળે.

૧૨ વાદવિવાદમાથી હમેશાં મુક્ત રહે, અને પોતે નક્કી કરેલા પોતાના કલ્યાણના માર્ગમાં વધ્યા કરે.

૧૩ પ્રાણીમાત્રનું શરીર, મન અને વાણીથી કલ્યાણ ઇચ્છે અને કરે

૧૪ પરમાર્થમાં વિરોધી એવો જનસંગ અધિક ન સેવે, પણ જરૂર પુરતો જ સેવે અને પોતાના સાધનમાં વધારે વખત ગાળે.

૧૫ પોતાના ઘરમાં દેવસેવા તે રાખે, અને નિત્ય પ્રાતઃકાલે સ્નાન કરીને દેવપૂજા, ધૂપ, દીપ વગેરે પોતાના ઘરમાં આગ્રહથી કરે. જેના ઘરમાં દેવસેવા નથી તે પરમાર્થ માર્ગના અધિકારી નથી. દ્વિજ ન હોય તે છેવટે પોતાના ગુરુની છબીનું પણ પૂજન કરે, અને તેના આગળ સાંજ સવાર નિયમિત ઘીનો દીપક તથા ધૂપ કરે.

૧૬ નિત્ય આગ્રહથી ત્રિકાલ સંધ્યા કરે. ખાસ માંદો હોય અને પથારીમાંથી ન ઉઠાય ત્યારે જ સંધ્યાને પડવા દે. તેવી વખતે પણ માનસ સંધ્યા તે પથારીમાં પડ્યો પડ્યો કરે. જ્યારે અભાન અવસ્થા હોય ત્યારે જ માત્ર સંધ્યા પડે.

આ નિયમોને પાળનાર પોતાના વ્યવહારને ઉત્તમ પ્રકારે સાધે છે, સુખી જીવન ગાળે છે, પરમાત્માનો અનુગ્રહપાત્ર થઇને તે સુખી થાય છે તથા આ જ જન્મમાં કૃતાર્થ થાય છે; અથવા તેને અન્ય જન્મ લેવો પડે છે તો તે ઊર્ધ્વ લોકમાં જન્મે છે અને તે લોકનાં ઉંચાં સુખને ભોગવતો પરમાત્મપદને પ્રાપ્ત થઇને મોક્ષ સુખને પામે છે.

તમે પ્રાતઃકાલનુ લવાજમ આપતા હો, મફત લેતા હો, એક રૂપૈયો આપતા હો, કે સો રૂપૈયા આપતા હો, પણ જો તમે આ નિયમોનું આગ્રહથી પાલન કરો છો તો જ તમે પ્રાતઃકાલ મંગાવ્યુ અને અમે મોકલ્યુ સાર્થક છે આ નિયમો તમે ન પાળો તો તમારે પ્રાતઃકાલ મંગાવવાની જરૂર નથી. કૃપા કરી તમે સર્વ આ નિયમોનું આગ્રહથી પાલન કરી રહ્યા છો, એમ મને જણાવી મારા સંતોષસુખમાં વૃદ્ધિ કરશો, એમ તમારા સર્વપ્રતિ પ્રાર્થના છે. કારણ, કે તમે આ પ્રમાણે જીવન ગાળો છો, એ જાણતાં હું મારો શ્રમ સાર્થક સમજીશ.

૧૭ ચાહા, તમાકુ કે કોઇ પણ પ્રકારના વ્યસનને ન રાખે. હોય તો તેને છોડી દે. ન છુટે તો છોડવાનો પ્રયત્ન કરે.

૧૮ મન, વાણી અને કર્મથી પ્રાણીમાત્રનું કલ્યાણ ઇચ્છે અને કરે. શત્રુનું કે પોતાના ઉપર અપકાર કરનારનું પણ તે હિત ઇચ્છે, અને પ્રસંગ આવ્યે તેનું કલ્યાણ જ કરે.

૧૯ પોતાના ચરિત્રને સ્ફટિકજેવું નિર્મળ રાખે, અને કોઇ પણ દેહાસે તેમાં ડાઘા પડવા દે નહિ

૨૦ આ જગતને તે મિથ્યા જાણે અને તેના આધારભૂત પરમતત્ત્વને અથવા પરમાત્માને તે સત્ય માને, અને તન્મય થવાને ઇચ્છે.

૨૧ પ્રાતઃકાલને તે અથઇતિ ધ્યાનપૂર્વક વાંચે અને તેમાં જણાવવામા આવતી બાબતોને તે સાવધાનતાથી આચારમાં ઉતારે. બીજાને પણ તેનું કલ્યાણ સમજી પ્રાતઃકાલ વાંચવાનો બોધ કરતો રહે, અને તેને કલ્યાણના માર્ગમાં જોડે.

૨૨ પ્રમાદને તે કદી પણ ન સેવે, અને અખંડ સાવધાન રહીને અપ્રમાદપણે પ્રાપ્ત કર્તવ્યને સાધે.

# નામસ્મરણમહિમા.

—

દુઃખ માત્રને ઓછામાં ઓછા સમયમાં ટાળવાનો, અને સુખમાત્રને ઓછામાં ઓછા સમયમાં વરવાનો જગતમાં જો કોઇ સર્વોત્કૃષ્ટ ઉપાય હોય તો તે નામસ્મરણ છે. પ્રભુના નામનું સ્મરણ છે.

× + × જગત્પ્રતિ જોઇએ તો જણાય છે, કે મનુષ્યો પોતાને જે નથી જોઇતું તેને દૂર રાખવાને અથવા તેવી વસ્તુ પ્રાપ્ત થઇ હોય તો તેને દૂર કરવાને, અને પોતાને જેની જરૂર છે તેને મેળવવાને વિવિધ પ્રકારના યત્નો કરી રહ્યાં છે. પણ તે બિચારાં જાણતાં નથી, કે નામસ્મરણ એ ઇપ્સિતાર્થમાત્રને સિદ્ધ કરવાનો આ જગતમાં સર્વોત્કૃષ્ટ માર્ગ છે.

× × + કોઇ પૈસાને માટે ભગીરથ પ્રયત્ન કરે છે, કોઇ આરોગ્યને માટે ફાંફાં મારે છે, કોઇ કીર્તિને માટે તનતોડ મહેનત કરે છે, અને આ જ પ્રમાણે જગત્ વિવિધ વસ્તુને માટે પ્રયત્ન કરી રહ્યું છે પણ આ સર્વ જેવડે સહજ ઉત્તમ પ્રકારે પ્રાપ્ત થઇ રહે છે, એવા નામસ્મરણને તે કરતુ નથી, એમાં તેનું અજ્ઞાન જ કારણ છે.

× × × નામસ્મરણનો મહિમા શેષ શારદાદિ કે બ્રહ્મા પણ પોતાના ચારમુખથી ન ગાઇ શકે, ન વર્ણવી શકે, તેને વર્ણવવાને મારૂં શું ગજું ? હું કોણમાત્ર ? હું તો તેના મહિમામાં જ નિમગ્ન, ડુબેલો રહું છું અને તેનો મહિમા ગાતાં ગાતાં તેમાં જ ડુબી જઉં છું.

× + × પુરુષ કે સ્ત્રી, વૃદ્ધ, યુવાન્ કે બાલક, મોટો કે નાનો, ભીખારી, કે શ્રીમાન્ સુખી, કે દુઃખી, પાપી કે પુણ્યવાન્, નિર્બળ કે સબળ, અને આ પ્રમાણે સર્વસ્થિતિવાળા સર્વ કોઇ જે માર્ગનું અવલંબન લેઇ શકે અને સુખપૂર્વક પોતાનો ઉદ્ધાર કરી શકે, એવી સર્વ અધિકારનાં મનુષ્યો માટે કોઇ પણ પરમ શ્રેયસ્કર વસ્તુ આ વિશ્વમાં હોય તો તે નામસ્મરણ છે

+ + × નામસ્મરણ જેવો ભવ તરવાનો સુગમ અને સરળ માર્ગ અથવા ઉપાય આ વિશ્વમાં ન ભૂતો ન ભવિષ્યતિ.

× × × કોઇ શ્રીમાન્ થવાને કીર્તિવાને અથવા સ્વર્ગવિદ્યાને શોધે છે, પણ આ બન્નેના સારરૂપ નામસ્મરણને કોઇ શોધતું નથી, એ નાનું આશ્ચર્ય નથી !

× × + પોતાના રોગો ટાળવાને અને વૃદ્ધાવસ્થા, કે મરણને દૂર રાખવાને અથવા તેમનો જય કરવાને મનુષ્યો ભગીરથ પ્રયત્ન કરી રહ્યા છે; પણ અખંડ નિરામયતાને આપનાર તથા જન્મમરણને હમેશને માટે ટાળનાર આ નામસ્મરણરૂપ મહારસાયનને નથી તો કોઇ શોધતું, કે નથી તો કોઇ તેનો આશ્રય લેતું !

+ + + ભગવાન્ પૂજ્યપાદ નૃસિંહાચાર્યજી કહે છે, કે " ભક્તિરસાયન સર્વથી મોટું છે, જે આધિને વ્યાધિથી મુકાવે છે " તો આ [illegible]

વૃદ્ધિને પામે છે. તેટલા માટે અસ્પર્શ જાતિને કદી આપણે સ્પર્શ ન કરીએ તેથી આપણે તે. મનો તિરસ્કાર કરીએ છીએ એમ કહેવાય નહિ. આપણું શરિર વૈરાટ સ્વરૂપ છે. તેમાં સઘળાં અંગો ઉપયોગી છે. તેમાંના એક વગર પણ આપણને ન ચાલે. પણ હાથનું કામ હાથ કરે, અને પગનું કામ પગ કરે. મુખ તો ભોજન તેમ બોલવાને માટે ઉપયોગી, તેનું કાર્ય બીજા અવયવોથી ન બને. મુખમાં હાથની આંગળી ઘાલીએ તો તેને ધોવી જ જોઇએ. ગુહેન્દ્રી આપણા શરીરનું અગત્યનું અંગ છે પણ તેને હાથનો સ્પર્શ થાય તો ધોયાવિના ચાલે નહિ. સ્પર્શાસ્પર્શનો વિધિ મુખ્યતે ઉંચ નીચ ક્રિયાસાથે અવલંબેલો છે. આપણે હાથ કે માથાથી ચાલવાનો પ્રયત્ન કરીએ અથવા પગથી ભોજન કરવા જઇએ તો પાગલગાંડાની ગણનામાં ગણાઇએ. અને લોકોને તમાસાજેવું લાગવાથી આપણી હાંસી કરે. તાત્પર્ય કે જેનું જે કામ તે તે કરે, તો જ તે શોભે છે, અને તેથી કંઇ તેનો તિરસ્કાર કર્યો ગણાતો નથી. ગીતામાં શ્રી કૃષ્ણ પરમાત્માએ સ્પષ્ટ કહ્યું છે, કે વિદ્વાન્ અવિદ્વાન્ બ્રાહ્મણ ગાય, હાથી, કુતરું, ચાંડાલ એ સર્વપ્રતિ પંડિતોએ સદ્દમર્શી રહેવું. પણ આ ઠેકાણે સમદર્શી શબ્દ વાપરેલો છે, કે નહિ કે સમવર્તી. તેથી સમદર્શી રહેવાનું છે, નહિ કે સમવર્તી માટે ખરું તો એ છે, કે અસ્પર્શ્યજાતિપ્રતિ અભાવ ન રાખવો. તિરસ્કાર ન દર્શાવવો. પણ અસ્પર્શ જાતિને સ્પર્શ કરવાથી કે તેમને આપણી સાથે સમાજમાં ભેળવવાથી એકયની વૃદ્ધિ થતી હોય તો પાશ્ચિમાત્ય પ્રજામાં સર્વ જાતિ એકત્ર હોવા છતાં મતલબ કે જાતિભેદ નહિ છતાં ભયંકર કલહ તેમની વચ્ચે ચાલી રહયો છે તેવું બનતે નહિ. અમારાં શાસ્ત્રોમાં તો સ્પષ્ટ કહ્યું છે, કે " एकम् वा अद्वितीयं ब्रह्म–सर्वं खल्विदं ब्रह्म-અર્થાત્ સર્વ બ્રહ્મરૂપ છે, એક છે, ભેદજેવી કોઇ વસ્તુ નથી. પણ કોઇ અસ્પર્શ જાતિને ભેટે તે ઉપરથી આ સુત્ર સિદ્ધ કર્યાં કહેવાય નહિ. હૃદયથી ઐકય ન હોય અને સર્વને આત્મારૂપ નહિ જોતા હોઇએ છતાં સ્પર્શાસ્પર્શને બાજુએ મુકીએ, એ તો કેવળ બાહ્ય આડંબર જ છે. અમારાં શાસ્ત્રો એવું નથી શીખવતાં, કે શાસ્ત્રની મર્યાદાથી ઉલટી રીતે વર્તવું " ... સાંજ વર્તમાન ઉપરથી.




पुस्तक २० ] संवत् १९७८ ज्येष्ठ कृष्ण० १४ [ अंक ८

॥ ॐ श्री. ॥

# प्रसंगानुरूपम्.



——થોડા વખત ઉપર મેં પ્રાતઃકાલમાં બ્રાહ્મણજ્ઞાતિના સંબંધમાં એક લેખ લખ્યો હતો. તેમાં જેઓ એકઠા બેસીને જમી શકે છે તેમણે એકત્ર થઇને પરસ્પર કન્યા આપવી લેવી, એ સંબંધમાં વિસ્તારથી મેં તે લેખમાં ચર્ચા કરી હતી. અને તે વખતે મારો વિચાર પણ એવો હતો, કે ઠેકાણે ઠેકાણે ફરીને બ્રાહ્મણોને આ સંબંધમાં બોધ કરવો અને જે સમજી શકે તેમની એક નવી જ્ઞાતિ ઉત્પન્ન કરવી. આ જ્ઞાતિમાં ટોળકીયા, ઉદિચ્ય, મોઢ, શ્રીગોડ, શ્રીમાળી વગેરે સર્વ બ્રાહ્મણો એકત્ર થાય અને તે પરસ્પર કન્યા આપવા લેવાનો રિવાજ રાખે. માત્ર જે ગોત્રમાં કન્યા ન આપી શકાય તેમાં જ તે ન આપે તથા જે કુલમાં ન આપી શકાય તેમાં ન આપે; તેમજ જે ગોત્રની કન્યા લાવી શકાય તે ગોત્રની કન્યા લાવે અને જે કુલની લાવી શકાય તે કુલની કન્યા લાવે, વગેરે. આવી જ્ઞાતિ જો ઉભી કરવામાં આવે તો તે થોડા વખતમાં મોટી ન્યાત થઇ જાય, અને લોકોને અનુકૂલ જણાય. કન્યા પરણાવવી વગેરે ક્રિયાઓ જેમ બ્રાહ્મણો શાસ્ત્રાનુસાર કરતા આવ્યા છે તેમ કરે, અને તેમાં કંઇ ફેરફાર ન કરવો. માત્ર જેમને જ્યાં ફાવે ત્યાં લગ્ન કરી શકે, અને ન્યાતવરાનાં ફરજીઆત ખરચ કાઢી નાખવાં

——આ લેખ લખ્યા પછી અનેક જ્ઞાતિ બંધુઓનાં મારા ઉપર આ કાર્ય કરવાને ક્યારે હું નીકળું છું, એ ભાવનાં પત્રો આવ્યાં હતાં. આ સંબંધમાં મારે શું કરવું તેનો નિર્ણય મેં હમણા જ કર્યો છે.

——બીજી વાર્તા એ છે, કે પ્રાતઃકાલના લેખો ગ્રાહકોને અને પ્રજાવર્ગને પ્રતિદિન અધિકાધિક પસંદ પડતા જાય છે. કોઇ કોઇ સજ્જનો યથાશક્તિ થોડી ઘણી સાહાય્ય દર વર્ષે કરતા રહે છે. પ્રાતઃકાલનું કદ મોટું કરી તેને સચિત્ર કરવું, તથા બીજાં ઉપયોગી પુસ્તકો દર વર્ષે પ્રસિદ્ધ કરવાં. જે મોટા લેખો પ્રાતઃકાલમાં આવી ગયા છે, તેને છુટા પુસ્તકના રૂપમાં છપાવવા, તથા નવા લેખો પણ છપાવવા, અને તેનો પ્રજાવર્ગમાં ઓછી કિંમતે પ્રચાર કરવો. પ્રાતઃકાલ પણ ઓછા લવાજમે આપવું, અને તેનો પણ પ્રજામાં વિશેષ પ્રચાર કરવો. બીજા વિદ્વાનો પાસે પણ પૈસા આપીને ઉપયોગી લેખો લખાવવા. વળી પ્રાતઃકાલને હીંદી તથા મરાઠી ભાષામાં પણ કાઢવું. આ પ્રમાણે જે વિચારોને તે પ્રતિપાદન કરે છે, તે વિચારોનો પ્રચાર હિંદુસ્થાનમાં વિશેષ પ્રમાણમાં કરવો. આ કાર્યને માટે લાખ રૂપૈયાનું એક ફંડ કરવું, કે જેના વ્યાજમાંથી આ કાર્ય થયાં કરે. પ્રાતઃકાલના વર્તમાન તંત્રી ન હોય ત્યારે પણ આ કાર્ય થયાં કરે, તેવી વ્યવસ્થા કરવી. હમણા જે લોકો આ કાર્યમાં સાહાય્ય કરે છે તે કાં તો પ્રાતઃકાલના કાર્યમાં, કે કાંતો તંત્રીના પોતાના ઉપયોગમાં વપરાઇ જાય છે. અને આ પ્રમાણે હોવાથી કાયમની જરૂર રહ્યા કરે છે. આ પ્રમાણે કાયમની જરૂર ન રહે, માટે એક લાખ રૂપૈયાનું એક ફંડ કરવું

——આ સંબંધમાં પ્રાતઃકાલના કોઇ કોઇ સર્જન ગ્રાહકોને મેં વાર્તા પણ કરી હતી. તેમણે કોઇએ સો, અને કોઇએ હજાર રૂપૈયા પણ આપવાનું જણાવ્યું હતું. એટલામાં આફ્રીકામાં રહેનાર બે સર્જનો મળી આવ્યા. તેમાંથી એકે મને લખ્યું, કે જો આપ અહીં આવો તો દશેક હજાર રૂપૈયા હું એકત્ર કરી આપું. બીજા સર્જન મને અહીં આવીને મળ્યા, અને કહ્યું, કે જો તમે મારી સાથે આફ્રીકા ચાલો તો હું વીશ પચીસ હજાર રૂપૈયા તમને એકત્ર કરી આપું. જેથી મારો વિચાર પણ આ દેશનાં તથા આફ્રીકા વગેરે સ્થળે ફરીને આ યોજનાપ્રમાણે "ફંડ" એકઠું કરવાનો ચાલતો હતો.

——આ સંબંધમાં હું વિચાર કર્યા કરતો હતો, અને અંતર્યામી ઈશ્વરને પ્રકાશ પાડવા વિનવતો હતો, કે જો સત્ય જ્ઞાન હોય જે મારા અનુભવના તથા હિતની વાર્તા હોય, તેનો આપ મને પ્રકાશ કરો. બાકી લાખ રૂપૈયા એકઠા કરવા એ સહજ છે.

——પણ વર્તમાન તંત્રી ન હોય ત્યારે આ ફંડની રકમની ઇચ્છાપ્રમાણે યોગ્ય વ્યવસ્થા કરનાર કોઇ સર્જન મળે, કે કેમ, એ પણ એક પ્રશ્ન છે. કારણ, કે આપણા દેશમાં જે કંઇ દોષો અથવા ન્યૂનતા છે, તે યોગ્ય પુરુષોના અભાવે છે. જો આપણા દેશમાં યોગ્ય પુરુષો હોય તો આ દેશની આજે આવી દશા ન હોય. તેવા કાર્ય પાળવા યોગ્ય પુરુષ ન મળી આવે તો આ પરિશ્રમ કરીને એકઠા કરેલા પૈસાનો યોગ્ય વ્યય ન પણ થાય.

——અને તેવા પ્રસંગે એ થાય, કે લોકો શુભ કરેલા કાર્યને ભૂલી જાય, અને બગડેલા કાર્યને જ જોવા લાગે. આવો પ્રસંગ મહાકાલના પૂજ્ય તંત્રીશ્રીના સંબંધમાં બનેલો

છે જ. તેમણે સર્વસ્વનો ભોગ આપીને જનસેવા કરી, અને પરિણામે તેમણે લોકોને સુખી કરવાના ઉદ્દેશથી અમેરીકામાં એક વ્યાપારમાં પૈસા મોકલ્યા. પણ તેનો પરિણામ અનુકૂલ ન આવવાથી લોકો તેમણે કરેલી સેવાને જાણે ભૂલી ગયા, અને ઉલટા તેઓશ્રીની તથા વર્ગની નિંદા જ કરવા લાગ્યા. તેથી બીજાના કલ્યાણનિમિત્તે પણ પ્રવૃત્તિ કરતાં ઘણી સાવધાનતા સેવવાની જરૂર જણાય છે.

— વળી હાલમાં જે લોકો મને અનુકૂલ જણાય છે, તેમની પાસે યાચના કરવામાં આવે ત્યારે કદાચ તે નાકહેવા પણ વાર ન લગાડે. કોઇની પાસે મારા પૈસા નીકળતા હોય તેની પાસે તે માગતાં, એટલે પણ મને સંકોચ થાય એવો વિલક્ષણ મારો સ્વભાવ છે, તો બીજાની પાસે કોઇ પણ નિમિત્તે યાચના કરવી, એ તો મને અત્યંત કઠિન જ જણાય છે; અને તેમાં પણ જો સામો માણસ ના પાડે તો તેવા પ્રસંગે તો મને મરણતુલ્ય જ દુઃખ થાય છે! તેથી સેંકડો અને હજારો મનુષ્યો પાસે યાચના કરવી—ગમે તો પોતાના નિમિત્તે નહિ, તોપણ તે મારા વિચારથી કષ્ટદાયક છે.

— —વળી લક્ષ્મી વસ્તુ એવી છે કે તેનાથી વિવેકીએ દૂર રહેવાનું છે. તેનો વિશ્વાસ કરવો બુદ્ધિમાને યોગ્ય નથી. કારણ કે તે કઇ વખતે ભ્રષ્ટ કરશે તેનો વિશ્વાસ નહિ.

——આ વગેરે વિચાર આ સંબંધમાં મને આવતા હતા, અને મારે શું કરવું તે સંબંધમાં પ્રકાશ પાડવા હું અંતર્યામી પરમાત્માને પ્રાર્થના કરી રહ્યો હતો કે હે પરમાત્મન્ तमसो मा ज्योतिर्गमय

———મારી આ સાચી અને આતુર પ્રાર્થના સર્વજ્ઞ ઇશ્વરે સાંભળી હોય એમ મને જણાયું, અને મારા કર્તવ્યનો માર્ગ મને સ્પષ્ટ થયો.

———આ પ્રમાણે જનકલ્યાણનિમિત્તે પ્રવૃત્તિ કરવાના વિચાર હું કરી રહ્યો છું, તે વખતે મારી દૃષ્ટિસમુખ ભગવાન્ નૃસિંહાચાર્યજી તથા ભગવાન્ રામકૃષ્ણ પરમહંસ તરી રહે છે. મારે ઉપર જણાવ્યાપ્રમાણે વિવિધ જગહિતકર પ્રવૃત્તિ સેવવી કે મારે એક વખતે તેમના પદનો અથવા તે જે સ્થિતિને પામ્યા હતા તે સ્થિતિને પામવું અને પછી જનહિતકર પ્રવૃત્તિ સેવવી ?

———હું પ્રાતઃકાલ કાઢું છું, અથવા મારે તે કાઢવાનું પ્રાપ્ત થયું છે તેમાં ઇશ્વરેચ્છા જ સબળ કારણ છે અને તેમણે મારો અધિકાર જોઇને મને સોંપેલા આ કાર્યને હું જેમ બને તેમ ઉત્તરોત્તર વધારે સારૂં કરવાનો પ્રયત્ન કરતો આવ્યો છું. વળી હું બ્રાહ્મણ હોવાથી આ પ્રકારનો ઉદ્યોગ પણ મારા ધંધાને અનુરૂપ હોવાથી મેં તે સ્વીકારવામાં અને તેને વધારવામાં વિરોધ ગણ્યો નથી.

———પણ મારે બીજું બધું છોડીને માત્ર બીજાને બોધ જ કર્યા કરવાની વલણે પ્રવૃત્તિ કરવી એ હાલમાં મને ઉચિત જણાતું નથી. એક વખત પૂર્ણ પદે પહોંચ્યા પછી તે પ્રમાણે કરવામાં આવે તો આશ્ચર્ય નથી. ઇશ્વરનો સાક્ષાત્કાર કરવો, અથવા તો આત્મસાક્ષાત્કારને હસ્તામલકવત્ દૃઢ અપરોક્ષપણે અનુભવવો, એ સ્થિતિને હું પૂર્ણપદ આ વિશ્વમાં સમજું છું, અને તેને માટે જ હું યથાશક્તિ પ્રયત્ન કરી રહ્યો છું.

——હવે આ ક્રિયાપ્રતિનો મારો વેગ હું વધતો જતો જોઉં છું, એ મારા ઉપર પરમાત્માની મહાન્ કૃપા હું જોઉં છું. જેથી મારા આ કાર્યમાં વિરોધ અથવા વિક્ષેપ કરનાર એવી પ્રવૃત્તિ અધિક અંશમાં તત્કાળ સેવાની મારી વૃત્તિ નથી. અંતર્યામી પરમાત્મા પોતાને યોગ્ય જણાય તે રીતે મને ઉત્તરોત્તર ઊર્ધ્વ ઊર્ધ્વ લેઇ જઇ રહ્યા છે. મારે તેમને મારા મિથ્યાભિમાનના ત્યાગપૂર્વક અનુકૂલ થવું એ જ મારે માટે ઉત્કૃષ્ટ અને હિતકર છે, એમ મને લાગે છે,

——આ પ્રમાણે મારી અંતર સ્થિતિ હોવાથી તત્કાલ તો આ કાર્ય કરવાનો વિચાર બંધ રાખ્યો છે. આગળ ઉપર જેમ પરમાત્માની ઇચ્છા હશે તો થશે.

——વળી ઘેર ઘેર ભીખ માગવાનો વિચાર પણ મને ઠીક લાગતો નથી. જો મારે રૂપૈયા જ જોઇતા હોય તો મારી સંમુખ કે મારી નિકટમાં નિકટ પરમાત્મા વિરાજી રહ્યા છે, તેમને જ ઉપાસીને આ માટે હું તે વસ્તુ ન મેળવું, એમ પણ મને વિચાર આવે છે, કે પછી મારે કોઇને હિસાબ આપવાનો તો ન રહે, તથા પાછળથી તેની ગમે તે વ્યવસ્થા થાય તોપણ કોઇને બડબડાટ કરવાનું કારણ ન રહે.

——પણ આ પ્રમાણે જો હું લાખ રૂપૈયા મેળવું અને તેનો ઉપયોગ જણાવ્યા પ્રમાણે કરું, એ વિચારની સાથે મને એ પણ વિચાર આવે છે, કે તેમ કરવામાં આપણું કંઇ વિશેષ હિત નથી, આપણે આપણું હિત સાધવું હોય તો આપણે કોઇ પણ જાતનો ભોગ આપવો જોઇએ જ. કોઇ પણ પ્રકારનો ભોગ આપણે ન આપીએ, અને વિનાકારણ આપણું હિત થાય, એ પ્રમાણે આ વિશ્વમાં બનતું નથી. સર્વસામાન્ય હિત તો ઇશ્વરના નિયમપ્રમાણે સર્વનું થયાં જ કરે છે; પણ જો આપણું વિશેષ હિત સાધવું હોય તો દ્રવ્ય, કે શુશ્રૂષા કે બીજા કોઇ પણ પ્રકારનો આપણે ભોગ આપવો જ જોઇએ. જેથી મહાપુરુષોની, કે ઇશ્વરની આપણાઉપર વિશેષ કૃપા થાય અને આપણું વિશેષ કલ્યાણ સાધે તેવા કોઇ પણ કર્મને આપણે રચવું પડે છે.

——આ વગેરે કારણોથી હાલ તો જેમ ચાલે છે તેમ જ ચલાવવાની વૃત્તિ રાખી છે. ગ્રાહકો તરફથી જે પ્રમાણમાં સાહાય્ય મળશે તે પ્રમાણમાં પ્રાતઃકાલને સારું કરવામાં આવશે. પ્રસંગે પ્રસંગે નાના નાના લેખો પણ પુસ્તકના રૂપમાં છપાવીને આપવામાં આવશે. પ્રસંગે પ્રસંગે ચિત્રો પણ આપવામાં આવશે તત્કાલ તો ઉપયોગી ઉત્તમ લેખો લખવાનો જ ઇશ્વરેચ્છાથી પ્રધાન વિચાર રાખ્યો છે. જેમને યોગ્ય જણાય તેમણે યથાશક્તિ જેમ તે કરતા આવ્યા છે તેમ સાહાય્ય કરવી. તણાઇને અથવા ઇચ્છા ન હોય તો કરવાની જરૂર નથી. પ્રાતઃકાલના ચાલક તથા પોષક પરમાત્મા છે તેમની ઇચ્છાથી તે યોગ્ય કાળપર્યંત પ્રસિદ્ધ થયાં કરશે.

——કોઇ કોઇ સજ્જનોના ઉપરની જણાવી તે યોજનાને માટે થોડા થોડા રૂપૈયા પણ આવ્યા છે. તેમણે તેને માટે હવે વધારે રકમ મોકલવાની જરૂર નથી. અને જેમના પૈસા આવ્યા છે, તેમને તે પાછા મોકલવાની વ્યવસ્થા કરવામાં આવશે.

——પ્રાતઃકાલમાં આચારમાં ઉતારવાજેવા ઉપયોગી લેખો આવે છે, તો સુજ્ઞ ગ્રાહકો કૃપા કરીને તેને આચારમાં ઉતારીને ઉન્નતિપંથમાં આગળ વધશે, એ જ તેમને મારે પુનઃ પુનઃ કહેવાનું છે.

——ઇશ્વરેચ્છા તો તે પ્રાતઃકાલ તમને પ્રત્યેક માસની શુદ પાંચમથી દશમસુધીમાં મળશે. દશમ–સુધીમાં ન આ તો તેમણે અમને લખી જણાવવું. શુદ દશમ પછી લખનારને અંક બીજી–વાર મફત મોકલવામાં આવશે નહિ. શુદ દશમ પછી લખનારે અમને બબ્બે આનાની પોસ્ટની ટીકીટ મોકલી આવા કૃપા કરવી.

——પ્રાતઃકાલને માટે લેખો છાપખાનામાં બે અઢી માસ પૂર્વથી મોકલવામાં આવે છે. છાપખાનાના મેનેજરે પ્રત્યેક માસની શુદ પૂર્ણિમાઉપર અંક તૈયાર કરી આપવાનું આગ્રહથી કહ્યું છે. તો પણ પ્રાતઃકાલના ગ્રાહકોમાંથી કોઇ કોઇ ગ્રાહકો પોતાને યોગ્ય જણાય તો મેનેજર લક્ષ્મીવિલાસ પ્રેસ, બાજવાજીની ગલી, વડોદરા–એ સરનામે તેમને પ્રત્યેક માસની શુદ પુર્ણિમા ઉપર મળી જાય તેવી રીતે એક પોસ્ટકાર્ડ લખવાનો નિયમ રાખશે તો તેમને વિશેષ કાળજી રાખવાનું કારણ ઉપસ્થિત થશે. " આ માસની પૂર્ણિમા થવા આવી છે અથવા થઇ છે આવતા માસનો પ્રાતઃકાલનો અંક તમે તૈયાર કરી દીધો હશે જ. ન કર્યો હોય તે કૃપા કરીને બે ચાર દિવસમાં ખાસ કાળજી રાખીને જરૂર તૈયાર કરી દેશો, કે અમને નિયમિત અને વહેલો વાચવાને મળે. આપને લેખો વહેલા આપવામાં આવે છે, તો પ્રત્યેકમાસની શુદ પુર્ણિમા ઉપર આપ પ્રાતઃકાલનો અંક તૈયાર કરી આપશો તો અમારા ઉપરઆપનો ઉપકાર થશે,

——આવા કોઇ ભાવનો પોતાને યોગ્ય જણાય તેવો એક કાગળ કોઇ કોઇ સજ્જનો પ્રત્યેક માસે શુદ પૂર્ણિમાસુધીમાં મેનેજરને મળી જાય તેવી રીતે લખવાનો આગ્રહ રાખશે તો તેમને અંક સત્વર તૈયાર કરી આપવાનું સ્મરણ થશે, તથા તેની ઉપયોગીતા પણ તેમને સમજાશે. "

× × + + +

——પ્રાતઃકાલના કોઇ કોઇ સજ્જન ગ્રાહકો પ્રસંગે પ્રસંગે મને મારે ઘેર આવીને દર્શન આપવા કૃપા કરે છે. પણ તેમનો આવવાનો સમય નિશ્ચિત હોતો નથી. જેથી મારા પ્રાપ્ત કાર્યમાં મને વિક્ષેપ થાય છે. કોઇ સવારે આવે છે, કોઇ બપોરે, કોઇ સાંજે અને કોઇ રાત્રે આવે છે. ખાસ આ કાર્ય માટે તે આવતા હોવાથી મારે પણ મારું કાર્ય છોડીને તેમને મળવું પડે છે. પરંતુ હવેથી મેં મારા પ્રાપ્ત કાર્યમાંથી તે પુરું ન થાય ત્યાં પર્યંત તેને અધુરું મુકીને કોઇને નહિ મળવાનો નિશ્ચય કર્યો છે, અને હવેથી તે નિશ્ચયને હું તોડીશ નહિ. સવારમાં બાર વાગ્યાસુધીનો મારો સમય પૂજામાં હું ગાળું છું. ત્યાર પછીથી બે અઢી કલાક જમવામાં અને વિશ્રાંતિ લેવામાં જાય છે. જેથી આ સમયમાં કોઇએ પણ મને મળવા આવવાનો પરિશ્રમ લેવો નહિ. તે છતાં હવે જે આ સમયમાં આવશે તેમને હું મળી શકીશ નહિ, અને તેમને ફેરો પડશે.

——જેથી હવેથી મને મળવા આવનારે કૃપા કરી બપોરના બે અઢી વાગ્યા પછીનો જ સમય રાખવો, એ ઉત્તમ છે અથવા તો વધારે સારું તો એ છે કે મને મળવા આવ–

નારે પૂર્વથી કૃપા કરીને પત્રથી પોતે ક્યાં દિવસે કયે સમયે મને મળવા આવનાર છે, તેની ખબર આપીને મને મળવા આવવું એ સારું છે એવો ઉત્તર તેમને મળી રહે, એ રીતે પ્રથમ તેમણે પત્ર લખીને મને પુછાવવું, અને ત્યાર પછી જ મને મળવા આવવું, એ માર્ગ વધારે સારો છે.

———વળી મને મળીને મારી પાસેથી એક વાતવિના બીજી વાત જાણવાજેવી હોતી નથી. તે વાત તે ઇશ્વરોપાસનની છે. આપણાસહ આ જગત ઇશ્વરે રચ્યું છે. તે પોતાને યોગ્ય જણાય તેમ તેની વ્યવસ્થા કરે છે. તે આ જગતના ચાલક પાલક પરમાત્માની ભક્તિ કરવી, દૃઢ ભક્તિ કરવી, ઉત્તરોત્તર અધિકાધિક વૃદ્ધિ કરવી, એ જ કલ્યાણનો સર્વોત્તમ માર્ગ છે, એમ હું જાણું છું, અને પ્રધાનપણે એ જ વાતનું હું વારંવાર પ્રાતઃકાલમાં પ્રકારાંતરે પ્રતિપાદન કરું છું. આ વિના જગતમાં કંઈ જ જાણવાજેવું નથી. દુઃખમાત્રનો ઓછામાં ઓછા સમયમાં પૂર્ણ અંશમાં દૂર કરવાનો અને સુખમાત્રને ઓછામાં ઓછા સમયમાં સંપૂર્ણ અંશમાં પ્રાપ્ત કરવાનો આ જ ઉપાય સર્વોત્કૃષ્ટ છે, એમ હું માનું છું. અને આ ઉપાયમાં મારી અચળ શ્રદ્ધા હોવાથી હું તેનું અનુષ્ઠાન યથાશક્તિ અધિકાધિક કરી રહ્યો છું, અને તમને પણ તે જ પ્રવૃત્તિ આગ્રહથી કરવા હું વિનવું છું.

——મારા ઉપર ઘણા સજ્જનોનાં પત્રો નિત્ય આવે છે તેમને યોગ્ય ઉત્તર યથામતિ આપવા, એ મેં કર્તવ્યરૂપે સ્વીકાર્યું છે. પરંતુ પ્રસંગે હું મારા પ્રાપ્ત કર્તવ્યમાં જોડાએલો હોઉં છું, અને જે દિવસે પત્ર મળે તે દિવસે જ ઉત્તર લખવાનો અવકાશ મળતો નથી જેથી પ્રસંગે વિલંબ થાય તો તેટલું ધૈર્ય રાખવા પત્ર લખનારે કૃપા કરવી. વધારે વિલંબ થવાનો તો સંભવ નથી જ. પણ કોઇ કોઇ સજ્જનો એક બે દિવસનો વિલંબ થતાં અકળાઇ જાય છે તેટલા માટે આ ઉલ્લેખ કરવો પડ્યો છે.

———આ અંકસાથે આરોગ્યના ૮૦ નિયમો અથવા આરોગ્યના સંબંધમાં મારો અનુભવ—એ નામનો એક લઘુ લેખ સ્વતંત્ર છપાવી ગ્રાહકોને વહેંચ્યો છે જેથી આ અંક માત્ર આઠ જ પૃષ્ઠનો કાઢ્યો છે. આવા જુદા લેખો પુસ્તકના રૂપમાં છપાવીને આપવામાં થોડું વિશેષ ખરચ આવે છે; પરંતુ અમને જે સાહાય્ય મળતી રહે છે તેનો ઉપયોગ આવાં કાર્યમાં અમે કરીએ છીએ.

———આ લઘુ લેખથી સર્વને સંતોષ થશે જ, તથા તે તેમને તે ઉપયોગી જણાશે જ એમ આશા છે. આ લેખ માત્ર વાંચીને ઉંચો મૂકવા માટે નથી પણ તે શાંતિથી વાંચીને નિત્ય આચારમાં ઉતારવા માટે છે. માટે વાચકવર્ગે કૃપા કરી તેને આગ્રહથી આચારમાં ઉતારીને લેખકનો શ્રમ સાર્થક કરવા કૃપા કરવી.

———આરોગ્યના સંબંધમાં હું આ પુસ્તકમાં જણાવ્યા ઉપરાંત બીજા ઉપાયોનું પણ અનુષ્ઠાન કરી રહ્યો છું. જેનો લાભ જણાતાં વળી હું ઇશ્વરેચ્છા તો અન્ય પ્રસંગે તે સંબંધમાં તમને જણાવીશ. પરમાત્મા આપણા જીવનો ઉન્નત અને સુખી કરનાર ઉપયોગી લેખો આપણને વાંચવા મળે તેવો સુયોગ આપણને સદા આપવા કૃપા કરો.

---

# पक्षपातरहित अनुभवप्रकाश.

( અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૭ ના પૃષ્ઠ ૧૯૭ થી. )

ધ્રુવે કહ્યું: પરમેશ્વરમાં મહાનતા અને પોતાનામાં અલ્પતાની ભ્રાંતિ જીવોને તેમ જ મને થાય છે.

મેં કહ્યું: હે ધ્રુવ! મહાનતા અલ્પતાની આ બાબતમાં વાત જ નથી. એક અસત જડ દુઃખરૂપ વસ્તુ છે અને એક સત્‌ચિત્‌ આનંદરૂપ દ્રષ્ટા પદાર્થ છે. એ બે જ વાત છે. ત્રીજી કોઈ વસ્તુ જ નથી. આ બન્ને પરસ્પર વિલક્ષણ છે. એક છે જ નહિ. સચ્ચિદાનંદ પરમેશ્વર પરમાત્મા છે આ અસત્‌ જડ દુઃખ, દૃશ્ય જગત્‌ છે. બંનેનો વિચાર કર બુદ્ધિ કરે તેને પોતાને મન પરંતુ જે દૃશ્ય જગત્‌ને તું જુએ છે અને જાણે છે તે દૃશ્ય છે, તું નહિ. તું દ્રષ્ટા છે એટલે જીવ ઈશ્વરની વાત જ ક્યાં છે? હે ધ્રુવ! દાહકતા, ઉષ્ણતા, પ્રકાશકતા એ અગ્નિનું સ્વરૂપ છે, તે અગ્નિથી ભિન્ન, પૃથિવી, જલ, વાયુ, આકાશ, આદિ પદાર્થો તથા તેના કાર્યોનું તે સ્વરૂપ નથી. જ્યાં દાહકતા ઉષ્ણતા, પ્રકાશતા છે ત્યાં તે અગ્નિ નથી. સૂર્ય, વડવાનલ, તથા મહાન્‌ કાષ્ઠઆદિ જે લૌકિક અગ્નિ છે તેમાં જ દાહકતા, ઉષ્ણતા, પ્રકાશકતારૂપ અગ્નિ છે. સારગ્રાહી સરળ, બુદ્ધિમાન વિદ્વાન્‌ લોક એમ જ જાણે છે, કે જે દાહકતા, ઉષ્ણતા પ્રકાશકતારૂપ અગ્નિ ચિણગારીમાં છે, તે જ દાહકતા, ઉષ્ણતા પ્રકાશકતારૂપ અગ્નિ સૂર્યમાં છે તે જ દાહકતા, ઉષ્ણતા, પ્રકાશકતારૂપ અગ્નિ મહાન્‌ કાષ્ઠઆદિ અગ્નિમાં છે. હે સાધો! મહાનતા, અલ્પતા, દીપકત્વ ( પ્રકાશ ) ઉપાધિમાં છે; દાહકતા, ઉષ્ણતા, પ્રકાશતારૂપ અગ્નિમાં નહિ કિંચિત્‌ ચિણગારીમાં રહેલો અગ્નિ કિંચિત દાહકતા, ઉષ્ણતા, પ્રકાશતા કરે છે. અને તે જ અગ્નિ સૂર્યમાં રહી સમગ્ર બ્રહ્માંડને દાહ, ઉષ્ણતા અને પ્રકાશ કરે છે અગ્નિ જ્યાં છે, ત્યાં સૂર્યમાં કે દીવામાં એક રસ જ છે તે જ પ્રમાણે હે સાધો! જેવી રીતે આ દેહવિષે બુદ્ધિઆદિકનો સાક્ષી, દ્રષ્ટા, ચૈતન્ય, બંધમોક્ષરહિત, નિર્વિકલ્પ, નિર્વિકાર, સ્વાભાવિક સ્વમહિમામાં સ્થિત છે, તે જ પ્રમાણે બ્રહ્મા, વિષ્ણુ શિવ અને ઇન્દ્રાદિ દેવોના દેહમાં, કીડીના દેહમાં, ગર્દભ, ઊંટ શરીરોમાં, પક્ષીઆદિના શરીરોમાં. એ જ સાક્ષી, ચૈતન્ય આત્મા નિર્વિકલ્પ નિર્વિકારરૂપે સ્થિત છે દાહકતા, ઉષ્ણતા, પ્રકાશકતારૂપ જે અગ્નિ દીપકમાં રહીને ઘરને તથા ઘરમાં આવેલા પદાર્થોને પ્રકાશિત કરે છે, તે જ અગ્નિ સૂર્યમાં રહીને સમગ્ર બ્રહ્માંડને તથા બ્રહ્માંડના અંતર્ગત પદાર્થોને પ્રકાશિત કરે છે, તે જ પ્રમાણે ચૈતન્ય આત્મા છે.

હે ધ્રુવ! જે અનાદિ દૃશ્યને તું જાણે છે તેનો સાક્ષી છે, તે દૃશ્ય બાહ્યદ્રષ્ટાની માફક તું પોતે શી રીતે હોઈ શકે? માટે હે ધ્રુવ! પૃથ્વી જલ, તેજ વાયુ, આકાશ વગેરે પંચભૂતોની દૃષ્ટિથી પણ તારી અંદર પણ નીચા અધિકતા નથી, કારણ ઉચ્ચ નીચ સર્વ પંચભૂત છે. ઉંચા

સુમેરૂઆદિ બ્રહ્મલોકના સ્થાનમાં પંચભૂત કંઇ વિશેષ નથી. નીચેના પાતાળ લોકમાં કે મધ્યવર્તી મનુષ્ય લોકમાં કંઇ ઓછા નથી તેથી અટલ પદવીને તારો યત્ન નિષ્ફળ છે. તે જ પ્રમાણે માયાની દૃષ્ટિથી પણ તારી અટલ પદવી નિષ્ફળ છે, કારણ કે નીચ ઉચ્ચ અટલ પદવીસહિત સર્વ સ્થાન નામરૂપ પ્રપંચ અર્થાત્ માયાનું છે અને તેથી મિથ્યા છે. શું અટલ પદવી કંઈ માયાનું કાર્ય નથી? માયાનું જ કાર્ય છે. હે ધ્રુવ! હવે પૂર્વોક્ત રીતિઅનુસાર એ નિશ્ચય કર હું કે અને આ સર્વ ચૈતન્ય આત્મા છું. અટલ પદવી ક્યાં છે? હે ધ્રુવ! સંત પુરુષો અટલ પદવીથી મુક્ત છે અને પોતાના સ્વરૂપમાં મગ્ન છે.

હે ધ્રુવ! એક સમય કોઇ નિમિત્ત કાઢીને શિવે મને કહ્યું, હે પરાશર! તને ત્રિલોકનું રાજ્ય આપું છું.

મેં કહ્યું; રાજ્યથી શું થશે?

શિવે ઉત્તર આપ્યું: જે ઇચ્છા કરીશ તે મળશે.

મે કહ્યું જ્યારે હું ઇશ્વર થઇશ ત્યારે તમે ત્રણે દેવતાઓને મત્સર થશે કે પરાશર સંસારનો ઇશ્વર થઇ બેઠો છે. તેથી રાજ્ય લેવાનું મને શું પ્રોજન છે કારણ કે અપ્રાપ્ય વસ્તુની પ્રાપ્તિ માટે ઇચ્છા થાય છે. હે શિવ! હું ચૈતન્ય આત્મા આ નામરૂપ અનંત કોટી બ્રહ્માંડરૂપ પ્રપંચનો સ્વતઃ સિદ્ધ સ્વામિ છું. કોઇ કૃત્રિમ સ્વામિ નથી. કારણ કે હું ચૈતન્ય આત્માવડે જ આ બુદ્ધિઆદિ જડ પ્રપંચની ચેષ્ટા થાય છે. અન્યથી નહિ. જેમ પુતળીઓને નચાવનાર ચૈતન્યપુરુષ રાજા છે, તે જ પ્રમાણે અનંતકોટી બ્રહ્માંડરૂપ પુતળીઓનો હું રાજા છું. બીજા ચૈતન્યનો તો અભાવ છે. તમારી ત્રિલોકી તો મારા રાજ્યમાં અંતર્ભૂત થઈ જાય છે અને તેનો તો સ્વતઃ રાજા છું. તે મારૂં જ સ્વરાજ્ય છે.

ધ્રુવે કહ્યું: હે પરાશર! તમે મારી પાસેથી અટલ પદવી લો.

મેં કહ્યું: મને શું પ્રયોજન છે, કે હું એકજગામાં બંધાઉં. સંત તો સ્વતંત્ર વિચરે છે. તે પરાધીન હોતા નથી. લૌકિક પુરુષો પણ ભગવાન પુરુષોએ આપેલાં સાંકેતિક સ્થાનોમાં અત્યંત દુ:ખ પામે છે તો હું સ્વેચ્છાચારીને બંધનરૂપ તારી અટલ પદવી કેમ દુઃખ ન આપે? આપે જ.

---




पुस्तक २० ] संवत् १९७८ आषाढ कृष्ण० १४ [ अंक ९

॥ ॐ श्री ॥

# तमे मारा थजो साहुकार.

પદ. ( કૃપાનિધિ દાસને, એ લય. )

ગણી નિજ મુજને, તમે મારા થજો સાહુકાર.
કંઇ જનની કીધી શુશ્રુષા,
દરિદ્રતા પણ મુજ ટળી ના લગાર; ગણી૦
સ્વમાન ત્યજી શ્રીમતોને મેં,
નમી નમી બહુ કીધા નમસ્કાર;—
પણ નવ ભુખ જરી મારી ભાગી,
રહ્યો હું હજી પ્રભુ ! નિરાધાર;—
પતીત ન કોઇ કરે જગમાં મુજ,
આપનો એક રહ્યો આધાર,—.
મુજ અંતરની આપ તો જાણો,
( કાંઝે ) સર્વજ્ઞ તમે છો પ્રાણાધાર,—

શરણે આજે આવ્યો તમારા,
જાણી શરણાગત કરજો વ્હાર;—
આપવિના નથી બેલી બીજો,
છો તમે નિરાધારાધાર;—
તમવિણ ભુખ નવ મારી ભાગે,
(ટેકી) લીધો તમ સબળતણો આધાર;—
અનંત સંપત્તિના સ્વામી,
ગણાઓ છો તમે જગદાધાર;—
ખોટ નથી કોઇ વાતે તમારે,
જાણી એ આવ્યો તમારે દ્વાર;—
હું તો જોઇ રહ્યો તમસામે,
દેતાં નવ કરશો પ્રભુ! જરી વાર;—
મુજ લજ્જા છે પ્રભુ! તમ હાથે,
નિભાવી લેજો કરુણાગાર,—
મુજ લજ્જા જતાં જાશે તમારી,
કહું શું તમને વારંવાર;—
લૌકિક ને વળી દૈવી સંપત્,—
થકી મુજ આજ ભરો ભંડાર;—
માગવાનું નવ રહે ફરી એવું,
દેજો વળી એવું મહાદાતાર;—

# पक्षपातरहित अनुभवप्रकाश.

( અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૮ ના પૃષ્ઠ ૨૬૬ થી )



પુનઃ દત્તાત્રયને કહ્યું; તમે અટલ પદવી લો.

અવધૂત બોલ્યા; એ અવિદ્યા તને જ છે, મને અટલ પદવીની ઇચ્છા નથી.

તે જ પ્રમાણે વામદેવને કહ્યું, તમે અટલ પદવી લો.

વામદેવે કહ્યું. એ નીચ બુદ્ધિ તને જ છે જો સર્વ એક આત્મા જ છે, તો પછી ચલાચલ ક્યાં રહ્યાં છે!

ત્યારે ધ્રુવ બાળકસમાન પુકારવા લાગ્યો; કોઇ અટલ પદવી લો. તે વખતે પશુ, પક્ષી, વૃક્ષાદિકે જવાબ દીધો, કે અંતર બહાર એક ચૈતન્ય આત્મા જ છે. ચલ અચલ છે ક્યાં કે અમે અચલને લઇએ અને ચલને છોડી દઇએ

ધ્રુવ મૃતકસમાન બેશુદ્ધ થઇ પૃથ્વીઉપર પડી ગયો.

મેં કહ્યું, હે ધ્રુવ ! બાલકસમાન વિલાપ કેમ કરે છે ? તું આકાશની માફક વ્યાપક ચૈતન્યસ્વરૂપ છે. તારામા ગ્રહણ ત્યાગ નથી. તું એક રસ, નિર્વિકાર, નિર્વિકલ્પ સ્વમહિમામા સમસ્થિત છે. અચલ પદ્દને લેનાવાળાં મનાદિક છે. તેને જ સુખ દુઃખ થશે. તને નહિ. તું નિર્વિકાર, નિર્વિકલ્પ, ચૈતન્ય બીજા મનાદિકના વ્યવહારમાં લિપ્ત હોય, તેમ શા માટે કરે છે? મનુષ્યોના ઘટપટાદિ પદાર્થોની લેણદેણમાં આકાશ લિપ્ત થતું નથી અને લિપ્ત થયું એમ માને તો હસવાયોગ્ય છે, તે જ પ્રમાણે તારે સમજવું. હે ધ્રુવ, આ અસત્ સંસારમાં, આત્મવિચારશીલ પુરુષ, શરીરના પ્રારબ્ધવડે જે કંઇ પ્રાપ્ત થાય, તે ગ્રહણ ત્યાગ બુદ્ધિથી રહિત રહીને ભોગવે છે. કંઇ તેમાં ખેદ માનતા નથી. કારણ કે ભોકતા, ભોગ, ભોગ્ય, દ્રષ્ટા, દર્શન, દશ્ય ઇત્યાદિ ત્રિપુટીના અનાત્મ ધર્મ છે. અસંગ નિર્વિકાર, સાક્ષી, ચૈતન્ય આત્માનો એ ધર્મ નથી. હે ધ્રુવ! સ્વપ્ન પદાર્થોનો શો હર્ષ શોક? છોડો પોતાના સ્વરૂપની ગંભીરતાનો વિચાર કરો. મૃગતૃષ્ણાના તરંગોને ન પકડો. આ શરીરને કોઇ નહિ અને કોઇ સ્થળે રહેવાનું જ છે જેમ ગુજરી તેમ ખરી. આમ પણ સારૂં છે, તેમ પણ સારૂં જ છે. તને ફાવે ત્યા રહે, પોતાના સ્વરૂપનો વિલાસ છે. કોઇ અનાત્મ-પદાર્થોનો વિલાસ નથી. સંસારરૂપવનમાં ફાવે ત્યાં વિહર. કર્તૃત્વ, ભોક્તૃત્વ અભિમાન-રૂપ પુષ્પને તોડીશ નહિ, એ પુષ્પ તોડીને સુંઘ લેવામાં મજા નથી. અહંકારરહિત તેને જોવામાં જ મજા છે. કર્તૃત્વ ભોક્તૃત્વરૂપ પુષ્પોને તોડવાથી તે ઉપવનનો અહંકાર-રૂપ માલિક તને દુઃખ આપશે. એ કાયદાની વાત ત્રે અને તે ઠીક છે. અઠીક નથી. કારણ કે કર્તૃત્વ,ભોક્તૃત્વ અભિમાનથી દુઃખ થવું જ જોઇએ.

આ સંસારરૂપ ઉપવન તું ચૈતન્યનો ધર્મ નથી. એ મનનો ધર્મ છે. અન્વયવ્યતિરેકથી સંસાર મનોમાત્ર છે. તું તારા રસ્તાથી ચાલ. તાત્પર્ય કે જેવું નિર્વિકાર, નિર્વિકલ્પ, સર્વ દૃશ્યના ધર્મોથી રહિત તારૂં સ્વરૂપ છે તેવો સાંગોપાંગ દૃઢ નિશ્ચય કર તો જીવનમુક્ત થઇને ફરીશ. વિપરીત વર્તન કરીશ, અર્થાત્ નામરૂપ દૃશ્યના ધર્મ તારા પોતાના જાણીશ તો દુઃખી થઇશ. હે ધ્રુવ! હવે અમે ઇપ્સિત સ્થાનમાં જઇએ છીએ તું પણ વાંછિત સ્થાનમાં જા.

હે મૈત્રેય! આ અમૃત સમાન ઉપદેશ શ્રવણ કરીને, પોતાના સ્વરૂપ અમૃતભાવને પ્રાપ્ત થઇ, સ્થિર અસ્થિર પદાર્થોમાં તે સમતાને પ્રાપ્ત થયો. હે મૈત્રેય જે સંતપુરુષોનાં વચન શુદ્ધિથી સાંભળે છે, તે તત્કાળ જ સ્વસ્વરૂપની પ્રાપ્તિ રૂપ અમૃતભાવને પ્રાપ્ત થાય છે.

અનુભવપ્રકાશનો પરાશરમૈત્રેયના સંવાદનો બીજો સર્ગ સંપૂર્ણ.

---

# प्रकीर्ण सद्विचारसंग्रह.

---

+ × × જ્યારે શ્રીમાન્ ગાંધીજીને કેદ પકડી જવામાં આવ્યા ત્યારે અમે અમદાવાદમાં હતા. એમને પકડવાને પોલીસ અમલદાર વૉરંટ લેઇને આવ્યા હતા. તેમણે તેમને કહ્યું, કે આ તમારા ઉપર વૉરંટ છે અને આપને જે કંઇ લેવું કરવું હોય તે લેવાની છુટ છે, અને કોઇ જાતની અમારી ઉતાવળ નથી. પણ ગાંધીજી તરત જ તૈયાર થઈ ગયા. તેમણે આશ્રમનાં માણસોને બોલાવ્યા અને, વૈષ્ણવ તો તેને કહીએ રે, એ ભજન ગવરાવ્યું અને હાસે આશ્રમમાં લાપસી કરજો, કહીને ચાલવા માંડ્યું.

——આ પ્રસંગ ઉપરથી આપણને બહુ બોધ લેવાનો મળે છે. આ જ પ્રમાણે આ સંસારને, આપણા વ્યવહારને, અને સ્ત્રી પુત્ર આદિ આપણાં સગાંવહાલાંને આપણે છોડવાને તત્પર રહેવું જોઇએ. આપણે આ સર્વને છોડવાનો પ્રસંગ આવે ત્યારે પ્રસન્નતાથી હસતે મુખે સર્વને છોડવાં જોઇએ. આ સર્વને આપણે એક દિવસે છોડવાનાં છે, એ નિશ્ચય આપણે આપણા અંતરમાં દૃઢ કરી રાખવો જોઇએ. નિર્મોહપણે આપણા વ્યવહારને આપણે સાધવો જોઇએ. સાવધાન રહીને આપણે આપણું, કર્તવ્ય કરવું અને જ્યારે આ જગતને છોડવાનો પ્રસંગ આવે તે વખતે તેને આનંદથી છોડવું એવી આપણી તૈયારી હોવી જોઇએ. આ જગતના મિથ્યાત્વનો, અને નશ્વરતાનો, તથા આપણા શરીરની નશ્વરતાનો નિશ્ચય અંતરમાં દૃઢ કરીને આપણે આપણો વ્યવહાર સાધવો જોઇએ, કે જેથી આપણે આ શરીર છોડવાનો પ્રસંગ આવે, અથવા આપણાં સંબંધીને આપણને છોડવાનો પ્રસંગ આવે તો આપણને શોક ન થાય, અને પ્રસન્નતાથી આપણે પરસ્પરના સંબંધને છોડીએ.

× × × × ×

+ × + મારા ઘરની પાસે ગટરને માટે એક ઊંડો ખાડો ખોદી ચણતર કામ કરવાનું હતું. આરંભમાં તો તેમાંથી માટી નીકળી, પણ જેમ જેમ મનુષ્યો ઊંડે ખોદતા ગયા તેમ

તેમ પાણી નીકળતું ગયું. પ્રયત્નના આરંભમાં આ જ પ્રમાણે મનુષ્યને કઠિન જણાય છે, પણ તે પ્રયત્ન કરવો ચાલુ રાખે છે તો પછી પાણીજેવી નરમ વસ્તુ તેના માર્ગમાં આવે છે, અર્થાત્ પ્રતિકૂલતારૂપી કઠિન જમીન ઓછી થાય છે, અને અનુકૂલતારૂપી પોચી જમીન, કે પાણી આવે છે. પણ પાણી આવે છે ત્યાંસુધી મજુરો ખોદે છે, તેમ અનુકૂલતારૂપી પાણી આવે ત્યાંસુધી ખોદવું જોઇએ. વડોદરામાં દશ બાર હાથે પાણી આવે અને ઉમરેઠ જેવા ગામમાં એંશી હાથે પાણી આવે. તે પ્રમાણે કોઇનું પ્રારબ્ધ વધારે કઠિન હોય તો તેને એંશી હાથ ખોદવાજેટલો વધારે પ્રયત્ન કરવો પડે, અને કોઇનું પ્રારબ્ધ સામાન્ય કઠિન હોય તો તેને દશબાર હાથ ખોદવાજેટલો પ્રયત્ન કરવો પડે. પણ એટલું તો નક્કીજ કે પ્રયત્નના પરિણામે ફળ મળે જ. જેને દશબાર હાથ ખોદે પાણી નીકળે તેમ હોય તે, દશ બાર હાથ ખોદે તો પાણી નીકળે, પણ જેને એંશી હાથ ખોદવાનું છે તે દશ બાર હાથ ખોદીને અટકી જાય તો તેને પાણીનું દર્શન ન થાય. તે થોડું ખોદીને અટકી જાય તો તેને તેના પ્રયત્નના ફળનું દર્શન ન થાય. જો, કે તેણે જેટલું ખોદ્યું હોય તેટલો તો તે ઉંડો ઉતર્યો હોય છે જ, અને તેને તેટલું ઓછું ખોદવાનું રહે છે. તાત્પર્ય કે પ્રયત્નનું ફળ તો સર્વને મળે છે જ, કોઇને વધારે પ્રયત્ન કરવો પડે છે, અને કોઇને ઓછો કરવો પડે છે, એટલું જ. તેથી આપણું કર્તવ્ય એ જ છે, કે ફળનું દર્શન થાય ત્યાંપર્યંત આપણે પ્રયત્ન કરવો જોઇએ. બીજાને થોડા પ્રયત્ને ફળ મળતું જણાય તો તેથી આપણે નિરુત્સાહ થવાનું કારણ નથી આપણે તો આપણું પ્રારબ્ધ તેને પ્રસંગે કઠિન જાણી ફળનું દર્શન થાય ત્યાંપર્યંત પ્રયત્ન કરવો જાઇએ અને તે એટલેસુધી કે કદાચ આ જન્મમાં આપણને ફળનું દર્શન ન થાય તો પણ ચિંતા નહિ. આપણું કર્તવ્ય આપણે જીવનપર્યંત કરવાનું છે, અને તે પ્રમાણે આપણે આપણું કર્તવ્ય કર્યું એટલે આપણું જીવન સાર્થક છે. પછી ફળનું દર્શન થાય વા ન થાય. જે પ્રયત્નશીલ છે, તેનું જીવન સાર્થક છે, એ નક્કી સમજવું.

# પ્રસંગાનુરૂપમ્.



——પ્રસંગાનુરૂપમ્ – ના વિષયમા લખવાજેવી ઘણી બાબતો મારા આગળ આવીને પડે છે. ઘણાં પત્રો ઉત્તર આપવામાટે મારાઉપર આવ્યાં છે. આ વિષય પણ હવે પ્રાતઃકાલના લેખોમાં અથવા વિષયોમાં રસપ્રદ અને ઉપયોગી થઈ રહ્યો છે અને ઉત્તરોત્તર તે અધિક ઉપયોગી થતો જાય છે. મને જેમ પરમાત્મા સ્ફુરાવે તેમ હું આ વિષયમાં લખ્યે જ જઉં છું, અને વાચકવર્ગને તે અધિક આનંદ ઉપજાવતો જણાય છે. આ અંકમાં વિસ્તારથી ઉલ્લેખ કરૂં તો આ વિષય ઘણો લાંબો થવાનો સંભવ છે જેથી સ્વલ્પમાં ચર્ચા કરવાનું ધાર્યું છે. ઘણા સજ્જનો તો પ્રાતઃકાલ હાથમાં આવતાં આ જ લેખ પ્રથમ વાંચે છે; અને તેમાં પણ મારા કાર્યની બહારથી પ્રશંસા કરનાર અને અંતરથી ઇર્ષ્યા કરનાર તો આ લેખ અવશ્ય કરીને પ્રથમ વાંચે છે. પણ આપણે કોનો ડર હતો ? જે કાર્ય કરવામાં આપણું પોતાનું સ્વતંત્ર અભિમાન જ નાહિ ત્યાં પછી કોને કોનો ભય ?

——મુંબઇથી રા. ગિરધરલાલ વિ. મંત્રી લખે છે કે, " ચૈત્ર માસના પ્રાતઃકાલમાં પક્ષપાતરહિત અનુભવપ્રકાશ, એ લેખ બહુ જ ઉત્તમ છે. આ વિષય વાંચવાથી આત્મજ્ઞાન બહુ જ સરળતાથી સમજાય છે. આપશ્રી આવા વિષયો જનસમાજપાસે મુકી તેમને કૃતાર્થ કરો છો. હવેથી પ્રાતઃકાલના અંકો બહુ જ નિયમિત મળે છે તેથી પણ બહુ જ આનંદ થયો છે. આ વર્ષનું ભેટનું પુસ્તક હજીસુધી વાંચ્યું નથી. વંચાયા પછી અભિપ્રાય જણાવીશ. "

——પ્રિય ભાઇ ! તમને પ્રાતઃકાલ રુચ્યે છે, એ જાણી આનંદ થાય છે. આપણા અધિકારનું જે હોય છે, તે ઇશ્વર આપણને દયા કરીને આપે છે. ભેટનું પુસ્તક હજી તમે નથી વાંચ્યું તે ઠીક નથી કર્યું. એ કામ પડતા મૂકી તેને પ્રથમ વાંચો. તેને એકથી વધારે વખત વાંચી તેમાં જણાવેલા સિદ્ધાંતો મનમાં દૃઢ કરી રાખો, કે જેથી આ ક્લેશજનક સંસારના ક્લેશોનો સ્પર્શ ઓછો થાય + + + અનુભવ પ્રકાશવાળો લેખ ઉત્તમ જ લખાય છે અને તેનો યશ તેના લેખક બંધુ ઓઝાશ્રીને છે. તેમણે મારા ઉપર કૃપા કરી આ કાર્યમાં સાહાય્ય કરવાનું સ્વીકાર્યું છે, એ મારા અને તમારા ઉપર તેમનો ઉપકાર છે.

——અંકલેશ્વરથી કૂટસ્થ મહારાજશ્રી લખે છે કે, " વિષમ કર્માધીન અપવિત્ર સંસ્કારમાં અટવાઇ ગયેલા વિષમ પ્રારબ્ધયુક્ત જીવોના હાજે આશ્વાસનતરીકે જે સચક નામે " વિપત્તિ વિમોચન " લેખ મળ્યો. વિષમ સંસ્કારીઓને માટે આવા લેખો રૂપ કારક નિવડે ખાત્રે. તેમને માટે તો તેમના કર્મનું કોકડું તેમને જ ઉકેલવાનું રહે છે, છતાં આ જમાનામાં અનેક પ્રકારના વિષમ સંસ્કારમાં અટવાઇને ફૂટાઇ જતા વર્ગને આવા લેખો પ્રત્યે સદ્‌ભાવ થાય તો તેટલા જ અંશે શ્રમ સફલ સંભવે. "

——આપનું લખવું યથાર્થ છે. પણ ગુલાબ કે મોગરાનો સ્વભાવ જેમ જગતમાં સુવાસ પ્રસારવાનો છે, તેમ આપણે આપણું કર્તવ્ય કરીએ છીએ. પરિણામ અથવા ફળ ઇશ્વરેચ્છાથી જે પ્રકટવાનું હોય તે પ્રકટો. ફળનો વિચાર આપણે કરવાનો નથી આપણે તો આપણા કર્તવ્યનો જ માત્ર વિચાર કરવાનો છે.

——તવરાથી રા. ચીમનલાલ મ. શાહ આ પ્રમાણે શંકાઓ પૂછે છે. 'વિપત્તિ વિમોચન" પૃષ્ઠ ૩૭ "પરંતુ વર્તમાન જન્મમાં જેનું ફળ દુઃખરૂપ થાય તેવું કોઇ કર્મ કર્યું નથી, છતાં મને આ દુ:ખ આવ્યું છે તો જરૂર મારા કોઈ પૂર્વ કર્મનું ફળ હોવું જોઇએ.

ઉપરોક્ત વાક્ય શંકાસ્પદ જણાતાં ખુલાસા ખાતર આપશ્રીને આ પત્ર સાદર કર્યું છે." મનુષ્યને પ્રથમ ગત જન્મનાં કર્મ ભોગવવાં પડે, કે વર્તમાન જન્મનાં ?"

જો પ્રથમ વર્તમાન જન્મનાં ભોગવવા પડતાં હોય તો તો આદિ તે પશ્ચાત્ અને પશ્ચાત્ તે આદિ આમ દુઃખપ્રદસ્થિતિ ઉત્પન્ન થાય તેનું કેમ ?

વળી આપણામા સામાન્ય કહેવત પણ છે, કે "સુખદુઃખ મળે છે પૂર્વ કર્માનુસાર," તો શું એ અસત્ય ?

તદુપરાંત પુનર્જન્મને માટે પણ શંકા જ ઉત્પન્ન થાય.

જો પ્રથમ પૂર્વ કર્મ ભોગવવાં પડતા હોય તો પછી આવું વચન શ્રીમદ્‌જેવા માણસ પાસે ઉચ્ચરાવવું તે યોગ્ય છે ?'

——પ્રિય ભાઇ ! તમારી શંકાનુ ઉત્તર સ્વલ્પમાં આ પ્રમાણે છે આ શરીર રચાય છે તે ગત જન્મનાં ફળ આપવાને તૈયાર થયેલાં કર્મનો ઉપભોગ કરવા માટે અથવા તે ફળ ભોગવવા રચાય છે પરંતુ વર્તમાન જન્મમા પણ તરત ફળ મળે એવાં કર્મ કરવામાં આવે તો તેનું ફળ પણ તેમાં જ મળે છે. પાંચ રૂપૈયા કોઇના કોઇ મનુષ્ય ખબર ન પડે એવી રીતે ચોરી લે તો તેના આ કર્મના સંસ્કાર તેના અંતઃકરણમાં પડે છે અને તે વિલંબે ફળ આપે છે. પણ એક મનુષ્ય બીજાનું ખુન જ કરે તો તે કર્મનું ફળ તેને વર્તમાન જન્મમાં જલદી મળે છે. અને આ પ્રમાણે જે કર્મનો પરિપાક જલદી થાય તેનું ફળ જલદી મળે તેમાં હાનિ શું આવે છે ? તેમાં કંઈ દુઃખપ્રદ સ્થિતિ ઉત્પન્ન થતી નથી. હા, દુઃખરૂપ ફળને આપનાર કર્મ હોય તો તેવી સ્થિતિ પણ પ્રાપ્ત થાય, તો તેમાં અઘટિત શું છે ? પણ તે જ પ્રમાણે સુખરૂપ ફળને આપનાર કર્મનુ ફળ પણ મળે છે, અને તે સુખ ઉપજાવે છે

સુખદુઃખ પૂર્વ કર્માનુસાર મળે છે, એમ જે કહેવાય છે, તે જરા પણ ખોટું નથી. પણ આપને તેમાં જે ભ્રાંતિ થાય છે તે 'પૂર્વ' શબ્દનો અર્થ સમજવામાં થાય છે. પૂર્વના એટલે વર્તમાન ક્ષણ પૂર્વના જેટલાં કર્મ હોય તે પૂર્વનાં કહી શકાય. પૂર્વ એટલે પૂર્વ જન્મનાં એવું ન સમજવું. અથવા આ જન્મમાં જેમ પૂર્વ એટલે ગત જન્મનાં કર્મનાં ફળ મળે છે તેમ વર્તમાન જન્મમાં વર્તમાન ક્ષણ પૂર્વે કરેલાં કર્મનાં ફળ પણ મળે છે. જે કર્મનો જે સમયે પરિપાક થાય તે સમયે તે કર્મનું ફળ મળે છે.

——વળી આમાં તમે લખો છો તે પ્રમાણે પુનર્જન્મને માટે શંકા થવાનો ક્યાં સંભવ છે? જેમ પૂર્વ જન્મમાં કરેલાં કર્મનો ભોગ ભોગવવા માટે વર્તમાન જન્મ થાય છે, તેમ વર્તમાન જન્મમાં કરેલાં ભોગ ભોગવ્યાવિનાનાં બાકી રહેલાં કર્મનું ફળ ભોગવવાંમાટે પુનઃજન્મ થાય છે, વા થવો જોઇએ, એથી શંકાને અવકાશજ ક્યાં છે?

"પ્રારબ્ધ અને પુરુષાર્થ" એ નામનું એક લઘુ પુસ્તક લખવા વિચાર છે, તે ઇશ્વરેચ્છાથી લખાશે એટલે આપનું આ સંબંધમાં વિશેષ સમાધાન થશે.

——મુંબઇથી રા. રા. માધવરાવ મયારામ પંડ્યા રૂ ૨૫) મોકલીને આ પ્રમાણે અમને લખે છે. મારા મુરબ્બી સ્વર્ગવાસી બંધુ હરજીવન મયારામ પંડ્યાની ચૈત્ર સુદ ૧૩ ને દિને સંવત્સરી છે તે નિમિત્તે આપ શ્રીના પ્રાતઃકાલને દીર્ઘાયુ ઇચ્છી ભેટ તરીકે મોકલ્યા છે તેનો સ્વીકાર કરશોજી.

——જો પ્રાતઃકાલના વાચનથી મનુષ્યોના હૃદયમાં તેમના કલેશો દૂર થઇને શાંતિ ઉપજતી હોય તથા તેમની ઉન્નતિ થતી હોય તો કર્મફળ પ્રદાતાસત્તાદ્વારા તે કર્મનું ફળ તમારા ભાઇને મળો.

——પલસાણેથી રા હુરરાય ગોપાળરાવ દેશાઇ રૂ. ૧૦ ) મોકલીને લખે છે, કે " ચાલુ માસના લવાજમના રૂ. ૫) તથા સહાય્ય તરીકે રૂ. ૫) મળીને રૂ ૧૦) મોકલ્યાં છે તે સ્વીકારશો જી.

——ભરૂચથી રા રા. દેવ જયશંકર પ્રભાશંકર લખે છે, કે "આપના પ્રયાસતરફ તથા સિદ્ધમંદિરનાં સિદ્ધસૂત્રો લખનાર તરફ, પક્ષપાતરહિત અનુભવ પ્રકાશ લખનાર તરફ તથા રાજયોગ લખનાર તરફ મને અત્યંત પૂજ્યભાવ છે. આપની ભેટ ખરેખર અધિકારીને અત્યંત શાંતિ આપી ઉન્નતિ તરફ ચઢાવનારી છે. પાત્રોની ગોઠવણ અને સમયાનુકૂલ ઉપદેશ એ વસ્તુઓ અનુપમ છે. પ્રાતઃકાલ માસિક ધર્મતરફ દોરનારૂં તથા જીવન સફળ કરનાર છે, અને તે એક જ છે. આપની મહેનતનો બદલો પ્રભુશ્રી આપને આપશે."

——હીંમતનગરથી રા. નરસિંહ દેવચંદ લખે છે, કે "હું પ્રાતઃકાલનો ત્રણ વર્ષથી ગ્રાહક છું. તેને હમેશાં રસપૂર્વક વાંચુ છું. મોટા સાક્ષરોની વાત તો ઠીક છે, પણ મારા જેવાને માટે તો આપનું પ્રાતઃકાલ એક મૂલ્યવાન મિત્રકરતાં પણ વધારે ગરજ સારે છે. તેમાં પણ મારા જેવા એક અપંગ દુઃખીને તો તે બહુ જ મૂલ્યવાન થઇ પડયું છે. એ સંબંધે આપનો ક્યા શબ્દોમાં અહેશાન માનવો તે હું સમજી શકતો નથી. પરંતુ જગન્નિયંતાપાસે હંમેશાં આપને આવા સારા કીંમતી લેખો લખવા વધુ અને વધુ શક્તિ આપો એવી પ્રાર્થના તો કર્યા જ કરૂં છું."

——અમદાવાદથી એક સજ્જન લખે છે, કે " શું આપની ઉત્તમોત્તમ ભાવનાઓ અને સાચી જનસેવા કરવાનો પુરૂષાર્થ ! પ્રાતઃકાલના વાચકો તેના લેખોને એકેઅવાજે, વખાણી રહ્યા છે. ઓ પણ મયસ! ઓ કાલ ! તારો પ્રતાપ અનિર્વિષ્ટ છે. આપનો કિંચિત્ પણ નિરાશ કરવાનો હેતુ નથી, પણ સમય બળવાન્ છે. જનસમાજ ગાડરીઓ છે અને તે અતીત કાલસમુદ્રની રેલનાપ્રવાહસાથે જ ખેંચાતો રહે છે, એ આપને તો વિદિત

હશે જ. થોડાઘણા પુરુષો જ સત્ય સમજી શકે છે. એ કંઈ પૈસા પેદા કરવા અથવા નામના કરવા લખાએલા લેખો નથી. પણ માત્ર સર્વોત્તમ ભાવનાઓ, સંકલ્પો, અને પરમાર્થને અંગે જ લખાએલા હોવાથી તે ઇશ્વરપ્રેરિતસરખા હોવાથી જીવતાજાગતા જ અનુભવો છે. શરીરનું એક એક ભાગનું રોમેરોમ ઉભાં કરે તેમ છે, અને વધુ તીવ્ર લાગણીવાળાને તો જરૂર અશ્રુપાત કરાવે છે, એ નિઃસંદેહ છે. મારા જેવા જડ, શુષ્ક પ્રાણીપર આવી અસર તો ઉંચી કોટીનાંને તો શું ન થતું હશે ?"

"આપે જે લોકોની વૃત્તિ તથા વિયોગનું દિગ્દર્શન કરાવ્યું છે તે અક્ષરશઃ સત્ય જ છે. ચાવીને મોંમાં મુકો તો વળી ખાવાનો પરિશ્રમ લે. સઘળું જ સગવડનું અને સહેલું સહેલું લોકોને તો જોઇએ. વળી તે પણ તત્કાળ ફળ આપનારૂં હોવું જોઇએ અને તે ઉપરાંત મોટું દુર્ભાગ્ય તો તેમાં જ છે, કે સર્વ કોઇ પોતાને લાયક અને અધિકારી જ સમજે છે, અને તેથી ચટપટ સાક્ષાત્કાર અને રિદ્ધિઓની આશા રાખે છે. પણ કાશી જવાને માટે તેમણે એક ગાઉ પણ કાપેલો હોતો નથી."

——નવસારીથી રા. રા. નવનિતરાય ગણપતરામ પાઠક લખે છે, કે "સવારનાં કામો સવારમાં કરવાં," એ લેખ આપ તરફથી બહાર પડ્યો જે વાંચી આનંદ થયો છે. બ્રહ્મમુહૂર્તે ઉઠવા પ્રયત્નશીલ રહીએ છીએ પણ સ્નાન વગેરે પરવારીને જપમાં બેસીએ છીએ ત્યારે નિદ્રાદેવી પોતાનું સ્વરૂપ પ્રકટ કરે છે, તોપણ ચારવાગે ઉઠવા પ્રયત્નશીલ રહીશું."

——પ્રિય ભાઇ! આપણને આ પ્રકારનો અભ્યાસ ન હોવાથી આરંભમાં નિદ્રાદેવી પોતાનો પ્રભાવ જણાવે છે; પણ તેની અડચણ નહિ ભલે ઝોકાં આવે પણ આપણે તો ચારવાગે આગ્રહથી ઉઠવું જ. થોડા દિવસના અભ્યાસ પછી બધું અનુકૂલ થઇ જશે, માટે અકળાવું નહિ. આપણી ખોટી ટેવોને જીતવાની કળા "સિદ્ધ મંદિરનાં સિદ્ધ સૂત્રો" એ લેખમાં આવનાર છે, માટે તે વિષય આરંભથી ધ્યાનપૂર્વક વાંચશો. આ લેખને ધ્યાન-પૂર્વક વાંચીને સમજનાર પોતાના જીવનમાં યથેચ્છ પ્રવૃત્તિ કરી શકશે તથા યથેચ્છ વસ્તુ કે ફળને પ્રાપ્ત કરી શકશે. આ લેખ ઘણો ઉપયોગી અને મૂલ્યવાન્ સમજશો.

——આદોતીથી એક સજ્જન લખે છે, કે "આપની પાસેથી પહેલો જ અંક આવ્યો, કે મહાવદી ૧૪ થી મેં સવારના ૪।। વાગે ન્હાવાનું રાખ્યું છે. આ પત્ર લખવાની ફરજ એટલા માટે પડી છે, કે આપના પહેલા અંકમાં આપે એવો ઉલ્લેખ કરેલ છે, કે "તમે મને ગમે તેટલા પૈસા આપો, તેથી મને જેટલો આનંદ થાય તેના કરતાં હજારગણો આનંદ મને તમે આ પ્રમાણે જીવન ગાળી રહ્યા છે, એ જાણીને થશે (પાન ૧૭). તેને માટે નિવેદન કરૂં છું, કે જરૂર હું આપવા છું. ગુજરાતી ભાષા નથી. કારણ હું આ ભૂમમાં જન્મ્યો છું. માત્ર ભાષાનો અભ્યાસ કરી શીખ્યો છું, એટલું જ. તો મારા લખાણ ઉપરથી સહજ સમજી શકાય તેમ છે, કે મારૂં ધ્યેય તો જુદું છે. કદાચ આપને આ વાત વિચિત્ર લાગશે. હું હવે ત્રણ વાગે

પાસે આવે તો હું માનું છું, કે તે મારી પાસે ચરણી થઇ જાય, એટલાં મારી આસપાસ પૈસાની જરૂરવાળાં મનુષ્યો વીંટળાએલાં છે, તેથી આટલી રકમ મેળવું તો અમુક વ્યક્તિઓને હું અમુક સાહાય્ય કરી શકું.

——પણ તે પ્રમાણે કરવામાં મારાં સમયનો મારે અમુક ભોગ આપવો જોઇએ. તે પ્રમાણે પ્રવૃત્તિ કરવાને અંતરાત્મા કંઇ પ્રેરણા કરતા નથી. અને એ સંબંધમાં હું સ્થિર ચિત્તે વિચાર કરું છું ત્યારે મને મારે આ પ્રકારની પ્રવૃત્તિ ન કરવી, એ જ યોગ્ય જણાય છે.

——જે સ્થિતિમાંથી આ જગતનાં અનેક મનુષ્યો પસાર થઇ રહ્યા છે તે સ્થિતિમાં હું હતો ત્યારે મેં બીજાની સાહાય્યની ઘણી ઇચ્છા કરેલી અને મને તે થોડી મળેલી પણ ખરી. પણ તે છતાં મારૂં કાર્ય તો ન જ થતું કે ન થયું. મારે વારંવાર તેમની દીનપણે શુશ્રૂષા કરવી પડતી. તો કુતરાને, કે ભીખારીને જેમ એક ટુકડો નાખવામાં આવે તેમ ટુકડો નાખવામાં આવતો તે છતા મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે એમ અમે બન્ને માનતા પરતંત્રાવસ્થાથી હું ત્રાસ્યો અને મેં બીજો સ્વતંત્ર માર્ગ અંતર્યામી પરમાત્મકૃપાથી શોધી લીધો, અને હું પરતંત્રતાથી છુટ્યો.

——અને એ વાર્તા પણ સત્ય છે, કે બીજા આપણને ગમે તેટલી સાહાય્ય કરે પણ તેનો ખરી રીતે કંઇ જ અર્થ નથી. તેની સાહાય્યથી આપણું દળદર ટળતું જ નથી, એ નક્કી સમજવું. બીજાએ કરેલી સાહાય્ય આપણને આપણે હોઇએ છીએ તે જ સ્થિતિમાં રાખે છે, અને આપણા આત્મવિકાસને તે થવા દેતી નથી. તેથી બુદ્ધિમાને થોડો વખત દરિદ્રની, કે ભીખારીની સ્થિતિમાં રહેવું પડે તો રહેવું, અને પોતાનો આત્મવિકાસ સાધી સ્વતંત્ર થઇ જવું, એ જ હિતકર અને સુખકર છે.

——હવે આ જ પ્રમાણે લાખ બે લાખ રૂપૈયા મેળવીને જો હું બીજાને આર્થિક સાહાય્ય કરૂં તો પરિણામ એ આવવાનો, કે તેમની પરતંત્ર અવસ્થા કદી પણ આ જીવનમાં ટળવાની નહિ. તેમણે પોતાનો આત્મવિકાસ કરી સ્વતંત્ર થવું હોય તો પોતાના જ પગઉપર ઉભા રહેતાં શીખવું જોઇએ. બીજાનાં પકવાન્ન કરતાં સાત દહાડાનો સૂકો પણ પોતાના ઘરનો રોટલો ઉત્તમ છે. બીજાએ આપેલા લાખ રૂપૈયા કરતાં પોતે જાતે મેળવેલા એક પૈસાનું મૂલ્ય વધારે છે, એ નક્કી સમજવું.

——તેથી જેની ઇચ્છા હોય તેમને જરૂર હોય તો જે માર્ગ હું જાણું છું, જેનો મેં સ્વાનુભવ કર્યો છે તે માર્ગને દર્શાવવાને હું તત્પર છું. આ સંબંધમાં હું અવકાશે ઇશ્વરેચ્છાથી એક સ્વતંત્ર પુસ્તક પણ લખનાર છું પણ મેં પૂર્વે જેમને આ માર્ગ જાણવાની ઇચ્છા હોય, અને તે માત્ર જાણીને જ નહિ, પણ તેને સિદ્ધ કરવાની વૃત્તિ હોય તેમને તે માર્ગ યથામતિ યથાઅનુભવ હું દર્શાવવા તત્પર જ છું. જાણવામાત્રથી કંઇ જ બનાર નથી, એ વાચકે લક્ષમાં રાખવું જે કંઇ થાય છે તે કર્તવ્ય કરવાથી થાય છે.

——મારે તો મારા માનવબન્ધુઓને એ જ કહેવાનું છે, કે જાગો, ઉઠો, અને ઈપ્સિતાર્થને પ્રાપ્ત કરીને વિરમો અને આ મનુષ્ય જન્મને સાર્થક કરો. કિંબહુના કિમધિકમ્.

# સ્માર્ત્ત-પંચાયતનનું સ્વરૂપ.



સનાતન વૈદિક ધર્મકર્મના મુખ્ય બે વિભાગ છે એક શ્રૌત અને બીજો સ્માર્ત. વેદમાં કહેલા યજ્ઞાદિ વિધિપૂર્વક કરીને તેવડે વેદોક્ત દેવોનું પૂજન કરવું તે શ્રૌત ધર્મકર્મ છે. મુખ્યત્વે કરીને એ દેવો તેત્રીશ છે. આઠ વસુ, અગિયાર રુદ્ર, બાર આદિત્ય, ઇંદ્ર અને પ્રજાપતિ, એ તેત્રીશ. શિવ, વિષ્ણુ, દેવી, ગણપતિ અને સૂર્ય, એ પાંચ દેવોને એક જ ઇશ્વરના સ્વરૂપ માનીને અથવા તેમને એક જ દેવ માનીને તેમનું વિધિપૂર્વક પૂજન કરવું એ સ્માર્ત ધર્મકર્મ છે. અને તેથી જ સનાતન સ્માર્તધર્મીઓ બહુધા પંચાયતન દેવ ઘરમાં રાખીને નિત્ય તેનું પૂજન કરે છે. એ દેવોની કોઇ મૂર્તિઓ હોતી નથી, પણ તેમના લિંગ ( ચિહ્ન ) રૂપ ગોળ પાષાણ હોય છે. એટલે નર્મદાનો શ્વેત પાષાણ તે શિવલિંગ; નર્મદાનો રક્ત પાષાણ તે ગણપતિનું લિંગ, નેપાળમાંની ગંડકી નદીનો કાળો પાષાણ તે વિષ્ણુનું લિંગ, સૂર્યકાંત મણિ તે સૂર્યલિંગ, અને સુવર્ણ માક્ષિકનો ગોળ કાંકરો તે દેવીનું લિંગ. એમાં દેવીનું પ્રતીક માત્ર ઉપધાતુનું છે, બાકીના ચાર પાષાણ છે.

એવી રીતે પાંચ દેવોનું પૂજન કરવાનું શું કારણ છે, અને " एको देवः सर्वभूतेषु गूढः "—' સઘળાં ભૂતોમાં એક જ દેવ ગૂઢપણે રહેલો છે. " એ વેદવાક્યની સાથે આ પાંચ દેવોની માન્યતા શી રીતે સંભવે છે, તે બતાવવાનો આ લેખનો આશય છે.

પુરાણોમાં પણ શિવાદિ પાંચ દેવોનું પ્રતિપાદન કરનારાં પુરાણો છે. પુરાણકર્તાનો મુખ્ય આશય એ છે કે " एको देवः सर्वभूतेषु गूढः પણ તે એક જ દેવ પરમાત્મા જગતમાં કાર્યરૂપે અને કારણરૂપે દેખાય છે. કારણના ગુણો જ કાર્યમાં આવે છે. કારણ એક છતાં કાર્ય અનેક ભાતનાં થઇ શકે છે; આ ઉપર વિચાર કરતાં કારણને જ મહત્વ આપવું પડે છે-કાર્યને નહિ. પણ સર્વભૂતોમાં રહેલો ઇશ્વર સર્વરૂપે જોઇ શકાય છે. શ્રી ભગવત્ ગીતામાં કહે છે, કે—

" यद्यद् विभूतिमत् सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥ "

" જે જે વસ્તુમાં કોઇ ઐશ્વર્ય દેખાય, શોભા દેખાય, અથવા શ્રેષ્ટતા દેખાય, તે તે વસ્તુ મારા તેજના અંશથી ઉત્પન્ન થએલી માનજે. અર્થાત્ પ્રત્યેક પદાર્થમાં અંતર્વર્તી પરમેશ્વરની વિભૂતિ રહેલી છે. એમ છતાં પરમાત્માના વ્યાપકત્વને વિષ્ણુ ભગવાન માનીને તેને જ જગતનું કારણ તથા આદીનું બધું વિશ્વ તે ભગવાનનું કાર્ય છે; એમ પ્રાચીન મુનિઓ સમજ્યા; અને તેથી તેમણે વિષ્ણુ ભગવાનનું સ્વરૂપ ઉપાસના કરવાયોગ્ય માન્યું. કેમ કે કાર્યરૂપો અનેક દેખાય છે તથા ઉત્પત્તિ વિનાશવાળાં હોય છે; પણ કારણરૂપ એક

જ હોય છે અને ઉત્પત્તિ વિનાશરહિત હોય છે. આ રીતે વિષ્ણુની મહત્તા ગાવામાં વિષ્ણુ પુરાણ, પદ્મપુરાણ શ્રીમદ્ ભાગવત વગેરેનો આશય છે.

વળી પરમાત્મા જેમ વ્યાપક છે તેમ તે કલ્યાણગુણયુક્ત છે. કલ્યાણ ગુણનું નામ જ શિવ છે, માટે તે રૂપને પણ કારણ માનીને, અને બાકીના વિશ્વને ઉત્પત્તિવિનાશવાળું કાર્ય માનીને શિવની મહત્તા ગાનારાં પુરાણો લખાયાં. અને એ જ રીતે શક્તિ, ગણપતિ અને સૂર્યાદિદેવોનાં પુરાણ લખાયાં. પણ તે બધાનો એક જ આશય છે કે, પરમેશ્વરના કારણરૂપની ઉપાસના કરવી અને કાર્યરૂપની ન કરવી. એ પાંચ દેવોમાંથી ગમે તેને કારણ રૂપ માનશો તો તે ઘટે જ છે. અને વાસ્તવિક જોતાં એક જ પરમેશ્વરનાં તે પાંચે રૂપ છે આ રીતે પુરાણોમાંથી સ્માર્ત પંચાયતનપૂજન ઉતરી આવ્યું છે.

પરમાત્મા સર્વવ્યાપક છે, કલ્યાણરૂપ છે, જ્ઞાન પ્રકાશરૂપ છે, તેની માયાશક્તિ જગતનો ઉદ્ભવ કરનારી છે, અને એ શક્તિથી જ પરમાત્માનું આવરણ થવાથી વિક્ષેપ-રૂપ બહિર્દષ્ટિ થાય છે. તેથી પરમાત્મા ન જણાતાં જગત્ જણાય છે; પરમાત્મામય ભાવના ન થતાં જગત્મય ભાવના થાય છે; પરમાત્મામાં ચિત્ત લીન ન થતાં જગતના પદાર્થોમાં ચિત્ત ચોટે છે અને તદ્રૂપ થાય છે; પરમાત્માની પ્રાપ્તિની ઇચ્છાને બદલે જગતના પદાર્થોની પ્રાપ્તિની ઇચ્છા થાય છે.

જેમ વાદળું આવવાથી સૂર્ય દેખાતો નથી, તેમ આવરણરૂપ વિક્ષેપને લીધે આત્મા દેખાતો નથી; મૂર્ખાઓ ધારે છે કે આત્મા છે જ નહિ, કેમકે તે દેખાતો નથી; ડાહ્યાઓ કહે છે કે જેને આત્મા દેખાતો નથી, તે નહિ દેખનારો કોણ છે? તે તો છે ની! એ જ આત્મા છે અને એ જ પરમાત્મા છે; કેમકે સત્ ચિત્ આનંદ એવું લક્ષણ પરમાત્માનું છે, અને તે જ લક્ષણ આત્માનું પણ છે. માટે આત્મા અને પરમાત્મા એક જ વસ્તુ છે. તમે દેહને, મનને અને બુદ્ધિને અથવા બુદ્ધિની વૃત્તિરૂપ અહંકારને આત્મા માનતા હો તો તે તમારી ભૂલ છે. આત્મા તો અવ્યય છે. તેમાં વિકાર થાય નહિ; તમારા દેહમાં, મનમાં અને બુદ્ધિમાં તો વિકાર થાય છે. પણ એ આત્મજ્ઞાનનો વિષય પ્રતિપાદન કરવાનો આ લેખનો હેતુ નથી. આપણે તો વિક્ષેપનું કાર્ય જે જગત્, તે મિથ્યા છતાં તેમાં સાચાપણાનો ભ્રમ થયો છે, તે વિષે જ આરંભમાં કાંઈક કહેવાનું હતું. એ ભ્રમ શાથી ઉત્પન્ન થયો માયાની વિક્ષેપ શક્તિથી.

પરમાત્માનું દર્શન થવામાં મોટામાં મોટું વિઘ્ન આ માયાનો પુત્ર વિક્ષેપ જ કરી રહ્યો છે. શક્તિદેવી શ્રીપાર્વતીજી એ જ માયાનું સ્વરૂપ છે, અને એને જ મહામાયા માનીને લોકો પૂજે છે કેમ કે તે જગતની જનની છે અને સર્વ શક્તિવાળી છે. એનો જ પુત્ર વિઘ્ન-રાજ છે; કેમકે પરમાત્માનું દર્શન થવા દેવામાં તે વિઘ્ન કરીને મનુષ્યને સંસારમાં પાડી રાખે છે, માટે લોકો સહુથી પહેલો તેને પૂજે છે મનુષ્ય પરમેશ્વરની કોઈ પણ શક્તિને—કોઈ પણ રૂપને ઈશ્વર બુદ્ધિથી પૂજે ત્યારે ઈશ્વર જ તેને તે રૂપે ફળ આપે છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહ્યું છે કે—

" यो यो यां यां तनुं भक्तः श्रद्धयाऽर्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥
स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान् मयैव विहितान् हितान् ॥

" જે જે ભક્ત મારા જે જે સ્વરૂપને શ્રદ્ધાથી પૂજવાની ઇચ્છા કરે છે તે તે ભક્તની તે તે દેવતાના સ્વરૂપમાં હું દૃઢ શ્રદ્ધા ઉત્પન્ન કરું છું. એવી દૃઢ શ્રદ્ધાવડે તે ભક્ત તે દેવનું પૂજન કરે છે અને પછી તેના મનની ઇચ્છેલી કામનાઓ તે દેવદ્વારા હું જ તેને પ્રાપ્ત કરી આપું છું." શુભ કાર્યમાં વિઘ્ન ન થાય એવા હેતુથી જે ગણેશને પૂજે છે તેને ગણેશરૂપી પરમેશ્વર જ વિઘ્ન થવા દેતા નથી. ગમેતેમ પણ સર્વ કાર્યમાં વિઘ્નરાજનું પ્રથમે પૂજન કરવાથી કાર્યમાં વિક્ષેપ આવતો હોય તો તે દૂર થાય છે, એમ કહેવાય છે. કહેવાય છે એટલું જ નહિ, પણ તેવો પરાપૂર્વથી શિષ્ટાચાર પણ છે.

સ્માર્ત માર્ગમાં પંચાયતન દેવની પૂજા કરવામાં આવે છે તથા તેમાં શિવ, વિષ્ણુ, દેવી, ગણેશ અને સૂર્ય હોય છે એમ પાછળ કહ્યું છે. એ પાંચ જૂદા જૂદા દેવો નથી, પણ એક જ પરબ્રહ્મનાં એ પાંચ જૂદાં જૂદાં સ્વરૂપનું નિત્ય સ્મરણ થવા માટે પાંચ દેવોના પૂજનનો પ્રચાર કરવામાં આવ્યો છે, એમ પણ કહી શકાય. જુઓને ! પરમાત્મા સર્વવ્યાપક છે, કલ્યાણકારક છે, જ્ઞાનરૂપી પ્રકાશાત્મા છે, તેની માયાશક્તિ જગતનો ઉદ્ભવ કરનારી છે, અને એ માયાશક્તિથી પરમાત્માના સાક્ષાત્કારમાં વિઘ્નરૂપ વિક્ષેપ ઉત્પન્ન થાય છે, એ આરંભમાં જ કહ્યું છે. ' વિષ્ણુ ' શબ્દનો અર્થ ' વ્યાપક ' છે માટે વિષ્ણુનું લિંગ જે શાલગ્રામ તે પરમાત્મા આકાશના જેવી સર્વવ્યાપકતાનું સ્મરણ આપે છે; એ પરમાત્મા વિષ્ણુ આકાશની પેઠે અવધિવિના વ્યાપક છે, અને સર્વ પદાર્થોમાં પણ સત્તારૂપે વ્યાપક છે; તથા સર્વ પદાર્થો જેમ આકાશમાં સમાઇ રહ્યા છે તેમ જ પરમાત્માના સ્વરૂપમાં આ અનેક બ્રહ્માંડો સમાઇ રહ્યાં છે, એમ જણાવવાને આકાશના જેવું તે વિષ્ણુનું રૂપ કલ્પીને વિષ્ણુનો રંગ પણ કાળો કલ્પ્યો છે. આકાશનો રંગ ખુલ્લી નજરે જોનારને કાળો દેખાય છે ખરો, પરંતુ એ કાંઇ તેનો રંગ નથી; આકાશને રંગ જ શાનો હોય ? એ કોઇ પાર્થિવ પદાર્થ છે કે તેને રંગ હોય ! માત્ર એ તો દૃષ્ટિનો ભ્રમ છે. એ જ રીતે વ્યાપક એવા વિષ્ણુસ્વરૂપનો રંગ પણ આકાશના રંગની સમાનતા માત્ર બતાવવાને કલ્પ્યો છે; બાકી અરૂપી એવા પરબ્રહ્મ નારાયણનો રંગ શાનો ?

કલ્યાણસ્વરૂપ શંકર ભગવાનની શ્વેત શિલા એ પણ ચળકતું આનંદમય કલ્યાણસ્વરૂપ બતાવનારું લિંગ છે. એ આનંદ અને એ કલ્યાણ વિષયોથી મનના સંપર્કવાળું નથી, પણ પોતાના આત્મસ્વરૂપનો નિર્મળ અનુભવ છે. એ જણાવવાને શંકરનું લિંગ શુભ્ર અથવા રંગરહિત કલ્પ્યું છે. અને એ જ રીતે પરમાત્માના જ્ઞાનસ્વરૂપનું સ્મરણ તાજું રાખવાને સૂર્યનારાયણનું તેજોમય લિંગ સૂર્યકાન્તમણિનું કલ્પ્યું છે.

માયાની શક્તિ વિચિત્ર છે, તથા તેમાં પરમાત્માના પ્રકાશનું--જ્ઞાનસ્વરૂપનું--ગ્રહણ કરવાની શક્તિ છે, એ સઘળું બતાવવાને દેવીનું લિંગ સુવર્ણમાક્ષિકનું કલ્પ્યું છે. સુવર્ણમાક્ષિક એ શિવ, વિષ્ણુ અને સૂર્યના લિંગની પેઠે પાષાણ નથી, પણ ઉપધાતુ છે. અને તેના ગોળાકાર કરેલા લિંગમાં ચળકાટની સાથે વિવિધ રંગ દેખાય છે, તે માયાની વિચિત્રતા તથા આભાસ ગ્રહણ કરવાની શક્તિનાં નિદર્શક છે. રજોગુણ પ્રધાન વિઘ્નરાજનું લિંગ નર્મદાના રાતા પાષાણનું યોજેલું છે, તેમાં પણ રજોગુણપ્રધાન વિક્ષેપ શાંત કરવા જેવો છે એવું સ્મરણ આપવાનો જ હેતુ જણાય છે.

આ રીતે આનંદરૂપ, વ્યાપકરૂપ અને પ્રકાશરૂપ બ્રહ્મની માયા શક્તિ છે તથા તેનું કાર્ય વિક્ષેપ છે એ વિક્ષેપને પ્રથમ શાંત કરો એ જ અર્થ 'પ્રથમ વિઘ્નરાજનું પૂજન કરો' એમ કહેવામાં રહેલો છે પછી જગજ્જનની મહામાયા દેવીને ભક્તભાવથી નમ્ર થઈને પ્રણામ કરો, અને તેની સ્તુતિ કરો કે હે મહામાયા! તારી શક્તિ અગાધ છે, જેમ અગ્નિની શક્તિ દાહકતા અગ્નિથી ભિન્ન નથી, તેમ તું પણ પરબ્રહ્મ પરમાત્માથી ભિન્ન નથી. પણ તું અને પરમાત્મા એક જ છો. તારી જે આવરણ શક્તિથી અમને આત્મસાક્ષાત્કાર થતો નથી–જ્યાં આત્મા જોવો જોઈએ ત્યાં અમે જગત અને જગતના પદાર્થો જોઈએ છીએ તે આવરણને તું દૂર કર અને અમને અમારા ખરા સ્વરૂપનું ભાન થવા દે! હે વિશ્વવિધાત્રિ! તને પ્રણામ છે.

હવે સવિતાદેવને પ્રણામ કરો હે ભગવન્! જગત્સાક્ષિન્! પ્રકાશમય સવિતા દેવ! તમારા ભૌતિક પ્રકાશને લીધે અમારાં ચર્મચક્ષુ જગતના બહારના પદાર્થોને જોવાને શક્તિમાન્ થાય છે. અને તમારો ચૈતન્ય સ્વરૂપ જ્ઞાનમય પ્રકાશ અમારી બુદ્ધિમાં પ્રતિફલિત થાય છે ત્યારે જ અમારી બુદ્ધિ સદસદ્ વિષયોમાં પ્રવૃત્ત થાય છે સર્વની બુદ્ધિના પ્રેરક જ્ઞાન પ્રકાશરૂપ તમે જ છો. તમને પ્રણામ કરીએ છીએ.

હે વિષ્ણો! તમે સર્વત્રવ્યાપક છો. વિરાટ્ તમારૂં સ્થૂલ શરીર છે. બે ડગલાંમાં તમે ચૌદ બ્રહ્માંડ માપી લીધાં છે. પ્રત્યેક અંતઃકરણમાં તમે વ્યાપી રહ્યા છો અને તેને નિયમમાં રાખો છો માટે તમે અંતર્યામી કહેવાઓ છો. તમે શિવરૂપ છો, તમે સૂર્ય છો, તમે ચંદ્રમા છો. અને વિશેષ શા માટે? "વિષ્ટભ્યાહમિદં કૃત્સ્નમેકાંશેન સ્થિતો જગત્" "આ સઘળું" જગત્ મારા એક જ અંશવડે હું ધારણ કરી રહ્યો છું" એમ તમે જ કહો છો. નમો ભગવતે નારાયણાય.

હે શંકર! તમે શિવરૂપ છો. જે કાંઈ નામરૂપાત્મક જગત્ દેખાય છે, તે તમે નથી; તે તમારામાં કલ્પેલું છે. તમે જગતના આત્મા છો, આનંદરૂપ છો; કલ્યાણરૂપ છો; સમગ્ર સૃષ્ટિ તમારી વિભૂતિ છે. અને તે ભસ્મના જેવી તમારા મનથી તુચ્છ છે તથાપિ પ્રાણીઓની ભોગવાસનાઓ તૃપ્ત કરવાનો દયામય હેતુ તેમાં રહેલો છે તે બતાવવાને તમે વિભૂતિ ધારણ કરો છો. દૃશ્ય માત્ર તમારા અંગની ભસ્મ છે. અને તમે જ્યારે નિજ-સ્વરૂપમાં સ્નાન કરો છો ત્યારે ભસ્મ ક્યાંય જાય છે ક્યાંએ જતી રહે છે, ને દેખાતી નથી! વિષયોરૂપી સર્પો તમને બાધ કરતા નથી તે જણાવવાને તમે સર્પને શરીરે વીંટાળી રાખો છો. તમે નીલકંઠ છો; જે

આકાશને અગે અપાર અને અવર સહુ માનીએ છીએ તે તમારા કરમાં કેમ આવ્યું છે! તમે જ સર્વત્ર આપો છો, એ સત્ય મારા સ્વરૂપનું હીર સમજાતું છે! તમારી મહત્તા વાણીથી અને મનથી પર છે. નમ સ્વાહા.

હે પંચાયતન દેવ! પાંચે સ્વરૂપોમાં આયતન (સ્થાન) કરીને રહેલા એક પરમાત્મા! તમને પ્રણામ છે. મારો વિક્ષેપ શ્રી ગણેશની કૃપાથી દૂર થયો છે; મહામાયાએ દયા કરી મારી બુદ્ધિ ઉપરથી આવરણ ખસેડી લીધું છે; સૂર્યનારાયણરૂપે પ્રકાશતા તમોએ મારી બુદ્ધિને વિષયોમાંથી આવૃત્ત કરી છે; હવે મને મારા સ્વરૂપનું ભાન થયું છે શિવોऽहं शिवोऽहम्, साक्षी नित्य प्रत्यगात्मा शिवोऽहम्।

नारायणोऽहं नरकान्तकोऽहं,

पुरान्तकोऽहं पुरुषोऽहमीशः ॥

દેહ, ઇંદ્રિયો, મન, બુદ્ધિ, આદિથી રહિત એવું જે મારૂં જ્ઞાનસ્વરૂપ તે જ પરમેશ્વર હું છું. અને તે હું કલ્યાણરૂપ છું, આનંદરૂપ છું, શિવરૂપ છું, વ્યાપક છું, દેહેંદ્રિયાદિનો સાક્ષી છું, અવિનાશી છું, શરીરની અંદર રહેલો ખરો આત્મા તે જ છે, અને તે જ શિવરૂપ છે. સ્માર્ત પંચાયતનનું સ્વરૂપ આવું છે.



# પ્રાતઃકાલનો ઉપાસક શી રીતે ઓળખાય ?



× × × જે પ્રાતઃકાલનો ઉપાસક હોય તે આ લક્ષણો, ચિહ્નો, અથવા વર્તનથી પોતાને ઓળખાવે. તેનામાં આ લક્ષણો અથવા આ વર્તન હોવું જ જોઇએ. તે આ લક્ષણો અથવા આ વર્તનવડે જગતનાં બીજાં મનુષ્યોથી પોતાની ઉત્કૃષ્ટતા દર્શાવે અથવા તેમનાથી જૂદો પડે. આ લક્ષણો અથવા આ વર્તન જોઇને જ કોઇ સહજ કહી શકે, કે આ તો પ્રાતઃકાલનો ઉપાસક હશે.

+ × + તે રાત્રે વહેલો સુઇ જતો હોય વારંવાર નાટક સીનેમા વગેરે જોવામાં તે પોતાના અમૂલ્ય આયુષ્યનો ઉપયોગ ન કરે પણ પરમાર્થનાં સાધનો સાધવામાં તે તેનો ઉપયોગ કરે.

× × × રાત્રે સૂતી વખતે તે પરમાત્માની સ્તુતિનું કોઇ પદ ગાઇને સૂઇ જાય, તેવું કોઇ પદ ન ગાતું હોય તો પૂર્વ પ્રાતઃકાલના અંકમાં ' મારી માય' પ્રાતર્ પ્રાર્થનાઓ ', એ નામના મથાળાતળે પ્રસિદ્ધ થએલી પ્રાર્થના કરીને સુઇ જાય.

× × + સવારમાં તે ચાર વાગે આગ્રહથી વહેલો ઉઠે. ઉઠતાંની સાથે તે કોઇ પદ ગાય, કે પરમાત્માની ગદ્યમાં સ્તુતિ કરે.

× × + તે નિત્ય શરીરને સુદૃઢ રાખવા માટે યથાશક્તિ વ્યાયામ કરે.

× × + તેના ઘરમાં દેવસેવા નિત્ય થાય. તેના ઘરમાં દેવગૃહ હોવું જ જોઇએ, ઘરના સારામાં સારા અને એકાંત ભાગમાં તે દેવસેવાને રાખે. આ દેવગૃહને તે ઉત્તમ પ્રકારે શણગારે અને સ્વચ્છ રાખે. જેના ઘરમાં દેવગૃહ અને દેવસેવા નથી, તે હીંદુ કે આર્ય નથી, પછી ભલે તે જ્ઞાનની મોટી મોટી વાતો કરનાર હોય. આ દેવગૃહમાં સાંજ સવાર નિત્ય ધૂપદીપ, જપ, પ્રાણાયામ, ધ્યાન વગેરે શાન્તિથી થાય. બીજાના દેવગૃહને તે જોવા જાય, અને પોતાના દેવગૃહને તે ઉત્તમ પ્રકારે સ્વચ્છ અને યથાશક્તિ શણગારેલું રાખે.

+ + × આ દેવગૃહ એટલે જપ તપ કરવાનું સ્થાન. તેમાં ઘરનાં, કે બીજાં મનુષ્યો મળી બીજી વાર્તા ન કરે, પણ તેમાં માત્ર પારમાર્થિક ક્રિયાઓ જ કરવામાં આવે. દેવગૃહને તે પોતાના ગૃહસ્થાશ્રમનું એક ભૂષણ સમજે, અને પોતાના ઘરમાં સારૂં દેવગૃહ છે, તેનું તે અભિમાન રાખે.

+ × × પ્રાતઃકાલના ઉપાસકના ઘરમાં તે એકલો જ વહેલો ઉઠીને સ્નાન, સંધ્યા જપ વગેરે કરે એટલું જ નહિ, પણ ઘરનાં સર્વ મનુષ્યો તેના ઘરમાં ચાર વાગે ઉઠે. માત્ર દશ વર્ષની અંદરનાં બાળકો જ કે બહુ વૃદ્ધ મનુષ્યો જ સુઇ રહે. બાકીનાં સર્વ ચાર વાગે

વહેલાં ઉઠે, અને સ્નાનાદિથી પરવારીને આ દેવગૃહમાં એકત્ર થાય, અને આ જગતને રચનાર, તથા તેનું પાલન કરનાર આપણા સર્વાધાર પરમાત્માનું શાંતિથી ઓછામાં ઓછો અર્ધો કલાક અને વધારેમાં વધારે એકથી ત્રણ કલાક સ્મરણ ચિંતન ધ્યાન વગેરે કરે. મુખ્ય પુરુષને વિશેષ વખત મળે તો તે વધારે વખત આ ની ક્રિયામાં જોડાએલો રહે. અને સ્ત્રીવર્ગને રસોઇ વગેરે કરવાનાં કામ હોય તેથી તે અર્ધો કલાક કે એક કલાક શાંતિથી આ દેવગૃહમાં બેસીને યથામતિ પરમેશ્વરની ભક્તિ કરે. બાળકો વખતે ન બેસી શકે તો અર્ધો કલાક તો જ રૂર તેમને એક આસને બેસાડે અને તેમને આ ક્રિયામા જોડે. મુખ્ય પુરુષને કદાચ એવી નોકરી હોય કે સવારમાં જ નોકરી ઉપર જવું પડતું હોય તો ઘરનાં બીજાં મનુષ્યો આ ક્રિયામાં જોડાય અને પોતાને અવકાશ મળે ત્યારે તે પોતાના સાધનને સાધી લે.

× × × રાત્રે પણ ઘરનાં સર્વ મનુષ્યો આ દેવગૃહમાં એકત્ર થાય. દેવગૃહમાં તેટલી જગો ન હોય તો બીજા ભાગમાં એકત્ર થઇને સૂતા પૂર્વે કથાવાર્તા કરે, કે ભજન કીર્તન કરે, અને પછી સૂઇ જાય

× × + દિવસના બીજા ભાગમાં પણ કામકાજ કરતાં કરતાં પણ પરમેશ્વરને મનથી તે સંભાર્યા કરે અને પોતાની વૃત્તિને આ વિશ્વના આધાર પરમેશ્વરપ્રતિ તે રાખ્યા કરે.

× × × + ચાહા, તમાકુ, પાન, સોપારી વગેરે વ્યસન માત્રનો તેનામાં અભાવ હોવો જોઇએ. તે વ્યસન હોય તો આગ્રહથી, છોડી દે. તેને કોઇ પણ જાતનું વ્યસન હોય નહિ. હોય તો તેને આગ્રહથી, દઢ આગ્રહથી તે છોડી દે–પ્રાતઃકાલનો ઉપાસક વ્યસનમાત્રથી મુક્ત હોય. હજી તો એને કઠિન યમનિયમોનું પાલન કરવાનું છે, તેમાં આટલું ક્ષુદ્ર વ્યસન તે ન છોડી શકે તો તે ઉન્નતિપંથનો અધિકારી શી રીતે થઇ શકે ? માટે તેનું વ્યસન હોય તો છોડી દેવું જોઇએ. આજે જ છોડી દેવું જોઇએ. લોકોએ જાણવું જોઇએ, કે આ તો પ્રાતઃકાલનો સાધક છે માટે એને તો કોઇ જાતનું વ્યસન નહિ જ હોય, એવી તેની લોકોમાં છાપ હોવી જોઇએ. ગમે તેટલાં પ્રલોભન અને સંજોગોમાં તે હોય પણ તે વ્યસનમાત્રનો ત્યાગ કરે. પોતાના મિત્રો અને સંબંધીઓને તે સ્પષ્ટ કહી દે, કે પ્રાતઃકાલમાં કોઇ પણ જાતનું વ્યસન નહિ રાખવાની આજ્ઞા આવી છે માટે મેં આજથી ચાહા, તમાકુ, પાન, સોપારી વગેરે સર્વનો ત્યાગ કર્યો છે

× × + પ્રાપ્ત વ્યસન જો મનુષ્ય જરામરણો નિશ્ચય ધારણ કરે તો છુટી શકે છે. એમાં કંઇ મોટી વાત નથી. તે છતાં પણ પહેલે જ દિવસે ન છુટે તો દઢ આગ્રહથી તેને છોડવાનો પ્રયત્ન કરે. પણ આમાં કંઇ પ્રયત્ન કરવાજેવું નથી. પહેલે દિવસેથી જ તે છોડી દે. દુનિયામાં લાખો અને કરોડો મનુષ્યો વ્યસનવિના પોતાનો નિર્વાહ કરી શકે છે, તો મારો નિર્વાહ શા માટે નહિ થાય, એ પ્રમાણે ધારીને તે આગ્રહ || પોતાની દુર્બલતા તજી દે.

× + × તે સ્વચ્છ અને સાદાં કપડાં પહેરે. ધોબી પાસે ધોવરાવવા જેટલી અનુકૂલતા ન હોય તો હાથે સાબુવડે ધોએલા કપડાં તે પહેરે.

× × × તેના ઘરમાં સુવ્યવસ્થા અને સ્વચ્છતા હોય.

+ × + તે અસત્ય ન બોલે, અને અસત્ય ન ચાલે. અસત્ય વ્યવહાર કરવો જ પડતો હોય તો ગરીબ રહેવાનું પસંદ કરી તેવા વ્યવહારને તે છોડી દે.

× + × વાણીને અમુલ્ય સમજીને તેનો જરૂરપુરતો જ તે ઉપયોગ કરે. એક વાક્યથી કે એક શબ્દથી ચાલતુ હોય ત્યાં બે વાક્ય કે બે શબ્દ ન બોલે. કોઇ કોઇ દિવસ છ, બાર, કે ચોવીશ કલાકનું તે મૌન પણ સેવે,

× × × તે હંમેશાં બીજાના કલ્યાણના, અને આત્મકલ્યાણના જ વિચારો સેવે. શત્રુનું, કે પોતાનું અહિત કરનારનું પણ તે હિત જ ઇચ્છે. પોતાની અવનતિ કરનાર એક પણ વિચાર ન સેવે. તે અખંડ સાવધાન રહે અને સદ્‌વિચારને જ સેવે.

× × × તેની નીતિરીતિ ઉત્તમ પ્રકારની હોય. તે પારકા પૈસાને માટી બરાબર સમજે. કોઇના પૈસા લીધા હોય તો તેને ગમે તેટલું કષ્ટ વેઠીને પણ તે પાછા આપે. પોતાના ઘરના પદાર્થો વેચીને પણ તે બીજાના પૈસા આપી દે અને પોતે અત્યંત ગરીબ સ્થિતિમાં રહેવું પડે તો તેમાં સંતોષથી રહે.

× × + પરસ્ત્રીને તે માતા, બેન કે દીકરી સમાન જુએ અને તે પ્રમાણે વર્તે. પુરુષ એકપત્નીવ્રતને અને સ્ત્રી એક પતિવ્રતને આગ્રહથી પાળે

+ × + તે હંમેશાં ઉત્તમ પ્રકારની નીતિ, શીલ, ન્યાય, અને સદાચારવાળું જીવન ગાળે અને પ્રાણ જાય તો પણ ન્યાય નીતિને ન જવા દે,

+ + × આપણા સહુ આ જગત્‌માત્રના કર્તાહર્તા પરમેશ્વરપ્રતિ તે અખંડ અભિમુખતાવાળો રહે અને તેમની પ્રેમથી ભક્તિ કરે.

× + × સવત્સા–વાછરડાવાળી ગાય જેમ જંગલમાં ચરવા જાય છે પણ તેની વૃત્તિ તો ઘેર રહેલા પોતાના વત્સપ્રતિ હોય છે અને ગોવાળિયો તેને ઘેર લાવવાને પાછી વાળે છે, કે તે દોડતી દોડતી ઘેર આવે છે, તેમ તે વ્યવહાર સાધે ખરો પણ તેની વૃત્તિ તો અંતરથી પરમાત્માને જ ચિંતવતી હોય, અને જ્યાં વ્યવહારથી તે ઉપરામ પામે, કે લાગલી જ તેની વૃત્તિ પરમાત્માનું સ્મરણ, ચિંતન, કે ધ્યાન કરવામાં વેગથી જોડાય.

× × × તેનો વ્યવહાર આદર્શરૂપ અને બીજાને અનુકરણ કરવાયોગ્ય હોય.

+ × + જે શરીરની, મનની અને આત્માની ઉન્નતિ કરનાર ન હોય, જે હૃદયના દોષો ટાળી સાચી શાંતિ આપનાર ન હોય, જે જીવત્વને ટાળીને શિવત્વને ન આપનાર હોય વા તેનો માર્ગ ન દર્શાવનાર હોય તેવા વાચનને, કે અઠવાડીક વર્તમાનપત્રોને તે ન વાંચે. જે ઉપર જણાવ્યું તે પ્રકારનું હિત સાધવામાં ઉપયોગી નથી એવા વચનને તે કદી પણ ન વાંચે અને નકામા ખોટા અને જીવત્વને દઢ કરનાર સંસ્કારોને તે પોતાના અંતઃકરણમાં ન પડવા દે, અથવા ન ભરે.

+ + × કરતાં ફરતાં તે સાવધાન રહીને પરમાત્માનું અખંડ સ્મરણ કરે અથવા તત્ત્વવિચારને સેવે અને પોતાના જીવનને તે સફળ કરે.



# राजयोग.

( અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૫ ના પૃષ્ઠ ૧૪૨ થી. )

આસનથી નાડીઓની ગતિ વધે છે તથા જ્ઞાનતંતુઓમાં વહેતા પ્રવાહો સતેજ થાય છે અને તેની અસર મગજ તથા મનઉપર થાય છે. જેમ જેમ આસન સ્થિર થાય છે, તેમ તેમ નવિન આંદોલનો શરીરમાં પ્રકટે છે અને શરીરનું નવીકરણ થાય છે. પૃષ્ઠદંડ અથવા બરડાની કરોડમાં પણ મણકા ફેરફાર થાય છે. જીવનપ્રદ આંદોલન અથવા સૂક્ષ્મ પ્રવાહ તેમાંથી વહેવા માંડે છે. અને તે આખા શરીરમાં ફરી વળે છે તથા શરીરને નવજીવનમય કરી મૂકે છે. વળી વિવિધ પ્રકારના વ્યાધિથી અથવા તે વ્યાધિના જંતુઓથી અભિભૂત નાશ થવાનું બળ પણ શરીરમાં પ્રકટે છે. મગજ ઉપર અને મન ઉપર વિલક્ષણ અસર પ્રકટે છે.

ડોશીની પેઠે છાતી અંદર રાખીને તમે બેસી જુઓ અને સીધા ટટાર છાતી કાઢીને બેસી જુઓ અને તમને શું જણાય છે તેનો અનુભવ કરી જુઓ. જ્યારે તમે સીધા ટટાર બેસવાનો અભ્યાસ સેવશો ત્યારે તમને ભાન થશે, કે તમને સારી જાતના તથા ઉત્સાહજનક વિચારો આવશે, અને બળનું તમને ભાન થશે.

હઠયોગવડે શરીરને સુદૃઢ, નિરામય અને દીર્ઘ આયુષ્યવાળું કરી શકાય છે. હઠયોગી યથેચ્છ, આરોગ્ય-આયુષ્યને પ્રાપ્ત કરી શકે છે. તેના માથાનો એક પણ વાળ ધોળો થતો નથી. તેના મુખ ઉપર એક પણ કરચલી પડતી નથી. તે ધારે તેટલો સમય યુવાન્ રહી શકે છે, અને ઇચ્છે તેટલો સમય જીવી શકે છે. તેને સો બસો વર્ષ કે પાંચસો સાતસો વર્ષ જીવવું, એ કઠિન નથી. પણ આ કંઇ યોગનું સર્વસ્વ નથી. આટલેથી જ યોગની સિદ્ધિ અથવા પૂર્ણતા નથી. એક વડનું ઝાડ પાંચ હજાર વર્ષ જીવે છે તેથી શું? મનુષ્ય પણ એ પ્રમાણે પાંચ હજાર વર્ષ જીવે તો તે એક નીરોગ દીર્ઘ સમય જીવતું પ્રાણી ( Animal ) કહી શકાય. પણ યોગનો માત્ર આટલો જ ઉદ્દેશ નથી. યોગનો આશય આથી ઘણો ઉચ્ચ છે. જે સાધકો આટલેથી જ અટકી જાય છે તે યોગના પૂર્ણ અથવા પરિણામી ફલને લહી શકતા નથી.

અભ્યાસની યોગમાં અનિવાર્ય અગત્ય છે. તમે યોગનાં અંગો અથવા સાધનો સંબંધમાં વર્ષોના વર્ષો સાંભળ્યા કરો પણ જો તમે તેનો અભ્યાસ કરતા નથી તો તમે એક પગલું પણ આગળ વધી શકતા નથી, એ નિશ્ચય સમજવું: જેથી નિત્ય આગ્રહથી અભ્યાસ કર્તવ્ય છે. અને આળસથી આપણે અભ્યાસ કરતા નથી ત્યાંસુધી તેના સ્વરૂપ જાણી

સમજી શકતા નથી તેનો અનુભવ કરવો હોય તો તેનો આપણે નિત્ય નિયમિત અભ્યાસ કરવો જોઇએ. વાચન, શ્રવણ, વિચાર કે અર્થ સમજવો એટલાથી યોગમાં વૃદ્ધિ થતી નથી. યોગમાં વૃદ્ધિ તો માત્ર અભ્યાસથી જ થાય છે.

આ અભ્યાસમાં જે વિરોધી કારણો છે તેને આપણે અત્ર સ્વલ્પમાં જણાવીએ છીએ. નિર્બળ અને રોગી શરીર એ યોગમાં વિઘ્નરૂપ છે. જેથી યોગ સાધવાની ઇચ્છાવાળાએ શરીરને પ્રથમ સુદૃઢ અને નીરોગ કરવું ઘટે છે. આપણે શું ખાવું, અને શું પીવું તેનો વિવેક કરવો ઘટે છે. આરોગ્ય અને આયુષ્ એ પરિણામી પ્રાપ્તવ્ય નથી પણ તેનાવડે પ્રાપ્તવ્ય જુદું છે, એ લક્ષમાં રાખવું. એકલું આરોગ્ય અને આયુષ્ જ પ્રાપ્તવ્ય હોય તો તે તો ઘણા પ્રાણીઓને પણ પ્રાપ્ત હોય છે.

શંકા એ પણ યોગમાં મોટું વિઘ્ન છે. આ શંકાનું સમાધાન ગ્રંથોના વાચનથી તથા સત્પુરુષના શ્રવણથી થઈ શકે છે. તો પણ એક શંકાનુ સમાધાન થતાં બીજી શંકા ઉત્પન્ન થાય છે. જેથી શંકાને નિર્મૂલ કરવાનો માર્ગ અભ્યાસ જ છે. જેમ જેમ આપણે અભ્યાસમાં આગળ વધીએ છીએ તેમ તેમ આપણી શંકા દૂર થતી જાય છે. અને જ્ઞાનપ્રકાશ પ્રકટે છે. અજ્ઞાનરૂપી અંધકાર ઓછો થતો જાય છે. અને આ પ્રમાણે થાય છે ત્યારે જ આપણને સાચો ઉત્સાહ પ્રકટે છે, અને ત્યારે જ આપણને સાચી શ્રદ્ધા પ્રકટે છે. કોઇ એક વાતના સંબંધમાં આપણને આવો સ્વાનુભવ થતાં પછી આપણને શાસ્ત્રોમાં અને સત્પુરુષોના વચનમાં શ્રદ્ધા પ્રકટે છે.

દૃષ્ટાંતતરીકે થોડો વખત યોગનો અભ્યાસ કરતાં બીજા મનુષ્યોના વિચાર આપણા જાણવામાં આવે છે. એથી વધી વૃદ્ધિ થતા તે વિચારની મૂર્તિઓ આપણને પ્રત્યક્ષ જણાય છે કોઇ દૂર દેશમાં થતી વાત આપણા સાંભળવામાં આવે છે. ચિત્તનિરોધ થતાં આપણને કંઇ કંઇ વિલક્ષણ ચમત્કાર જણાય છે.

પણ આવા ચમત્કાર એ કંઇ યોગનું પરિણામી ફળ નથી. આપણા શરીર, મન અને પ્રકૃતિઉપર સ્વામિત્વ પ્રાપ્ત કરવું, તથા ક્લેશમાત્રનો આત્યંતિક લય તથા અસંપ્રજ્ઞાત સમાધિ પ્રાપ્ત થવી, એ યોગનું પરિણામી ધ્યેય છે. અને આ પરિણામી ધ્યેય ન પ્રાપ્ત થાય ત્યાંપર્યંત યોગસાધકે અટકવું ઘટતું નથી.

એક વખતે એક મહાપુરુષ પાસે દેવ અને દાનવ એમ બે જણ બ્રહ્મને ઓળખવા માટે ગયા. તે મહાપુરુષે કહ્યું કે જેને તમે શોધો છો તે તમે પોતે છો તત્ત્વમસિ–તે તમે જ છો. બન્ને આ વચન સાંભળીને ચાલતા થયા બન્ને જન ખાઇ પીને પોતે બ્રહ્મ છે, જાણીને આનંદ માનવા લાગ્યા. બન્ને ખાઇ પી પહેરી ઓઢીને શરીરને જ બ્રહ્મ માનીને આનંદે રહેવા લાગ્યા. પણ દેવને કંઇ આથી તૃપ્તિ થઇ નહિ. તેમણે જોયું કે બ્રહ્મ તો અવિનાશી છે, અને આ શરીર તો મરતાં જણાય છે. જેથી તેમણે વિચાર કર્યો કે આ શરીર બ્રહ્મ હોવું ઘટતું નથી, જેથી તે પુનઃ તે મહાપુરુષ પાસે ગયા અને પૂછ્યું, કે આ શરીર બ્રહ્મ છે ! તે મહાપુરુષે કહ્યું, કે તમારું મન એ બ્રહ્મ છે. આ વચન સાંભળીને તે ઘેર ગયા અને

બ્રહ્મતત્ત્વનું ચિંતન કરવા લાગ્યા. પણ તેથી પણ તેમને પૂર્ણ તૃપ્તિ ન થઇ, જેથી તે આ પ્રમાણે વારંવાર તે મહાપુરુષ પાસે ગયા અને તેમને પૃચ્છા કરીને બ્રહ્મતત્ત્વને ઓળખીને વિરામ્યા અને કૃતકૃત્ય થયા. પેલો દાનવ તો શરીરને બ્રહ્મરૂપે જોતો ખાઇ પીને આનંદ માનીને તે જ સ્થિતિમાં રહ્યો.

તે જ પ્રમાણે ઘણા યોગસાધકો યોગનાં એક બે અંગો સાધીને સહજ સિદ્ધિ મળતાં અટકી જાય છે અને આગળ વધતા નથી, જેથી યોગનો પરિણામ ધ્યેય શું છે તેનો વારંવાર વિચાર તથા નિર્ણય કરવો ઘટે છે, અને તે ફળ પ્રાપ્ત થાય ત્યાંપર્યંત અભ્યાસ કર્તવ્ય છે.

યોગ, ભક્તિ તથા વેદાંતના પરિણામી ફળને તે તે માર્ગના અનુષ્ઠાનપૂર્વક આ માનવ શરીરમાં મેળવી શકાય છે. માનવ તનુનો મહિમા અવર્ણનીય છે. યાહુદી તથા મુસલમાનોના શાસ્ત્રોમાં એવી કથા છે કે ઇશ્વરે પ્રથમ દેવોને ( Angels ) બનાવ્યા અને તે પછી મનુષ્યને બનાવ્યા અને છેક છેવટે મનુષ્યને પગે લાગવા કહ્યું: તાત્પર્ય કે આ મનુષ્યના શરીરનો મહિમા અપાર છે. આ મનુષ્ય શરીરવડે જે દેવાદિકના શરીરોમાં નથી પ્રાપ્ત થતું તે પ્રાપ્ત કરી શકાય છે.

આગળ આપણે મુખ્ય ચાર આસનનાં નામ ગણાવી ગયા છીએ તેના સ્વરૂપને સ્વલ્પમાં જણાવીને આસનની સિદ્ધિ થતાં શો લાભ થાય છે તે તથા આ સિદ્ધિ સત્વર કેવી રીતે થાય તે જણાવીને તેના આગળનું અંગ જે પ્રાણાયામ તે સંબંધમાં વિચાર કરીશું.

૧ ઉપસ્થની ઉપર ડાબા પગની એડી ( ગુલ્ફ ) મુકવી અને તેના ઉપર જમણા પગની એડી મુકવી, અને સ્થિર ટટાર બેસવું, તે સિદ્ધાસન છે.

૨ બન્ને ઉરુના ઉપર બે પાદતલને મુકવા અને બન્ને પગના અંગુઠાને બે હાથવડે પાછળથી પકડવા અને સીધા ટટાર સ્થિર બેસવું તે પદ્માસન છે. જમણા પગના અંગુઠાને જમણા હાથથી પકડવો અને ડાબા પગના અંગુઠાને ડાબા હાથવડે પાછળથી પકડવો.

૩ જંઘા અને ઉરુની વચ્ચેના પ્રદેશમાં બન્ને પગનાં તળીયાંને સ્થાપીને સ્થિર સીધા બેસવું તે સ્વસ્તિકાસન છે.

૪ વૃષણની નીચે સીવનીના ડાબા ભાગમાં ડાબા પગની એડીને મુકવી, તથા સીવનીના જમણા ભાગમાં જમણા પગની એડીને મુકવી, અને પડખાંના પાસે આવેલા પગોને બે હાથવડે દૃઢ બાંધી લઇને સ્થિર બેસવું તે ભદ્રાસન છે.

આ તથા બીજાં આસનો સબંધી વિસ્તારથી વર્ણન હઠયોગપ્રદીપિકામાં કરેલું છે; તે જોવાની જરૂર જણાય તેમણે એઉને સજ્ઞાન થવું. વિસ્તારભયથી આપણે અત્ર અધિક વિવેચન કરી શકતા નથી.

આસનની સિદ્ધિ થવાથી દ્વંદ્વથી સાધક અભિભવને પામતો નથી. દ્વંદ્વ એટલે ક્ષુધા તૃષા, ટાઢ, તાપ વગેરે દ્વંદ્વથી સાધકને અપાય–હાનિ થતો નથી, પણ તેને સહન કરવાનું

તેનામાં બળ આવે છે. આસનની સિદ્ધિ થતાં આલસ્યમાત્રનો નાશ થાય છે, નાડીઓની શુદ્ધિ થાય છે, કામવાસના દબાય છે અને તેથી બ્રહ્મચર્યનું અધિક સમય પાલન થઇ શકે છે. પ્રાણની ગતિ શિથિલ થાય છે, અને તેથી પ્રાણાયામ કરવાની યોગ્યતા પ્રકટે છે. આરોગ્ય સુદૃઢ થાય છે તથા આયુષ્યની વૃદ્ધિ થાય છે, બળ તથા ઓજસ્ અને નિશ્ચયબળની વૃદ્ધિ થાય છે. અને મનનો વેગ પણ શિથિલ થાય છે.

આ આસનની સ્થિરતા વ્યાવહારિક પ્રયત્ન શિથિલ કરવાથી તથા અનંતનું ધ્યાન કરવાથી સત્વર થાય છે. વ્યવહારનાં કાર્યોને ઓછાં કરવાં, તિર્થાટન વગેરે પણ ઓછું કરવું, તથા બીજી ક્રિયાઓ કે જે શરીરના વેગને વધારનાર હોય તેવી ક્રિયાઓને ન્યૂન કરવી. જવા આવવારૂપ બહુ પ્રયત્ન ન કરવો તેમ જ અનંતનું ધ્યાન કરવું, આ બે પ્રકારથી આસનની સિદ્ધિ સત્વર થાય છે.

અનંત એટલે આકાશ અથવા શેષનાગ. ત્યાં આકાશનું ધ્યાન કરવાથી ચિત્ત શૂન્યવત્ થાય છે જેથી પણ આસનની સ્થિરતા થાય છે. અથવા તો શેષનાગ આ પૃથ્વીને ધારણ કરતા અચળ સ્થિત રહે છે, તેમનું ધ્યાન કરવાથી પણ આસનની સ્થિરતા વધે છે તથા તેની સિદ્ધિ થાય છે.

આ બે ઉપાયોના અનુષ્ઠાનની સાથે જો નિત્ય એક પ્રહર આસન વાળવાનો અભ્યાસ કરવામાં આવે તો તેની ત્રણ માસમાં સિદ્ધિ થાય છે, એમ સાધારણ રીતે મનાય છે સામાન્ય રીતે સ્થિરતાથી બેસી શકાય તથા કોઇ પ્રકારનો ઉદ્વેગ કે ત્રાસ ન ઉપજે ત્યારે આસન સ્થિર થયું જાણવું. અને તેની સિદ્ધિ તો ક્ષુધાતૃષા વગેરે દ્વંદ્વનો જય થએલો જણાય ત્યારે જ થઇ સમજવી.

(અપૂર્ણ.)

# संयम

( ૨૪ મા સાધનસમારંભમાં અમદાવાદમાં તા. ૧૩-૩-૨૨ સોમવારે સંયમ સમાપ્ત થતાં શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા એમણે આપેલા વ્યાખ્યાનનો સાર. )

શ્રી ઇષ્ટની પ્રીતિભક્તિએ યુક્ત થયેલા પોતાના શ્રેયઃ સાધકબંધુઓને ઉદ્દેશીને તથા સાધનસમારંભની યોજના ઘડી કાઢનાર શ્રીમાન્ માસ્તર સાહેબની દીર્ઘદૃષ્ટિ અને બીજા તેમના દિવ્ય ગુણોની સ્તુતિ કરતાં તથા સર્વે બંધુઓ અને સાધનસમારંભ માટે વપરાતા સ્થાનના માલિક આ સત્કાર્યમાં જોડાયા તે માટે તેમનો આભાર માની શરૂ કરતાં શ્રી નર્મદાશંકરભાઇ બોલ્યા કે, આપે મનોયજ્ઞ કર્યો છે, અને હવે હું આ વાણી-યજ્ઞથી બ્રાહ્મણતરીકે ભૂયસી દક્ષિણા આપવાનું મારું કર્તવ્ય બજાવું છું. આપ સહુએ સંયમ કર્યો; હવે આપણે સંયમ શબ્દ શા અર્થમાં વપરાય છે તે જોવું રહ્યું. સંયમ શબ્દ અત્ર તેના સામાન્ય અર્થમાં નથી. સંયમ શબ્દ જો કોઇએ પણ તેના નવીન અર્થમાં રૂઢ કર્યો હોય તો તે શ્રીમાન્ માસ્તરસાહેબે જ પોતાનાં આદર્શ ગુરુભક્તિયુક્ત જીવનમાં તથા પોતાના અનુપમ લેખોવડે જ ગુજરાતી સાહિત્યમાં રૂઢ કર્યો છે.

સંયમ એટલે ધ્યાનયોગ સાધવાનું સાધન. સંયમ એટલે પ્રવૃત્તિમાં નિવૃત્તિ સાધવાની કળા; એટલે એવી કલા જેના પ્રયત્નવડે પરમાત્માના ચરણને વળગવા માટે આપણું અંતઃકરણ શિથિલ ન થાય એવી કળા. એટલે તે કળા કે જેવડે આપણી સંસાર તરફ વિરક્તિ થઇ આપણી ચિત્તવૃત્તિ સ્થિર થઇ શ્રી ઇષ્ટપ્રતિ વળેલી અને જોડાયલી સતત રહે. ભલે આપણે ગમે તેવા વ્યવહારમાર્ગમાં જોડાયલા હોઇએ

હવે સવાલ એ ઉત્પન્ન થાય છે, કે આવો સંયમ શી રીતે સધાય ? આમ પ્રવૃત્તિમાં નિવૃત્તિ કેમ રહી શકે ? એ નિવૃત્તિ કેવા પ્રકારની હોય !

હવે આવો સંયમ ત્રણ સાધનોનું એકીકરણ કરી અભ્યાસ કરવાથી સધાય છે. આ ત્રણ સાધનો-ધારણા-ધ્યાન-સમાધિ. એ ત્રણેનો એકી વખતે એક વિષયસંબંધમાં ઉપયોગ કરવાથી થાય છે.

હવે ધારણા-ધ્યાન-સમાધિ શું છે તે આપણે જાણવું રહ્યું. એક સારા નિત્ય વ્યવહારના દૃષ્ટાંતથી આપણે તે સારી રીતે સમજી શકીશું.

સંયમ કરવો એટલે ચિત્તને વિશુદ્ધ કરવું. ચિત્તને વિશુદ્ધ કરવું એટલે સંસાર વ્યવહારથી મલિન થઇ ગયેલા ચિત્તસત્વને પવિત્ર કાયરગરનું બનાવવું; અને તે પણ વ્યવહાર કાર્ય કર્યા જતાં છતાં. આ તે શી રીતે બને !

આપણું ચિત્તસત્વ સુવર્ણ જેવું છે. જેમ સુવર્ણ અનેક ધાતુઓથી અને પદાર્થોથી મિશ્રિત હતાં. સોની તેને કુલડીમાં મુકી સગડીમાં મુકી ધમ્યે જ જાયછે, તે જ્યાંસુધી તેનો એકરસ થઇ જાય છે જેમ કોલસો, કુલડી અને સુવર્ણ તમામ અગ્નિસમાન થઇ જાય છે ત્યારે સુવર્ણ વિશુદ્ધ બને છે. આ રીતે સુવર્ણમાંના મલિન પદાર્થો બળી જાય છે. અને ફક્ત એક રસાયણ નિષ્કલંક, વિશુદ્ધ સુવર્ણનો જ રસ રહે છે. અને તેને કારીગર વ્યવહા-

રને ઉપયોગી સર્વ કોઇ ઉપયોગમાં આવે તેવી વિશુદ્ધ સો ટચ સુવર્ણની લગડી બનાવે છે. તે પ્રમાણે આપણે આપણા ચિત્તસત્ત્વમાટે, તેને પૂરવાને એક સ્થાન રચવું જોઇએ. કે જ્યાં તે રોકાઇ રહીને પરિપક્વ થાય. પછી તે સ્થાન હૃદયમંદિર હો કે મૂર્ધસ્થાન હો, કે શ્રી ગુરૂની આજ્ઞાનુસાર ગમે તે હો. આ સ્થાનમાં પોતાના ચિત્તસત્ત્વને પૂરવું અને ત્યાં સોનીની પેઠે તેને ધમ્યા જ કરવું કે જ્યાંસુધી એ પાત્ર, સ્થાન અને ચિત્તસત્વ એકરૂપ થઇ જાય. ધ્યાનયોગીનું આ પ્રથમ કર્તવ્ય છે. આ અગ્નિ પ્રજ્વલિત કરવાનું કામ તે ધારણા છે. ચિત્તસત્ત્વને પુરવાની ભૂમિ મર્યાદિત ગોપ્ય રાખવી. ધ્યાનયોગનું સ્થાન, કેન્દ્ર નક્કી કરી, ચિત્તસત્ત્વને તેમાં જ રમવા દેવું. આ ધારણા કહેવાય. " देशबन्धश्चित्तस्य धारणा "

(૨) અગ્નિ સળગતાં ચિત્તસત્ત્વની માત્રાનું સ્થાન–શરીર–પણ કુલડીની માફક પ્રજ્વલિત થાય છે. અને ત્યાર પછી જે સ્થિતિ પ્રાપ્ત થાય છે તે तत्रैक तानता ध्यानम એટલે ચિત્તસત્ત્વ શુદ્ધસ્વરૂપ બની ધ્યેયપ્રતિ ધારાવાહી ચાલે છે. આસ્થિતિને ધ્યાન કહે છે.

(૩) આટલી સ્થિતિ પ્રાપ્ત થયા પછી લગડી પાડવાનું કામ બાકી રહે છે. આ લગડી પાડવાની કલાને સમાધિ કહે છે. સો ટચનું સોનું જેમ વ્યવહારને પરમ ઉપયોગી દૃઢ, સ્થૂલ ભાવવાળું, મલિનતાવગરનું, વિલક્ષણ કરી ગએલા સ્વરૂપવાળું થાય છે. તેમ ચિત્તસત્ત્વ જાણે પોતાના સ્વરૂપવિનાનું થઇ ગયું હોય એમ ધ્યેયરૂપ બની જાય છે. તેનું સ્વરૂપ પણ વિલક્ષણ થાય છે. ધ્યેય અર્થમાત્ર દેખાય છે. આ સ્થિતિને સંપ્રજ્ઞાત સમાધિ કહે છે. तदर्थ निर्भासं स्वरूप शून्यमिव समाधिः

સંપ્રજ્ઞાત એટલે ખરી બુદ્ધિ જેમાં ઉપજી શકે છે તે

ધારણા—ધ્યાન-સમાધિના આ પ્રયોગને યોગ કહે છે. ખરી રીતે આને વિયોગ કહેવો જોઇએ. કારણ, કે સંસાર અને સંસારના રાગદ્વેષાદિ દોષોથી તે આપણને છુટા પાડે છે. તેથી વિયોગ કહેવો જોઇએ. પરંતુ વિશુદ્ધ લક્ષણવડે તેનું નામ યોગ કહે છે. કારણ કે તે પોતાના મૂળ સ્વરૂપની પ્રતિષ્ઠા બનાવે છે અને તેની સાથે જોડે છે.

આવો યોગી--સંયમશીલ સાધક વ્યવહાર માટે પરમ ઉપયોગી છે. પ્રવૃત્તિમાં નિવૃત્તિ અનુભવી શકે છે. અને योगःकर्मसु कौशलम् એ ગીતા સ્મૃતિનો જ્વલંત દૃષ્ટાન્ત રૂપ બની રહે છે.

આવા યોગીશ્વર મહર્ષિ આપણા શ્રીમાન્ માસ્તર સાહેબ હતા. પરંતુ હાલમાં પણ જો કોઇ પ્રવૃત્તિમાં નિવૃત્તિ અનુભવી શકતા હોય, કોઇ પણ પ્રકારના આડંબર શિવાય, અથાગ પ્રવૃત્તિમાં રહેવા છતાં શાંત નિવૃત્તિમય જીવન ગાળતા હોય તો તે આપણા આચાર્ય શ્રી શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્ છે. સાધક બંધુઓ! આપણે સર્વે યથાશક્તિ યથામતિ આપણી સ્થિતિઅનુસાર એ ઉદ્દેશ સાધી શકીએ અને કૃતાર્થ થઇએ એ જ ભાવના.

# ग्रंथावलोकन.



जीवविद्या— શ્રી સયાજી સાહિત્યમાલા-પુષ્પ ૩૫ મું-પાકું પૂઠું. મૂલ્ય ૧-૦-૦ કાચું પૂઠું મૂલ્ય રૂ. ૦-૧૪-૦ પૃષ્ઠ ૧૪૦-આ પુસ્તક " ધી બાયોલોજી " નામના અંગ્રેજી પુસ્તકનું ભાષાંતર છે. આ પુસ્તકમાં સજીવ જીવ ( જીવન life ),ની ઉત્પત્તિ કેવી રીતે થાય છે, તેનાં કયાં કયાં લક્ષણો છે, ખોરાક, પ્રજનન વગેરે જીવનને લગતી બાબતો સંબંધમાં વિચાર કરવામાં આવ્યો છે. પુસ્તકમાં વિષય સમજવામાં ઉપયોગી ચિત્રો પણ આપવામાં આવ્યાં છે. આ શાખાનો અભ્યાસ કરવા ઇચ્છનારને માટે ગુજરાતીમાં આ પુસ્તક ઘણું ઉપયોગી છે, એમાં શંકા નથી. આ પુસ્તકનું ભાષાંતર રા. છોટાલાલ બાળકૃષ્ણ પુરાણી એમણે કર્યું છે અને તે ઉત્તમ થયું છે.

तुलनात्मक भाषाशास्त्र——શ્રી સયાજી સાહિત્યમાળા પુષ્પ ૩૮ મું. ——પાકું પૂઠું મુલ્ય ૧-૪-૦; કાચું પૂઠું મુલ્ય ૧-૨-૦ પૃષ્ઠ આશરે બસો-લેખક-પ્રીતમલાલ નૃસિંહલાલ કચ્છી બી. એ.

આ પુસ્તકમાં હીંદી, ગુજરાતી, મરાઠી તથા બંગાલી ભાષામાં કયાં કયાં સામ્ય છે તથા તેમાં કયાં કયાં ભેદ છે તથા જાતિ, વચન, વિભક્તિ વગેરેમાં કેટલો કેટલો ફેરફાર છે, એ વગેરેની ચર્ચા વિસ્તારથી કરી છે. જુદી જુદી ભાષાઓનો અભ્યાસ કરવા ઇચ્છનારને માટે આ પુસ્તક ઉપયોગી છે. બાળબોધી લીપીમાં તે છાપેલું છે, અને છપાઇ ઉત્તમ છે.

---

उत्तर युरोपनी पुराणकथा——શ્રી સયાજી સાહિત્ય જ્ઞાનમાળા—પુષ્પ ૪૪ મું પાકું પૂઠું મુલ્ય ૦-૧૪-૦ કાચું પૂઠું મૂલ્ય ૦-૧૨-૦ પૃષ્ઠ આશરે દોઢસો, અનુવાદ કરનાર રા. ગોરધનદાસ નાતમરામ કાજી બી. એ. આ પુસ્તક અંગ્રેજી " નોર્ધર્ન માઇથોલોજી " એ પુસ્તકનો અનુવાદ છે અને તેમાં ટયુટન લોકોના સંબંધમાં જાણવાજેવી હકિકત, જેવી કે તેમના દેવો, તેમની મૂર્તિપૂજા, તેમના આચારવિચાર, તેમનાં મંદિરો, તેમનાં બલિદાનનો વિધિ, વગેરે હકિકત ચર્ચેલી છે. આ પ્રકારનો અભ્યાસ કરનારને આ પુસ્તક સંબંધી ઠીક જ્ઞાન આપે તેવું છે.

---

विष्णुदास——શ્રી સયાજી સાહિત્યજ્ઞાનમાળા-પુસ્તક ૪૫ મૂલ્ય પાકું પૂઠું ૧-૦-૦ કાચું પૂઠું રૂ. ૦-૧૪-૦ લેખક ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા-પૃષ્ઠ આશરે ૧૬૦-આ પુસ્તકમાં ગુજરાતી કવી વિષ્ણુદાસનો જન્મકાળ, તેમનું જન્મસ્થાન, તેમનાં કાવ્ય, તેમની ભાષા વગેરે સંબંધમાં વિસ્તારથી ચર્ચા કરવામાં આવી છે.

---

चिननी संस्कृति——શ્રી સયાજી સાહિત્યજ્ઞાનમાળા પુષ્પ ૫૫ મું. પાકું પૂઠું મૂલ્ય ૧-૬-૦ કાચું પૂઠું મૂલ્ય ૧-૪-૦ પૃષ્ઠ ૨૨૫ ઉપર. અનુવાદક ગોકળદાસ મથુરાદાસ શાહ. બી. એ. એલ. એલ. બી. અંગ્રેજીમાં લખાએલા "ધી મીડીલીકીંગડમ" ઓફ ભાવના"

એ પુસ્તકનો આ અનુવાદ છે. આ પુસ્તકમાં પ્રાચીન ચીનના કાયદા, રાજ્યબંધારણ, ધર્મ, વહેમ, સાહિત્ય, વિદ્યા, કળા તત્વજ્ઞાન વગેરે સંબંધી ચર્ચા કરેલી છે. અનુવાદ ઉત્તમ થએલો છે.

---

વીરોની વાર્તા યાને સ્વદેશાભિમાન—— ક્રાઉન સોળ પેજી. પૃષ્ઠ આશરે ૫૦ મૂલ્ય ૦–૩–૦ આ પુસ્તક હીંદી પુસ્તકનું ભાષાંતર છે અને તે રા. ઇશ્વરલાલ મણિલાલ મહેતા એમણે કરેલું છે. સ્વદેશાભિમાન સંબંધી આ પુસ્તકમાં ઠીક ચર્ચા કરવામાં આવી છે. આ પુસ્તક અનુવાદક પાસેથી માંડવીની પોળ, શેઠની પોળ અમદાવાદ, એ ઠેકાણેથી મળી શકે છે

---

પહેલી ચોપડી——તૈયાર કરાવી પ્રસિદ્ધ કરનાર ધી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રીન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડ વડોદરા મૂલ્ય ૦–૨–૦. હાલમાં પ્રસિદ્ધ થએલી ગુજરાતી પહેલી ચોપડીઓમાં આ પુસ્તક સર્વોત્તમ છે, એમ અમને લાગે છે.

---

મહિલામિત્ર——પુસ્તક પહેલું વર્ષ ૧૯૨૧ સંપાદક–સૌ. વિદ્યા રમણભાઇ તથા સૌ. શારદા મહેતા–પ્રસિદ્ધ કર્તા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ. આ પુસ્તકમાં સ્ત્રીકેળવણી તથા સ્ત્રીની ઉન્નતિસંબંધમાં જુદા જુદા વિદ્વાન પુરુષો તથા વિદૂષી સ્ત્રીઓના લેખ પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. વર્તમાન સમયમાં જે પ્રકારની સ્ત્રીકેળવણી ઇષ્ટ મનાય છે, તેને અનુકૂલ વિચારો આ પુસ્તકમાં ચર્ચવામાં આવ્યા છે. સંપાદકોએ પુસ્તક તૈયાર કરવામાં ઘણો પરિશ્રમ લીધો છે, અને તે સ્તુત્ય છે.

---

શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ——લેખક રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી ઠે. ક્રુકશાંક સ્ટ્રીટ, એલ્ફીન્સ્ટન રોડ–મુંબઇ. મૂલ્ય ૧–૦–૦ આ પુસ્તકમાં શૈવ ધર્મનો ઇતિહાસ, શિવની પૂજા, લિંગપૂજા, પાશુપત મત, કાપાલિક મત, કાશ્મિર શૈવધર્મ વગેરે સંબંધમાં ઠીક ચર્ચા કરી છે. તેમાં લિંગપૂજા સંબંધમાં એક ઠેકાણે લખ્યું છે, કે તે અનાર્યોપાસેથી આર્યોએ લીધી છે, વગેરે. આ જ પ્રમાણે મૂર્તિપૂજા સંબંધમાં અજ્ઞાન પ્રવર્તે છે એ વિષય બહુ ગહન છે, જેથી સમજાવવો કઠિન છે તેથી જેને જેમ ફાવે તેમ તર્ક કરે છે. તોપણ પુસ્તક તૈયાર કરવામાં લેખકે ઘણો પરિશ્રમ લીધો છે.

---

સૌ. જીવકોર વનિતા વિશ્રામ–અમદાવાદ–નો સં. ૧૯૭૫–૭૭ નો હેવાલ—આ આશ્રમનો ઉદ્દેશ વિધવાઓના જીવનને સુધારવાનો છે. તેના ત્રણ વિભાગ છે–શાળા, વિશ્રામ અને ઉદ્યોગગૃહ. આ આશ્રમ ઉપયોગી કાર્ય યથામતિ કરે છે એમ આ હેવાલઉપરથી સ્પષ્ટ થાય છે.

---

# सुदृढ आरोग्य अने दीर्घायुष्

( અનુસંધાન ગત અંક ૧૦ ના પૃષ્ઠ ૩૦૪ થી. )

( અનુસંધાન ગત અંક ૧૦ ના પૃષ્ઠ ૩૦૪ થી. )

## प्रकरण.

### મનુષ્ય કેટલું કામ કરી શકે છે !



જગત્પ્રતિ દૃષ્ટિ કરીએ તો જણાય છે, કે કામ કરનાર મનુષ્યો હમેશાં બૂમો પાડે છે, કે અમારે કામ વધારે છે તથા અમે થાકી જઇએ છીએ. સાંજે મનુષ્યો કામ ઉપરથી ઘેર આવે છે ત્યારે અમે થાકી ગયા છીએ, એમ કહે છે; તો આપણને એ વિચાર કરવાનો પ્રાપ્ત થાય છે, કે આ લોકો જે થાક થાક કહે છે, તે વાત ખરી છે ? અથવા તો આપણે એ જાણવાની જરૂર છે, કે મનુષ્ય કેટલું કામ કરી શકે છે.

ત્યાં બીજી બાબતોનો વિચાર કરતાપૂર્વે આપણે માત્ર એટલોજ વિચાર કરીએ, કે એક માણસ ચાર કલાક કામ કરીને થાકી જાય છે, બીજો ૭ કલાક કરીને થાકી જાય છે, તો તે ઉપરથી આપણે એટલો તો નિશ્ચય કરી શકીએ, કે જૂદા જૂદા મનુષ્યો ઓછેવત્તો વખત કામ કરીને થાકે છે. અને આ ઉપરથી આપણે એટલો નિશ્ચય તો સહજ કરી શકીએ, કે જો કેટલા મનુષ્યો આ જગત્માં આઠ દશ કલાકસુધી કામ કરી શકે છે, તો તે પ્રમાણે બીજા મનુષ્યો, કે જે ચાર ૭ કલાક કામ કરીને થાકી જાય છે, તે તેમની પેઠે આઠ દશ કલાકસુધી વગર થાક્યે કામ કરી શકે ખરા. જે મનુષ્યો આઠ દશ કલાક સુધી કામ કરતાં થાકતા નથી તેમના શરીરની અથવા મનની જેવી સ્થિતિ હોય છે તેવી સ્થિતિ જો ચાર ૭ કલાક કામ કરીને થાકી જનાર મનુષ્યો ઉપજાવે તો તે પણ તેમની પેઠે આઠ દશ કલાકસુધી વગર થાક્યે કામ કરી શકે. અને આ જગત્માં જો આઠ દશ કલાક સુધી વગર થાક્યે કામ કરી શકનાર મનુષ્યો છે, તો તે પ્રમાણે બનવું સંભવિત છે, એમ આપણે જાણી શકીએ છીએ.

મનુષ્યતરીકે સર્વ મનુષ્યો સરખા છે. જો, કે જૂદા જૂદા મનુષ્યોમાં ઓછાવત્તા પ્રમાણમાં શરીરની તથા મનની શક્તિઓ જાગ્રત્ થએલી જોવામાં આવે છે, તોપણ તે ઉપરથી મનુષ્યત્વમાં ફેરફાર થઇ શકતો નથી. જેઓનામાં શરીરની અથવા મનની બીજા મનુષ્યો કરતાં ઓછી શક્તિઓ છે, તેમનામાં બીજા મનુષ્યો કે જેમનામાં વિશેષ શક્તિઓ છે, તેમની પેઠે તે શક્તિઓ નથી એમ નહિ. પણ તેમનામાં તે શક્તિઓ જણાતી નથી તેનું કારણ એ છે, કે તેમનામાં તે શક્તિઓ નથી એમ નહિ; પણ તેમનામાં તે શક્તિઓ જાગ્રત્ અથવા પ્રકટ થએલી નથી. તેમનામાં તે શક્તિઓ તો છે જ.

આ વાર્તાની ચર્ચા કરતાં એ વાર્તાપ્રતિ પણ આપણું લક્ષ ગયાવિના નથી રહેતું કે આ સૃષ્ટિમાં કેટલાક મનુષ્યો ત્રણ ચાર કલાક કામ કરી શકે છે, કેટલાક ચાર પાંચ અને કેટલાક છ આઠ કલાક કામ કરી શકે છે; અને તે જ પ્રમાણે દશ બાર કલાક કામ કરનારની સંખ્યા પણ આ જગતમાં છે, નથી એમ નહિ. જો, કે તેમની સંખ્યા ઘણી નાની હશે, એટલું જ. તોપણ તેમની થોડી પણ સંખ્યા છે, એમાં શંકા નથી. તો આ મનુષ્યોની પેઠે જો ધારે તો બીજા મનુષ્યો દશ બાર કલાક પણ કામ કરી શકે છે, છતાં તે થાકતા નથી.

બીજાં કારણો આપણે ન જોઈએ તોપણ માત્ર આટલા જ એક કારણથી આપણે એ નિર્ણય ઉપર આવી શકીએ છીએ, કે આ જગતમાં મનુષ્યો ધારે તો દશ બાર કલાક કે તેથી પણ વધારે કલાકસુધી કામ કરી શકે છે, કારણ, કે તેવાં થોડાં પણ મનુષ્યો આ જગતમાં જોવામાં આવે છે.

અથવા કદાચ એવાં મનુષ્યો આ જગતમાં ન જોવામાં આવતાં હોય તોપણ જે શક્તિવડે મનુષ્યો ચાર છ કલાક કામ કરી શકે છે. તે જ શક્તિનો વિકાસ કરતાં તે શા માટે આઠ દશ. કે બાર કલાકસુધી કામ ન કરી શકે ? કરી શકે જ. આપણામાં જો ચાર ગાઉ ચાલવાની શક્તિ છે, તો તે જ શક્તિને વધારતાં આપણે શા માટે બાર ગાઉ, કે તેથી વધારે ગાઉ ન ચાલી શકીએ ? ચાલી શકીએ જ.

દશ પંદર વર્ષ ઉપર આ લેખક એક ગામડાની પોસ્ટ ઓફીસમાં બેઠા હતા. તે ગામમાં રેલ્વે ન હોવાથી ત્યાંથી ટપાલ વડોદરે હલકારાજોડે મોકલવામાં આવતી હતી અને ત્યાંથી તે ગામમાં વહેંચવામાં આવતી હતી આ બન્ને ગામ વચ્ચે બાર ચૌદ માઈલનું અંતર હતું. આ બાર ચૌદ માઈલ તે હલકારો ત્રણ કલાકમાં ચાલી નાખતો. જે વખતે હું તે પોસ્ટ ઓફીસમાં બેઠો હતો તે વખતે, તે હલકારો વડોદરેથી ટપાલ લેઈ આવ્યો અને પોસ્ટ માસ્તરને કોથળી સોંપીને ચાલ્યો જતો હતો તે વખતે મેં તેને પૂછ્યું, કે આ નોકરી તમને તમને કેમ ફાવે છે ? રોજ બાર ચઉદ માઈલ જવું અથવા આવવું, એ કેમ ફાવે ? પેલે હલકારે કહ્યું, સાહેબ ! આ નોકરી અમને બહુ સારી લાગે છે. ત્રણ જ કલાકની નોકરી અને આખો દહાડો નવરા. આ કોથળી ફેંકી દીધી કે પછી જે ઘરનું કામ કરવું હોય તે થઇ શકે ? મેં કહ્યું, બીજું શું ઘરનું કામ થઈ શકે ? તેણે કહ્યું, આખો દહાડો નવરા એટલે જે કરવું હોય તે થઇ શકે. જંગલમાંથી લાકડાનો ભારો લાવવો હોય તો તે લાવીએ, બીજું કંઇ ખેતરનું કામ હોય તો તે કરીએ અને બીજે દિવસે ત્રણ કલાક કામ કર્યું એટલે પાછા નવરાના નવરા. મેં કહ્યું, અમને તો વડોદરા બહુ આઘું લાગે છે. તેણે કહ્યું, નારે સાહેબ, આઘું શાનું ? આ અહીંથી હું લઘુશંકા કરું તો વડોદરે પહોંચે, એટલું છેટું છે. અમારે મન તો રમત છે.

આ પ્રમાણે આ માણસને રોજ બાર ચૌદ માઈલ ચાલવું એ તો રમત હતી, અને થાક શું છે તે તો તે જાણતો જ ન હતો, તેને બીચારાને ઘી દુધ પણ આપણી પેઠે ખાવાને મળતું ન હતું છતાં તે આટલું કામ સહજ કરી શકતો હતો એનું કારણ શું ?

તેનું કારણ એ જ કે તેના શરીરમાં તેટલું બળ હતું, તેનું શરીર તેણે તેટલું બળવાન કર્યું હતું અને તેના મનમાં તેટલું કામ કરવાની શ્રદ્ધા દૃઢ થએલી હતી. તાત્પર્ય,

કે મનુષ્ય આખું કામ કરે અને થાકી જાય એમ હોતું નથી, પણ તે ધારે તેટલું કામ કરી શકે છે, પછી તે કામ શરીરનું હો, મગજનું હો, કે મનનું હો.

શરીરવિદ્યાભિજ્ઞ—શરીર વિદ્યાને જાણનારા એમ કહે છે, કે આ શરીરના અણુઓ ગમે તેટલું કામ કરી શકે છતા તે થાકી જાય તેમ હોતું નથી. તે અખંડ કામ કરી શકે તેટલી તેમનામા શક્તિ છે, અને તે પ્રમાણે તે અખંડ કામ કરી શકે છે.

અત્ર આપણને એ શંકા થાય છે, કે ત્યારે મનુષ્ય થાકી જતા શામાટે જોવામાં આવે છે? તે થાકી જતા એટલા માટે જોવામા આવે છે, કે તે મનથી તે પ્રમાણે માનતા હોય છે જે મનુષ્ય એમ માને છે, કે હુ છ કલાક કામ કરીને થાકી જઉંછું, તે છ કલાક કામ કરીને થાકી જાય છે, અને જે એમ માને છે, કે હું દશ કલાક કામ કરીને થાકી જઉંછું તે દશ કલાક કામ કરીને થાકી જાય છે, તેથી જે પ્રમાણે મનનુ માનવું હોય છે તે પ્રમાણે થાય છે. તેથી મનુષ્યે જો વધારે કામ કરવું હોય તો પોતાના મનને ફેરવુ પડે છે. તે પોતાના વિચારને બદલે છે તો તે વધારે વખત કામ કરી શકે છે.

જેનું મન માને છે, કે હુ ચાર કલાક કામ કરૂં તો થાકી જઉ, તેના શરીરના અણુઓ અથવા તેનું શરીર ચાર કલાકે થાકી જાય છે; અને જે માને છે, કે હું દશ કલાક કામ કરૂં તો થાકી જઉ, તેનુ શરીર દશ કલાક કામ કરે તો થાકી જાય છે. આ પ્રમાણે શરીરને અને મનને અથવા મનના વિચારોને પરસ્પર સંબંધ રહેલો છે

એક શારીર વિદ્યાભિજ્ઞ અથવા શારીરશાસ્ત્ર જાણનાર કહે છે, કે The more we study physiology the more we appreciate the fact that the protoplasam possesses an enormous power of work and that the human body is endowed with marvellous capacity — આપણે જેમ જેમ શારીરવિદ્યાનો અભ્યાસ કરીએ છીએ તેમ તેમ આપણી ખાત્રી થાય છે, કે શરીરની અંદર રહેલા "પ્રોટોપ્લાઝમ"માં ઘણી જ શક્તિ રહેલી છે. તથા મનુષ્યના શરીરમા ચમત્કારિક કામ કરવાની શક્તિ રહેલી છે.

યૂરોપ તથા અમેરિકામાં દ્યોતન (Hypnotism) ના પ્રયોગો કરીને દશ વર્ષની છોકરી પાસે અસાધારણ કામ કરાવવામાં આવે છે. દ્યોતન જેના ઉપર કરવામાં આવેલું છે એવી દશ વર્ષની નાની છોકરી દશવિશ મણનો બોજો ઉચકી શકે છે, તથા બીજાં તેવાં જ ચમત્કારિક કામ કરે છે; આ ઉપરથી આપણને એ વાર્તાનું જ્ઞાન થાય છે, કે આ શક્તિ આ છોકરીમાં ક્યાંથી આવે છે? શું તેનામાં તે બહારથી આવે છે? નહિ જ તે શક્તિ તેના અંતરમાંથી જ જાગ્રત થાય છે. કારણ, કે તેનામા જો તે શક્તિ વિદ્યમાન ન હોય તો તે ગમે તે ઉપાયો કરવામા આવે, પણ તે જાગ્રત ન થાત. પણ તેનામા તે શક્તિ રહેલી હોવાથી જ તે પ્રકટ થઇ શકે છે

તે જ પ્રમાણે આપણા પ્રત્યેકમાં અથવા કહો, કે મનુષ્યમાત્રમાં આવી અસાધારણ શક્તિ રહેલી છે. પણ તે પ્રકટ જણાતી નથી તેનું કારણ એ છે, કે આપણે તેને પ્રગટ કરી નથી. જો યોગ્ય માર્ગથી આપણે તેને પ્રકટ કરીએ તો તે આપણને પ્રત્યક્ષ થયાવિના નથી રહેતી.

(અપૂર્ણ.)




पुस्तक २० ] संवत् १९७८ श्रावण कृष्ण० १४ [ अंक १०

॥ ॐ श्री ॥

# मनने ब्रह्मरूप थवा प्रबोध.

પદ ( બ્રહ્મજળે જરી ન્હા, એ લય. )

હે મન ! મુજ બ્રહ્મરૂપ તું થા.
બ્રહ્મમાથી તું પ્રકટ્યું છે તે,—
કારણમા ભળી જા, હે મન૦
તુજ મૂળ છોડી બીજે બીજે,
અધિક હવે ના ધા, હે મન૦
કારણમા શમી કરી સુખી મુજને
પૂર્ણ સુખી તું થા, હે મન૦
બ્રહ્મરૂપ છે તું પોતે તો,
તે તુજ સ્વરૂપને ધ્યા, હે મન૦
દુખ તારૂં નહિ ત્યાલગી મટશે,
જ્યાંલગી ચિંતીશ આ, હે મન૦
વિષયવિષે દુખ બહુ જો દીઠું,
હવે તે પ્રતિ ના ધા, હે મન૦
સુખકર પંથ સ્વરૂપપ્રતિનો,
સદા હવે તું રહા, હે મન૦
કેટલું કહું પ્રિય ! તુજને હાવે,
પી બ્રહ્મરસને પા, હે મન૦

---

૧ આ દૃશ્ય

# દૃઢ આરોગ્ય અને દીર્ઘાયુ.



( અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૯ ના પૃષ્ઠ ૨૪૮ થી. )

યોગમાર્ગવડે મનુષ્યના શરીરમાં રહેલી વિવિધ અદ્‌ભુત શક્તિઓ જાગ્રત્ થાય છે. આ શક્તિઓ કંઇ બહારથી આવતી નથી, પણ તે અંદરથી જ પ્રકટે છે; કારણ, કે જે અંદર વિદ્યમાન ન હોય તે બહાર શી રીતે આવી શકે ?

મનુષ્યનામાં કેટલું સામર્થ્ય અથવા કેટલી શક્તિ રહેલી છે તેનો વિચાર કરતાં વિદ્વાનો જણાવે છે, કે તેના શરીરમાં અસાધારણ સામર્થ્યો રહેલાં છે. તેના ભીતરમાં સામર્થ્યોના થરતળે થર હોય છે, અને જેમ જેમ તે ઉંડે ઉતરતો જાય છે, અને જેમ જેમ તે આ થરને ભેદતો જાય છે તેમ તેમ તેનામાં આ સામર્થ્યો પ્રકટ થતાં જાય છે. આ પ્રમાણે આ પાશ્ચાત્ય વિદ્વાનો કહે છે, કે મનુષ્યનામાં કેટલાં સામર્થ્ય રહેલાં છે તે કહી શકાતું નથી, અર્થાત્ તેની મર્યાદા નથી.

આર્યશાસ્ત્ર તો મનુષ્યને ઇશ્વરથી અભેદ માનીને તેને સર્વશક્તિમાન કહે છે, અર્થાત્ તેનામાં ઇશ્વરની પેઠે અનંત સામર્થ્ય રહેલાં છે એમ તે કહે છે. આ સામર્થ્યોને તેણે પ્રકટ કરવાં જોઇએ, એટલું જ તેણે કરવાનું છે.

અને આર્યશાસ્ત્રોના આ સિદ્ધાંતપ્રમાણે જ હાલના પાશ્ચાત્ય વિદ્વાનો અથવા શોધકો માનતા થયા છે. તેઓ કહે છે, કે Man is omnipotent:—મનુષ્ય સર્વશક્તિમાન છે. આ ઉપરથી પણ આપણે એ નિર્ણયઉપર આવી શકીએ છીએ, કે મનુષ્ય ધારે તે કરી શકવાને સમર્થ છે. અથવા તો તે શરીર મન અને આત્માવડે ધારે તે કાર્ય કરી શકે છે. તેના સામર્થ્યનો અંત નથી.

ઉપર જણાવ્યાપ્રમાણે પાશ્ચાત્ય શરીરવિદ્યાભિજ્ઞો કહે છે, કે મનુષ્યના શરીરમાં કંઇ પણ થાકી જાય તેવી વસ્તુ નથી. તેના શરીરના અવયવો અખંડ કામ કરી શકે છે, એટલા તે બળવાન્ છે.

હવે આપણે મનુષ્યના મનપ્રતિ જોઇએ તો જણાય છે, કે તેમાં પણ અસાધારણ સામર્થ્ય રહેલું છે. એકનું મન જેટલું બળવાન હોય છે તેના કરતાં બીજાનું મન વિશેષ બળવાન્ હોય છે અને ત્રીજાનું મન તેથી પણ વધારે બળવાન્ હોય છે. અને આ ઉપરથી આપણે એ નિર્ણય સહજ કરી શકીએ છીએ, કે જેમનું મન વિશેષ બળવાન્ હોય છે તેમની પેઠે બીજા મનુષ્યો પણ પોતાના મનને વિશેષ બળવાન્ કરી શકે છે. અને આ પ્રમાણે મનુષ્યો પોતાના મનને ધારે તેટલું બળવાન્ કરી શકે છે કારણ કે મનના સામર્થ્યનો અવધિ નથી. મનુષ્યના મનમાં અસાધારણ સામર્થ્યો રહેલાં છે. આ સામર્થ્યો આજે આપણને પ્રત્યક્ષ જણાતાં નથી તેનું કારણ એ છે, કે તેને પ્રકટ કરવામાં આવ્યાં નથી.

એક વિચારક કહે છે, કે The body is but a shell of the mind; Whatever the mind will dictate it will have to act accordingly:- શરીર એ મનના બાહ્યસ્તર જેવું છે. મન જે જે આજ્ઞા કરે છે તે તે આજ્ઞાને શરીરને અનુસરવું પડે છે.

અત્ર એ પ્રશ્ન થશે, કે ત્યારે ઘણા મનુષ્યોના મનની આજ્ઞાને શરીર વશ વર્તતું જોવામાં આવતું નથી તેનું કારણ શું ? તેનું કારણ એ છે, કે તે મનુષ્યોને તે પ્રમાણે શ્રદ્ધા હોતી નથી. મનનું સ્વામીત્વ શરીરઉપર છે, એ પ્રમાણે તે માનતા નથી. જો તે શ્રદ્ધાપૂર્વક આજ્ઞા કરે છે, તો શરીરને તે પ્રમાણે અનુસરવું જ પડે છે. જેમનું મન દુર્બળ હોય છે તેમનું શરીર પણ દુર્બળ હોય છે. અને જેમનુ મન બળવાન્ હોય છે તેમનું શરીર પણ બળવાન્ હોય છે. શરીરબળનો પ્રધાન આધાર મન ઉપર રહેલો છે. મનની સત્તા જ શરીરદ્વારા કાર્ય કરે છે. ગમે તેવું શરીર નિર્બળ હોય પણ જો મનુષ્ય પોતાના મનના વિચારોને બળવાન્ કરે છે, તો તેનુ શરીર બળવાન્ થયાવિના રહેતું નથી.

જે મનુષ્યો જરા જરામાં થાકી જાય છે, તેનું કારણ એ છે, કે તેમનું મન નિર્બળ હોય છે, તેથી શરીરને સુદૃઢ કરવા ઇચ્છનારે પ્રથમ મનને બળવાન્ કરવાની જરૂર છે. તેમણે પોતાના વિચારો બદલવાની જરૂર છે. મનને બળવાન્ કર્યાવિના અથવા વિચારોને બદલ્યાવિના શરીર કદી બળવાન્ થતું નથી, એ સ્મરણમાં રાખવું. જો મનથી મનુષ્ય માને છે, કે હું ગમે તેટલું કામ કરું તો થાકી જાઉં તેમ નથી તો તે ગમે તેટલું કામ કરે તો પણ થાકી જતો નથી. આપણે ચાર છ કલાક કામ કરતાં થાકી જઇએ છીએ, તેનું કારણ એ છે, કે આપણે તે પ્રમાણે મનથી માનીએ છીએ. તેથી આપણે આપણા વિચારને બદલવાની જરૂર છે વિચાર બદલાતાં શરીર બળવાન્ થયાવિના નથી રહેતું.

આ પ્રમાણે શરીરના અને મનના બળનો વિચાર કરતાં જણાય છે, કે તે બન્નેમાં મનુષ્ય ધારે તેટલું કામ કરવાનું બળ છે. પણ તે પ્રત્યક્ષ થતું નથી તેનું કારણ એ છે, કે મનુષ્યે તેને પ્રકટ કર્યું નથી તે પ્રકારનું બળ પોતાનામા છે, એ પ્રમાણે તેણે શ્રદ્ધાથી માન્યું નથી તેથી આપણે શ્રદ્ધાથી એ માનવુ ઘટે છે, કે આપણે ધારીએ તેટલું કામ કરી શકીએ તેમ છીએ અને તે છતાં આપણને થાક લાગવાનો સંભવ નથી. અને આ પ્રમાણે માનીને પછી આપણે તે પ્રમાણે કામ કરવાનો અભ્યાસ પાડવાની જરૂર છે, કે જેથી ક્રમે ક્રમે તે આંતરબળ આપણામાં પ્રકટ થાય. વસ્તુતઃ આપણું શરીર અને મન થાકી જાય તેવું નથી જ. પણ આપણા દુર્બલ વિચારોએ કરીને જ તે પ્રમાણે થાય છે તો તે આપણી દુર્બળતાને જીતવા માટે આપણે આપણા વિચારોને બદલવાની જરૂર છે. અને તે વિચારો ઉપર જણાવેલા નિયમથી આપણે બદલી શકીએ છીએ.

શરીરમાં જે બળ છે, તથા મનમાં જે બળ છે તે વસ્તુતઃ તેમનું નથી પણ વસ્તુતઃ તે બળ આત્માનું છે. આત્મામાંથી જ એ બળ તેમાં ઉતરી આવે છે. આત્મા ન હોય તો આ શરીર અને આ મન કશું જ ન કરી શકે. તેનાવિના તે નકામાં જ છે. એક આત્મા જ બળનો મહાસાગર છે. તેમાંથી જ શરીરમાં અને મનમાં બળ ઉતરી આવે છે. જેટલા પ્રમાણમાં મનુષ્યની આત્મવિષયક શ્રદ્ધા હોય છે તથા જેટલા પ્રમાણમાં આત્માથી તે

એકતાર થએલો હોય છે, તેટલા પ્રમાણમાં તેનામાં બળની પ્રતીતિ થાય છે. આત્મા અનંત સામર્થ્યનો મહાનિધિ છે. તેમાં જેટલું નિમજ્જન કરે છે, તેટલા પ્રમાણમાં તેનામાં સામર્થ્ય પ્રગટે છે જેટલો મનુષ્ય આ આત્માથી દૂર રહે છે, તેટલો તે સામર્થ્યહીન અને દુર્બળ રહે છે. સાચા સામર્થ્યનો અનુભવ કરવા ઇચ્છનારે પોતાનાં કરણો, ઇંદ્રિયોના નિરોધપૂર્વક આત્મામાં નિમજ્જન કરવું જોઇએ, તેમાં ઉંડે અને ઉંડે ઉતરવું જોઇએ.

જે કંઇ શરીર અને મનમાં બળનું આપણને ભાન થાય છે, તે આત્મામાંથી જ ઉતરી આવે છે. આત્મા જ તેનું મૂળ છે. શરીર અને મન એ તો તે સામર્થ્યને પ્રકટ થવાનાં મુખ છે. આત્મસ્રોતમાંથી વહેતુ સામર્થ્યરૂપી જલ શરીર અને મનમાં પ્રકટ થાય છે, અથવા પ્રત્યક્ષ થાય છે. તેથી જેને સાચા સામર્થ્યનો અનુભવ કરવો હોય, જેણે અનંત સામર્થ્યસંપન્ન થવું હોય તેણે તો આ એક આત્મા જ શોધવો ઘટે છે, તેમાં જ તેણે સ્થિતિ કરવી ઘટે છે.

હવે આ સંબંધમાં આપણે અત્ર અધિક ચર્ચા કરતા નથી. આ પ્રકરણના અંતમાં માત્ર કેવી રીતે કામ કરવું કે જેથી થાક ન લાગે અથવા ઓછો થાક લાગે, એવી કળા જણાવીને આ પ્રકરણને આપણે પૂરૂં કરીશું.

ઘણા માણસોને કામ કરતાં જ આવડતું નથી. હંમેશાં શાંતિથી કામ કરવું જોઇએ ગમે તેટલું કામ હોય તો પણ શાંતિથી જ તે કરવું જોઇએ. શાંતિથી કામ કરનાર ઝટ થાકી જતા નથી, તથા તે વધારે વખત અને પ્રમાણમાં વધારે કામ કરી શકે છે. ગમે તેટલું ઉતાવળનું કામ હોય તો પણ વગરઅકળાએ શાંતિથી તે કરવું જોઇએ. ભલે તે કામ ગમે તો પુરૂં ન થાય, તેની ચિંતા નહિ, પણ અશાંતિ તો ન જ થવા દેવી જોઇએ શાંતિથી કામ કરનાર મનુષ્યો ભૂલો પણ ઘણી ઓછી કરે છે.

રેલ્વે ગાડીના ગાર્ડને બે ત્રણ મીનીટ જ મળે છે છતાં તે કેવી શાંતિથી પોતાનું કામ કરે છે, તે જોઇને તે પ્રમાણે શાંતિથી કામ કરતા શીખવું જોઇએ. અને જે લોકોને ગાડીએ જવું હોય છે, કે ગાડીમાં બેસવું હોય છે તે પા કે અર્ધો કલાક વખત હોય છે તો પણ દોડાદોડ કરે છે, કોઇ પડે છે, અને કોઇનું કંઇ રહી જાય છે.

એક વખતે વિલાયતમાં બલુન ઉંચે ચડયા પછી તે ફાટયું. આ બલુનમાં રેતીના કોથળા રાખવામાં આવે છે. તે બલુન ફાટયા પછી તેમાંના બે માણસો કે જે તેને ચલાવતા હતા, તેમણે જોયું, કે જો આ રેતીના કોથળાને બહાર ફેંકી દેવામાં આવે તો તેને જમીનઉપર પડતા કંઇક વાર થાય. તેમાં બીજા માણસો ન હતાં, અને તેને અખતરાને માટે જ ઉડાડવામાં આવ્યું હતું. જ્યાં તે ફાટયું, કે પથ્થરનો કટકો આકાશમાં નીચે પૃથ્વી ઉપર પડે તેટલા વેગથી તે પૃથ્વીઉપર પડવા માંડયું. પણ આ બે મનુષ્યો ગભરાયા નહિ. અને તેમણે ધૈર્ય ત્યજી ન દીધુ. તેમણે તરત જ બીજી તેટલી ઝડપથી તે રેતીના કોથળાને એક પછી એક ઉચકીને બલુનની બહાર ફેંકી દીધા. આ વખતે તે બલુન તો નીચે પડી રહ્યું હતુ જ. પણ આ કોથળા નીચે નાખી દેવાથી તેની પડવાની ગતિ જરાક ઓછી થઇ. અને એટલામાં તો જમીનની લગભગ તે આવી પહોચ્યું. તેમણે જાણ્યું કે તે ગમે ત્યાં પડશે અને આપણે છુંદાઇને મરી જઇશું તેથી તેમણે તરત જ તેમાં છત્રીઓ રાખવામાં આવે છે,

તેવી બે છત્રીઓ ઉઘાડી અને જમીનઉપર હિંમતથી કુદી પડયા તે બલુન જમીનઉપર પડ્યું અને તેના ટુકડે ટુકડા થઇ ગયા. પેલા બે મનુષ્યોમાંથી એક છાપરા ઉપર પડયો, અને બીજો ધીમેથી જમીન ઉપર ઉતર્યો. પણ તેમાંથી કોઇને કશી ઇજા થઇ નહિ. આ બધી રમત એક બે મીનીટની જ હતી, પણ તેમણે તેટલા ટુકા સમયમાં પણ ધૈર્યને ત્યજ્યું નહિ, અને શાંતિથી તે બે મીનીટનો પણ ઉપયોગ કરી લીધો જો તે ગભરાઇ ગયા હોત તો જરૂર તે બલુનસાથે જમીનઉપર પડીને છુંદાઇ જાત

તાત્પર્ય, કે સર્વ પ્રસંગમા શાંતિથી કામ કરવું જોઇએ આ પ્રકારની ટેવ અથવા અભ્યાસ પહેલે દિવસે આપણને પડતો નથી પણ ધીમે ધીમે તે પડી શકે છે.

શાંતિથી કામ કરનાર મનુષ્યો ઘણું કામ કરી શકે છે, છતાં તે થાકી જતા નથી, જ્યારે અશાંતિથી કામ કરનાર મનુષ્યો ઓછું કામ કરે છે, છતા તે થાકી જાય છે

કામ કરવાની, કળા પછી તે શરીરનુ હો, મગજનું, હો, કે મનનું હો, પણ શીખવાજેવી છે. જ્યારે જ્યારે આપણે કામ કરીએ ત્યારે ત્યારે તેનો બોજો આપણા મગજ ઉપર ન રાખીને કરવુ શાંતિથી તે બોજો મગજઉપર રાખ્યાવિના કરવું જે મનુષ્યો થાકી જાય છે, તે કામથી થાકી જતા નથી પણ મગજઉપર બોજો રાખવાથી જ થાકી જાય છે તેથી આ પ્રમાણે મગજઉપર જરા પણ બોજો ન રાખવો

વળી આ પ્રમાણે કામ કરવાથી પણ થાક લાગતો નથી તથા ગમે તેટલું કામ કરી શકાય છે આપણે કામ કરીએ છીએ, એ પ્રકારનું અભિમાન ન રાખવું, પણ આપણો આત્મા, કે જે સર્વ શક્તિ છે, તે જ સર્વ કામ કરે છે, એ પ્રમાણે પ્રત્યેક કામ કરતી વખતે ભાવના રાખવી. આપણું શરીર કામ કરે છે, કે આપણું મગજ, કે મન કામ કરે છે એમ નહિ, પણ આપણો આત્મા જ કામ કરે છે, અને તે સર્વશક્તિમાન્ હોવાથી તેને થાક લાગવાનો સંભવ જ નથી. આપણે માથે-જીવત્વવાળા આપણે માથે આપણા કામનો બોજો આપણે ન ઉપાડવો, પણ આ પ્રકારના આંતર અભિમાનને જાગ્રત્ રાખીને જ જે કંઈ કરવું તે કરવું. શરીર, મગજ અને મન એ તો આત્માનાં સાધન છે, અને તેમાં જે શક્તિ આવે છે, તે વસ્તુતઃ તેમની નથી, પણ તે આત્મા કે જે અનંત સામર્થ્યનો ભંડાર છે, તેની છે, એ પ્રમાણે માનીને પ્રત્યેક કામ કરવું, અને પ્રત્યેક કાર્યદ્વારા આપણા આ આત્માની અમર્યાદિત શક્તિને જાગ્રત્ થવા દેવી.

આ સંબંધમાં અધિક ચર્ચા કરવી હોય તો તે પણ થઇ શકે છે, પણ તે પ્રમાણેની વિશેષ ચર્ચાની જરૂર ન હોવાથી આપણે આટલેથી જ સંતોષ માનીએ છીએ, વિવેકી વાચકોએ સ્વતંત્ર વિચાર કરીને અત્ર જણાવેલા મુદ્દાને યથાર્થ સમજીને તેને આચારમા ઉતારવાનો અભ્યાસ કરવો.

આ પ્રકરણના અંતમા એ જ કહેવાનું છે, કે મનુષ્યોને જોતા જ આપણે જાણી શકીએ છીએ, કે તેમણે શાંતિથી કામ કરવાનો અભ્યાસ પાડયો છે, કે નહિ. માળાના મણકામા જેમ સૂત્ર પરોવાએલું હોય છે તેમ ચાલતા, બેસતાં, ઉઠતા, બોલતા, ખાતાં પીતાં, અને પ્રત્યેક ક્રિયા કરતા તે સર્વ ક્રિયારૂપીમણકામાં શાંતિરૂપી સૂત્ર પરોવાએલું રાખવું.

(અપૂર્ણ)

# पक्षपातरहित अनुभवप्रकाश.

( અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૯ ના પૃષ્ઠ ૨૧૯ થી )

## તૃતીય સર્ગ.

મૈત્રેયઃ—હે ગુરો ! આ સંસારરૂપ બંધનગૃહથી કેમ મુક્ત થવાય તે કહો.

પરાશરઃ—હે મૈત્રેય ! અપરોક્ષ બંધનની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિમાટે, સર્વ શાસ્ત્ર તથા વિદ્વાનોના અનુભવથી, સ્વરૂપનું સમ્યક્ જ્ઞાન એ જ સાધન સિદ્ધ થયેલું છે. અન્ય સાધન નથી. એ જ્ઞાનનો સાધનરૂપ, લોકેષણા, પુત્રૈષણા, વિત્તૈષણા તથા તે ઇષણાઓના અંતર્ભૂત લોકવાસના, શાસ્ત્રવાસના, દેહવાસના વગેરેના ત્યાગરૂપ વૈરાગ્ય, વિવેક અને શમદમાદિ છે. જેમ કે અંધકારને દૂર કરવાને માટે, નિર્ભયતાની પ્રાપ્તિઅર્થે, તથા અંધકારમાં રહેલા પદાર્થોના દર્શનાદિ વ્યવહાર માટે, દીપક પ્રકટાવવારૂપ સાધનની જ અગત્ય છે, અન્ય સાધનની અગત્ય નથી. તો પણ દીપકને સારી રીતે પ્રકટાવવા માટે અનેક સામગ્રીની જરૂર છે.

મૈત્રેયઃ—એ એષણાઓનો ત્યાગ શી રીતે થાય, તથા વૈરાગ્યાદિની પ્રાપ્તિ કેવી રીતે થાય ?

પરાશરઃ—હે મૈત્રેય ! એ એષણાદિ પદાર્થસંઘાતનો ધર્મ છે. તેના સાક્ષીરૂપ હું આત્માનો નહિ, એ પ્રકારે જાણવું એ જ તેના ત્યાગનો ઉપાય છે. અથવા તો વિચારપૂર્વક પરિચ્છિન્ન અહંકારનો અપરોક્ષ દેહાદિકમાં ત્યાગ કરવો એ પરમ ઉપાય છે. જે વખતે સમ્યક્ દોષદર્શનપૂર્વક, જગતના સર્વ પદાર્થોની સર્વ એષણાઓનો અંતર્બાહ્ય ત્યાગ થાય છે, તે જ કાળે શમદમાદિક જ્ઞાનનાં સર્વ સાધનોની પ્રાપ્તિ થાય છે. એષણાના ત્યાગથી શમાદિની પ્રાપ્તિનું જુદું સાધન નથી. તાત્પર્ય કે આસુરી સંપત્તિના ત્યાગથી જ દૈવી સંપત્તિની પ્રાપ્તિ થાય છે. વૈરાગ્યાદિ દૈવી સંપત્તિમાટે ભિન્ન સાધન નથી. રોગનું મૂળ નિવૃત્ત થતાં જ આરોગ્યની પ્રાપ્તિ થાય છે; આરોગ્યમાટે ભિન્ન સાધનની જરૂર નથી. રાત્રિના જવાથી સ્વાભાવિક જ પ્રાતઃકાળ ઉદય પામે છે.

મૈત્રેયઃ—પદાર્થોમાં દોષદર્શન શી રીતે કરવું ?

પરાશરઃ—શાસ્ત્રોમાં સ્ત્રીઆદિ પદાર્થોના દોષોનું વર્ણન વિસ્તારથી છે જ; અત્ર સંક્ષેપમાં એટલું જ કહેવાનું કે, સચ્ચિદાનંદ નિજ સ્વરૂપથી પૃથક્, સર્વ નામરૂપ દશ્ય પદાર્થોમાં અસત્જડ દુઃખરૂપતા, સારી રીતે જાણવી એનું જ નામ દોષદર્શન છે. હે શિષ્ય ! દેહાદિક સર્વ અનિત્ય પદાર્થોમાં આત્મબુદ્ધિ, અશુચિ પદાર્થોમાં શુચિબુદ્ધિ, અનિત્ય

પદાર્થોમાં નિત્યબુદ્ધિ, તથા દેહાદિક સર્વ દુઃખરૂપ પદાર્થોમાં સુખબુદ્ધિ છે, તે ચાર પ્રકારની અવિદ્યા છે તેનો ત્યાગ કર. એ ચાર પ્રકારની અવિદ્યાથી ભિન્ન આત્મા, નિત્ય, શુચિ, સુખરૂપ વસ્તુ છે. તે જ તારૂં સ્વરૂપ છે, તેને જે તું અહંરૂપે જાણ. દેહાદિ સંઘાતમાં અહં ન માન. એનું જ નામ વૈરાગ્ય છે. જેમ ફરતી કીડીને સાકરનો ડલ્લો મળી જાય તો અન્ય ( કટુ ) પદાર્થો યત્નવિના જ છુટી જાય છે, તે જ પ્રમાણે સુખરૂપ આત્મા જ્યારે તું પોતાને જાણે છે તો દુઃખરૂપ પ્રપંચ બળાત્કારે છુટી જાય છે. કારણ કે સુખમાં જ સર્વની પ્રવૃત્તિ થાય છે, દુઃખમાં નહિ. સુખરૂપ તો આત્મા જ છે, અન્ય નથી, એ સર્વશાસ્ત્રોનો સિદ્ધાંત છે

હે મૈત્રેય ! જે શાસ્ત્ર વાંચે છે અને પોતાના સ્વરૂપને જાણતો નથી તેનું વાચન નિષ્ફલ છે. તેમ જ જે સ્વરૂપને જાણે છે તેને પાછળથી વાંચવું તે પણ નિષ્ફલ છે. જેમ કોઇ પુરૂષ પરાળમાંથી ધાન્ય ન નીકળે અને પુનઃ પુનઃ કુટયા કરે તેનો પરિશ્રમ મિથ્યા છે, તેમ જ જેણે ધાન્ય કાઢી લીધું છે તે પરાળને કુટે તો તેનો પરિશ્રમ પણ મિથ્યા છે. નિજ તત્ત્વને જાણ્યાવિના ઉભય પરિશ્રમ નિષ્ફળ છે. હે મૈત્રેય ! તારી મુક્તિ થવી પણ કઠિન છે. કારણ તારી બુદ્ધિ શાસ્ત્ર પુરાણોમાં લાગી રહી છે. પોતાને તું પંડિત, પરમહંસ, સર્વથી મોટો જાણે છે અને અન્યને મૂર્ખ જાણે છે, કારણ કે ગુરુ અને સત્શાસ્ત્રમાં તારી ભક્તિ નથી. તને સ્વરૂપની પ્રાપ્તિ થવી કઠિન છે

મૈત્રેયઃ—હવે હું ગુરુશાસ્ત્રમાં શ્રદ્ધા રાખીશ. ઇંદ્રિયોને વૈરાગ્યવડે અથવા અષ્ટાંગ યોગથી રોકીશ, પરંતુ તત્ત્વઉપદેશ કરો.

પરાશરઃ—હે મૈત્રેય ! ઇંદ્રિયોને કેવળ હઠથી રોકવાથી મુક્તિ થતી નથી. પરંતુ શાસ્ત્રરીતિઅનુસાર સર્વ ઇંદ્રિઓને ધર્મપૂર્વક, યથાયોગ્ય, વ્યવહાર કર અને પોતાને અસંગ, નિર્વિકાર, નિર્વિકલ્પ, આત્મા જાણ દેહઇંદ્રિયના વ્યવહારમાં કર્તૃત્વભોક્તૃત્વ બુદ્ધિ ન કર. એ સર્વ અનાત્મ ધર્મો છે. તું આત્મા ચૈતન્ય પોતાના ધર્મમાં સ્થિત રહે. હે મૈત્રેય ! જો આ દેહાદિ અનાત્મ વસ્તુઓ પોતાનો ધર્મ ત્યાગતી નથી તો તું આત્મા, પોતાનો અસંગ આદિ ધર્મોને કેમ ત્યાગ કરે છે ? આ દેહાદિક અનાત્મ વસ્તુઓ તારૂં રૂપ નથી. એ પંચભૂતોનું સ્વરૂપ છે અથવા તો માયાનું રૂપ છે.

હે મૈત્રેય ! મલમૂત્રરૂપ દેહના અભિમાની પુરુષો મેહેતરોના—ભંગીના મોટાભાઇ છે; કારણ કે મેહેતર તો ચાર કલાક મળનું કામ કરે છે પછી નથી કરતા. અને દેહાભિમાની પુરુષ તો આઠ પ્રહર અને ચોસઠઘડી મળમૂત્રરૂપ દેહવિષે અહંબુદ્ધિપૂર્વક વિરાજમાન રહે છે. વિષ્ઠાના કીડાની માફક તેમાં ગ્લાનિ ઉપજતી નથી તેથી દેહઅભિમાની મેહેતરથી પણ નીચ છે. કારણ કે મહેતર તો મળને પોતાનાથી જુદો માને છે. અને દેહાભિમાનમાં બંધાયલા છે તે જ પાયખાનારૂપ દેહનરકમાં બંધાયેલા છે. જે તેનાથી મુક્ત છે, તે જ મુક્ત છે,

હે મૈત્રેય ! આ ભોગમય સંસારરૂપ એક વૃક્ષનાં ત્રણ ફળ છે. મધુર, ખાટાં અને કટુ. સાંસારિક પદાર્થો ભોગકાલમાં મીઠા છે, વિયોગ કાલમાં ખાટા છે અને શરીર નાશના કાલમાં કડવા થાય છે જેમ મેવાજેવા પદાર્થો મીઠા છતાં પાણીમાં કેટલાક દિવસ રહેવાથી ખાટા થઇ જાય છે અને તે જ વધારે સમય જતાં કડવા થાય છે. માટે હે મૈત્રેય ! અભિમાનનો ત્યાગ કર અને પવિત્ર થા. નહિ તો મહેતરજેવો ગણાઇશ. જ્યારે તું દેહાદિકના અભિમાનનો ત્યાગ કરીશ ત્યારે દેહાદિકનો હર્ષશોકાદિધર્મ પણ તને નહિ થાય.

આપસહિત સર્વ જગતને હરિ જાણ. એ જ પરમ ભજન છે. અથવા હું અસંગ, નિર્વિકાર, સચ્ચિદાનંદ સાક્ષી આત્મા છું. આ અસત્ જડ દુઃખરૂપ સંઘાત દેહ હું નથી. હું દેહાદિક દશ્યનો દૃષ્ટા આત્મા છું, એ પરમ ભજનવડે પવિત્ર થા. તેના ઉપર એક કથા કહું તે સાંભળ.

## વેશ્યાની કથા.

એક સમય સર્વ સંતો એક પર્વત ઉપર બેઠા હતા, અને બ્રહ્મવિચારમાં મગન થઇ હસતાના કે વિચારવિના આ અદ્ભુતો સંસાર પ્રતીત થાય છે તે વાસ્તવ તો છે જ નહિ, એ માયાની અદ્ભુત લીલા છે. તે જ સમયે એક વેશ્યા ત્યાં આવી કોઇ સંતની સંગતિથી તેને આત્મજ્ઞાન થયેલું હતું અને દેહાધ્યાસપૂર્વક જગતની જે વાસના તે પણ નિવૃત્ત થઇ ગઇ હતી. વળી સમ્યક્ અપરોક્ષ વૈરાગ્યપૂર્વક જ્ઞાનાગ્નિથી સ્થૂલસૂક્ષ્મ અહંકાર તેણે દગ્ધ કરેલા હતા અને અપરોક્ષ આત્માનુભવ તેણે પ્રાપ્ત કર્યો હતો. કોઇ નિમિત્તના કુસંગવશાત્ તે વેશ્યાનો ધંધો કરવા લાગી હતી, પરંતુ પુનઃ કોઇ પુણ્ય પ્રકાશવડે સત્સંગ દ્વારા મહાન્ ભાવ ( સ્વરૂપ ) ને પામી હતી. કારણ કે કર્મોની ગતિ અદ્ભુત છે.

આવી બ્રહ્મવિત્ વેશ્યા અમને હસતા જોઇને બોલી, હે સંતો ! તમે શરીર ( બાહ્ય ) દૃષ્ટિથી મને જોઇ છે પરંતુ તે શરીર તો સમ્યક્ વિચારરૂપ અગ્નિથી મારી દૃષ્ટિથી દગ્ધ થઇ ગયેલું છે. જેમ અશ્વત્થામાના બાણના પ્રભાવથી કૃષ્ણની દૃષ્ટિથી રથ ભસ્મ થઇ ગયેલો હતો. પરંતુ અર્જુન અને લોકોની દૃષ્ટિમાં માત્ર તે તેવો જ પ્રતીત થતો હતો. જેમ ભીંતપર રંગેલાં સ્ત્રી પુરુષાદિ પુતળા પ્રતીતિમાત્ર છે; રંગથી પૃથક્ સ્ત્રીપુરુષાદિ તેમાં છે નહિ; છતાં બાળકોની દૃષ્ટિમાં ભિન્ન ભિન્ન સ્ત્રીપુરુષના આકાર છે. પરંતુ રંગ અને ભીંતને જાણનાર પુરુષની દૃષ્ટિમાં તે નથી. હે સાધો ! જેમ ગાયને જોનાર ભિન્ન ભિન્ન પુરુષોની દૃષ્ટિ ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે; ચમારની દૃષ્ટિ ચામડાઉપર જાય છે, કસાઇની દૃષ્ટિ માંસપર જાય છે, અને રબારીની દુધપર જાય છે, કે આ ગાયમાં આટલું દુધ છે, વળી ત્રૈવર્ણિક પ્રજા તેને પૂજ્ય દૃષ્ટિથી જુએ છે, આત્મદર્શી તેને આત્મારૂપે જુએ છે. તે જ પ્રમાણે હે સંતો ! તેને સ્વપ્નમાં જોનાર, જાગ્રતમાં જોનાર અને સ્વપ્નમાં જાગ્રત્ જોનારની દૃષ્ટિથી તેમાં ભેદ છે. તે જ પ્રમાણે હે સંતો ! આ સ્વપ્નવત મારા શરીરને કોઇ વેશ્યા જાણે છે, કોઇ માતા જાણે છે, કોઇ ભગિની, કોઇ પુત્રી, કોઇ કોઇ, કોઇ માસી,

તમે શરીરદૃષ્ટિ ન કરો. શરીર સર્વનાં પંચભૌતિક મળમૂત્રમયી ઓક્સરણાં જ છે. સંતોની દૃષ્ટિ પવિત્ર હોય છે, અસંતની અપવિત્ર હોય છે.

હે સંતો! વેશ્યા સંજ્ઞા શરીરની છે. હું તો અવાઙ્મનસગોચર, સર્વાધિષ્ઠાન, જગદ્વિધ્વંસક, પ્રકાશક, અવેદ્યત્વ, સદા અપરોક્ષ સાક્ષી, સચ્ચિદ્દ્ઘન, વિશુદ્ધાનંદ છું. હું એમ નહોતી જાણતી કે સંત માંસ ચામડાની દૃષ્ટિથી જોશે. કારણ કે સંત તો તે જ છે કે જે પોતાનાસહ સર્વ નામરૂપ પ્રપંચને હરિ જાણે છે.

હે સંતો! હું મૂર્ખતાથી પૂર્વે હાડ, માંસ, ચામડી અને મળમૂત્રરૂપ આ શરીરને તથા શુદ્ધ નિર્વિકાર, નિર્વિકલ્પ અસંગ આત્માને એકરૂપ જાણતી હતી. તે જ અપરાધથી સંસારમાં સત્યત્વ બુદ્ધિપૂર્વક, મહાન્ ભોગોની વાસના કરી દુઃખી થઇ, અને પરપુરુષના સંયોગથી સુખી અને વિયોગથી દુઃખી થતી હતી તથા પોતાને વેશ્યા સમજતી હતી. પરંતુ હવે હું તમારી સંતોની કૃપાથી, કલ્પિત બંધમોક્ષાદિ સર્વ સંસારનાં ધર્મોથી રહિત સચ્ચિદાનંદ આત્મા હું પોતાને જાણું છું. પર્વની અજ્ઞાન અવસ્થાનું સ્મરણ કરી હવે હું હસું છું. કારણ કે તે વખતે હું ક્યાં સમજતી હતી કે હું દેશ, કાળ, વસ્તુપરિચ્છેદથી રહિત સર્વ કાલ એકરસ છું.

સંત દત્તાત્રય બોલ્યા: હે વેશ્યા! તું ક્યાંથી આવી છે, ક્યાં જવાની છે, અને તું ક્યાં રહે છે?

વેશ્યા બોલી:-પોતે પોતાની મેજે આવી છું, પોતાનામાં જવાની છું, પોતાનામાં સ્થિત છું, જેમ તરંગ જળમાંથી જ આવ્યું છે, જળમાં જ જવાનું છે અને જળમાં જ સ્થિત છે.

વામદેવે કહ્યું હે વેશ્યા! તારૂં મન મહાન્ ચંચળ છે. મનને સ્ફુરણરહિત કરે તો સ્વરૂપને પામે. સમાધિવિના સ્વરૂપપ્રાપ્તિ કઠિન છે.

વેશ્યાએ કહ્યું: જેને સમાધિ (ચિત્તની એકાગ્રતા) કરવાથી સુખ થતું હોય, ચિત્તના સ્ફુરવાથી દુઃખ થતું હોય, તે સમાધિ કરે અથવા ન કરે, પરંતુ હું અસંગ ચૈતન્ય આકાશને વાયુરૂપ મનના સ્ફુરણથી, કે અસ્ફુરણથી હર્ષશોક નથી. હે વામદેવ! વાયુના સ્ફુરણઅસ્ફુરણથી વાયુને સુખદુઃખ થાય અથવા ન થાય, પરંતુ સર્વથા અસંગ આકાશને તેથી હર્ષશોક નથી. જો આકાશ વાયુના સ્ફુરણ અસ્ફુરણમાં હર્ષશોક માને તો આકાશ વિદ્વાનોના હાસ્યને પાત્ર છે. કારણ કે આકાશ ચલ અચલપણાથી રહિત પૂર્ણ છતાં, ચલ-અચલ વાયુના ધર્મોને પોતાના ધર્મ માને તો તે ભ્રમ છે. ભ્રમવાળો પુરુષ સુખી થતો નથી. તે જ પ્રમાણે હું નિર્વિકાર, નિર્વિકલ્પ, પૂર્ણ. ચૈતન્ય આત્માને, સમાધિ અસમાધિ કરે તે મનના ધર્મથી સુખદુઃખ નથી. મનના ધર્મ મનને જ સુખદુઃખ આપે છે, હું કર્તૃત્વ-રહિત, નિરપરાધીને નહિ. એવી કઇ નીતિ ન હોય કે મૂળા, ઝેર, શરાબ, અમૃત વગેરે પદાર્થો ભોજન કોઇ કરે અને તેના ગુણદોષાદિ બીજાને મળે. હે વામદેવ! વિદ્વાન્ પુરુષને વિપરીત બુદ્ધિ હોતી નથી. વિપરીત બુદ્ધિવિના વિપરીત વ્યવહાર થતા નથી. ઉલટો પરધર્મ તો દુઃખ આપનાર છે. સ્વધર્મ જ સુખ આપનાર છે. એ સર્વ શાસ્ત્રોનો સિદ્ધાંત છે. તેથી હું પોતાના નિત્ય ચિદ્રૂપ, સુખસ્વરૂપમાં સ્થિત છું. મનના સ્ફુરણઅસ્ફુરણ પરધર્મથી મને શું પ્રયોજન છે? સર્વ લોકના પ્રકાશક સૂર્યને, લોકોના વ્યવહાર થાય ન થાય તેથી શું પ્રયોજન છે? (અપૂર્ણ

# સ્પર્શાસ્પર્શ



મહાત્મા ગાંધીના મતપ્રમાણે હિન્દુસ્થાનમાંની કેટલીક જાતોનું અસ્પૃશ્યત્વ ગોરક્ષણમાંથી ઉદ્‌ભવ્યું, અને આરંભમાં તે સદ્‌હેતુમૂલક હશે તો પણ હમણાંનું તેનું વિકૃત સ્વરૂપ દૂર કર્યાશિવાય હિન્દી રાષ્ટ્રની ઉન્નતિ થવાની નથી. આ મત ઐતિહાસિક દૃષ્ટિએ ખરું હો કે અતિશયોક્તિવાળું હો, અસ્પૃશ્યોનો પ્રશ્ન આજની મિતિએ બહુ મહત્વનો છે. અને તેનો સર્વ બાજુથી વિચાર કરવો બહુ આવશ્યક થયું છે એ કબુલ કરવું જોઇએ. આજપર્યન્ત અસ્પૃશ્યોની વાર કરનારા અનેક લોક, પક્ષ અને પંથ નીકળ્યા, અનેક પ્રકારના પ્રયત્ન થયા અને ઘણાઓએ અસ્પૃશ્ય લોકોનો પક્ષ લઇને સારું નરસું નામ મેળવ્યું પણ તેમનો મુખ્ય કટાક્ષ સનાતન ધર્મપર અને બ્રાહ્મણ જાતિપર પ્રહાર કરવાનો હોવાથી તેમના પ્રયત્નવડે અસ્પૃશ્યોનો પ્રશ્ન છુટવાને બદલે વિરોધ વધી જઇ વધુ વિકટ થયો છે. આ ભૂલ મહાત્મા ગાંધીના લક્ષમાં આવતાં તેમણે સનાતન ધર્મની દૃષ્ટિથી જ અસ્પૃશ્યતાની ચિકિત્સા કરી "આ તેમનું સુત્મદીપણું" વખાણવાજેવું છે બ્રાહ્મણોને ગાળો આપવા પુરતી ઢેડ ભંગીની વાર કરવી, પણ પોતે તો તેમનાથી દૂર જ રહેવું, મોટાં મોટાં જાહેર ભાષણો આપવા પણ તેમની ઉન્નતિને માટે કોઇ પણ પ્રકારની હાનિ અથવા નામ વેઠવો નહિ, આવી હાંગી ચળવળથી અસ્પૃશ્યોનો પ્રશ્ન છૂટવાનો નથી. પૂનાના કોઠારી કોલ્હાપુરી પક્ષનું દ્વૈત એક અસ્પૃશ્યના ભોજનથી કેવું વધ્યું એ ઘણાઓનાં જાણમાં છે. વિઠ્ઠલરાવ શિંદે જેવો નિરપેક્ષ કાર્યકર્તા અંગ્રેજોને અપ્રિય કાં થાય છે એનું કારણ શોધવા લાગતાં અસ્પૃશ્યોદ્ધારનો પ્રશ્ન ખરેખર જ છેક મતલબી લોકોએ હિન્દુસમાજની અંદર કજીયા કલહ વધારવા સારુ જ ઉપસ્થિત કર્યો છે એવી પણ શંકા આવે છે. આ પ્રશ્નનો ઉત્તર પ્રથમ ખ્રિસ્તી મિશનરી લોકોના તરફથી થયો, એ બીના નાકબુલ કરી શકાય તેમ નથી. મિશનરીઓના ધર્માન્તરરૂપ શિકારમાં અસ્પૃશ્યવર્ગના જ પ્રાણી વધારે મળવા લાગ્યાથી ખ્રિસ્તી ધર્મના પ્રસારને એ એક સારું જ મેદાન મળ્યું. અને એથી દેશની એકપંચમાંશ પ્રજા પરદેશીઓને કાયમની અંકીત બનશે કે શું એવી બુદ્ધિ દહેશત ઘણા પ્રમાણિક દેશભક્તોને લાગવા માંડી.

અંગ્રેજી શિક્ષણનો પહેલો પડદો ઉઠી જતાંની સાથે, હિન્દી સુશિક્ષિત સમાજ મિશનરીઓના તડાકામાંથી છટકી ગયો અને નાસ્તિનિર્ગન્ધને લીધે સામાન્ય લોકોમાં પણ તેમનો પ્રવેશ થઇ શક્યો નહિ. અજ્ઞાન, દારિદ્ર્ય અને સાર્વત્રિક અનાસ્થાને લીધે નિર્બળ થયેલો અંત્યજવર્ગ માત્ર ખ્રિસ્તીઓના ટોળાંમાં સહજ ખેંચાઇ જવા લાગ્યો. ગુજરાતના ઢેડ, ભંગી, ચમાર, મદ્રાસ તરફના, પંચમ અને મધ્ય પ્રાન્તના સંતાળ, ગોંડ વગેરેને એકદમ ઉદ્ધાર કરનારો પાદરી સાહેબ દેવદૂતના જેવો લાગે એમાં નવાઇ શી? પ્રાચીન આર્ય ઋષિઓની ધર્મપ્રસારની પદ્ધતિ નિરાળી હતી. તેમણે કોઇ એકલ દોકલને પોતાના ટોળામાં ન ખેંચતાં સમસ્ત જંગલી જાતિના લોકોને એકદમ ધર્મના વાડામાં આણીને તેમને સુસંસ્કૃત

કર્યો, અને એથી જ સનાતનધર્મ અખિલ ભરતખંડમાં આટલો બધો વ્યાપક અને બળવાન બન્યો છે. સૃષ્ટિમાંની સજીવ વસ્તુઓની પેઠે ધર્મ પણ વિકાસ થતો હોય ત્યાંસુધી જ જીવે છે. વિકાસ બંધ પડીને કૃત્રિમ રૂઢીનિર્બન્ધાદિવડે ધર્મ સંકુચિત થયો કે તેનો હ્રાસ થયો સમજવો. આપણા સનાતન ધર્મને આવા બે ત્રણ પ્રસંગ આવ્યા. એકવાર જૈન બૌદ્ધ પંથોએ તેને ચાલન આપ્યું, મુસલમાની કારકીર્દીબાદ અર્વાચીન સાધુસંતોએ તેને પુનઃ જીવન્ત કર્યો. અને પાશ્ચાત્ય વિદ્યાના સંસ્કારવડે હવે ફરીથી તેનું પુનરુજ્જીવન કરવાનો સમય આવ્યો છે. આ કાર્ય પ્રસ્તુત કાળનો વિચારશીલ માણસો એ જ કરવું જોઇએ.

અસ્પૃશ્યત્વ જેવા પ્રશ્નનો આજે આપણે વિચાર કરવાનો છે તે ઉદાત્ત અને શુદ્ધ ભાવનાથી કરવો જોઇએ. ભારત વર્ષના પંચમાંશ લોકોનું અસ્પૃશ્યત્વ દૂર કરવું કે નહિ આ પ્રશ્ન, ઉપર જણાવેલી રાષ્ટ્રીયત્વની કસોટીથી જ છોડવવો જોઇએ. વ્યક્તિસ્વાતંત્ર્ય, સમાનતા, માનવી હક્ક વગેરે મોટા મોટા શબ્દો પાશ્ચાત્ય ગ્રંથોમાંથી ઉછીના લઇને લોકોને શહાણપણ શીખવવાના કરતાં ભાવી હિન્દી રાષ્ટ્રની ઘટનાને હમણાં અસ્પૃશ્ય મનાએલો વર્ગ કેટલાં પ્રમાણમાં સહાયક કિંવા વિરોધી થશે એ જાણું વધું શ્રેયસ્કર થશે. જાતિભેદને તોડવા સારૂં કિંવા બ્રાહ્મણોનું શ્રેષ્ઠત્વ છીનવી લેવા નારૂં અસ્પૃશ્ય લોકોનો ઉદ્ધાર કરવો, આ કલ્પના ખોટી અને ક્ષુદ્ર મનોવૃત્તિની ઘોતક છે. વસ્તુતઃ અસ્પૃશ્યતાના પ્રશ્નને હમણાં ધાર્મિક સ્વરૂપ આવ્યું હોય તો પણ તે હિન્દુધર્મે ઉત્પન્ન કરેલ નથી, અને તેના સારાનરસા નિર્ણયથી સનાતન ધર્મને કોઇ પણ પ્રકારનો બાધ આવવાનો સંભવ નથી.

પાશ્ચાત્ય વિદ્યાથી અંજાઇ ગયેલા લોક જ્યારે ધર્મસુધારણા કરવાને નીકળ્યા ત્યારે તેમને પ્રથમ જ અસ્પૃશ્યતા દેખાયો. સર્વ પ્રકારનું સામાજીક વૈષમ્ય દૂર કરવામાં તેમને ડગલે ડગલે ધર્મની અડચણ ભાસવા લાગી, અને એથી આ વૈષમ્યનું આદિ કારણ હિન્દુધર્મ જ છે એવા કોલાહલની શરૂઆત થઇ. વસ્તુતઃ અસ્પૃશ્યત્વના નિર્બંધ અહીંના કરતાં એ અમેરિકા અને યુરોપમાં વધારે કડક છે. આપણી સામે દેવના દીકરાઓનું સામ્ય વર્ણન કરનારા ખ્રિસ્તી લોક જ સ્વદેશની અંદર નિગ્રો રેડ ઇન્ડિયનોને દૂર દૂર રાખે છે. અમેરિકાનાં કેટલાંક સંસ્થાનોમાં ઇન્ડિયન લોકોને 'પેન' એટલે હદો બાંધી આપેલી છે. અને તેની અંદર જ તેમને રહેવું પડે છે. બહાર આવવાને બીલકુલ જ પરવાનગી નથી. હિન્દુસ્થાનનાં પ્રત્યેક ગામમાં ઢેડવાડો પણ હોય છે. પણ અમેરીકામા તમામ ઇન્ડિયનોને દેશના ખૂણાખાંચરામાં ગોંધી રાખ્યા છે. નિગ્રો ઇન્ડિયનની સંતતિ મિશ્રવિવાહથી કેટલીયે ગોરી થઇ હોય તો પણ સાત કાળા રક્તનું એક પણ બિન્દુ શરીરમા હોય તો તે વ્યક્તિને પંક્તિભ્રષ્ટ માનવામાં આવે છે. ગોરાઓની સાથે સ્નેહ રાખનારા નિગ્રોને બદસ્તામાં 'લિંચીંગ' એટલે ખુન માર મળે છે. અસ્પૃશ્યોની વાર કરી હિન્દુધર્મને તેમ જ બ્રાહ્મણોને ગાળો દેનારાઓએ ભિન્ન જાતીય લોકવસ્તીવાળા સુધરેલા પાશ્ચાત્ય દેશમાં જઇને ત્યાંની સમાજસ્થિતિનું પ્રત્યક્ષ અવલોકન કરવાથી પુષ્કળ ભ્રમ દૂર થશે નિઃસંશય, જાતિભેદ સ્પર્શાસ્પર્શ ઇત્યાદિ રૂઢીઓ સર્વ દેશમાં અને ધર્મમાં ઓછા વધુ પ્રમાણમાં જણાય છે. દેશકાળભેદને લીધે તેનું વિશિષ્ટ સ્વરૂપ નિરાળું દેખાશે; પરંતુ સ્વકીયોના આચારવિચાર પરકીયોનાથી અલગ અને નિર્મળ રાખવાની પ્રવૃત્તિ મનુષ્યજાતિમાં સર્વત્ર દેખાઇ આવે છે, કેટ

ચમારને દૂર ઉભા કરનારા ઉચ્ચવર્ણના હિન્દુલોક તરફ હસનારા અંગ્રેજ લોક કાળા આદમીને રેલ્વેમાં પોતાની પાસે બેસવા દેતા નથી; અને યુરોપિયનોને માટે ખાસ જુદો ડબો રાખી મૂકવામાં આવે છે, એ આપણે નિત્યશઃ જોઇએ છીએ. દક્ષિણ આફ્રિકામાં હિન્દી લોકોને નક્કી કરી આપેલા ભાગમાં રહેવું પડે છે અને ટ્રામવે, આગગાડી તેમ જ નિશાળોમાં સુદ્ધાં પ્રતિબંધ હોય છે. અમેરિકાના કૅલિફોર્નિયા, કોલંબિયા, અને કાનડા પ્રાન્તમાં ચીની, જપાની, હિન્દી, વગેરે સર્વ એશિયાટિક લોકોને અસ્પૃશ્ય અને નિકૃષ્ટ ઠરાવનારા કાયદા થયા છે. વિદ્યા, બુદ્ધિ સુધારણા, આચારવિચાર ઇત્યાદિ બાબતોમાં કોઇ પ્રકારે ઉતરતા ન હોવા છતાં એશિયાટિક લોકને આફ્રિકામાં તેમ જ અમેરિકામાં જેમ અસ્પૃશ્ય માનવામાં આવે છે તે જ પ્રમાણે ભરતખંડમાંના મૂળના રહેવાસી કેવળ વર્ણભેદને લીધે આર્યલોકોની અંદર અસ્પૃશ્ય ગણાઇ ગયા. સ્પર્શાસ્પર્શ કલ્પના એક મનુષ્યજાતિની આત્મસંરક્ષણની નૈસર્ગિક પ્રવૃત્તિ છે. કોઇ પણ ધર્મે તે ઉત્પન્ન કરેલી નથી અને ધર્મના મુળભૂત તત્ત્વોની સાથે તેનો કંઇ સંબંધ પણ નથી. ધર્મગ્રંથોમાં ક્વચિત્ જાતિવિષયક ઉલ્લેખ જણાય છે તે 'स्थितस्य गतिः समर्थनीया' ના ન્યાયે વસ્તુસ્થિતિદર્શક છે, વિધાયક નથી. અનેક દેશાચાર અને કુળાચાર આપણા ધર્મશાસ્ત્રકારોએ અનિર્વાહ્ય પક્ષતરીકે માન્યા છે, તેવી જ રીતે ચાતુર્વર્ણ્યબાહ્ય અત્યંજ જાતિનો પણ તેમણે ઉલ્લેખ કર્યો છે; પરન્તુ તેમની બાબતમાં કોઇપણ પ્રકારનો વિધિનિષેધ, આજ્ઞા, અનુજ્ઞા, સંસ્કાર, નિર્બન્ધ કિંવા આચારનિયમ બાંધી દીધા નથી. અને એનું કારણ ખુલ્લું છે આપણા તમામ સ્મૃતિગ્રંથ ચાતુર્વર્ણ્યપુરતા છે. વૈદિક આર્યોએ પોતાની શ્રુતિસ્મૃતિના પાયાઉપર રચેલી ધર્મશાસ્ત્રની ઇમારત મુખ્યત્વે કરીને તેમના પોતાને માટે હતી. વેદબાહ્ય જાતિને અત્યંજ ઠરાવીને તેમનો તેમણે વિચાર કર્યો નથી. "अनार्यता निष्ठुरता क्रुरता निष्क्रियात्मता । पुरुषं व्यञ्जयन्तीह लोके कलुषयोनिजम्' — આવો મનુએ અત્યંજ જાતિને ઓળખવાનો સામાન્ય નિયમ બાંધી આપ્યો છે, અને કોણ કયો ધંધો કરે છે અને ચાતુર્વર્ણ્યે તેની સાથે કેવો સંબંધ રાખવો એટલું જ જણાવ્યું છે. પરન્તુ व्यवहारोमिथस्तेषां विवाहः सदृशैः सह " આના શિવાય તેમને બીજો કોઇ જાતોને ધર્મ કહેવો નથી. જ્યૂલોકોએ પોતાનું પવિત્ર શાસ્ત્ર જેંટાઇલ લોકોને આપ્યું નહિ અને પેગંબરસાહેબે કુરાન આજ્ઞા પોતાના અનુયાયીઓ પુરતી જ આપી. એ જ પ્રમાણે પ્રાચીન આર્યોએ પોતાનું વૈદિક ધર્મશાસ્ત્ર ફક્ત ચાતુર્વર્ણ્યના ઉપયોગને માટે રચ્યું. 'एष धर्मविधिः कृत्स्नश्चातुर्वर्ण्यस्य कीर्तितः' આવું મનુએ સ્પષ્ટ કહ્યું છે. વેદબાહ્ય અનાર્યોને આર્યોનું ધર્મશાસ્ત્ર માન્ય નહોતું અને સમજાતું પણ નહોતું. ચિરસહવાસથી જે અનાર્ય જાતોએ વૈદિક ધર્મને સ્વીકાર્યો તેમનું અંત્યજત્વ તેમ જ અસ્પૃશ્યત્વ કાળાંતરે નષ્ટ થઇ જઇને સામાન્ય શુદ્રવર્ગમાં તેમનો અંતર્ભાવ થયો અને તે શુદ્રધર્મ આચરવા લાગ્યા. તાત્પર્ય, કે આપણા સનાતન ધર્મે કિંવા બ્રાહ્મણધર્મશાસ્ત્રકારોએ કેટલીક જાતોને મુદ્દામ કિંવા દુષ્ટપણાથી અસ્પૃશ્ય ઠરાવી છે એ આરોપ સર્વથા ખોટો હોઇ વસ્તુતઃ વેદબાહ્ય અનાર્ય લોકોને ધીમે ધીમે સુસંસ્કૃત બનાવીને ચાતુર્વર્ણ્યમાં સામેલ કરી લેવાનું દ્વાર પ્રાચીન ઋષિઓએ હમેશાં ઉઘાડું રાખ્યું હતું. એક કાળે ભરતખંડમાં મુઠીભર આર્ય હતા અને નિદાન સેંકડે નવ્વાણુ લોક મૂળના રહેવાસી અનાર્ય હતા. એ સ્થિતિ બદલાઇને હવે હિન્દુસ્થાનમાં પંચમાંશ લોક જ અનાર્ય અને એ પૈકી થોડા અસ્પૃશ્ય રહ્યા છે આ મહત્કાર્ય કોણે કર્યું ? અસ્પૃશ્યોને વટલાવનારા મિશનરી કિંવા તેમના ઉદ્ધારને

માટે ફંડ એકઠું કરીને વસતીગૃહો બાંધનારી અસ્પૃશ્યતાનિવારક ટોળીઓ પૂર્વે નહોતી; પરંતુ પ્રાચીન સ્મૃતિકારોએ ચાતુર્વર્ણ્યની રચના એટલી સ્થિતિસ્થાપક અને વ્યાપક બનાવી હતી કે, ગમે તે અંત્યજ જાતિને વૈદિક ધર્મ અને વૈદિક આચારવિચાર સ્વીકારીને કાળાન્તરે ચાતુર્વર્ણ્યના કિલ્લામાં પેસવાનું દ્વાર ખુલ્લું હતું. ખ્રિસ્તી મિશનરી એક એક મનુષ્યને જ બાપ્તિસ્મા આપે છે; પણ આપણા પ્રાચીન ઋષિઓએ હજારો લાખોની અનાર્ય જાતિની જાતિ જ આખી ચાતુર્વર્ણ્યમાં સમાવિષ્ટ કરી લીધી. હિન્દુધર્મ અસંગ્રાહક છે તેથી હ્રાસ પામે છે એવો દોષ કાઢનારાઓને પૂર્વે ભરતખંડમાં વૈદિક ધર્મનો વિલક્ષણ પ્રસાર કેવી રીતે થયો એનો ઇતિહાસ જ બીલકુલ માહિત નથી, એમ કહેવું જોઇએ. મહાત્મા ગાંધી જેવા વિચારશીલ લોક સુદ્ધાં હિન્દુસ્થાનમાંની અસ્પૃશ્યતા એ આપણા ધર્મ ઉપર મોટું કલંક છે એમ ઉત્સાહતિરેકમાં વિધાન કરે છે એ ઘણા ખેદની બીના છે. વસ્તુતઃ આજ જણાતી અસ્પૃશ્યતા ધર્મનો ડાઘ ન હોઇ પ્રાચીન ઋષિઓએ આરંભેલા અનાર્યોદ્ધાર કાર્યનો અવશેષ રહ્યો છે.

અમદાવાદ કોંગ્રેસે આ પ્રશ્નને રાષ્ટ્રીય બનાવી દીધો. છત્રીસમી રાષ્ટ્રીય સભાએ મંજુર કરેલા ઠરાવમાં અસ્પૃશ્યોદ્ધારનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે. પ્રત્યેક રાષ્ટ્રીય સ્વયંસેવકે લેવાની પ્રતિજ્ઞામાં અસ્પૃશ્યતાનિવારણની પ્રતિજ્ઞાનો અંતર્ભાવ કર્યો છે. આજપર્યંત આ પ્રશ્ન કેવળ સામાજિક કિંવા ધાર્મિક હતો અને કેટલાક લોક હજુયે પણ તે તેવી જ રીતનો રાખવા ચાહે છે. પણ અમદાવાદની કોંગ્રેસે તેને રાષ્ટ્રીય સ્વરૂપ આપીને તેને સ્વરાજ્યસંપાદન માર્ગમાંનું એક પ્રધાન સાધન ઠરાવ્યું છે. આમાંનું બીજ શું છે એનો વિચાર કરવો આજ જરૂર છે. મહાત્મા ગાંધીના અનેક વિચિત્ર મતોપકી આ એક મત તેમણે રાષ્ટ્રીય સભાના ઉપર લાદ્યું અને ખાદી પોશાકમાંના પરપ્રત્યયનેય પ્રતિનિધિઓએ મહાત્માજીના તેજથી અંજાઇ જઇને મસ્તક નમાવ્યાં કે આ પ્રશ્નના મૂળમાં રાષ્ટ્રીય ઉન્નતિનું મોટું તત્ત્વ દૃષ્ટિગોચર થવાથી આ સર્વ લોકોએ સંમતિ આપી એ આપણે જોવાનું છે. કોંગ્રેસ પૂરી થયા પછી રાત્રે કોંગ્રેસમંડળમાં કેવળ આ જ બાબતમાં બીજી પરિષદ ભરીને ટેકો આપવામાં આવ્યો. આ ઉપરથી કોંગ્રેસના પ્રવર્તક આ પ્રશ્નને બહુ મહત્વ આપે છે, એ ઉઘાડું જ છે. સ્વરાજ્યધ્યેયસંબંધે દેશમાં એકમત થયું હોવા છતાં અસ્પૃશ્યતાજેવો વાદગ્રસ્ત વિષય વચમાં જ ઘુસાડી દઇને લોકોમાં એ બનાવ કરવાથી ગાંધીને શું મળવાનું છે? અમદાવાદના રાષ્ટ્રીય વિદ્યાલયના કાર્યક્રમમાં એંડ્રુઝ સાહેબે અસ્પૃશ્યતાનો પ્રશ્ન ઘાલતાની સાથે જ ગુજરાતના પુરાણપ્રિય લોકોએ પોતાના બાળકોને એ વિદ્યાલયમાંથી કાઢી લીધાં અને મદદ આપવાની બાબતમાં પણ હાથ ટુંકો કર્યો, એ પ્રસિદ્ધજ છે; અને એ બાબતમાં ગુજરાતી વર્તમાનપત્રોમાં વર્ષભરથી ચર્ચા પણ ચાલુ છે. આમ હોવા છતાં રાષ્ટ્રીય સ્વયંસેવકોને આ બાબતમાં પ્રતિજ્ઞા લેવાની ફરજ પાડવી ગાંધીને કાં ઇષ્ટ લાગે છે? કદાચિત્ અખિલ હિન્દુસ્થાનમાંના રાજકીય આગેવાનોની સંમતિ મેળવીને અને સ્વદેશને માટે સર્વસ્વ અર્પણ કરવાને તૈયાર થએલા ઉત્સાહી તરુણોને પ્રતિજ્ઞાથી તૈયાર થએલા લોકમતવડે ગુજરાતમાંના ધાર્મિક સમાજો શરમાવવાનો ગાંધીનો હેતુ હશે; પણ એમ કરવાથી કદાચિત્ વધારે ફુટ પડી મુખ્ય કાર્ય લંગડું પડશે એનો પણ વિચાર તેમણે કરેલો હોવો જ જોઇએ. ગમે તેમ હો, આજ આ પ્રશ્નનો રાષ્ટ્રીય દૃષ્ટિથી વિચાર કરવો સર્વ મનના લોકોને આવશ્યક થયું છે, અને મહાત્મા ગાંધીનો પણ બહુધા તે જ હેતુ હશે.

ભારતખંડમાં વસનારી બધી જાતોનું ઐક્ય કરીને એક રાષ્ટ્ર બનાવવાનું અને દેશનો સર્વ રાજ્યાધિકાર આ સંકલિત રાષ્ટ્રના હાથમાં આણવો એ આપણું ધ્યેય હતું છે. અને એને જ સ્વરાજ્ય કહેવું. હિન્દુસ્થાનમાં કાયમના રહેવાસી થનાર યુરોપિયન, યાહુદી, પારસી, મુસલમાન વગેરે તમામ જાતિના લોક એક હિન્દી રાષ્ટ્રના ઘટકાવયવતરીકે આપણને જોઇએ છે; પણ દ્રવ્યાર્જનને માટે બે દિવસ અહીં આવીને પાછા સ્વદેશમાં સિધાવનારા ઉપર જણાવેલા લોકોના હાથમાં અમારાં રાજ્યસૂત્રો નહીં જોઇએ, એમ રાષ્ટ્રીય સભાનું કહેવું છે. સર્વ રાજ્યસત્તા સ્વાયત્ત થવા પહેલાં એકરાષ્ટ્ર બનવું જોઇએ, અને એકરાષ્ટ્ર થવાને રાષ્ટ્રમાંની તમામ ઘટકાવયવ જાતો સમસમાન અને સરખા દરજ્જાની થવી જોઇએ આ બીના ખુલ્લી છે. જાતિજાતિવચ્ચે ઉચ્ચ કનિષ્ટભાવ હોય તો તેમનું પૂર્ણ ઐક્ય થવું અશક્ય છે. ' समानशीले व्यसनेषु सख्यम् आ ' નિયમ વ્યક્તિની પેઠે ભિન્ન ભિન્ન જાતોને પણ લાગુ પડે છે. સખ્ય થવાને જાતિ એક હોવી જોઇએ એમ નહિ, પણ તે સમાન એટલે સરખા દરજ્જાની હોવી જોઇએ. પ્રાચીન કાળમાં આર્ય–અનાર્યનું સખ્ય નહોતું; મુસલમાની કારકીર્દીમાં હિન્દુમુસલમાનને વેર હતું, પેશવાઇમાં બ્રાહ્મણ અબ્રાહ્મણોમાં દ્વેષ ઉત્પન્ન થયો અને અંગ્રેજી અમલ છે ત્યાંસુધી હિન્દી તેમ જ યુરોપિયનોની વચ્ચે ઐક્ય ભાવ થવો દુર્ઘટ છે; કારણ પરસ્પર શ્રેષ્ઠ કનિષ્ટ બુદ્ધિ છે. એક વિશિષ્ટ જાતિના હાથમાં રાજ્યસત્તા હોય તો એ જાતિનો બીજાઓની સાથે મિલાપ થવો અશક્ય છે. સબબ હિન્દુસ્થાનમાં એક રાષ્ટ્ર થવાને બધી જાતો બીલકુલ સમસમાન થઇને તેમની વચ્ચેનો તમામ પ્રકારનો ઉચ્ચનીચ ભાવ નષ્ટ થઇ જવો જોઇએ. સુદૈવે અંગ્રેજી અમલના સ્ટીમ રોલરવડે તમામ જાતો એકસરખી જ કચડાઇ જઇને એકત્વ થાય છે.

હવે ધર્મશાસ્ત્રના અનુરોધે પણ વિવેચન કરવું અપ્રાસંગિક થશે નહિ. આપણા સ્મૃતિગ્રંથોમાં અસ્પૃશ્ય માનેલી વિશિષ્ટ જાતોનો જૂદો વર્ગ નથી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર આ ચાર વર્ણ અને તદિતર પંચમ કિંવા અંત્યજ વર્ણ આવા મુખ્ય પાંચ વર્ગ કહ્યા છે; અને એમની દરમ્યાન પેટા વર્ગ અને સંકીર્ણ જાતો પણ પુષ્કળ જણાવેલી છે. એ પૈકી કેટલીકને ખુલ્લી રીતે કિંવા પર્યાયે અસ્પૃશ્ય માનેલી છે. ઉદાહરણાર્થ મનુસ્મૃતિ અધ્યાય ૧૦—૫૦—૫૩.

" चैत्यद्रुमश्मशानेषु शैलेषूपवनेषु च ।
वसेयुरेते विज्ञाना वर्तयन्तः स्वकर्मभिः ॥
चण्डालश्वपचानां तु बहिर्ग्रामात्प्रतिश्रयः ।
अपपात्राश्चाकर्तव्या धनमेषां श्वगर्दभम् ॥
वासांसि मृतचेलानि भिन्न भाण्डेषु भोजनम् ।
कार्ष्णायसमलंकारः परिव्रज्या च नित्यशः ॥
न तैः समयमन्विच्छेत्पुरुषो धर्ममाचरन् ॥ "

અહી ચાંડાલાદિકોએ-ગામ બહાર રહેવું અને ધાર્મિક પુરુષોએ તેમની સાથે સાક્ષાત્ વ્યવહાર ન કરવો, એમ જણાવીને તેમનું અસ્પૃશ્યત્વ બતાવ્યું છે; અને કુતરાનું માંસ ખાવું, મુડદાંપર મુકેલાં કપડાં લેવાં અને હમેશાં ભટકવું. આ અસ્પૃશ્ય માનવાને કારણભૂત થએલી કૃતિઓને પણ કહેલી છે. "आर्यरूपमिवानार्यं कर्मभिः स्वैर्विभावयेत्' એટલે બહારથી આર્યના જેવો દેખાતો અનાર્ય માણુસને તેની કૃતિ ઉપરથી ઓળખવો એમ મનુ કહે છે. આર્ય અને અનાર્ય વચ્ચેનો ભેદ હમેશાં આચરણ ઉપરથી ઓળખી શકાય છે. અનાર્યના જેવું આચરણ કરનારા, એટલે નિષિદ્ધ માંસ ખાનારા, ગલિચ્છ વસ્ત્ર વાપરનારા, નિંદ્ય માર્ગવડે ઉપજીવિકા કરનારા, ગામ બહાર લોકવસ્તીથી દૂર રહેનારા, હમેશાં માથાપર ઉચાળો લઇને ગામેગામ ભટકનારા, સારાંશ પ્રાચીન જંગલી લોકોની પેઠે વર્તનારા લોકોને મનુએ અંત્યજ અને વ્યવહારને અયોગ્ય માન્યા એમાં શું ખોટું થયું ? આજસુદ્ધાં પર્ણાચ્છાદન કરનારા તોડા, આસ્ટ્રેલિયાના માઓરી, સામોઆમાંના મનુષ્યભક્ષક અને આફ્રિકાના ઝુલુઓની સાથે કયો સુધરેલો માણુસ વ્યવહાર રાખશે ? મહારાષ્ટ્રના કાતકરી કિંવા કૈકાડી લોકોની બાબતમાં કેટલીયે લાગણી થાય તોપણ તેમના પાલમાં બેસીને કુતરાની થાળીમાં જમવાને કોણ તૈયાર થશે ? કેવળ ચામડું મેળવવાની ખાતર ખેડુતોના જાનવરોને ઝેર ખવાડી મારી નાખવાનો આંગ, કૈકાડી વગેરે લોકોની ઉપર ગામડાના લોકોનો વહેમ છે અને એને લીધે જ તેમને ગામમાં પણ પેસવા દેતા નથી: આ અપવાદ દૂર થયાશિવાય આ જાતિનું અસ્પૃશ્યત્વ કેવી રીતે દૂર થાય ? ગલિચ્છ રહેણી અને સમાજને અપ્રિય તેમ જ હાનિકારક ધંધાને બીલકુલ છોડી દીધાશિવાય આ જાતોનો ઉદ્ધાર થવો કઠિન છે. અસ્પૃશ્ય જાતોમાં મહારાષ્ટ્રની અંદર મહાર મોચીની અને ગુજરાત કાઠીયાવાડમાં ઢેડની પાયરી કંઇક ઉંચી મનાય છે. કારણ તેમણે પોતાના આચાર વિચાર કેટલેક અંશે સુધારેલા હોઇ નિષિદ્ધ વ્યવસાયો ઘણેભાગે છોડી દીધા છે. કિંબહુના આ જાતિમાં બુદ્ધિમત્તા દેખાતી હોવાને લીધે એ મૂળની ચાતુર્વર્ણ્ય પૈકીના હોય તે સંકર જાતિ હશે એવો પણ ઘણાઓનો તર્ક છે. મનુએ તો ચાતુર્વર્ણ્યની બહારના લોકોના સ્પષ્ટ બે વર્ગ કર્યા છે.

मुखबाहुरुपज्जाता या लोके जातयो बहिः ।
म्लेच्छवाचश्चार्यवाचः सर्वे ते दस्यवः स्मृताः ॥

એટલે એક મૂળના જ અનાર્ય પછી તે દેશમાંના રહેવાસી હો કિંવા પરદેશમાંથી આવેલા હો, તે મ્લેચ્છવાક્ અથવા આર્યવ્યતિરિક્ત ભાષા બોલનારા, ચાતુર્વર્ણ્યમાંથી બહિષ્કૃત થએલા, સંકરથી ઉત્પન્ન થએલા, કિંવા આર્યોના નિકટ સહવાસથી તત્સમાન થએલા, આ બે પૈકી બીજાઓ ધીમે ધીમે કાળાન્તરે શુદ્ર વર્ગમાં મળી જઇ વ્યવહાર-યોગ્ય મનાવા લાગ્યા અને પહેલા માત્ર અવગ અને અસ્પૃશ્ય રહ્યા. આગળ જતાં બધી જ અનાર્ય જાતોને સંકીર્ણોત્પન્ન માનવાની પ્રવૃત્તિ થવા લાગી અને હમણાં પ્રસિદ્ધ છે તે અનેક જાતોની કાલ્પનિક ઉત્પત્તિ ઠરાવવામાં આવી. પ્રાચીન અર્વાચિન સ્મૃતિપુરાણોમાં જે અસંખ્ય સંકરજાતિ અને તેમના રોજગાર જણાવ્યા છે તેને ગ્રંથકારોની કલ્પનાશક્તિ

શિવાય બહારનો ઐતિહાસિક આધાર દેખાતો નથી * ભરતખંડના મૂળના રહેવાશી અનાર્ય લોક ધીમે ધીમે આર્યોના ત્રૈવર્ણમાં મળ્યા. જે પૂર્ણપણે ભળી ગયા તેમનો શૂદ્રવર્ગમા અંતર્ભાવ થયો. અને જે અર્ધવટ અંદર બહાર રહ્યા તે અંત્યજ અને પંચમવર્ણ મનાયા. આ ઇતિહાસ આ ગ્રંથકારોની જાણમાં ન હોવાથી આ સંકરોત્પત્તિની કૃત્રિમ ઇમારત તેમને રચવી પડી. થોડો ઘણો સંકર થયો હશે; પણ આવી મિશ્ર પ્રજા "तस्माद्बीजं प्रशस्यते" આ મનુએ કહેલા નિયમપ્રમાણે પિતૃજાતિમાં ભળેલી જાત હશે. કિંવા બહુ તો શૂદ્ર વર્ગમાં સમાવિષ્ટ થતી હોવી જોઇએ. ત્રૈવર્ણિકોનાથી ઉત્પન્ન થએલી સંતતિ અંત્યજ કિંવા અસ્પૃશ્ય મનાઇ જવાનો બીલકુલ જ સંભવ ન હોતો. કિંબહુના ત્રૈવર્ણિકોની અનાર્ય સ્ત્રીનાથી થએલી સંતતિ પણ અસ્પૃશ્ય નહોતી. હેડંબાનો ઘટોત્કચ, જાંબુવંતીનો સાંબ અને સત્યવતીનો દ્વૈપાયન બાપની પેઠે બ્રાહ્મણ કિંવા ક્ષત્રિય જ મનાયા.

તાત્પર્ય, પ્રાચીન તેમ જ અર્વાચીન ધર્મશાસ્ત્રકારોના વચનોનો નિષ્કર્ષ કાઢીએ તો એવું જણાઇ આવશે કે, અસ્પૃશ્યત્વ જાતિપ્રયુક્ત કિંવા નહોઇ આચારપ્રયુક્ત વ્યવસાયપ્રયુક્ત છે એવો જ બધાનો ભાવાર્થ છે. ગલિચ્છ વર્તનારા અને નિંદ્ય વ્યવસાય કરતારા અગ્રાહ્ય અને અસ્પૃશ્ય જ્યાં જ્યાં વિશિષ્ટ જાતોનો ઉલ્લેખ છે ત્યાં ત્યાં તે વસ્તુસ્થિતિનિદર્શક હોવો જોઇએ. એટલે ચાંડાળ કિંવા શ્વપચને નિંદ્ય આચારણને લીધે પ્રથમ જ લોકોએ અસ્પૃશ્ય માન્યા અને ગ્રંથકારોએ તે પ્રચલિત રૂઢિ લખી રાખી. અભક્ષ્ય ભક્ષણ કરનારા, પ્રાણિહિંસાથી પેટ ભરનારા પ્રેત, હાડકાં, કેસ વગેરે પ્રાણીજ પદાર્થોનો રોજગાર કરનારા, મોચી, હજામ, ધોબી, ભંગી વગેરે ગંદકીમાં ફરનારા, તેમજ ઇતર હલકા ધંધા કરનારાઓને પ્રતિષ્ઠિત સમાજમા પ્રતિબંધ હોવાથી તે લોકોને ઓછા વધુ પ્રમાણમાં અસ્પૃશ્ય માનવામાં આવતાં બધાની અસ્પૃશ્યતા એકસરખી નહોતી. અને ઘણી વાર તો તે ધંધાપુરતી જ હતી. ઉદાહરણાર્થ, હજામ હજામતની વેળાએ અસ્પૃશ્ય હોય તો પણ અન્ય વખતે સ્વચ્છ વસ્ત્ર પહેરીને આવ્યો કે તે જાજમો પાથરતો, લગ્નમાં પણ હાજર રહેતો અને વાજીંત્ર વગાડતો. મોચી દૂર ઉભો રહે તો પણ તેના જોડા, શુદ્ધ ધીવરે પકડેલાં માછલાં, પારધીઓના પક્ષી, ધોબીનાં કપડાં અને હાડકાંના કંકણ અને પાસા લેવાને બીલકુલ જ હરકત નહોતી. માણુસનો દોષ વસ્તુને ચોંટતો નહીં આ ઉપરથી તે ધંધાપુરતો જ હતો, એ ઉઘાડું છે. નિત્ય ગંદો ધંધો કરનારો મનુષ્ય ઘરમાં, બહાર, રાત્રિ દિવસ હમેશાં જ ગલિચ્છ હોવાનો તેની રહેણી, કપડાંલતાં, ખાવુંપીવું, ભાષા, સ્વભાવ અને વિચારો તેના ધંધાથી દૂષિત થયેલા હોવાના અને એને લીધે સહજજ ઇતર લોક તેનાથી છેટે રહેતા બની શકે તેટલો તેનો સંસર્ગ ટાળતા. તેની અસ્પૃશ્યતા હીનત્વદ્યોતક નહિ પણ સમાજનો આત્મશુદ્ધિરક્ષણનો ઉપાય હતો. અસ્પૃશ્ય માનેલી જાતની બાબતમા તિરસ્કારબુદ્ધિ ક્યારેય પણ નહોતી. પણ પોતાની સ્વચ્છતા રાખવાસારૂ દૂર રહેવાની ફરજ પડતી. વૃદ્ધિસૂતક, સૂતક કિંવા માસિક અસ્પર્શ માનવા છતાં જેમ સ્ત્રીઓનો કોઇ તિરસ્કાર કરતું નથી તેજ પ્રમાણે વિશિષ્ટ ધંધાને લીધે વિશિષ્ટ જાતનો,અસ્પૃશ્યતા આવી હોય તો પણ તે જાતિને હીણપ માનવાનું બીલકુલ જ

* સંકર જાતોની લાંબી નામાવલિ જોઇતી હોય તો શબ્દકલ્પતરૂ પ્રકરણ ૪ સંકીર્ણ પ્રકરણ જુઓ.

કારણ નથી. ઢેડ કિંવા મ્હારને ન સ્પર્શવામાં આવે તોપણ સરકારી ખજાના અને તિજોરીની થેલીઓ તો તેને વગર હરકતે આપવામાં આવે છે. અસ્પૃશ્યતા એ હિન્દુધર્મનું કલંક ન હોઇ સમાજનો સ્વચ્છતાસંરક્ષક ઉપાય છે.

આ પ્રશ્નનો મુખ્ય મુખ્ય બાજુથી વિચાર થયો. વિશિષ્ટ ઉપાય શા યોજવા જોઇએ એ બાબતમાં પણ અત્રે બે શબ્દ લખવા ગેરવ્યાજબી લેખાશે નહીં. પ્રથમ દરએક પ્રાન્તમાં કઇ કઇ જાતોને અસ્પૃશ્ય માનવામાં આવે છે અને તે અસ્પૃશ્યતા કેવા પ્રકારની અને કઇ બાબતપુરતી હોય છે એ નિશ્ચિત ઠરાવવું જોઇએ. હમણાં આ વિષયની ચર્ચા બીલકુલ મોઘમ અને ભ્રામક પદ્ધતિથી ચાલે છે એને લીધે ખુલાસો ન થતાં વિતંડાવાદ માત્ર વધે છે. ઉચ્ચવર્ણોએ અસ્પૃશ્ય માનેલી કેટલીક જાતો પણ એકબીજાને અસ્પૃશ્ય માને છે એ ઘણાઓને જાણમાં સુદ્ધાં હોતું નથી. કણબી ઢેડનાથી જેટલો દૂર રહે છે તેટલો જ ઢેડ ઓળગાણાને દૂર રાખે છે. તેવી જ રીતે અસ્પૃશ્યતામાં તારતમ્યમાત્ર પણ પુષ્કળ છે કોઇની પાકી રસોઇ ચાલે છે, કોઇનું પાણી ચાલે છે, કોઇનું દહીં, દુધ કિંવા નરી મિઠાઇ ચાલે છે: કોઇનાં કપડાં પ્રોક્ષણ કરેથી શુદ્ધ થાય છે, કોઇનો પ્રત્યક્ષ સ્પર્શ ચાલતો નથી, બાકી બધું ચાલે છે, અને કોઇનો પડછાયો સુદ્ધાં ચાલતો નથી. શિવાય ઉપર જણાવ્યાપ્રમાણે લગ્નકાર્યાદિ સમારંભનાં સર્વ પ્રકારની આભડછેટ લુપ્ત થાય છે. આપણી ધર્માજ્ઞા તેમ જ રૂઢી જોવામાં કડક દેખાય છે પણ પ્રસંગાનુસાર તે ગમે તેમ સ્થિતિસ્થાપક બને છે એનું આ ઉત્તમ ઉદાહરણ છે. અસ્પૃશ્યતાની વ્યાપ્તિ અને પ્રકાર નક્કી કરવા બહુ પરિશ્રમનું તેમ જ શોધખોળનું કામ છે એને માટે એકાદું ધર્મજ્ઞ લોકોનું કમિશન નીમીને સર્વ દેશાન્તરોનો તેમ જ જાતિરૂઢિઓનો પુરાવો એકઠો કરવો પડશે. કોઇ પીઠાધિકારી આચાર્યે યોગ્ય માણસો નીમીને એક કમિશન બેસાડી અને ખરચની વ્યવસ્થા કરી તો આ કામ સુંદર થશે. પણ હમણાં ઘણા ખરા પીઠોની અને આચાર્યોની દુર્ગતી થએલી છે અને જે જગોપર છે તેમને આ વિષયનું મહત્વ લાગતું નથી, તેમ તેટલી હોંશપણ નથી. એકલ દોકલ વ્યક્તિથી આ કામ થવાજેવું નથી. અને કદાચિત કોઇએ કર્યું તો તે સર્વ સમંત થવાનું નહીં. આવી તપાસ થયા પછી નિવારક ઉપાય યોજવા તે સુદ્ધાં પ્રત્યેક જાતિને તેમ જ સ્થળને અનુરૂપ જૂદા જૂદા યોજવા પડશે વિશિષ્ટ ધંધાને લીધે અસ્પૃશ્યતા આવી હોય ત્યાં ધંધામાં ફેરફાર કરવો જોઇએ; અને આચાર રહેણીને લીધે હોય ત્યાં તેમાં સુધારણા કરવી જોઇએ. જ્યાં કેવળ અંધપરંપરાનો દુરાગ્રહ જ કારણ હોય ત્યાં બુદ્ધિવાદ, સમજાવટ, યુક્તિ કિંવા થોડી ઘણી સખ્તાઇ સુદ્ધાં યે જવી જોઇએ. એવી જ રીતે શિક્ષણ સ્વચ્છતા સ્વાભિમાન તેમ જ આત્મજ્ઞાન આપીને સદરહુ નિકૃષ્ટ જાતીનો યે દરજ્જો વધારવો જોઇએ, હમણાંનો કાળ હક્ક માગવાનો છે, એને માટે વાટ જોવાનો નથી. નિકૃષ્ટ જાતોએ પોતપોતાની સુધારણા કરીને ઉચ્ચ જાતોની સંગમાં આવી બેસવું જોઇએ, એટલે આપોઆપ તેમનું અસ્પૃશ્યત્વ નીકળી જશે પાંચપચાસ વર્ષ પૂર્વે યુરોપિયનનો હસ્તસ્પર્શ થતાં જ હાથ ધોઇ નાખનારા લોક હતા; પણ હવે સાહેબ લોકોની સાથે હસ્તમેળાપ ખુબ ગમવા લાગવા માંડ્યું છે. અસ્પૃશ્ય જાતોએ પોતાની ઉન્નતિ કરી લેવાથી તેમની ઉપરનું કલંક ઉડી જવાને વધારે દિવસ લાગવાના નથી.

અસ્પૃશ્યતાનો દોષ કાઢી નાંખવાને ઉચ્ચવર્ગની માન્યતાઓ બદલવી જેમ જરૂર છે તેવી જ રીતે સદરહુ જાતિના આચાર વિચાર સુધરવા પણ બહુ આવશ્યક છે. સદરહુ જાતોની બાબતમાં બ્રાહ્મણ વગેરે ઉજળા વર્ગના કરતાં ગામડાનાં લોકો નોજ વિશેષ દુરાગ્રહ જણાય છે. ખાવાને માટે કિંવા ચામડાંને માટે ખેતીવાડીનાં પશુને ચોરનારા અને મારનારા ખાટકી-દસાઇ વગેરેને ગામના લોક સાર્વજનિક શત્રુ સમજીને ગામની બહાર કાઢી મુકે છે. આ આરોપ દૂર કરવાને આ લોકોએ સનાતન ધર્મે નિષિદ્ધ કરેલો ગોવધ અને ગોમાંસભક્ષણ બીલકુલ છોડી દેવું જોઇએ. ગોવધ કરનારા મુસલમાન ખ્રિસ્તીઓને જો આપણા દેવળમાં પ્રવેશ નથી તો તે જ કામ કરનારા ચમાર વગેરેને તે શા માટે હોવો જોઇએ ? અસ્પૃશ્ય જાતોનો પક્ષ લેનારાઓએ એ જાતો ઉપરનું આ કલંક પ્રથમ ધોઇ નાખવું જોઇએ. હિંસા વર્જ્ય કરેલા અંત્યજ સાધુસંતને જો પરમાત્માએ પોતાની પાસે કર્યાં તો હિન્દુસમાજ સુદ્ધાં તેમનો સ્વીકાર કરશે એમાં શંકા નથી. થોડુ ઘણું ભણીને સાહેબ લોકોના બટલર થવામાં અને તેમનાં એઠાં પત્રાળાં ચાટવામાં જે અંત્યજોને પુરુષાર્થ જણાય છે તેમણે હિન્દુ તરફથી સ્પર્શપાવન કરી લેવાની ઇચ્છા પણ શા માટે રાખવી જોઇએ ? અસ્પૃશ્યતાનો પ્રશ્ન છોડવવાના ક્રમમાં ઉભયપક્ષે પોતપોતાનું કર્તવ્ય કરવું જોઇએ (ગુ. ખ્રિ. જગત્.)

---

# प्रसंगानुरूपम्.



+ + + મારા ઉપર કેટલાક સજ્જનોના પત્રો આવ્યાં છેઃ તેઓ લખે છે, કે "વર્તમાન સમયમાં પ્રજાની ઘણી કફોડી સ્થિતિ થઇ રહી છે. સ્વરાજ તો ક્યાં રહ્યુ પણ ઉલટાં પ્રજાનાં દુઃખો વધ્યાં છે. ઘણા વ્યાપારીઓ તુટવાથી નાણાની એટલી ભીડ થઇ છે, કે સામાન્ય સ્થિતિવાળાને ઘણો ત્રાસ થાય છે. વ્યાપાર રોજગારનું કંઇ ઠેકાણું નથી. એક નોકર સરકારી નોકરી છોડી ઘેર બેસે છે તો તેને ઠેકાણે બીજા દશ, કે પચીશ નોકરો રહેવાને તૈયાર થાય છે. જે નોકરી છોડે છે તેની તો બીચારાની રોજી જાય છે, અને જે અર્થ સાધવા ધાર્યો હોય છે તે સધાતો નથી. વળી સરકારને તેથી એકને બદલે જોઇએ તેટલા નોકરો ઓછા પગારના મળી શકે છે. ખાદીથી દેશને જો કે પૂરેપૂરો સાઠ કરોડનો આ સ્વરાજ-વાદીઓ કહે છે તેમ નફો તો નહિ જ થયો હોય, કારણ કે આખો દેશ કંઇ ખાદી વાપરતો થયો નથી. અને તેને ઠેકાણે રેલ્વે અને પોસ્ટના દરવધારાથી સાઠ કરોડને બદલે કેટલાએ વિશેષ કરોડની દેશને હાનિ દર વર્ષે થઇ છે. બંદરો ઉપરની જકાત વધારવાથી વળી દેશની આ ખોટ વધી છે. તદુપરાંત બીજી અનેક રીતે સરકાર દેશને આર્થિક નુકસાન કરશે તે વિશેષમાં. સ્વરાજ તો સ્વરાજને ઠેકાણે રહ્યું જણાય છે, અને ઉલટી પ્રજાની પરતંત્રતા વધી છે તથા તેની સાથે દેશમાં ધર્મભ્રષ્ટતા વધી તે વિશેષમાં. આ લોકો કહે છે, કે સ્પર્શાસ્પર્શને લીધે જ હિંદુસ્થાનને સહન કરવું પડે છે; પણ હવે ન્યૂનાધિક અંશમાં પણ સ્પર્શાસ્પર્શ

ઓછો થયો હશે, તો તેટલા પ્રમાણમાં કેમ દેશને લાભ થએલો જણાતો નથી ? જો ઉંચી વર્ણના અને તેમાં પણ આ સ્વરાજવાદીઓ, કે જે રાજકિય પ્રવૃત્તિના સ્વરૂપને સારી રીતે સમજે છે તેમનાથી જ જ્યારે કંઇ થઇ શકતુ નથી ત્યારે આ અત્યજ લોકો કે જે તદન અજ્ઞાન અને પછાત છે, તે શી રીતે સ્વરાજ મેળવી આપશે તે સ્પષ્ટ થતું નથી ! દેશમાં જાગૃતિ આવી છે, એમ આ લોકો કહે છે, પણ તેથી લાભ શો ? લાભ તો કંઇ જણાતો નથી. તે છતાં હજી આ લોકો પોતાની માનેલી દિશામાં જ દડમજલ કુચ કર્યા જાય છે અને પ્રજાને ગમે તેમ સમજાવીને પોતાની પાછળ દોરે જાય છે, એ તેમની કેવી નીતિ ! પ્રજા પણ अंधेन नीयमाना अंधा. એ પ્રમાણે આ નાયકો પાછળ જાય છે, અને ધર્મઆદિને છોડીને ભ્રષ્ટ થાય છે." ...

× × × × × × ×

× × × અન્ય વળી લખે છે, કે " પૂર્વે મહાત્માજી કહેતા હતા કે મારો બ્રીટીશ રાજ્યમાં સંપૂર્ણ વિશ્વાસ હતો અને તેથી મે તેને લડાઇના પ્રસંગમાં લાખો મનુષ્યો તથા લાખો રૂપૈઆની સહાય કરી. તે વખતે પ્રજાને આ રાજને આ પ્રસંગે મનુષ્યો તથા પૈસા આપીને મદદ કરવાનુ કહેતા હતા પણ પાછળથી અર્થાત્ લડાઇ પૂરી થયા પછી મને સમજાયુ, કે આ રાજ્ય વિશ્વાસ કરવાયોગ્ય નથી, જેથી મે મારી નીતિ ફેરવી. પણ આ પ્રસંગે આ દેશના સાચા પ્રાણરૂપ લાખો શીખ વગેરે લડાયક મનુષ્યોને મોકલ્યા અને તે લડાઇમાં કપાઇ ગયા, કે મરી ગયા, એ જે દેશને મોટી ખોટ આવી, તે સંબંધમાં તો આ મહાત્મા કે તેમના અનુયાયી મહાત્મામન્યો કંઇ જ કહેતા નથી. તેમણે પૈસાની વાત તો ઠીક પણ આ પ્રમાણે દેશના સાચા આત્મારૂપ મનુષ્યોને લડાઇમાં મોકલીને જે ગંભીર ભૂલ કરી છે તેની જવાબદારી તેમને માથે નથી રહેતી એમ નહિ તેમણે આ પ્રવૃત્તિ કરીને આ દેશને ભારેમાં ભારે નુક્સાન કર્યું છે, છતાં તે પોતાની ભૂલ કબૂલ કરે છે, એ ઠીક છે, પણ તેથી કંઇ દેશને જે નુકસાન થયુ, તે કંઇ તે ભૂલ સ્વીકારવાથી ઓછું થતું નથી કે જતું રહેતું નથી. તે જ પ્રમાણે કોઇ સમયે કદાચ તે એમ પણ કેમ ન કબુલ કરે કે, સ્પર્શાસ્પર્શના સંબંધમાં પણ મેં એક ભૂલ કરી છે, અને તે હું કબૂલ કરૂં છું તો તેવે સમયે જે લાખો મનુષ્યો ધર્મભ્રષ્ટ થયા હોય તેમની શી સ્થિતિ ? તાત્પર્ય, કે આવા મહાત્માઓને અનુસરવાથી દેશને કેટલી ભારે અને ભયંકર હાનિ થાય છે, તે ઉઘાડી જ છે, છતાં આશ્ચર્ય છે કે લોકો તેમને હજી અનુસરવાને તત્પર છે ! પૈસાની, મનુષ્યોની અને ધર્મની ભારે હાનિ થએલી તો આપણે ઉઘાડી જ જોઇએ છીએ અને લાભ તો સ્વપ્નવત્ અથવા નહિ જેવા જ જણાય છે. સરકારનો ભય ઓછો થવાથી અને બીજી રીતે પ્રજામાં વર્ણવ્યવસ્થા તુટી જવાથી બધા મનુષ્યો સરખા છે, એ પ્રકારની એક મૂર્ખતાઇ ભરેલી કલ્પના પ્રજામાં પ્રસરવાથી આજે પ્રજા ઉચ્છૃંખલસરખી અને પૂર્વેથી ચાલતી આવતા નીતિ નિયમની મર્યાદાને ન પાળનારી થઇ છે. મજુરો તો આપણે માથે જ બેસી ગયા છે, એમ કહીએ તો ખોટું નથી શ્રીમાન્ લોકોને તેથી કદાચ ઓછો ત્રાસ હશે, પણ મધ્યમ વર્ગને મજુરી અત્યંત મોઘી થવાથી જે ત્રાસ વેઠવો પડે છે, તે તો વધારે જ દુઃખદાયક છે આ પ્રમાણે પૂર્વે પ્રજાને સરકારનો તો ત્રાસ હતો જ તે પણ આજે આ લોકોની આ પ્રવૃત્તિથી વધારે ત્રાસ

છે, તથા તેની સાથે મજુરી મોંઘી થવાથી પણ પ્રજાને વધારે ત્રાસ અને વધારે હાડમારી વેઠવી પડે છે. પૈસા સંબંધમાં તો આપણે જાણીએ છીએ જ કે દેશમાંથી આજે ઉલટો વધારે પ્રમાણમાં તે પરદેશમાં જવા લાગ્યો છે. એટલે આ લોકો સફળ થયા નથી, પણ નિષ્ફળ થયા છે અને પ્રજાના ત્રાસમાં વધારો થયો છે, એમાં શંકા જ નથી. ઉલટી સત્ય કહીએ તો સ્વરાજને નામે આ લોકોએ પ્રજાની દુર્દશા કરી મુકી છે, અને તેને માટે તે જવાબદાર છે નથી, એમ નથી.' ... ... ...

+++ કોઇ સર્જન તો લખે છે, કે "આ લોકો પોતે જેલમાં જાય છે અને પોતાનાથી બનતો ભોગ દેશને માટે આપે છે, તેથી તે એમ સમજાવવા માગે છે, કે અમે અમારાથી બને તેટલું કરીએ છીએ, પછી જે પરિણામ આવે તે ખરૂં. તેમાં અમે શું કરીએ? પણ આ પ્રમાણે કહેવાથી જેલમાં જઇને તે જવાબદારીથી છુટી શકતા નથી. તેમણે પ્રવૃતી કરતા પૂર્વે એટલો વિચાર કરવો જ જોઇએ કે પોતાની પ્રવૃતીનો શો પરિણામ આવશે? તેમની દૃષ્ટિ એટલી દીર્ઘ હોવી જોઇએ કે તે પોતાની પ્રવૃતિનો શો પરિણામ આવશે, તે તેમણે તે દૃષ્ટિવડે જાણી લેવું જ જોઇએ. અને જો તે આ પ્રમાણે નથી જાણી શકતા અથવા નથી જાણી શક્યા તો એ સ્પષ્ટ જ છે, કે તે જે કાર્ય કરવાને માટે તત્પર થયા છે તેને માટે નાલાયક છે. તેઓ કહે છે, કે બીજા તમામ લોકોએ અમને અનુસરવું જોઇએ, અને જો તે પ્રમાણે તે નથી અનુસરતા તો પછી સ્વરાજ શા રીતે મળે? પણ આ પણ તેમની ભૂલ જ છે. તેમણે પ્રજાની સ્થિતિની ચિકિત્સા યથાર્થ રીતે કરવી જ જોઇએ, કે તેમાંથી કેટલા લોકો આપણને અનુસરવાને તત્પર થઇ શકે તેમ છે અને આ પ્રમાણે ચિકિત્સા તે નથી કરી શક્યા તો તે કાર્યને માટે તે લાયક નથી, એ ઉઘાડું જ છે, પણ પોતાની નાયક તરીકેની અપૂર્ણતા અથવા અયોગ્યતા લોકોને જણાવવાને બદલે તે એમ જ કહે છે, કે અમે શું કરીએ? તમામ લોકો જો એકી જ વખતે નોકરીઓ છોડી દે, ત્રીસે કરોડ પ્રજા એકી વખતે જેલમાં જાય તો હમણા જ પ્રજાને સ્વરાજ મળી જાય. પણ જો આખી પ્રજા આ તો શું પણ બીજા આવા કોઇ પણ ઉપાયને એકી વખતે અમલમાં મૂકે તો તેને સ્વરાજ મળી જાય એમાં મોટી નવાઇની શી વાત છે? પણ આ પ્રમાણે ગેરવ્યાજબી છે, કે કેમ તે પ્રથમ આ લોકોએ દીર્ઘ વિચારથી જોવું જોઇએ, અને તે પ્રમાણે જો તેમને સંભવિત ન જણાય તો પછી તેમણે તેની પ્રવૃતિ કરતાં અટકવું ઘટે છે. કારણ કે એવા થોડા મનુષ્યો જેલમાં જાય તો તેથી કંઇ વિશેષ અર્થ સરવાનો નથી."

પોતાના મંતવ્યોનું તેમને એટલું અભિમાન હોય છે, કે આખો દેશ કદાચ તેમની વિરુદ્ધ પડે તો પણ તે પોતાનું પૂચ્છું છોડે તેમ હોતા નથી. આ જ દર્શાવે છે, કે પોતે જે માને છે, તે પરમ સત્ય છે. શોચનીય માત્ર એટલું જ છે, કે તેમની પ્રવૃત્તિનો પરિણામ જે આવવો જોઇએ, તે આવતો નથી, તો પોતાને શ્રીકૃષ્ણ ભગવાન્ કે શ્રી રામચંદ્ર કરતાં વધારે ડાહ્યા સમજનાર આ મહાત્માઓ શી રીતે સફળ થશે, એ અમને તો સમજાતું નથી. વળી આજસુધીમાં આ દેશમાં થઇ ગએલા અનેક રાજાઓમાંથી કોઇએ પણ તમામ વર્ણને એકત્ર કરીને રાજ્ય લેવાનો પ્રયત્ન કર્યો હોય તેમ જણાતું નથી." ... ...

××× કોઇ વળી લખે છે, કે "અંત્યજ વર્ગના સર્વ મનુષ્યોએ આ કાર્યમાં ભાગ લેવાની શી જરૂર છે? જો દેશનાં તમામ મનુષ્યો આ પ્રમાણે આ રાજ્યકિય પ્રવૃત્તિની ચર્ચા કરે તથા તે જ કાર્ય કરે તો પછી પોતાનું કર્તવ્ય ક્યારે કરે? વળી ઘાંચી, મોચી, ઢેડ, ભંગી વગેરે સર્વ રાજ્યની બાબતમાં માથું મારતા થાય, એ તે રાજ્ય કેમ ચાલે? અથવા ચાલે તો કેવું ચાલે? આ લોકો ભલે ને સ્વીકારે કે ન સ્વીકારે પણ તે પાશ્ચાત્ય દેશોનું અનુકરણ કરે છે તેમાં લેશ પણ શંકા નથી." ... ... ...

××× આ વિના બીજા પત્રો પણ મારા ઉપર આવેલાં છે. પણ તે સર્વને હું અત્રે પ્રકટ કરું તો ઘણો વિસ્તાર થવાનો સંભવ છે. ઉપર જે હકિકત મેં પ્રકટ કરી છે, તે માત્ર સારરૂપે જ પ્રકટ કરી છે, કારણ આખા પત્રો છાપતાં ઘણો વિસ્તાર થવાનો સંભવ છે.

××× આ સજ્જનો દેશની આજે થએલી આ વિચિત્રસરખી અને કફોડી અથવા અગવડવાળી સ્થિતિમાં કયો અથવા કયા ઉપાય દેશના ઉદ્ધારને માટે લેવા, તે પ્રાતઃકાળમાં જણાવવા મને આગ્રહ કરે છે.

××× સંસાર સુધારો, તથા હીંદુસ્થાનનો અભ્યુદય અને તે સંબંધમાં ચર્ચા, એ વગેરે લેખોમાં હું મારા વિચાર અથવા મારો અભિપ્રાય દર્શાવી ગયો છું. જેથી આ સંબંધમાં હવે મારે અધિક લખવાજેવું રહેતું નથી. તોપણ આ સજ્જનોનો આગ્રહ છે, તો હું એ સંબંધમાં પુનઃ સ્વલ્પમાં આ અંકમાં યથામતિ માર્ગ જણાવવા યોગ્ય ધારું છું, તે માર્ગે અનુસરીને સુજ્ઞ સજ્જનો સુખી થશે. સ્વરાજ એ નામના એક સ્વતંત્ર લેખમાં આ સંબંધમાં પુન ચર્ચા કરવની મારી ઇચ્છા છે. તે લેખ યથાવકાશે હું લખીને પ્રસિદ્ધ કરીશ. તે પૂર્વે આજે માત્ર સ્વલ્પમાં બેચાર વિચારો આ સંબંધમાં જણાવું છું.

× × × જેમ આ સંબંધમાં પ્રવૃત્તિ કરનાર મુખ્ય પુરુષોની નિષ્ઠા શુદ્ધ છે, એ વાર્તા જેમ સાચી છે, તેમ આજે પ્રજાની દુર્દશા થઇ રહી છે, અને તે હોલામાંથી ચુલામાં પડી છે, એ વાર્તા પણ તેટલી જ સાચી છે. પ્રવર્તકોના સબંધમાં તેમની કેવી યોગ્યતા જોઇએ, એ સંબંધમાં હું "સંસાર સુધારો", એ લેખમાં આરંભમાં વિસ્તારથી ચર્ચા કરી ગયો છું, જેથી પુનઃ અત્ર કરતો નથી. આ પ્રકારની પ્રવૃત્તિ કરનારાઓએ પોતાના તેમ જ સામા પક્ષના બલાબલનો પ્રથમ સારી રીતે વિચાર કરીને નિર્ણય કરવો ઘટે છે. અને જો તે પ્રમાણે નિર્ણય નથી કરવામાં આવતો તો આજે થઇ છે તેવી ત્રિશંકુજેવી પ્રજાની સ્થિતિ થાય છે. કદાચ અત્ર કોઇ એવી શંકા કરશે, કે આ લોકો પોતે પોતાનાથી બનતી

ભોગ આપે છે, તો તે નિર્દોષ છે. પણ આ બચાવ બરાબર નથી. કારણ કે તેમણે જાણવું જ જોઇએ, કે આપણે જે પ્રવૃત્તિ કરીએ છીએ તેને પ્રજાનો મોટો સમૂહ અનુસરશે, કે કેમ, અથવા તો કદાચ તે ન અનુસરે તો પછી આપણે એકલા ધારેલું કાર્ય સિદ્ધ કરી શકીએ તેમ છે કે કેમ અને આ પ્રકારનો પ્રથમ નિર્ણય કરીને પછી જ જે તે પ્રવૃત્તિ કર્તવ્ય છે, કે જેવી પ્રજાની આજે થઇ છે તેવી દુર્દશા ન થાય અને આ પ્રમાણે પ્રથમ જો આ મુખ્ય પ્રવર્તકો દીર્ઘ વિચારપૂર્વક નિર્ણય નથી કરતા તો તેમની પ્રવૃત્તિનો જે પરિણામ આવે તેની જવાબદારી તેમને શિરે રહે છે જ.

× × × આ લોકો ભલે પોતાને સર્વજ્ઞજેવા માનતા હોય અને પોતે જે પ્રવૃત્તિ કરેછે તેથી દેશને સો ટકા લાભ જ થશે, એમ ભલે કહેતા હોય, પણ તેમને અનુસરનારે સ્વતંત્ર મતિથી વિચાર કરીને પછી તેમને અનુસરવું ઘટે છે. જો આ પ્રમાણે સ્વતંત્રપણે વિચાર નથી કરતા તે દુ:ખી થાય તો તેમાં તેમનો પણ દોષ ગણાય છે.

+ + + પરંતુ સ્વાભાવિક રીતે જનસમૂહ ગાડરીયા પ્રવાહજેવો છે બીજાને જોઇને તેમને દીર્ઘ વિચાર કર્યાવિના તરત જ અનુસરે છે, અને જે સારો ખોટો પરિણામ આવે તેને સહન કરે છે. જનસમૂહમા એટલી દીર્ઘદૃષ્ટિ કે એટલી સૂક્ષ્મ મતિ હોતી નથી, કે તે સારાસારનો સ્વતંત્રપણે વિચાર કરીને નિર્ણય કરી શકે.

+ + + આ પ્રમાણે ગાડરીઆ પ્રવાહજેવો આ જનસમૂહ દુ:ખી થાય, અને સ્વધર્મ કર્મથી ભ્રષ્ટ થાય તેમાં પણ તેમના કર્મ જ કારણ છે સુખ દુ:ખમા કર્મનો જ સિદ્ધાંત સર્વત્ર અને સર્વસમયમાં લાગુ પડે છે. કર્મનો નિયમ અબાધિતપણે વિશ્વમા પ્રવર્તે છે.

+ + + પારકાનું હિત અથવા પારકાનો ઉદ્ધાર કરવાનો પ્રયત્ન કરવાને તત્પર થનારે ભગવાન્ નૃસિંહાચાર્યજીના નીચેના વચનો વિચારવાજેવાં છે.

"અવિચારે જગ સુખી કરવા, મિથ્યા શ્રમ નવ કરશો રે,
અવરતણા દુ:ખ કેમ હરશો, જ્યાંલગી નિજ નવ હરશો,—
સહુનાં સુખનું સ્વરૂપ વિચારો, શોધો સુખદ ઉપાય રે,
વળતાં યત્ન કરો યુક્તિથી, તો સુખ સદ્ય પમાય;—
ધાડ પડી શુણી વિકળ થઇને, મૂઢ જન બ્હારે ધાય રે,
શસ્ત્ર નથી કર, નથી દળ ઉરમા, કહો, રિપુ કેમ મરાય;—
માટે નિજ પરહિત કરનારે જોઇએ જે જે કરવુ રે,
નૃસિંહ પ્રભુ તે કીધાવિણુ તો, ધાતા અજય સઠ મરવું;—

× × × આપણે એ વાર્તા એકથી અધિક વાર જણાવી ગયા છીએ, કે મનુષ્યને સુખ દુ:ખ પોતાના કર્મથી જ આવે છે. જેથી તેણે સુખ જોઇતુ હોય તો જેનાથી સુખ મળે છે, તેવા સારા કર્મ કરવા, અને દુ:ખને દૂર રાખવુ હોય તો દુ:ખને આપનાર કર્મોથી દૂર રહેવું.

+ + + પણ અત્ર એ શંકા થશે કે જે કર્મ આપણે પૂર્વે કરી ગયા છીએ અને જેનુ દુ:ખરૂપ ફળ આજે ભોગવીએ છીએ, તે શી રીતે ટળનાર હતુ ? કારણ, કે હવે જે સારા કર્મ આપણે કરીશું, તેનું સારું અથવા સુખરૂપ ફળ તો હવે પછી મળશે. ફક્ત તત્કાલ દુ:ખને આપનાર કર્મનું ફળ અટકાવાય તેમ છે ?

+ + + હા, એ વાર્તા પણ સત્ય છે, કે જે કર્મ આપણે કર્યાં છે, અને જે દુઃખરૂપ ફળને આપનાર છે, તેવાં દુઃખ આપવાને તત્પર થએલાં કર્મનું ફળ તો ભોગવે જ છુટકો છે. ભોગથી દુઃખનો ક્ષય થાય છે, માટે તેવાં કર્મનું ફળ જે દુઃખ તેને તો આપણે ભોગવી છુટવું એ જ ઉપાય છે, અને તેની સાથે સારાં કર્મ નવિન કરવાં, કે જેથી હવે પછી આપણને સુખ જ મળે.

× × × વળી સત્કર્મથી, જો તેને વધારે પ્રમાણમાં કરવામાં આવે છે, તો દુષ્કર્મનો ક્ષય થાય છે, માટે જેમને પોતાનાં દુષ્કર્મના ક્ષયની ઇચ્છા વર્તમાન જન્મમાં જ હોય તેમણે સત્કર્મને ઘણા વિશેષ પ્રમાણમાં કરવાં. ઘણા મોટા પ્રમાણમાં કરેલાં તથા ઉગ્ર પુણ્ય કર્મોનું ફળ દુષ્કર્મના ક્ષયપૂર્વક આ જન્મમાં સત્વર મળે છે.

+ + + વળી ઇશ્વર, કે જે આ સૃષ્ટિને સરજનાર છે, તથા તેને પોતાના સ્થાપેલા નિયમોવડે ચલાવનાર છે. તેમની ભક્તિ કરવાથી પણ દુષ્ટ કર્મનો ક્ષય થાય છે, અને તે ભક્તિરૂપ કર્મવડે સુખરૂપ ફળ પ્રાપ્ત થાય છે. જેથી સુખેચ્છક, અને દુઃખને દૂર કરવા ઇચ્છનારે પરમેશ્વરની ભક્તિ પણ કર્તવ્ય છે.

× × × વળી આ વિચારે પણ આપણી પ્રજાએ નિર્ભય રહેવાજેવું છે, કે આ સૃષ્ટિમાં કોઇનું પણ રાજ્ય યાવત્‌ચંદ્રદિવાકરૌ ટકતું નથી. અસ્તોદય અથવા જવા આવવાનો ક્રમ સર્વને લાગે છે. તે નિયમે આ સૃષ્ટિના ક્રમે પણ ઇશ્વરના પ્રકૃતિસ્થ નિયમપ્રમાણે પણ ક્રાંતિ થવાનો સંભવ છે. અને તેવો સમય આવે ત્યાંપર્યંત આપણે પ્રાપ્ત દુઃખ, કષ્ટ, કે ત્રાસને શાંતિથી સહન કરવાં ઘટે છે. કારણ કે આ સર્વ તે આપણા પોતાનાં જ કર્મનો પરિણામ છે. તેથી તેમની સાથે ઝઘડો કરવો, એ વ્યર્થસરખું છે. એક તો સૃષ્ટિના ક્રમથી જ રાજા પ્રજાનો સંબંધ છુટવાનો સંભવ આવે છે, તથા ભોગથી પણ 'કર્મનો ક્ષય' થાય છે; જેથી ત્યાંપર્યંત આપણે 'પ્રાપ્ત સ્થિતિમાં શાંતિથી વગર અકળાએ રહેવું ઘટે છે. આટલું દુઃખ છે તો વળી થોડું વધારે દુઃખ સહન કરવું ઘટે છે, અથવા આટલો સમય કષ્ટ સહન કર્યું છે, તો થોડો વધારે વખત કષ્ટ સહન કરી લેવું ઘટે છે, અને બીજી બાજુથી સત્કર્મપરાયણ થવું ઘટે છે, કે જેથી તે કર્મનું સુફળ જ ભાવિમાં આપણને પ્રાપ્ત થાય.

+ + × એટલું તો અવસ્ય કરીને લક્ષમાં રાખવું, કે સત્કર્મપરાયણ થયાવિના તો કોટિકલ્પે પણ આપણી પ્રજાને સુખ આવનાર નથી, ભલેને રાજા બદલાય, કે સ્વરાજ પ્રાપ્ત થાય, કે ગમે તે થાય. માટે સુખને મેળવવાનો આ જ એક જગતમાં સાચો માર્ગ છે, તેને પ્રજાએ કદી પણ છોડવાનો નથી.

× × + વળી એમ પણ જોવામાં આવે છે, કે હાલમાં આપણા ઉપર શાસન કરનાર સત્તા તરફથી અનીતિ, અધર્મ, અન્યાય વગેરેનો પણ અધિક પ્રમાણમાં આશ્રય*

---

* શ્રી ભામિનીભૂષણ-તૃતીય અલંકાર-પૃષ્ઠ ૧૯૩. ( દિવસ ૨૦ મો )

લેવામાં આવે છે. જેમ સત્કર્મ કરનારને સન્મતિ સુઝે છે, તેમ દુષ્કર્મ કરનારને દુર્મતિ સુઝે છે; તે નિયમે હવે એમનું સત્કર્મ પણ પરવારી ગયું જણાય છે. અને હાલ જે અનીતિ, અધર્મ, તથા અન્યાયનો તે આશ્રય કરે છે, તેથી સ્પષ્ટ અનુમાન કરી શકાય છે, કે આ કર્મના પરિણામમાં તેમને દુઃખ જ પ્રાપ્ત થવું જોઇએ. અને આપણા સંબંધે કરીને તેમને વિવિધ પ્રકારનું જે સુખ પ્રાપ્ત થતું હતું, તે હવે પ્રાપ્ત થવાનો સંભવ ઓછો છે. અને તેમ થવામાટે પણ તેમનો સંબંધ આપણાથી છુટવો ઘટે છે. આ વિચારે પણ આપણો નિર્ભય રહેવાનું છે.

× × × અને આવો સમય આવે ત્યાંપર્યંત આપણી પ્રજાનું એ કર્તવ્ય છે કે તેણે નીતિ, શીલ, સત્ય, ઉદ્યોગ, તથા ધર્મપરાયણ થઇને સચ્ચરિત્રવાન્ થવું ઘટે છે. દેશના પ્રજાના નાયકો બીજી દિશામાં આટલો બધો ભગીરથ પ્રયત્ન કરી રહ્યાં છે તેના કરતાં તે પ્રજાને ઉપર જણાવ્યા પ્રમાણે સચ્ચરિત્રવાન્ કરવાનો પ્રયત્ન કરે તો પ્રજાને ઘણો લાભ તથા ઘણું સુખ થવાનો સંભવ છે. કારણ, કે રાજ્ય વગેરેના ફેરફાર તો પરમેશ્વરના કર્મના નિયમપ્રમાણે થનાર છે, તે થશે જ.

× × × અંતમાં પુનઃ એ જ હિતકર જણાય છે, કે આ વિશ્વના ચાલકપાલક પરમેશ્વરને શરણે જવું, અને તેમની ભક્તિ કરવી, એ જ દુઃખમાત્રને ટાળવાનો આ વિશ્વમાં અમોઘ ઉપાય છે. જેમને આ વિચાર ઉચિત જણાતો હોય, તેમણે પોતે તે માર્ગમાં ચાલવું અને બીજાને તે દિશા દર્શાવવી, એ જ સર્વ હિતનો ઉત્તમ માર્ગ મને તો જણાય છે.

× × × × × ×

આ માસનો અંક જેઠ વદમાં જ તૈયાર થઈ ગયો હતો, અને ગ્રાહકોને બીડાતાં બીડામાં ઇશ્વરેચ્છાથી અટકી ગયો હતો. લક્ષ્મીવિલાસ પ્રેસ કે જેમાં તે છપાય છે તેના મેનેજર કેટલાંક કારણોને લઇને બદલાયા અને બીજા મેનેજરને સોંપતાં તે છાપખાનું લીમિટેડ હોવાથી કેટલોક સમય જતો રહ્યો. જેમને મેનેજર નિમવામાં આવે તેમણે વળી મેં સુબાસાહેબની રૂબરૂ કેટલીક લેખી સરતો કરવી પડે છે, તે પ્રમાણે થવામાં વિલંબ થવાથી આ માસનો અંક ગ્રાહકોને વિલંબે મળ્યો છે, જેને માટે તેમની અમે આ પ્રમાણે થવામાં નિરુપાય છતાં ક્ષમા માગીએ છીએ. ઉપર જણાવ્યા પ્રમાણે નવા મેનેજરનું નામ પ્રસિદ્ધ ન થઇ શકવાથી તૈયાર થએલો અંક કેટલાક દિવસ ત્યાં જ પડી રહ્યો હતો. મનુષ્ય ધારે છે કંઇ, અને ઇશ્વરેચ્છાથી થાય છે કંઇ! આ અંકને માટે પણ તે જ કારણથી વિલંબ થયો છે.

---

# સિદ્ધ મંદિરનાં સિદ્ધ સૂત્રો.

( અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૭ ના પૃષ્ઠ ૧૯૮ થી. )

## તૃતીયપાદ.

૧ બાહ્ય અને આંતર મનની ક્રિયાઓને જેમ એક બીજા સાથે સંબંધ છે તેમ તે બે મનનો જે બે મજ્જાતંતુવ્યૂહસાથે સંબંધ છે, તે મસ્તિષ્કપૃષ્ઠદંડગત મજ્જાતંતુવ્યૂહ અને અનુકંપિકમજ્જાતંતુ વ્યૂહની ક્રિયાઓને પણ પરસ્પર સંબંધ છે. મસ્તિષ્કપૃષ્ઠદંડગત મજ્જાતંતુવ્યૂહ એ બાહ્ય મનનું કાર્ય કરવાનું દ્વાર અથવા સાધન ( Organ ) છે અને અનુકંપિક મનતંતુવ્યૂહ એ આંતર મનનું સાધન અથવા દ્વાર છે. મસ્તિષ્કપૃષ્ઠદંડગત મજ્જાતંતુવ્યૂહની પ્રણાલિદ્વારા આપણે કર્મેન્દ્રિયવડે જાગ્રત્ અથવા બાહ્ય મનવડે થતા સંસ્પર્શો અથવા જ્ઞાનને જાણીએ છીએ અથવા અનુભવીએ છીએ, અને તે દ્વારા શરીરના વ્યાપારોઉપર સ્વામીત્વ રાખી શકીએ છીએ. આ મજ્જાતંતુવ્યૂહનું મધ્યબિંદુ મગજમાં રહેલું છે.

૨ અનુકંપિક મજ્જાતંતુવ્યૂહનું મધ્યબિંદુ જઠરની પાછળના ભાગમાં આવેલી શિરા અથવા ગંડ ( Ganglion ) નો સમૂહ કે જેને મણિપૂરકચક્ર કહેવામાં આવે છે. તેમાં રહેલું છે. અને આ મજ્જાતંતુવ્યૂહદ્વારા શરીરના અત્યંત મહત્વના જાગ્રત્ અથવા બાહ્ય મનથી અજાણતાં થતા પ્રાણભૂત અથવા જીવનભૂત ( Vital ) વ્યાપારો થાય છે.

૩ ઉપર જણાવેલા બે મજ્જાતંતુવ્યૂહનો સંબંધ એક નાડી અથવા મજ્જાતંતુ ( Vagus Nerve ) વડે થયેલો હોય છે. આ નાડી અથવા મજ્જાતંતુ મસ્તિષ્ક પ્રદેશમાં થઇને ઉરોદેશ-છાતીપર્યંત પસાર થાય છે અને તેની શાખા-પ્રશાખાઓ હૃદય-ફેફસાંપર્યંત પહોંચે છે અને પરિણામે તે ઉદર ( Diaphragm ) માં થઇને પસાર થતાં બાહ્ય પ્રદેશમાંથી અદૃશ્ય થઇ જાય છે, અને તે અનુકંપિક મજ્જાતંતુવ્યૂહ (Sympatheteo System ) સાથે એક થઇ જાય છે. આ પ્રમાણે આ તંતુવ્યૂહ અથવા નાડી આ બે વ્યૂહને સાંધે છે.

૪ આ પ્રમાણે જોયું છે, કે મગજ કે જે જાગ્રત્ અથવા બાહ્ય મનનું કારણ છે તેના વડે પ્રત્યેક વિચારનું ગ્રહણ થાય છે. આ ઠેકાણે તે વિચાર તર્કકસોટીઉપર ચઢે છે. જ્યારે જાગ્રત્ મનની ખાત્રી થાય છે, કે અમુક વિચાર ખરો છે ત્યારે તેને મણિપૂરકચક્રમાં ધકેલી મૂકવામાં આવે છે, કે જે ચક્ર આંતર મનનું મધ્યબિંદુ છે. આ ઠેકાણે આ વિચારનો જે જે પરિણામ આવવાનો હોય છે તેમાં રૂપાંતર થાય છે, આંતર મનને પછી કંઇ વિચાર કરવાનું રહેતું નથી. તે તો જાગ્રત્ મન તરફથી જે વિચાર પ્રાપ્ત થાય છે તેને જેમ આજ્ઞાધારક નોકરની પેઠે અનુસરે છે અને તે પ્રમાણે ક્રિયા કરે છે. જાગ્રત્ અથવા

૧૦ આ મણિપૂરકચક્ર એક એવું મધ્યબિંદુ છે કે જ્યાં અવયવ અવયવીસાથે અથવા વિભાગ પૂર્ણ સાથે મળે છે, જ્યાં મર્યાદિત અમર્યાદિત થાય છે, જ્યાં અપ્રકટ પ્રકટ થાય છે, જ્યાં સર્વવ્યાપી વ્યક્તિવ્યાપ્ત થાય છે, અથવા તો જ્યાં અદૃશ્ય દૃશ્ય થાય છે. તે એવું એક બિંદુ છે, કે જ્યાં જીવનતત્ત્વ પ્રકટ થાય છે, અથવા દૃશ્ય થાય છે, અને આ મધ્યબિંદુમાંથી એક વ્યક્તિ કેટલા જીવનતત્ત્વને ઉત્પન્ન કરે છે, તેની મર્યાદા નથી.

૧૧ આ જીવનતત્ત્વનું મધ્યબિંદુ એ સર્વશક્તિમાન્ છે, કારણ, કે તે જીવનતત્ત્વના મહોદધિસાથે સંબંધવાળું છે. તેથી તેને જે કાર્ય કરવાનું કહેવામાં આવે છે, અથવા તેની દ્વારા જે કાર્ય કરાવવામાં આવે છે તે કાર્યને તે કરે છે; આ જ ઠેકાણે બાહ્ય મનનું સામર્થ્ય રહેલું છે. બાહ્ય મન જે કાર્ય કરવાનું આંતર મનને સૂચવે છે, તે કાર્ય તે કરે છે.

૧૨ જે મધ્યબિંદુમાંથી આપણા શરીરની શક્તિ અથવા જીવન વહે છે તે આ મધ્ય બિંદુઉપર બાહ્ય મનના વિચારનું સ્વામિત્વ રહેલું છે. અને આ ઉપરથી આપણે એ વાર્તા સહજ જાણી શકીએ છીએ, કે જે પ્રકારનો વિચાર આપણે સેવીએ છીએ તે પ્રકારના વિચારને અનુરૂપ વિચારની શક્તિનું પ્રસર્પણ અથવા પ્રસાર તે કરે છે, અને આ ઉપરથી કેવો અનુભવ પરિણામે આપણને થશે તે પણ આપણે જાણી શકીએ છીએ

૧૩ તેથી એ સ્પષ્ટ થાય છે, કે આપણે જે કરવાનું છે તે એ કરવાનું છે, કે આ સૂર્ય પ્રકાશને આપણે બને તેટલો અધિક અથવા પુરપુરો પ્રકાશવા દેવાનો છે. જેટલા પ્રમાણમાં આપણે આપણામાંથી આપણા જીવનપ્રવાહને વહેવા દઇએ છીએ તેટલા પ્રમાણમાં પ્રતિકૂલ સ્થિતિને આપણે સુખરૂપ અને અનુકૂલ અનુભવમાં પરિણામ પમાડી શકીએ છીએ અથવા પલટી શકીએ છીએ. પ્રશ્ન માત્ર એટલો જ છે કે આ પ્રકાશને શી રીતે અધિકાધિક પ્રકાશવા દેવો, પ્રકટવા દેવો તથા શી રીતે આ જીવનપ્રવાહને વધારે પ્રમાણમા વહેવા દેવો, અથવા શી રીતે આ જીવનશક્તિને વધારે પ્રમાણમાં પ્રકટાવવી ?

૧૪ અપ્રતિરોધક ( *Non resistant* ) વિચાર આ મણિપૂરકચક્રનો વિકાસ કરે છે. પ્રતિરોધક વિચારો તેનો સંકોચ કરે છે. પ્રસન્નતાના વિચારો તેને વિકસાવે છે, તેને પ્રફુલ્લિત કરે છે, અને અપ્રસન્નતાના વિચારો તેને સંકોચે છે. ધૈર્ય, બળ, ઉત્સાહ, શ્રદ્ધા, નિર્ભયતા. એ વગેરે આ સૂર્યને અધિક પ્રકાશિત કરે છે; પણ એથી ઉલટા વિચારો અને તે સર્વમાં અવશ્ય કરીને ભય એ તેનો ઘણો સંકોચ કરે છે. જેથી ભય એ મનુષ્યનો મોટો શત્રુ છે તેથી તેનો તો નાશ કરવો ઘટે છે. આ શત્રુને નિર્મૂળ કરવો જોઇએ. આપણા સૂર્યને ઢાંકનાર આ જ મોટું વાદળ છે, કે જે તેને ઢાંકીને વિવિધ પ્રકારના દુઃખરૂપ અંધકારને ઉપજાવે છે.

૧૫ આ એક પિશાચને લીધે જ મનુષ્ય ભૂત, વર્તમાન અને ભવિષ્યનો ભય ધરે છે; આ એકને લીધે જ તે પોતે પોતાની મેળે ભયને પામે છે, મિત્રો અને સગાંવહાલાંમાંથી ભયને પામે છે; આ એક શત્રુને લીધે જ તે મનુષ્ય પોતાના શત્રુનો, અને પ્રત્યેક વસ્તુ અને સ્થિતિનો ભય ધરે છે. જ્યારે આ શત્રુનો ઉચ્છેદ કરવામાં આવે છે ત્યારે સૂર્યને

ઢાંકનાર વાદળ વિખરાઇ જાય છે અને સૂર્ય પૂર્ણ પ્રભાથી પ્રકાશે છે. અને જ્યારે આ પ્રમાણે થાય છે ત્યારે આપણને જીવન, તથા સામર્થ્ય, અને સંપત્તિ તથા સ્વાસ્થ્ય અથવા સુખશાંતિનો અનુભવ થાય છે

૧૬ જ્યારે તમને એમ જણાય છે, કે તમારો અનંત સામાર્થ્ય સાથે અભેદ સંબંધ છે, તે અને તમે એક છો, તથા જ્યારે તમે આ સામર્થ્યનો સ્વાનુભવ કરીને તમારા વિચારવડે તમે તમારા પ્રતિકૂલ સ્થિતિનો જય કરો છો ત્યારે આ જગતમાં તમારે કશાથી ભય પામવાનું રહેતું નથી, ત્યારે તમને કશાથી ભય થતો નથી, ભયનો ત્યારે વિનાશ થાય છે, અને તમે પૂર્ણ નિર્ભય થઇ રહો છો.

૧૭ આ જગતમાં આપણે કેવા પ્રકારના અનુભવ કરીશું તેનો આધાર આપણે આપણા મનની કેવી સ્થિતિથી આપણા જીવનપ્રતિ દૃષ્ટિ કરીએ છીએ અથવા તેનાપ્રતિ આપણે કેવું વલણ સેવીએ છીએ તેનાઉપર આધાર રાખે છે. જો આપણે કશાની પણ આશા નહિ રાખીશું તો આપણને કશું પણ મળશે નહિ; જો આપણે પુષ્કળતાની આશા રાખીને તેને ઇચ્છીશું તો આપણને પુષ્કળ મળશે.

૧૮ પરંતુ જે મનુષ્ય જાણે છે, કે તેને પોતાને મણિપૂરક ચક્ર પ્રાપ્ત છે, તે કદી પણ કશાનો ભય ધરશે નહિ. તે ધૈર્ય, શ્રદ્ધા, અને સામર્થ્ય વગેરેનો જ પ્રસાર કરશે. તે પોતાના મનનું એવું વલણ ધારણ કરશે કે જેથી તેને વિજય જ મળશે તે પ્રતિબંધોરૂપી પર્વતોના ચૂરેચૂરા કરી નાખશે અને તેના માર્ગમાં શંકાવિપર્યયરૂપી આવતી ખાડીઓને તે કુદી જશે.

૧૯ આપણે જ્યારે જાણીએ છીએ, કે આરોગ્ય, સામર્થ્ય, સ્વાસ્થ્ય વગેરેનો પ્રસાર કરવો, અથવા તેમને અંતરમાંથી બાહ્ય પ્રકટ કરવાં એ આપણા પોતાના સ્વાધીનત્વમાં છે, ત્યારે આપણને કશાનો ભય રહેતો નથી કારણ, કે ત્યારે આપણે અમર્યાદિત સામર્થ્યસાથે સંબંધવાળા છીએ, એ પ્રકારનો આપણને સ્વાનુભવ થાય છે.

૨૦ આ સ્વાનુભવ ત્યારે જ પ્રકટે છે કે જ્યારે આપણે જાણેલી વાતોને આચારમાં ઉતારીએ છીએ. આપણે આચારમાં ઉતારવાથી જ સ્વાનુભવ કરીએ છીએ. નિત્યના અભ્યાસથી જ મનુષ્ય વધારે બળવાળો થાય છે.

( અપૂર્ણ )

# तेर फुट लांबा एक भयंकर सापउपर करेली शस्त्रक्रिया.



આ તેર ફુટનો મહા ભયંકર વિષધર બહુ વિચિત્ર સ્વભાવનો હતો. આ મહા ભયંકર સાપની આંખઉપર શસ્ત્રક્રિયા કરવાની હતી. તેનો રંગ અત્યંત કાળો હતો. તેના પાંજરામાં તેને ખાવા માટે મોટા કાળા સાપ નાખવામાં આવતા તેમને ખાવાની તે દરકાર કરતો જણાતો નહિ. પણ કોઇ મનુષ્ય જમતાં જમતાં જેમ વર્તમાનપત્ર વાંચે તેમ તેમને તે ખાતો. તેને પકડવાનું, તથા પકડીને જે ઠેકાણે તેને રાખવામાં આવ્યો હતો તે ઠેકાણે લાવવાનું ઘણું ભારે ખરચ થયું હતું.

ડો. આર. એલ. ડીટમાર આ સાપને શી પીડા છે તેનો અભ્યાસ તેને જાડી દીવાલના જે કાચના પાંજરામાં પૂરવામાં આવ્યો છે તેમાંથી કરતા હતા. કેટલીક વખતના સૂક્ષ્મ અવલોકન પછી તેને જણાયું, કે તેની આંખ ઉપર નકામી ચામડી વધીને આવતી હતી અને તેને લીધે તેની પીડા વધતી હતી. આ નકામી ચામડી જો ન કાપી નાખવામાં આવે તો તેની ઘણી જ પીડા વધી જવાનો સંભવ હતો; તે એટલે સુધી, કે વખતે તે પીડાને લીધે તે સાપ મરી પણ જાય. અને આ કામ કરવાને માટે અર્થાત્ તે નકામો ભાગ કાપી નાખવા માટે આ દાકતરે તે પાંજરામાં પેસવું જોઇએ તેમ હતું; કારણ, કે તે વિના તે કામ શી રીતે બને ?

આ કાર્ય કરવાને માટે આ કુશળ દાકતરે આ પ્રમાણે યોજના ઘડી હતી, કે પ્રથમ તે સાપના પાંજરામાં તેને ખાવા માટે એક મોટો કાળો સાપ નાખવો અને તેને તે થોડો ગળે એટલે તેના પાંજરામાં ત્વરાથી પેસી જઇને તે ગળેલા સાપને તે બહાર કાઢી નાખી અને પોતાના ઉપર હુમલો કરે તે પૂર્વે તે કામ કરી લેવું.

આ પ્રયોગ કરતા પૂર્વે તેને ભુખ્યો રાખવામાં આવ્યો; જ્યારે તે ભુખ્યો થયો ત્યારે તેની માણસના પગ જેટલી જાડી પૂંછડી તે કાચના પાંજરાની દીવાલમાં પછાડવા લાગ્યો, જાણે, કે તેને જમવાનો વખત થયો છે તેને માટે તે પૂંછડીવડે ઘંટ કેમ ન વગાડતો હોય. આ વખતે જ્યારે તે પ્રોફેસર તેના પાંજરાપાસે ગયો ત્યારે તે સાપનો રંગ લીલો અને પીળો જણાવા લાગ્યો, જાણે, કે તે રંગ કેમ ન બદલતો હોય અને તેનું માથું તે તેના તરફ ભયંકર રીતે પછાડવા લાગ્યો. બીજો સામાન્ય મનુષ્ય તો તેને જોઇને જ ત્યાંથી નાશી જાય. એક તો તેર ફુટ લાંબો, તેનો રંગ પણ મહા ભયંકર, અને અજગર જેવો જાડો તથા તેની મોટી વિશાલ ફેણ, એ સર્વ જોતાં જ મહા ભયને ઉત્પન્ન કરે તેમ હતું; તે છતાં તેના પાંજરામાં પેસીને આ દાકતરે આ પ્રયોગ કરવાની હિંમત કરી હતી, એ તેનું કેવું ધૈર્ય !

આ સાપને તે King cobra અર્થાત્ સર્પનો રાજા એવું કહેતા. જ્યારે આ સાપ પોતાની ફેણ ઉંચી કરતો ત્યારે એક નાના સિંહનું જડબું ભાસે છે. તેમ તે વિકરાળ

જણાતી હતી. તે દશ ઇંચ એટલે લગભગ એક ફુટ પહોળી હતી, અને તેનું મોઢું તે પહોળું કરતો ત્યારે તેની અંદરના મહાભયંકર પ્રાણહર વિષથી ભરેલા તેના દાંત કુતરાના દાંત જેટલા જણાતા હતા.

આ દાક્તરે જોયું, કે તે સાપ હવે ખરેખરો ભુખ્યો થયો છે, ત્યારે તેણે તેના પાંજરામાં એક મોટો કાળો સાપ તેને ખાવાને માટે નાખ્યો. આ સાપને અંદર પડતાં તેની જાતનો જ તે મોટો સાપ હતો છતાં બહુ જ ભય થયો અને તે ગુંચળું વળી ગયો. પેલો મોટો સાપનો રાજા તેને જોતાં જ તેના ઉપર વીજળીની પેઠે તુટી પડયો અને તેને મોઢેથી પકડીને તેને ગળી જવા મંડયો. પેલા સાપે ઘણુંયે તરફડીયાં માર્યાં તથા બુમો પણ પાડી પણ તેની તેણે કંઇ દરકાર કરી નહિ. તેણે તો તેને પકડીને મોંઢેથી ગળવા જ માંડયો.

હવે દાક્તર ડીટમારનો કામ કરવાનો વખત હતો. તેણે જે જે વસ્તુઓ જોઇએ તે સર્વની તૈયારી રાખી હતી. શસ્ત્રક્રિયાને માટે જોઇતાં હથિઆરો, દવાઓ, તથા ભરેલો તમંચો પણ તૈયાર રાખ્યો હતો, કે જો જરૂર પડે તો તેનો ઉપયોગ પણ કરી શકાય. તેમ જ એક ચામડાનો પટ્ટો પોતાની કેડે બાંધી રાખ્યો હતો,કે જેથી એકદમ બહાર નીકળી જવાની જરૂર પડે તો બહાર ઉભેલો માણસ તેને એકદમ બહાર ખેંચી લે. આ વિના બીજી પણ જરૂરની તૈયારી રાખી હતી. વખતે તે સાપ કરડે તો તેની દવા પણ તૈયાર રાખી હતી. આ છતાં પણ આ કામ નિર્ભય ન હતું, કારણ કે આવા ભયંકર સાપ જેમને કરડે છે તે ગમે તેટલી દવા કરવા છતાં પણ તે સાજા થતા નથી

આ સઘળી તૈયારી કરીને તે એકદમ અંદર પેસી ગયો અને તે સાપના માથા ઉપર જાળીવાળી એક ટોપી પહેરાવી દીધી. આ સાપે તેને અંદર જોતાં ગળેલો સાપ બહાર કાઢી નાખીને તેના ઉપર હુમલો કરવાનો વિચાર કર્યો. પણ તેટલા વખતમાં જે એક બે ક્ષણ મળે તેમાં તે તેની આંખ ઉપર શસ્ત્રક્રિયા કરવાનો તે પ્રયોગ કરતો હતો. પણ તે પ્રયોગ કરે તે પૂર્વે તો તેણે ગળેલો સાપ બહાર કાઢી નાખ્યો અને તેના માથા ઉપરની તારની ટોપી તેણે નીચે નાખી દીધી અને તેના ઉપર હુમલો કરવા ગયો. પણ બહાર ઉભેલા માણસે સમય સૂચકતા વાપરીને તેને પેલા પટ્ટાવડે આંચકો મારીને એક ક્ષણમાં બહાર ખેંચી કાઢયો અને તે પાંજરાનું ઢાંકણું ઝડપથી વાસી દીધું. પેલા સાપની ફેણ તે પાંજરાના બારણા સાથે જોરથી અથડાઇ અને તે દાક્તર બચી ગયો.

આ પછીથી તે દાક્તર અને તેનો મદદગાર બન્ને શાંતિથી બેસી રહ્યા અને તેને શાંત થવા દીધો. તેણે શાંત થઇને પાછું પોતાનું ભોજન શરૂ કર્યું. તે સાપને તે ખાઇ ગયો એટલે એક ૭ ફુટનો બીજો કાળો સાપ-તેના પાંજરામાં નાખવામાં નાંખવામાં આવ્યો આ સાપને જોઇને તે સર્પપતિને બહુ જ આનંદ થયો અને તેને પણ મોઢેથી પકડીને તે ખાઇ જવા લાગ્યો. આ વખતે તે દાક્તર તરત જ તેના પાંજરામાં પેસી ગયો અને ચીપીયાવડે ( ForCeps ) તેની આંખ ઉપરની ચામડી કાઢી નાખી. તે સાપે તરત જ તેના ઉપર હુમલો કર્યો પણ પૂર્વની પેઠે બહારના માણસે તેને આંચકો મારીને જલદીથી ખેંચી લીધો, અને બારણું જોરથી એકદમ બંધ કરી દીધું. આ વખતે પણ તેનું માથું તે બારણાસાથે જોરથી અથડાયું, અને તે દાક્તર બચી ગયો

બીજી આંખ ઉપર પ્રયોગ કરવાનો બાકી હતો, પણ તે સાપ ઉછેડાએલો હોવાથી એક અઠવાડીયા માટે તેને મુલતવી રાખવામાં આવ્યો. એક અઠવાડીયામાં પેલી એક આંખ તો સુધરી ગઇ. પણ હવે બીજો પ્રયોગ કરવો એ ભયંકર કામ હતું.

બીજી વખત સાડા છ ફુટનો એક મોટો સાપ તેને ખાવા માટે અંદર નાખવામાં આવ્યો અને તેને ખાઇ જવા દીધો. તે પછીથી તરત જ બીજો પાંચ ફુટનો સાપ અંદર નાખવામાં આવ્યો. આ બંન્ને સાપને તે ગળી ગયો છતાં તે કાંઇ શાંત થએલો જણાયો નહિ. તે છતાં તેણે તેના પાંજરામાં પેસીને પ્રયોગ કરવાનો પ્રયત્ન કરી જોયો પણ તે નિષ્ફળ ગયો અને તેને વારંવાર બહાર નિકળી જવું પડ્યું.

તે પછીથી તેણે આ પ્રમાણે એક યુક્તિ વિચારી કાઢી. તે પાંજરાનું બારણું એકદમ ઉઘાડી નાખવામાં આવતું અને તેના માથા ઉપર બે માણસો એકદમ એક ટોપી જેવું પહેરાવી દેતા અને પોતાના સબળા જોરથી તેને દબાવી દેતા. તે દાકતર તરત જ પાંજરામાં દાખલ થતો પણ તેનાથી પ્રયોગ થઇ શકતો નહિ. કારણ કે તે પેલા બે માણસોના વજનને નહિ ગણતાં તેના ઉપર ધસી આવતો. એક વખતે તો એમ બન્યું, કે તે સાપે તે ત્રણેની આસપાસ વીંટળાઇ વળવાનું ધાર્યું પણ તે ત્રણે બચી ગયા. પણ તે વખતે તે દાકતરને તે કરડવા જતો હતો એટલામાં તેણે બે હાતે તેનું જડબું પકડી લીધું અને તે બચી ગયો. પછી કેટલી મુસીબતે તેને તે પાંજરામાં પુરીને તેનું બારણું બંધ કરી દેવામાં આવ્યું. આ પ્રમાણે બાર વખત પ્રયત્ન કરવામાં આવ્યો છે, પણ બીજી આંખ ઉપર પ્રયોગ કરવાનો હજી અવકાશ મળ્યો નથી.

---

**મોટામાં મોટો બૉમ્બ.** હમણાં અમેરીકામાં એક મોટામાં મોટો બોમ્બ ગોળો બનાવવામાં આવ્યો છે. કહે છે, કે આ બોમ્બ દુનિઆમાં મોટામા મોટો છે. તે છ ફુટ લાંબો અને વજનમાં ચારહજાર રતલનો છે. તેને આકાશમાંથી નાખવામાં આવે છે ત્યારે ઇંદ્રનું વજ્ર આકાશમાંથી પડતું હોય તેમ તે પડે છે અને જ્યાં તે પડે છે ત્યાં મેદાનમેદાન કરી મૂકે છે. મોટામાં મોટા વહાણના તે ચૂરેચૂરા કરી નાખે છે, અને મોટાં શહેરોને તે ઉજ્જડ કરી નાખવાને સમર્થ છે. તેને પ્રયોગ કરી જોવામાટે ચાર હજાર ફુટની ઉંચાઇએથી ખુલીદિવસે તેને નાખવામાં આવ્યો હતો. તે પ્રયોગની શી અસર થાય છે તે જોવામાટે તે જે જગો ઉપર પડનાર હતો ત્યાંથી ઘણે દૂર આવેલા એક ઉંચા મીનારા ઉપર ગનુપો બેઠાં હતાં તોપણ આટલું છેટું ઘણું ઓછું હતું એમ તેમને જણાતું હતું.

બહુ સારી વાત છે! આ જગતમાં એક એવો નિયમ છે, કે મનુષ્ય જેવું કર્મબીજ વાવે છે તેવું ફળ તે લણે છે. બીજાના વિનાશના માર્ગો શોધનાર અથવા તેવી શોધો કરનારનો શો પરિણામ આવવો જોઇએ, તેની કલ્પના કરવી સહજ છે. તે નિયમે બીજાના પ્રાણ લેવાને તત્પર રહેનાર પ્રજા તે જ સાધનોવડે પોતાના પ્રાણ ખોશે. જ્યારે અધર્મ, અનીતિ વગેરે વડે પ્રજા ઉન્મત્ત થઇ જાય છે ત્યારે સર્વના અંતરમાં રહેલા અંતર્યામિ ઇશ્વર ભાવરાજ્યથી જેવા પ્રસંગો ઉભા કરીને તેમનો વિનાશ તેમના જ હાથે કરે છે. આવી ભાવરાજ્યની નિકટના ભવિષ્યમાં જણાય છે. આપણે આવી ભયંકર શોધોથી ભય પામવાનું પ્રયોજન નથી.

---

**रुमालथी शरदी थाय छे शुं ?**

અંગ્રેજી કેળવણીનો પ્રચાર થયા પછી પાશ્ચાત્ય રીતરિવાજ દાખલ થયાથી આપણે રૂમાલ ગજવામાં રાખતાં શીખ્યા છીએ. પણ હાલમાં પાશ્ચાત્ય દાક્તરો કહે છે, કે આ રૂમાલ જે ગજવામાં રાખવામાં આવે છે તેને તપાસવામાં આવે તો જણાય છે, કે તેમાં રોગનાં હજારો જંતુઓ હોય છે. આપણને શરદી થઇ હોય છે અને આપણે નાક લુછીને જો તેને ગજવામાં મુકીએ છીએ તો તેમાં રહેલા શરદીના જંતુઓને તે ગજવાની સ્વચ્છ અને ઉષ્ણ હવા વૃદ્ધિ પામવાને તથા મોટા થવાને ઘણી જ અનુકુલ આવે છે. પછીથી જ્યારે બીજો રૂમાલ આપણે તે ગજવામાં મુકીએ છીએ ત્યારે તે ગજવામાં રહેલા જંતુઓ તેમાં પ્રવેશે છે, અને જ્યારે આપણે તેને આપણા નાકે અડાડીએ છીએ ત્યારે તે આપણા શ્વાસવાટે આપણા શરીરમાં પેસી જાય છે અને આપણને જે રોગના તે જંતુઓ હોય છે તે જંતુઓ થાય છે. પૂર્વે આપણા લોકો એક ઉપવસ્ત્ર ખભે રાખતા જે સાંજ સવાર નહાતા ત્યારે ધોઇ નાખતા જેથી તે સ્વચ્છ થઇ જતું, અને તેથી આ પ્રમાણે રોગ થવાનો પ્રસંગ ન આવતો. આ લોકો કહે છે, કે રૂમાલને ગજવામાં ન રાખવો, પણ ખમીશની બાંહ્યમાં રાખવો.

---

**वटाणा**

નો ઉપયોગ પાશ્ચાત્ય દેશોમાં જુદી જુદી રીતે કરવામાં આવે છે. તે લીલા હોય છે તો શાક બનાવે છે. સૂકાયા પછી તેના લોટમાંથી રોટલી બનાવે છે. તેમ જ તેમાંથી દુધ અને માખણ પણ કાઢવામાં આવે છે. વળી તેમાંથી ૨૦ ટકા જેટલું તેલ પણ તે કાઢે છે.



पुस्तक २० ] संवत् १९७८ भाद्रपद कृष्ण० १४ [ अंक ११

॥ ॐ ॥

# आप ज एक साचा सगा छो.

પદ. ( રાગ ગરબી. )

સાચા સગા પ્રભુ ! આપ છો આ વિશ્વવિષે,
બીજું સાચું સગું કોઇ ત્રિભુવનમાં ન દીસે.
આ સ્વાર્થી સંબંધી સર્વ જગમાહિં રહેતા,
નિજ સ્વાર્થ સધાતાં તે ત્યજી સત્વર દેતા.
અથવા ન સધાતો સ્વાર્થ તો પણ દૂર રહે,
નિજ વૃત્તિઅનુકૂલ થાતું જો ના ઉર લહે.
પણ આપ દયાના સિંધુ છો, એ હું જાણું,
વિણસ્વાર્થે સૌનું હિત કરતા હું ભાળું.
ગત જન્મે કરાવી સુકૃતિ મુજ સંગે વહી,
આ જન્મે પણ સંભાળ લો મુજ સંગ રહી.
મુજ હૃદયે રહ્યા છો આપ, નિકટમાં નિકટ અહો,
ક્ષણ એક ન થાતા[1] દૂર, મુજ પ્રાણાત્મા છો.
હું વળી વળી આપ પ્રભુપ્રતિ, નિજ લહી ભાળું,
લહી આપની સબળી ઓથ, ભય ભ્રમને ટાળું.
પ્રભુ ! લો છો મુજ સંભાળ, સર્વ અવસ્થાવિષે,
મુજને અંતે હે દેવ ! શમાવજો આપવિષે.



૧ આ દૃશ્ય

# राजयोग.



( અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૧૦ ના પૃષ્ઠ ૨૪૧ થી )

## પ્રાણાયામ.



યોગનું ચોથુ અંગ પ્રાણાયામ છે. આ અંગના સંબંધમાં આપણે જેટલી ચર્ચા કરીએ તેટલી ઓછી છે. પ્રાણાયામના સબંધમાં યથાર્થ પ્રકાશ પાડવા માટે તો તે સંબંધમાં એક સ્વતંત્ર પુસ્તક લખવું જોઇએ તો જ તે સંબંધમાં વિસ્તારથી ચર્ચા થઇ શકે. અત્ર આપણે આ સંબંધમાં જાણવાજેવી બાબતો સ્વરૂપમાં જણાવીશું.

યોગ એટલે ચિત્તનો, ચિત્તવૃત્તિઓનો નિરોધ. તો ચિત્તનો અથવા ચિત્તવૃત્તિઓનો નિરોધ અથવા સંયમ કરવામાં પ્રાણાયામની શી જરૂર છે, એ પ્રશ્ન સ્વાભાવિક રીતે જ આપણને થાય છે.

આગગાડીનુ ઇઝન તો પ્રત્યેક મનુષ્યે જોયું હશે જ તેમાં એક ફ્લાય—વ્હીલ ( fly wheel ) નામનું ચક્કર હોય છે. આ ચક્કર પ્રત્યેક ઇંઝનમાં હોય છે. સઉથી પ્રથમ આ ચક્કર ચાલે છે. અથવા ગતિમાન થાય છે, અને પછીથી તે ઇંજીનના પ્રત્યેક સૂક્ષ્મ ભાગપર્યંત તે ગતિ પહોચી તેમને ગતિમાન કરે છે. આપણા આ અદ્ભુત શરીર-યંત્રમાં શ્વાસોચ્છ્વાસ એ ફ્લાય-વ્હીલ છે. આ શ્વાસોચ્છ્વાસ આખા શરીરના તમામ અવયવોની ગતિનું નિયમન ( Regulate ) કરે છે.

એક વખતે એક રાજાની તેના પ્રધાનઉપર કોઇ કારણ માટે અપ્રસન્નતા થઈ. તેથી તેણે તેને એક ઉંચા મીનારાના શિખરઉપરની એક ઓરડીમાં પુરી દીધો, કે જ્યાં કોઈથી જઇ શકાય તેમ નહતું. તેની ઇચ્છા તેને ત્યાં પુરીને ત્યાં જ મારી નાખવાની હતી. આ પ્રધાનની સ્ત્રી પતિવ્રતા અને આજ્ઞાંકિત હતી. તે રાત્રે તે દૂરના મિનારા પાસે ગઇ અને પોતાના પતિને બુમો પાડીને બોલાવ્યા અને તેમને છુટા કરવાને કોઇ ઉપાય હોય તો તે દર્શાવવા જણાવ્યું. તે પ્રધાને તેને કહ્યું કે કાલે રાત્રે તું એક ચામાચિડીયું, થોડું મધ, એક રેશમની પાતળી દોરી અને એક સુતરનું જાડું દોરડું, એટલું લેઇને આવજે અને અને શું કરવુ તે પૂછજે. તે આજ્ઞાંકિત સ્ત્રી તરત જ ઘેર ગઇ, અને આ વસ્તુઓ પોતાના પતિ શામાટે મંગાવતા હશે તેની તેને સમજણ ન પડી, તોપણ તે મંગાવેલી વસ્તુઓ લેઇને બીજે દિવસે પોતાના પતિપાસે ગઇ અને પોતે આવી છે, એવી મોટેથી બુમ પાડીને પોતાના પતિને જણાવ્યું. પેલા પ્રધાને કહ્યું, કે પેલા જાડા દોરડાનો એક છેડો ઝીણી રેશમની દોરીને બાંધ તથા તે ઝીણી રેશ-

મની દોરીનો બીજો છેડો તે ચામાચિડીયાના એક પગે બાંધ, અને તે મધમાંથી થોડું તે ચામાચિડીયાને માથે લગાડ, અને તેને છુટું મુકી દે. આ આજ્ઞાપ્રમાણે તે સ્ત્રીએ કર્યું અને તે ચામાચિડીયાને છુટું મુકી દીધું. તેના માથાઉપર મધ લગાડેલુ હોવાથી તે ઉંચું ઉડવા લાગ્યું અને ઉંચે ઉડવાથી મધ મળશે એવી આશાથી તે ઉંચે અને ઉંચે ઉડતું આવ્યું. આ પ્રમાણે તે ઉંચે ઉંચે ઉડતાં તે મિનારાની ટોચે પહોંચ્યું એટલે પેલા પ્રધાને તેને પકડી લીધું અને પેલી રેશમની દોરી તેના પગેથી છોડીને તેને છુટું કરી દીધું. પછી તે દોરીવડે તેણે પેલું સુતરતું જાડુ દોરડું ઉપર ખેંચી લીધું અને તેને તે મિનારાના ઉપરના ભાગમાં એક ઠેકાણે મજબુત બાંધીને તેનો આધાર લેઇ તે નીચે ઉતરી આવ્યો. અને પોતાની પત્નીને મળીને સુખી થયો તથા તે રાજ્યમાંથી બીજા રાજ્યમાં જતો રહ્યો.

વાચકને આશ્ચર્ય થશે ! કે વળી પ્રાણાયામની બાબતમાં આ વાર્તાનું શું પ્રયોજન છે ? પણ તેનું પ્રયોજન હોવાથી જ આ વાર્તા અત્ર આપી છે. આપણા શરીરરૂપી મીનારામાં શ્વાસોચ્છ્વાસ એ રેશમની દોરીને ઠેકાણે છે. તેને પકડીને અથવા તેને નિયમમાં રાખીને આપણે આપણા શરીરની અંદરના મજબુત તંતુઓ ( nerve currents ) ની અંદરની ગતિને તથા તેના દ્વારા આપણા વિચારરૂપી તંતુ અથવા દોરડાની ગતિને અને પરિણામે પ્રાણરૂપી મજબુત દોરડાને આપણે પકડી શકીએ છીએ, તેને નિયમમાં રાખી શકીએ છીએ અને સ્વતંત્રતાને પ્રાપ્ત કરી શકીએ છીએ. આ પ્રાણનો જય કરવાથી, તેને નિયમમાં રાખવાથી આપણે કેવા મહાન્ ફળ મેળવીએ છીએ તેની આપણને કલ્પના પણ નથી.

આ પ્રાણનો જય કરવાથી આપણા આરોગ્યને આપણે યથેચ્છ સુદૃઢ કરી શકીએ છીએ તથા આપણા આયુષ્યને આપણે યથેચ્છ દીર્ઘ કરી શકીએ છીએ, કાળ અને કર્મનો આપણે જય કરી શકીએ છીએ તથા યથેચ્છ સમય આ બ્રહ્માંડમાં ઇચ્છીએ તે સ્થળમાં ફરી શકીએ છીએ. આ વિના બીજાં અલૌકિક સામર્થ્યોને પણ આપણે મેળવી શકીએ છીએ, જે સંબંધમાં સ્વલ્પમાં આપણે માત્ર પ્રકાશ કરીએ છીએ.

સત્ય કહીએ તો આપણા શરીરવિષે આપણે કઇ જ જાણતા નથી. અને તે વિષે જાણવું એ સહેજ પણ નથી. ડાકતરનો ધંધો શિખનાર વિદ્યાર્થીને દવાખાનામાં આપણા શરીરમાં શું રહ્યું છે તે જાણવા માટે કોઇ મુડદાને ચીરે છે, અને વિદ્યાર્થી તેમાં શું રહેલું છે તે શિખવે છે. આ સંબંધમાં શોધ કરનાર વિદ્વાનમાં, ઘણાના પુરુષોએ શરીરની આ જ પ્રમાણે અર્થાત્ મુડદાને ચીરીને શોધ કરી હોય છે. અથવા તો આ સંબંધમાં શોધ કરનાર જીવતા જનાવરને ચીરે છે અને તેની અંદર શું શું રહેલું છે, કેવી વ્યવસ્થા છે, એ વગેરે જાણવાનો પ્રયત્ન કરે છે. પરંતુ આ પ્રમાણે કરવાથી આપણે ઘણું થોડું જાણી શકીએ છીએ. કારણ કે શરીરની અંદરના અત્યંત સૂક્ષ્મ ભાગોમાં જે કાંઇ થતું હોય છે તે આ પદ્ધતિથી જણાતું નથી. શરીરની અંદરના અતિ સૂક્ષ્મ ભાગોમાં ચાલતી ક્રિયાને આપણે ત્યારે જ જાણી શકીએ છીએ, કે જ્યારે આપણું મન અત્યંત સ્થિર થઇને ઉંડે અને ઉંડે ઉતરતું જાય છે.

ઉપર જણાવ્યાપ્રમાણે આપણા શરીરરૂપી સાંચાના તમામ ભાગોને પ્રાણ ગતિમાન કરે છે. અને આ પ્રમાણે શોધતાં શોધતાં જો આપણે અંતર્ પ્રવેશ કરીએ છીએ

તો શરીરના તમામ વિભાગમાં ચાલતી ક્રિયાઓના સંબંધમાં આપણે જાણી શકીએ છીએ. શ્વાસપ્રશ્વાસ એ આ પ્રાણનું સ્થૂળ સ્વરૂપ છે. આ શ્વાસપ્રશ્વાસને નિયમમાં રાખીને તેના દ્વારા પ્રાણ કે જે શરીરના સૂક્ષ્મતમ અવયવોમાં જે કાર્ય કરે છે તે ભાગપર્યંત આપણે પહોંચી શકીએ છીએ અને તે ક્રિયાનું આપણે દર્શન કરી શકીએ છીએ; એટલું જ નહિ; પણ તેની સાથે આપણે તે ક્રિયા અને વિભાગઉપર આપણા સ્વામીત્વને પણ સ્થાપી શકીએ છીએ અને આ પ્રમાણે આપણા આખા શરીર ઉપર આપણું સ્વામીત્વ સ્થાપી શકીએ છીએ.

મનના વિવિધ વ્યપારોમાં અથવા મનની ગતિ થવામાં પણ શરીરની અંદરના Nerve Currents-મજ્જાતંતુઓની અંદર વહેતા પ્રવાહ પણ કારણભૂત હોય છે, જેથી આ માર્ગે આપણે આપણા શરીરની સાથે મનના ઉપર પણ સ્વામીત્વ સ્થાપી શકીયે છીએ, અને મનની પૂર્ણ પ્રશાંત અવસ્થાને પ્રાપ્ત કરી શકીએ છીએ. અને આ પ્રમાણે થવાથી આપણામાં અનેક પ્રકારનાં વિલક્ષણ અલૌકિક સામર્થ્યો જાગ્રત્ થાય છે, અને આપણે વિવિધ સામર્થ્યસંપન્ન થઇએ છીએ આ સઘળો પરિણામ પ્રાણને વશ કરવાનો છે, તેને નિયમમાં રાખવાનો છે.

પ્રાણાયામના વિવિધ પ્રકારો છે અને તે સર્વનાં જૂદાં જૂદાં અદ્ભુત ફળ છે. આ ફળો શામાટે કેવા કારણોથી મળે છે તે પણ આપણો અધિકાર વધતાં આપણે જાણી શકીએ છીએ, પરંતુ આ બાબતો અત્યંત સૂક્ષ્મ છે, અને તત્કાલ સમજી શકીએ તેમ નથી. અથવા ધારો કે કદાચ તે આપણે જાણી અથવા તે બાબતો આપણે સમજ્યા પણ તેનો કંઈ તત્કાલ અર્થ નથી, અથવા તેથી આપણને કંઈ તત્કાલ લાભ નથી. કારણ કે જાણવામા નથી, કોઇ હિત સધાય તેમ નથી. જે કરવું જોઇએ તે આચારસિદ્ધ કરવું જોઇએ ધીમે ધીમે આપણે અભ્યાસપૂર્વક આગળ વધવું જોઇએ તો જ તેથી લાભ થાય છે. અભ્યાસવિના કંઇ જ ફળ થાય તેમ નથી, એ અવશ્ય કરીને લક્ષમાં રાખવું માટે બુદ્ધિમાને તો ક્રમે ક્રમે અભ્યાસને જ સિદ્ધ કરવો ઘટે છે.

અભ્યાસ અને તે પણ નિત્યનો અભ્યાસ થવો જોઇએ. વળી તે પણ દીર્ઘ સમય પર્યંત થવો જોઇએ, એ સાધકે અવશ્ય કરીને લક્ષમાં રાખવું. અભ્યાસવિના કંઇ જ અર્થ સરે તેમ નથી. માટે પ્રાણાયામના લાભ લેવા હોય તેમણે અભ્યાસપરાયણ થવું જોઇએ. એટલી વાતો, કે એટલા જાણવામાત્રથી કંઇ જ અર્થ સધાય તેમ નથી, એનું વિસ્મરણ ન થવા દેવું.

જે મનુષ્યો અભ્યાસપરાયણ થતા નથી તેમને હજાર શંકાઓ થાય છે પણ તેનો અંત આવતો નથી. પરંતુ જે અભ્યાસ કરવા માંડે છે તેની શંકાઓ ઓછી થતી જાય છે, અને તેને ફળનું દર્શન થતું જાય છે (અપૂર્ણ)

# पक्षपातरहित अनुभवप्रकाश.

(અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૧૦ ના પૃષ્ઠ ૨૫૭ થી)



મેં કહ્યું: હે વેશ્યા! તારો ગુરુ કોણ છે?

વેશ્યાએ ઉત્તર આપ્યું: ગો શબ્દ ઇંદ્રિયવાચક છે. ગોશબ્દ અન્ધકારરૂપ અજ્ઞાન પણ જણાવે છે, અને રુ શબ્દ પ્રકાશ સૂચવે છે. તાત્પર્ય કે અજ્ઞાન તથા અજ્ઞાનના કાર્ય ઇન્દ્રિયાદિક સર્વને જે પ્રકાશે, તેનું નામ ગુરુ છે. તેવો પદાર્થ ચૈતન્યસ્વરૂપ આત્મા, તે હું જ છું. હું ચૈતન્ય દૃષ્ટાનો દૃશ્ય ગુરુ થઇ શકતો જ નથી. જેમ દૃશ્ય સ્વપ્નપ્રપંચનો સ્વપ્નદૃષ્ટા જ ગુરુ છે. સર્પ, દંડ, માળા આદિ પદાર્થોનો રજ્જુ જ ગુરુ છે. તે જ પ્રમાણે હે પરાશર આ દૃશ્યનો દૃષ્ટા હું ગુરુ છું. આવું પણ મેં તો મુમુક્ષુઓને સમજાવવા માટે જ કહેલું છે. હું તો અદ્વિતીય છું. મારા અવાઙમનસગોચર સ્વરૂપમાં ગુરુ શિષ્યની કલ્પના નથી. જો ગુરુશિષ્યની કલ્પના માનો, તો હું ચૈતન્ય આત્મા જ સર્વ નામરૂપ દૃશ્યનો ગુરુ છું. હું ચૈતન્યનો અન્ય ગુરુ કોઇ નથી. સ્વપ્રકાશ આત્મા છતાં અન્ય ગુરુ માને તો અનવસ્થા દોષની પ્રાપ્તિ થશે. માટે હે પરાશર! ગોવિંદના ભજનનું નિરૂપણ કર.

મેં કહ્યું: ભજન એ જ કે ન તું વેશ્યા, ન હું પરાશર, એક ગોવિંદ જ છે. જેમ મઠાકાશ કે ઘટાકાશ કોઇ નથી. માત્ર મહાકાશ જ છે. પછી કહ્યું હે વેશ્યા! તું કોણ છે? ક્યાંથી આવી છે, ક્યાં જવાની છે?

વેશ્યા બોલી: જે તું છે, તે જ હું છું. જ્યાંથી તું આવ્યો છે અને જ્યાં જવાનો છે, ત્યાંથી હું આવી છું અને ત્યાં જ જવાની છું. જ્યાં તું રહે છે, ત્યાં જ હું રહું છું. જ્યાંથી તું જન્મ્યો છે ત્યાંથી જ હું પણ જન્મી છું. જે તમારો હાલ છે, તે જ મારો હાલ છે. તેમાં વિલક્ષણતા નથી. તેથી તમારો પ્રશ્ન હાસ્યને પાત્ર છે. પરંતું ભજન ગોવિંદનું કરો.

મેં કહ્યું: તેં જાતે જ પૂર્વે કહ્યું હતું કે "હું સર્વ દૃશ્યના ગુરુરૂપ છું" તો મને ભજનથી શું પ્રયોજન છે?

વેશ્યાએ કહ્યું: હું કોઇ કર્તવ્ય જાણીને, ભજનનું પૂછતી નથી. પરંતુ સતજન જ્યાં એકઠા થાય છે, ત્યાં સ્વાભાવિક જ વચનવિલાસ થાય છે. જો મારો નિશ્ચય પૂછો તો હું શપથપૂર્વક કહીશ કે હું પોતાને ગુરુ અને અન્યને શિષ્ય જાણતી નથી. હું અદ્વિતીય નારાયણ છું. મારામાં દ્વૈતનો માર્ગ નથી.

મેં કહ્યું: હે વેશ્યા! જ્યારે તું અદ્વૈત છે તો તેં ગુરુ શિષ્યની કલ્પના કેમ કરી?

વેશ્યાએ કહ્યું: ગુરુશિષ્યની કલ્પના, કલ્પનામાત્ર છે. તેમાં કહ્યું તો શું બગડી

ગયું ? ન કહ્યું તો શી અડચણ આવી ? હે પરાશર ! મિથ્યા અહંકારને છોડ જેથી તને સ્વરૂપની પ્રાપ્તિ થાય.

મેં કહ્યું: તે કહેવામાત્ર વાતને કેમ પ્રમાણ કરી ?

વેસ્યા બોલી: જેમ તેં કહેવામાત્રને પ્રમાણ કર્યું હતું. પરંતુ તેની શી ચિંતા ?

મૃગતૃષ્ણાનું જલ હોતું નથી છતાં કહેવામાં આવે છે.

અવધૂત બોલ્યા; તારા કહેવાથી ભ્રમ સિદ્ધ થયો.

વેસ્યા બોલી: અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ ભગવાનથી જે ભિન્ન પ્રતીતિ છે, તે જ ભ્રમ છે. વાસ્તવ રીતે વિચારૂં છું તો ભ્રમ પણ ક્યાં છે. ભગવાન જ છે. અવધૂતે કહ્યું: ,તારા કહેવાથી જણાય છે કે જેવો ભ્રમ છે, તેવા જ ભગવાન્ છે. તે જ કારણથી તું વેસ્યા થઇ છે, કારણ કે ભગવાન્ અને ભ્રમને સમાન જણાવે છે.

વેસ્યાએ કહ્યું; ભગવાન્ અને ભ્રમ બંને શબ્દમાત્ર છે. હું અવાઙ્મનસગોચર આ શબ્દોથી તથા શબ્દાદિવિના અર્થોથી અતીત છું; પરંતુ હે અવધૂત, મારાં વચનો અને લક્ષણોનો તું દૃષ્ટા ક્યાંથી થયો ? કારણ કે સ્વપ્નના પુરુષ, સ્વપ્નદૃષ્ટાનો અથવા જાગ્રત્ પુરુષનાં વચનો કે લક્ષણોનો દૃષ્ટા થઇ શકતો નથી સુતેલો મનુષ્ય જાગ્રત્ પુરુષના હાલનો જ્ઞાતા થઇ શકતો નથી. તે જ પ્રમાણે હું જાગ્રત્નો તું સુતેલો, દૃષ્ટા કેવી રીતે થઇ શકે ? તને લજ્જા નથી આવતી ?

અવધૂત બોલ્યા: લજ્જાદિ સર્વ પદાર્થોને ધોઇને અવધૂત થયો છે. લજ્જા કોનાથી પામું ? હું અદ્વિતીય છું.

વેસ્યાએ કહ્યું: મહદ્ આશ્ચર્ય છે. ! આકાશ પોતાનામાં નીલિમા માનીને તે નીલિમાને ધોવાનો ઉદ્યમ કરે તો તે હાસ્યને પાત્ર થાય છે. હે અવધૂત ! સર્વ પદનો અહંકારમાં સમાવેશ થાય છે. જો અહંકારને તેં ધોયો અર્થાત્ ત્યાગ્યો, તો સર્વ ત્યાગ જ છે. પછી સર્વ કર્મોને ધોવાનું, સર્વનું કથનચિંતન કોણ કરશે ? અહંકારવડે જ કથનચિંતન થાય છે. અન્યથા નહિ.

અવધૂત બોલ્યા: શું કરૂં !

વેસ્યાએ કહ્યું; કર્તવ્યરૂપે કંઇ ન કર. પોતાના સ્વરૂપને સારા રીતે જાણ. જે કર્તવ્ય પ્રાપ્તિરૂપે આવે છે તે મિથ્યા છે. સંત નિષ્કર્તવ્ય પદમાં સ્થિત હોય છે. વાસ્તવિક રીતે કર્તવ્ય અકર્તવ્યના અભિમાનથી પણ રહિત હોય છે. કારણ, કે કર્તવ્ય કશું નથી. માત્ર બોધમ્ય જ છે. તેથી નામરૂપ દૃશ્યથી દૃષ્ટિ ઉઠાવી અદૃશ્યમાં દૃષ્ટિને લગાવ. પછી દૃશ્યનાન અદૃશ્યમાનનો ભેદ નહિ રહે. ખાંડનાં રમકડાંના નામરૂપનો ત્યાગ કર્યાવિના બાળકને ખાંડનો યથાર્થ બોધ થતો નથી. એક વખત સાંગોપાંગ તે ખાંડ છે એવું જાણ્યા પછી રમકડાંના નામરૂપના ત્યાગનું કંઇ પ્રયોજન નથી. સર્વ ખાંડ જ છે રમકડાં તો કહેવામાત્ર છે.

અવધૂતે કહ્યું, હે વેશ્યા ! તું પરમહંસ દેખાય છે.

વેશ્યાએ કહ્યું; પરમહંસ અપરમહંસ બંને મારા સ્વરૂપમાં નથી. જેમ સ્વપ્નના પરમહંસ અપરમહંસ બંને સ્વપ્નદષ્ટાના સ્વરૂપમાં છે જ નહિ.

પરાશરે કહ્યું; હે મૈત્રેય ! વેશ્યાનાં વચન સાંભળીને, અવધૂતની બુદ્ધિ હલકી ગઇ.પછી જડભરત બોલ્યા.

હે વેશ્યા ! તેં કહ્યું છે કે આત્મામાં ત્રિપુટી નથી, તો શેમાં છે ? જેમાં ત્રિપુટીને માની અને આત્મા જુદો માને એવું શું છે તે કહો. એવો ચૈતન્યઆત્માથી ભિન્ન, ત્રિપુટીનો આધાર છે જ નહિ. તેથી ત્રિપુટી આત્મારૂપ જ છે. પોતે જ પોતાને જુએ છે, પોતે જ પોતાને સાંભળે છે, પોતે જ પોતાનો સ્પર્શ કરે છે. એ પ્રમાણે સર્વ ઇંદ્રિયોનું જાણવું. તાત્પર્ય કે આ ત્રિપુટીરૂપ પણ તે આત્મા પોતે જ છે. તેનો દ્રષ્ટા, અધિષ્ઠાન, આધાર પણ પોતે જ છે. જેમ સ્વપ્નમાં સ્વપ્નદ્રષ્ટા પોતે જ દ્રષ્ટાદર્શન દૃશ્યરૂપ ત્રિપુટી પોતે બને છે. અન્ય કોઈ જાગ્રતનો પદાર્થ સ્વપ્નમાં છે જ નહિ. જો ત્રિપુટીરૂપ બને માટે હે વેશ્યા ! જો સર્વરૂપ આત્મા પોતે જ છે, તો દેખવું પણ આત્મારૂપ છે. વેશ્યાએ કહ્યું, હે જડભરત ! તારી બુદ્ધિ હસવાયોગ્ય છે. કારણ કે એક આત્મામાં સર્વની કલ્પના કરે છે. તથા ભિન્ન અભિન્ન એમ જાણે છે. કદી તેં તારા શરીરને તારા પોતાનાથી ભિન્ન અભિન્ન જાણ્યું છે ? ઘટ પટાદિ પદાર્થ ભિન્ન ભિન્ન જણાય છે, મોટા, નાના, શુદ્ધ, અશુદ્ધ, આગળ, પાછળ. તેમ જ દેશ કાલાદિ ભેદવાળા પ્રતીત થાય છે, છતાં પંચભૂતરૂપ છે, અર્થાત્ એક રૂપ જ છે. તું હસે છે શા માટે ? રુદન કર.

એટલે વામદેવ તથા જડભરત બંને રુદન કરવા લાગ્યા.

પરાશરે કહ્યું; હે મૈત્રેય ! તે સમયે મેં કહ્યું; હે મિત્રો ! રુદન શા માટે કરો છો ? તમારા સ્વરૂપમાં રોવું હસવું સમાન છે. હસવાને છોડી દેવું અને રોવાનું ગ્રહણ કરવું અયોગ્ય છે.

વેશ્યાએ કહ્યું; હે સંતો ! સ્વપ્નનરોના હસવા વગેરેના વ્યવહાર સ્વપ્નદ્રષ્ટાની દૃષ્ટિમાં સમાન છે. હે પરાશર જો રાગદ્વેષપૂર્વક હસવું રોવું થાય, તો તે મૂર્ખતા છે. જો સમતાને લીધે હસવું રોવું હોય તો ઠીક જ છે. જેમ નાટકમાં નટ સ્વાંગને અનુસાર કદી રડે છે, કદી હસે છે, પરંતુ તે નટને નાટકનું હસવું રોવું વિલાસમાત્ર છે. પ્રસન્નતાનું કારણ છે. તેમ જ તે નટ અને નાટકને જોનાર વિદ્વાન્ દ્રષ્ટા પુરુષોને પણ નટનું નાટકમાં હસવું રોવું વિલાસમાત્ર છે. સ્વયંનટ પણ હસવારોવાનો સર્વ વ્યવહાર કરવા છતાં નટત્વ નિશ્ચયથી ચલાયમાન થતો નથી. બાળકોને જ નટનું હસવું રોવું હર્ષ શોકનું કારણ હોય છે.

હે પરાશર ! સમદૃષ્ટિને લીધે, વિદ્વાન્ પુરુષોની જે જે રાગદ્વેષરહિત ચેષ્ટાઓ હોય છે, તે સર્વ, મુમુક્ષુઓને ઉપદેશરૂપ હોય છે. કારણ કે આ મુમુક્ષુ પુરુષ એવો વિચાર કરે છે કે આ વિદ્વાન્ પુરુષોએ એવું કોઇ સમતારૂપ અમૃતપાન કર્યું છે કે જેથી સર્વ

ન્યૂન, અધિક, લૌકિક, પારલૌકિક, કાયિક, વાચિક, માનસિક, શુભાશુભ, સુખદુ ખ, હસવું રોવું વગેરે અવસ્થાઓમાં હમેશાં શાંતરૂપ સમાન જ છે. વિભ્રમ ગતિને કદાપિ પણ પ્રાપ્ત થતા નથી. જે સમતારૂપ અમૃતના પ્રતાપથી, બ્રહ્મા, વિષ્ણુ, શિવઆદિક સહિત તેમના ઐશ્વર્યની ઇચ્છા નથી કરતા, તો અન્ય ઐશ્વર્યનું શું કહેવું ? તેમ જ તેની અનિચ્છા પણ નથી કરતા. ગ્રહણ ત્યાગ બુદ્ધિથી તે રહિત છે, સ્વતંત્ર છે. જન્મ મરણરૂપ ભયથી પણ રહિત હોય છે. સર્વદા જગતના ભોગ પદાર્થોથી રહિત હોય છે તોપણ શરદ ઋતુની પૂર્ણિમાના ચંદ્રની માફક પ્રસન્નવદન રહે છે. તેથી આ સર્વથી વિલક્ષણ કોઇ અદ્‌ભુત પદાર્થ આવિદ્વાન પુરુષોને મળ્યો છે. તેથી અમે લોકોએ પણ આ અમૃતનું પાન કરવાને તે વિદ્વાનોનો સંગ કરવા યોગ્ય છે. નહિ તો અમારૂં જીવન વ્યર્થ છે. એ પ્રકારના ,સમ્યક્ વિચાર આ મુમુક્ષુજનોને પ્રકટે છે અને નિષ્કામના સંતોષ, વગેરે વિદ્વાનોમાં જોઇને મુમુક્ષુજનોને પરમપદની પ્રાપ્તિની ઇચ્છા થાય છે. તેથી હસવું રોવુ અનાત્મ ધર્મ બ્રહ્મરૂપ વિદ્વાનોને તો સમ છે. જેમ આકાશ જીવોના હસવા રોવામાં સમ છે. હર્ષશોકરૂપ ન્યૂનાધિકતા તેમાં થતી નથી.

હે મૈત્રેય ! જડભરતઆદિ લજ્જાયમાન થઇને મૌન થઈ ગયા. કારણ કે વેશ્યા અવાઙ્‌મનસગોચર પદનું કથન કરતી હતી. એ પદમાં વાણીનો પ્રવેશ નથી, તેથી મૌન થવુ જ સારૂં છે. પછી મેં પૂછયું; હે વેશ્યા ! આ જીવનો સંસાર કેવી રીતે છુટે ?

વેસ્યાએ ઉત્તર આપ્યુ હું શાસ્ત્ર, વેદ ભણી નથી, પરંતુ તમારા સંત પુરુષોથી સાંભળ્યું છે કે જો પોતાનો પરિચ્છિન્ન અહંકાર છુટે તો પછી નામરૂપ સંસાર ક્યાં છે ? જેમ સુષુપ્તિ, મૂર્છામાં અહંકાર નથી હોતો તો જગત્ પણ નથી હોતું.

પુનઃ મેં પૂછયુ . અહંરૂપ ચિત્ત કેમ વશ થાય ?

વેશ્યા બોલી : હે પરાશર ! તું કોણ છે ? ચિત્તને વશ કરવાવાળો ચિત્તાદિ જડ, દશ્ય છે કે દૃષ્ટા છે ! જો ચિત્તાદિ દશ્યનો તું દૃષ્ટા છે, તો ચિત્તને વશ કરવાનું તારે શું પ્રયોજન છે ? કારણ કે ચિત્તાદિ દશ્યનો તું દૃષ્ટા છે તેને ચિત્ત કંઇ લાકડી મારે તેમ નથી તારા ઉપર કંઇ જાદુ મંત્ર કરતું નથી. તારો રસ્તો નથી રોકતું. તને ઝેર નથી આપતું. તને આવરણ નથી કરતું. તથા પોતાનુ દશ્યસ્વરૂપ અને બંધ મોક્ષાદિ ધર્મ પણ તને નથી આપતું. અથવા તો તું દૃષ્ટાની તે નજદીક પણ નથી વળી તે તું દૃષ્ટાને અહિતકારી નથી સમજતું પરંતુ હિતકારી સમજે છે કારણ કે દૃષ્ટા ચેતનવડે જ જડ દશ્યની સિદ્ધિ થાય છે. અન્યથા નહિ એ જ દૃષ્ટાનું દશ્યઉપર હિતકર્તાપણું છે. તું દૃષ્ટાને દશ્ય ચિત્ત કોઇ ઉપાલભ પણ આપતું નથી કે તમે અમને બરાબર પ્રકાશ નથી આપતા; જેમ કે ઘટપટાદિ પ્રકાસ્ય વસ્તુઓ સૂર્ય દીપકાદિ પ્રકાશકોને ઉપાલંભ નથી આપતા. તાત્પર્ય કે સર્વ પ્રકારે આકાશસમાન આપણે છીએ તેનો બગાડ કોઇ કરતું નથી. ચિત્તાદિ કોઈ પ્રકારે તેને પીડા આપતા નથી. તો પછી વિનાપ્રયોજન બીજાને હરકત કરવી એ નાલાયકનું કામ છે. નાહક અપરાધવિના બીજાથી શત્રુપણું કરવું, એ પાપ છે. જેમ ધીવર માછલીઓ અને પક્ષીઓને વિનાઅપરાધ જાળમાં ફસાવે છે તેમ ન કર. ધીવરની સમતા ન કર તારામાં

ચિત્તાદિ દશ્ય છે નહિ, તો પછી વશ કોને કરે છે ? જેમ શુદ્ધ સ્ફટિક મણિ પોતામા કલ્પિત લાલી દૂર કરવાનો ઉપાય કરતો નથી, જો કરે તો તે વ્યર્થ છે તેમ તારો કલ્પિત ચિત્તાદિને વશ કરવાનો ઉપાય ભ્રમમાત્ર છે અથવા જો તુ પોતાને ચિત્તાદિ દશ્ય જાણે છે, તો ચિત્તાદિ દશ્ય તુ જાતે જ છે પછી વશ કોને કરે ? જો વશ કરે તો પોતાના ધર્મોને અથવા પોતાને વશ કરે કે ન કરે સરખુ જ છે અને તેથી દષ્ટાને હાનિ લાભ કશુ નથી. તુ ચૈતન્ય દષ્ટાની આગળ ચિત્ત તો વશવર્તી જ છે વશવર્તીને પુન વશવર્તી કરવુ, એ લજ્જાનુ કામ છે. દળેલાને ફરી દળવુ એ હાસી છે. સ્વપ્નદષ્ટા ચૈતન્યને તો સ્વપ્નપદાર્થોઅધીન જ સ્વપ્નપદાર્થોની પ્રતીતિ છે. સ્વત છે જ નહિ ચિત્તાદિ દશ્ય પોતાના ધર્મોને અથવા પોતાને રોકશે તો તારૂ મરણ નિસ દેહ થશે, જેમ સમુદ્ર નાગરૂપી દેહના ધર્મનો કેદ ત્યાગ કરે તો દેહનુ અવશ્યમેવ મૃત્યુ થશે, તેમાં આકાશને કશુ લાભહાનિ નથી.

જો તુ અધિષ્ઠાન કલ્પિત ચિત્તને વશ કરવા ઇચ્છે છે, તો તારા સ્વરૂપને સારી રીતે જાણ. અધિષ્ઠાનના જ્ઞાનથી કલ્પિતની નિવૃત્તિ સ્વાભાવિક જ થઇ જાય છે કલ્પિતની નિવૃત્તિમાટે જુદુ સાધન નથી. જો તુ સર્વ રીતે પોતાને પૂર્ણ આત્મા જાણે છે, તો મન ભટકી ભટકીને સ્વત શાન્ત થઇ જાય છે, જેમ નદીસમુદ્રવિષે જહાજઉપર કાગડા ઉડતા હોય તે ચારે બાજુ સમુદ્ર દેખે છે અને આમ તેમ પોતાના ભટકી ભટકે છે પરંતુ જ્યારે બીજો આધાર તે દેખતા નથી ત્યાર થાકીને જ્યાંથી ઉડ્યા હતા તે જ જહાજઉપર ફરીથી બેસે છે એ જ પ્રમાણે હરિદષ્ટિ—પૂર્ણ દષ્ટિવિના મનને વશ કરવાનો કોઇ અન્ય ઉપાય નથી તરંગાદિના નિજસ્વરૂપ જળને જાણવાથી જ તરંગાદિની વશિભૂતતા સિદ્ધ થાય છે નિજ સ્વરૂપ આત્મામા કલ્પિત સર્પાદિરૂપ જડ પદાર્થોના અધિષ્ઠાન રૂપ રજ્જુના જ્ઞાનથી જ મનરૂપ સર્પ વશ થાય છે અર્થાત્ તેની નિવૃત્તિ થાય છે સ્વપ્નદષ્ટા સમ્યક્ જાગ્રત્ થતા જ સ્વપ્નસૃષ્ટિસહિત મનના નાશનુ વશીકરણ અનુભવે છે.

પરાશરે કહ્યુ:—હે મૈત્રેય ! વેશ્યાએ સત્ય જ કહ્યુ છે, જેમ કોયલામાં જે અગ્નિના વિયોગથી, અનિર્વચનીય અન્ય કારણ વિના કાળાશ અર્થાત્ કાળાશ ઉત્પન્ન થઇ છે તે કાળાશ અન્ય કોઇ ઉપાયથી નિવૃત્ત થતી નથી જે અગ્નિના વિયોગથી તે થઇ છે તે જ અગ્નિનો કોયલામાં પ્રવેશ થવાથી કોયલાની કાળાશ દૂર થાય છે, અને પુનઃ એ માલૂમ પણ પડતુ નથી કે કાળાશ ક્યાં ગઇ અને કોયલો ક્યાં છે. તાત્પર્ય કે પોતાનુ નામરૂપ વિસારીને એક અગ્નિરૂપ તે થાય છે તે જ પ્રમાણે સચ્ચિદાનંદરૂપ અગ્નિના વિયોગથી, મનરૂપ કોયલામાં કર્તૃત્વ ભોક્તૃત્વરૂપ કલુષતા ઉત્પન્ન થઇ છે તે કર્તૃત્વ ભોક્તૃત્વરૂપ કલુષતા યજ્ઞ, દાન, તપ, હોમ, વ્રત, તીર્થ, જપ, ધ્યાન, વેદાધ્યયન શમ, દમ, વૈરાગ્યાદિ કોઇ પણ સાધનથી દૂર નથી થતી, પરંતુ જે સચ્ચિદાનંદ સ્વરૂપના અજ્ઞાનથી, મન અથવા મનઉપાધિવાળા ચૈતન્યમા કલુષતારૂપ આવરણ થયુ છે તેના જ્ઞાનથી જ તે કલુષતા રૂપ આવરણ દૂર થશે અન્ય ઉપાયથી નહિ તાત્પર્ય કે આપ નહિત સર્વ મનાદિને હરિરૂપ જાણવાથી મનાદિ પોતાના નામરૂપનો ત્યાગ કરી હરિરૂપ થશે. પુન એ નહિ જણાય કે મનાદિક પોતાના ધર્મોસહ ક્યા ગયા હે મૈત્રેય ! જ્યા નામરૂપ મનસહિત સર્વ સંસારને મિથ્યા જાણ્યો અને પોતાના સ્વરૂપને ત્રિકાલાબાધ્ય સત્ જાણ્યું, તો

પછી મન ક્યાં જશે ? ઉલટું તે મિથ્યા દુઃખરૂપથી હઠીને સુખસ્વરૂપ આત્મામાં જ બળાત્કારે લય પામશે. હે મૈત્રેય! મૃત્તિકાબુદ્ધિ જ ઘટાદિક નામરૂપના અભાવનું કારણ છે. કોઇ પત્થરવડે ઘટાદિકને ચૂર્ણ નથી કરતા જેથી તે મૃત્તિકારૂપ થાય. તે બન્યો બનાવ્યો કામ આપ્યા કરે અને નામરૂપની પ્રતીતિવાળો છતાં મૃત્તિકારૂપ અનુભવાય છે, એ જ દિવ્ય દૃષ્ટિ છે; કારણ કે કારણદૃષ્ટિ દિવ્યદૃષ્ટિ છે, અન્ય નહિ.

હે મૈત્રેય! પુનઃ વેશ્યાએ કહ્યું:–હે સંતો! જે સમયે સંસારની સર્વ ચાહના છોડીને એક ભગવાનની ચાહના થઇ, તે જ વખતે વેશ્યાદિ સંજ્ઞા દૂર થઇ. કારણ કે ગોવિંદથી જુદું જે કંઇ દૃષ્ટિએ આવે છે તે મલિનતા છે. જે મૂઢ છે તે જ દૃશ્યમાનમાં પ્રીતિ કરે છે, વિચારવાન્ કરતા નથી. હે પરાશર! તું આ દૃશ્યમાનમાં દૃષ્ટિ કેમ કરે છે કે હું પરમહંસ છું, ઋષિ છું, હું બ્રાહ્મણ, હું પંડિત, હું કુલિન, હું જ્ઞાની ઇત્યાદિ છું, અને આ વેશ્યા નીચ છે, દુરાચારિણી છે, ઇત્યાદિ. પરંતુ એમ જાણ કે દૃશ્યમાન આ શરીર અતિ મલિન છે. કૃમિ છે. તે ભસ્મ થવાનું છે. ગોવિંદવ્યતિરિક્ત જે પ્રતીતિ છે તે જ મલિનતા છે.

મેં કહ્યું:--હે વેશ્યા! તેં જ પૂર્વે કહ્યું કે હું સર્વરૂપ, અદ્વિતીય આત્મા છું, તો મલિનતા, કૃમિ અને ભસ્મ પણ તું જ છે.

વેશ્યાએ કહ્યું:--એ સર્વ કહેવામાત્ર છે. બાકી હું ચૈતન્ય સર્વ પદથી અતીત છું.

મેં કહ્યું:--જો તારાવિષે સર્વ પદ નથી, તો તારાથી ભિન્ન કોણ છે, જેમાં સર્વ પદ હોય ?

વેશ્યાએ કહ્યું:--તને સર્વ અસર્વ પદ દૃષ્ટિમાં કેમ આવ્યાં છે ?

મેં કહ્યું:--જેમ તને મલિનતા, કૃમિ, ભસ્મ દૃષ્ટિમાં આવ્યાં. તેમ પુનઃ વેશ્યાએ કહ્યું: તું પરમહંસ છે.

મેં કહ્યું:--એવું ન કહે, એ કલ્પના મારાવિષે નથી. એ કલ્પના તારાવિષે છે, કે જેથી તેં પોતાને વેશ્યા જાણી છે, અને મને પરમહંસ જાણે છે હે વેશ્યા! જે જે તું મનવાણીવડે કથન ચિંતન કરીશ તે તે અહંકારનું રૂપ છે અથવા માયાનું સ્વરૂપ છે. દૃશ્યનું લાંલગી સ્વરૂપ છે, જ્યાંસુધી મનવાણીની વિષમતા છે હું આત્મા, મન, વાણીથી અગોચર છું. જેમ તે સાંભળીને વેશ્યાપણું દૃઢ કર્યું, સ્વપ્નમાં પણ તુ પોતાને અન્ય નથી જાણતી જ તે જ પ્રમાણે જ્યારે તું પોતાના સ્વરૂપને દૃઢપણે જાણીશ તો મુક્તિની ઇચ્છા ન કરવા છતાં મુક્તિને પામીશ. જેમ ઘટાકાશ સમ્યક્ પોતાના સ્વરૂપને જાણે છે તો પછી ઘટ ફુટે કે ન ફુટે છતાં નિઃસંદેહ તે મહાકાશસ્વરૂપ છે. એમ નથી કે ઘટાકાશ, ઘટમાં પદાર્થ હોવાને લીધે, નિર્વિકાર નથી. તે સદા નિર્વિકાર છે. તેથી હે વેશ્યા! આ સ્થૂલ સૂક્ષ્મ અહંકારને નિરહંકારરૂપ હિમાલયમાં લઇ જા, અને નિરહંકારરૂપ ભસ્મ લગાવ, જેથી પાપથી નિર્મલ થઇ શોભાયમાન થાય.

વેશ્યાએ કહ્યું:—હિમાલયમાં અનેક જીવ મરે છે, પરંતુ પાપથી છુટતા નથી તેથી હિમાલયમાં બળવાનું કંઇ પ્રયોજન નથી. મારું બળવું તારા વચનથી જ થશે. વેશ્યા નામ

મનરૂપી નગરમાંથી કાઢી નાખો; વાસ્તવમાં હું ચૈતન્ય આત્મા સ્વાભાવિક જ શોભાયમાન છું. યત્નથી શોભાયમાન થવાનું નથી.

મેં કહ્યું:—એવો અતીત હકીમ નથી કે આ વેશ્યા નામ નિવૃત્ત કરું, અને સચ્ચિદાનંદ નામ રાખું. જેમ કોઇ ગૃહસ્થ અતીતપાસે અતીત થવાને જાય છે, તો તે અતીત, તે ગૃહસ્થનું નામ કાઢીને બીજું નામ ઘુસાડે છે. એક નામરૂપ ભ્રમને કાઢે છે, અને બીજા નામરૂપ ભ્રમને વધારે દૃઢ કરી ઘાલે છે. તેમાં વિશેષતા શી થઇ ? કંઇ જ નહિ. સચ્ચિદાનંદ આદિ સર્વ નામરૂપ કલ્પિત ભ્રમ છે, સત્ય નથી. જેનાથી સચ્ચિદાનંદ આદિ સર્વ નામરૂપ સિદ્ધ થાય છે, તે અવાઙ્મનસગોચર તારૂં સ્વરૂપ છે. હે વેશ્યા ! તું અહંપણાનો ત્યાગ કર. પુનઃ તે ત્યાગનો પણ ત્યાગ કર, જેથી પોતાના સ્વરૂપને પામે.

પરાશરઃ— હે મૈત્રેય ! તે વેશ્યા, યત્કિંચિત્ કાલ સંતોની સંગતિ કરીને પોતાના સ્વરૂપને પામી. પરંતુ હજીસુધી તારો તેમાં પ્રવેશ ન થયો, મારો ઉપદેશ વ્યર્થ ગયો.

મૈત્રેયઃ—તમે મારા ગુરુ છો. મારો અહંકાર નિવૃત્ત કરો.

પરાશરઃ—અહંકાર તારો છે હું શી રીતે નિવૃત્ત કરૂં ? હે મૈત્રેય ! વાંદરો ચણાની મૂઠી ભરે અને ઘડામાંથી તેનો હાથ ન નીકળે જો મૂઠી છોડે તો તરત હાથ છુટી જાય. મૂઠી છોડવી ન છોડવી વાંદરાના અખત્યારની વાત છે બીજાની નહિ. હે મૈત્રેય ! હું તારો અહંકાર નિવૃત્ત કરૂં કે મારો. તારો અહંકાર મને દુઃખ આપતો નથી. જેને અહંકાર દુઃખ આપશે તે પોતાની મેળે તેનો ત્યાગ કરશે. જેમ કોઈ મજૂરને ચાર આના આપીને તેના માથા ઉપર બોઝો ઉપડાવી જતો હોય, તે મજુરથી જો બોઝો સહન નહિ થાય તો લાચાર થઇને નીચે પટકી દેશે. હજાર મહોર આપશો તો પણ તે નહિ ઉચકે; કારણ તેના શરીરથી તે સહન થઇ શકતું નથી તેથી તે લાચાર છે. તે જ પ્રમાણે જ્યારે અહંકાર તને દુઃખ આપશે ત્યારે તું આપે જ તેનો બળાત્કારે ત્યાગ કરીશ.

મૈત્રેયઃ—જો મુમુક્ષુઓના અહંકારાદિ વિકાર આપ નિવૃત્ત નથી કરતા તો તમને આચાર્ય કેમ માનો છો ?

પરાશરઃ—સત્વ, રજ અને તમસાદિ ગુણોના પ્રકાશક આત્મામાં આચાર વિચાર નથી, તે તો સંતાનના ધર્મ છે. પરંતુ મારી કૃપાની આશા રાખ. આગળ પ્રશ્ન ન કર. નિત્ય અનિત્યનો સવાલ ન કર જે કહું તે સત્ય માન.

મૈત્રેયઃ—જ્યાંસુધી સંદેહ મારો નિવૃત્ત ન થાય અને વાત દીલમાં રૂચે નહિ ત્યાંસુધી હું ચુપ થવાનો નથી. વેદમાં લખ્યું પણ છે કે જ્યાંસુધી શિષ્યનો સંશય ન મટે ત્યાંસુધી શિષ્યે ચુપ ન રહેવું અને ગુરુએ પણ ક્રોધરહિત રહીને ઉપદેશ કરવો.

મૈત્રેયનું આ વચન સાંભળીને પરાશરે મૈત્રેયના કેશ પકડી તેને સારી રીતે શિક્ષા કરી, તેથી મૈત્રેયે કહ્યું: હે પરાશરજી ! મોટું આશ્ચર્ય છે કે કૈત્યાદિ કુર હિંસક જીવ પણ પોતાના દેહનું પોતે બગાડુ નથી કરતા તો તમે તમને પોતાને કેમ શિક્ષા કરો છો ?

પરાશર --હું મને તું તુચ્છ સમજે છે ? હમણાં તને ભસ્મ કરું છું.

મૈત્રેય—અમને ભસ્મ શું કરશો ? હું તો છું જ નહિ કોને ભસ્મ કરશો ? પરંતુ હું એમ નહોતો જાણતો કે તમે જ્ઞાનને ચાહો છો. હવે નમ્રતાસહિત પ્રશ્ન કરીશ. મારી રક્ષા કરો.

પરાશર —તેથી જ તને ઉપદેશ નથી. કારણ કે તને કંઇ નિશ્ચય નથી. જેને આત્મામાં નિશ્ચય હોય, તે દેહનો નાશ થાય તો પણ નિશ્ચયનો ત્યાગ નથી કરતા. પેલો દૈત્ય પુત્ર, તું બ્રાહ્મણ કરતાં સોગણો બળ્યો હતો કારણ કે પિતાએ તેને અનેક વાર ત્રાસના કરી પરંતુ તે નિશ્ચયથી ચલાયમાન ન થયો

મૈત્રેયે કહ્યું. હે ગુરો ! કથા મને તેની કહો ક, તે શું થયું છે

( અપૂર્ણ )

---

## વિજ્ઞપ્તિ.

પદ. ( ગોકુળીઓ લેઇ ચાલો, એ લય. )

એવી સ્થિતિમાંહી સ્થાપો, હે ગુરુરાજ ! સુજને.
ચિંતન આપનું ક્ષણ નવ લંઘુ, એવી કૃપા હું પર વ્યાપો;—
ભટકતી વૃત્તિઓ મુજ સ્થિર થાએ જેથી શમે પરિતાપો,—
વિષયોવિષે મન મારૂં ભમે છે, ચાંચલ્ય એનું કાપો;—
પ્રગતિપંથેથી પાછો પડું છું, માર્ગ સીધો કરી આપો,—

શ્રી મોતીભાઇ હી. પટેલ.

# સ્પર્શાસ્પર્શ

( લેખક—શ્રીયુત રામશાસ્ત્રી પ્રકાશકર )



હાલના જમાનામાં કેટલાક વર્ષથી સનાતન ધર્માનુયાયી લોકોમાં અસ્પૃશ્ય વર્ગની અસ્પૃશ્યતા દૂર કરવામાટે મોહોમોહ અટોકાટ પ્રયત્ન ચાલી રહેલો સર્વે લોકોને માલુમ છે જ. તેમા એ પ્રયત્ન શા કારણથી ચાલુ થયો હશે એવો જો વિચાર કરીએ તો કારણો પણ ઘણાં બહાર ફેલાયલાં જણાય છે.

આર્યસમાજીઓ પોતાનો રાવે તેટલો વિદ્વાનોએ પરાભવ કર્યો છતાં કેવળ નફટ બની લોકો તમારા ધર્મબંધનથી પોતાનું અપમાનભરેલું વર્ગીકરણ મુકી દઈ ખ્રીશ્ચયન બને છે તો એવી રીતે ધર્માંતરમા જતાં જતાં આખર પરા આર્ય જ તે દિવસે નામશેષ થશે; માટે અસ્પૃશ્તા ટાળી વેદમંત્રનો સર્વે લોકોને અધિકાર રાખવો જ જોઇએ, એવું લોકોમાં બોલીને પોતાનો મત ફેલાવતા જ જાય છે.

બીજું: રાજકારણપટુ લોકોતરફથી આક્ષેપ કરવામાં આવે છે, કે જે દેશમાં અનેક જાતીઓ હોય છે તે દેશ "રાષ્ટ્ર" હોતો જ નથી અને તે નિરંતર પારકાના તાબામાં જ રહેવો જોઇએ. કારણ જો એ દેશઉપર અહીંના જ કોઇ જાતમાંથી રાજા બને તો તે જાતીનું વર્ચસ્વ રહી અન્ય જાતીનો ઘણો છળ થશે એટલું જ નહી તો કેટલીક જાતીઓ નામશેષ પણ થવી સંભવનીય છે. એ આક્ષેપના લીધે કેટલાક લોકો જાતીઓ માનવી નહિ એમ નિશ્ચય કરી તેથી જ આપણને સ્વતંત્રતા મળશે એવું પણ માને છે.

ત્રીજું: જાતી માનવાથી સુસ્વરૂપ સુંદર અને સકુમાર સ્ત્રી નિરંતર સંસારસુખમાં હોવી જોઇએ એવી મનની ઉત્કટ ઇચ્છા સતા તે દાબી દેવી પડે છે. કદાચિત્ હજારોમાથી એકાદને જ જાતીબંધન માનતા એવો લાભ મળે છે ત્યારે તેને પ્રારબ્ધવાન્ કહિએ છીએ. એવું પ્રારબ્ધવાન્ બનવા કરતાં બંધનને ફેંકી દઇ મનગમતું વર્તવા માટે અને મનની ઇચ્છા પૂર્ણ કરવામાટે જાતીબંધન ન જ જોઇએ એટલુંજ નહી પણ અસ્પૃશતા પણ મ નવી નહીં, એવું માનીને કેટલાક લોકો બેહોશ બની એ વાતમાં ઉદ્યોગ મચાવી રહ્યા છે.

ચોથું: ઉપરના જે હેતુથી પરોવાઇ ફક્ત ચાતુર્વર્ણ્ય ઇશ્વરનિર્મિત છે, તે શિવાય બધું ઉઠ્ઠાંડ છે, માટે તે ન માનવુ. તેમ શૂદ્રવર્ણમાં જ અંત્યજ છે તો શૂદ્રસાથે જેમ આપણે વ્યવહાર રાખીએ તેવો જ અંત્યજસાથે રાખવો જોઇએ, એવું પણ કેટલાક કહી રહ્યા છે.

આવાં અનેક કારણો સમાજમાં રમી રહેલા જણાય છે અને તે વિષય ઉપર કેટલાક બુદ્ધિમાનોના અનેક નિબંધ પણ ફરકયા કરે છે.

ઉપર બતાવેલાં અને તે શિવાયનાં પણ જે કારણો હશે તેમાં "સ્વરાજ્ય પ્રાપ્તિમાટે" જે અસ્પૃશ્યતા ટાળવાનું કારણ બતાવવામાં આવે છે અને તે તરફ ઘણા લોકોનું મન ખેંચવાનો પ્રયત્ન ચાલે છે, અને તેની સાથે જ શાસ્ત્રમાં અસ્પૃશ્યતા નથી એવું પ્રતિપાદન કેટલાક લોકો કરે છે, તો આજ ફક્ત શાસ્ત્રમાં અસ્પૃશ્યતા છે કે નથી તેનો અને તેની સાથે અનેક રીતની કોટિઓ ઉપરના મતવાળાઓતરફથી મુકાય છે તેનો પણ વિચાર કરશું.

આપણા ઘરના ચાલુ વ્યવહારમાં જ પરંપરાથી સ્પર્શાસ્પર્શ વિચાર ચાલતો આવ્યો છે કે સ્નાન કરી સંધ્યા વંદનાદિક કર્મ કરવા માટે કોઇ બ્રાહ્મણ બેઠો હોય તો તેને સ્નાન કર્યા વિનાનો બીજો કોઇ અડે જ નહિ, કિંવા એ અડવા દે નહીં, પણ સ્નાન કરેલાએ સુદ્ધાંત અન્યને સ્પર્શ કર્યો હોય તો તે પણ અડી શકે નહીં.

શુદ્રનું પાણી પીવામાં રસોઇમાં લેવાય, તેમ તેણે ધોઇ સુકવેલાં વસ્ત્ર ધોતવસ્ત્ર સ્નાનસંધ્યામાં લેવાય પણ સુકાયેલાં વસ્ત્ર શુદ્ર સ્પર્શ કરી આપે નહીં, તેમ રસોઇખાનામાં શુદ્ધ રસોઇ થતી વેળા જઇ શકે નહીં.

મત્સ્યાહાર કરવાવાળાઓમાં રાંધનારી વૃદ્ધ સ્ત્રીઓ પોતાનું પવિત્રપણું જાળવવા માટે રસોઇ કરતી વખતે શુષ્ક મત્સ્ય ( સુંબલાં ) બીજીના હસ્તે રસોઇમાં મંગાવે છે ત્યારે તેને કહે છે કે જોજે તેમાં સુતર, દોરો, કે ચિંથી હશે તો રસોઇમાંથી મને ઉઠીને નાવું પડશે, માટે ઠીક તપાસી આપ. જુવો કે પદાર્થ કેવો છે તે ખપે, અને સુતરના સ્પર્શથી નાવું પડે !

જ્યાં કૂવાનું પાણી રહેંટથી કાઢવાનો પ્રચાર છે ત્યાં શુદ્ર પગથી રહેંટ ચલાવે અને જે પાણી પડે તેમાંથી સ્નાન સંધ્યા પુજા માટે પવિત્ર વિદ્વાન્ બ્રાહ્મણો પાણી વાપરે છે, પછી પીવા માટે અને રાંધવા માટે બાધ જ નો રહ્યો ? પણ શુદ્ર પાણીની ગાગર કે ઘડો ભરી આપે તો તે ખપે નહીં.

સ્નાન કર્યાશિવયાના જ બે જણ છે તે પૈકી એક ઝાડે ફરી આવી હાથ પગ ધોયા શિવાય છે તો તેને બીજો હાથ પગ ધોતાસુધી અડવા દે નહી.

ભોજન કરનારો મનુષ્ય ઉચ્છિષ્ટ થયો માટે તેને રાંધનારો કે પીરસનારો સ્પર્શ કરતો નથી. કદાચિત્ સ્પર્શ થાય તો નાહી વસ્ત્રાંતર કરી પીરસવા કે રાંધવા માંડે છે. ભોજન કરનારાઓનો અરસપરસ સ્પર્શ થાય તો બને જણા ભોજનનો ત્યાગ કરી ઉઠે છે. કેટલાક દેશમાં એ સબંધમાં બિલકુલ વિચાર જ નથી.

કોઇક દેશમાં જ્યાંસુધી નાહીને પેહેરેલું વસ્ત્ર કટીમુક્ત થયું નથી ત્યાંસુધી બીજા કોઇને સ્પર્શ થાય તો પણ તે પવિત્ર જ ગણાય છે અને તે વસ્ત્ર સાથે જ ભોજન થાય છે. બીજે ઠેકાણે જરાક કોઇનો સ્પર્શ થાય કે તે પદાર્થને અડાય નો તરત વસ્ત્ર બદલી ( સોવું પહેરી ) ભોજન કરવાનો રિવાજ હોય છે.

ઇત્યાદિ અનેક રિવાજ સ્પર્શાસ્પર્શમાટે ચાલતા આવેલા જોવામાં આવે છે અને તે ઘણા પ્રાચીન હોવાથી જ શાસ્ત્રકારોએ "યસ્મિન્ દેશે ય આચારઃ સૈવ ધર્મઃ પ્રકીર્તિતઃ" એવું કહી મુક્યું હોવું જોઇએ. તેથી પોતાના ચાલતા આવેલા રિવાજોનું ઉલ્લંઘન કરવું એ ધર્મનું જ ઉલ્લંઘન થાય છે. માટે કોઇ તે રીવાજ ઉપર આક્ષેપ કરી દોષારોપ કરે તો પણ ધર્મચુસ્ત લોકો તે તરફ દુર્લક્ષ્ય કરી પોતાના રીવાજને વળગી જ રહે છે.

સ્ત્રી જ્યારે રજસ્વલા થાય છે તે વખતથી તેને ત્રણ દિવસ બિલકુલ દૂર રાખવી જોઇએ. સ્પર્શ તો નહી જ પણ શબ્દ સુદ્ધાં સાંભળવો નહીં એવું શાસ્ત્ર કહે છે. પણ કેટલાક લોકો ચાતુર્વર્ણ્યમાં છતાં રજસ્વલાદોષ બીલકુલ માનતા નથી. કેટલાક તેણે આણેલું ચોખ્ખું નહીતું પાણી જેમાં પોતાના હાથનો સ્પર્શ થયો જ નથી, જેમકે બેડું કોઈ ભરી આપે અને એ માથે ફક્ત લઇ આવે અને બારણાના ઉમરામાં મુકે તો તે ચોખ્ખું પાણી વાપરવામાટે લેવાય, એ ત્રણ દિવસ માટે થયું. ચોથે દિવસથી તો કોઇ પ્રકારે ભિન્નતા જ નહી. એ બધો અનાચાર સર્તા ધડેડાટ ચાલ્યા કરે છે, પણ તે ક્વચિત્! શાસ્ત્રમાં સુધારો કરવા ઇચ્છવાવાળા હાલના કેટલા કવિ વિદ્વાન્ લોકો રજોદોષ ન જ માનવો એવું પ્રતિપાદન કરે છે, તો બીજી તરફથી ભૌતિકશાસ્ત્રવિદ લોકો રજસ્વલા સ્ત્રીનો સાયન્સક્રિયા ઉપર પરિણામ થઇ તે ક્રિયા બગડે છે તો સહવાસ રાખવાવાળાઓને અસર કેમ ન થાય? માટે તે દૂર રાખવી એ જ યોગ્ય છે, એવું પ્રમાણસિદ્ધ પ્રતિપાદન કરે છે. પણ એટલા ઊંડા પાણીમાં જવા કરતાં શાસ્ત્રની આજ્ઞા છે માટે તે જ પ્રમાણે વર્તવું આવો નિશ્ચય રાખીએ તો શી હરકત છે?

તેમ જ મૃતાશૌચમાં સ્પર્શદોષ જે ગણાય છે તેના માટે પણ ઘણી તરફથી વટગ-નાઓ ઘણી ચાલે છે. કારણ વાદીઓ કહે છે કે મનુષ્ય રોગી થઈ મૃત થાય છે તો તેના નજીકમાં હોવાવાળાઓ ઉપર શ્વાસોચ્છ્વાસથી કોઇક અંશે રોગનો અસર થવાનો સંભવ હોય છે માટે શાસ્ત્રકારોએ તેઓને અલગ રાખવા માટે (સેગ્રેગેશન) તરીકે મૃતાશૌચ એટલે સુતક કલ્પ્યું હોવું જોઇએ. પણ એ ઠેકાણે અમે એવું પૂછીએ છીએ કે, મરનાર માણસના નજીક સ્ત્રી પુત્ર, કે તેના પિતરાઇઓ એમને દશ રાત્રી આશૌચ કેમ? અને ભાણેજ રાત્ર દિવસ નજીક હોય તો પણ તેને પક્ષિણી કે ત્રિરાત્ર કેમ? શું તે ભાણેજ છે તેથી સેગ્રીગેશન તેને ઓછું જોઇએ? કિંવા પરગામમાં મરી ગએલાની ખબર દશ વર્ષે આવે તો પણ પુત્ર અને સ્ત્રીએ દશ રાત્રો આશૌચ પાળવું એ શું? આ ઠેકાણે કારણની ઉપપત્તિ બીલકુલ બેસતી નથી. માટે જ શાસ્ત્રમાં કહ્યું છે કે "હેતુવાદાન્પરિત્યજેત્" તે જ ખરૂં છે. હેતુવાદ કરવાથી તે બરાબર સમજાતો નથી માટે જે શાસ્ત્રની આજ્ઞા હોય તે જ પ્રમાણે વર્તવું, એ જ ધર્માભિમાનીનું કર્તવ્ય છે.

અત્રસુધી પોતપોતાના ઘરમાં સ્પર્શાસ્પર્શ સંબંધે ચાલતા વ્યવહારનું નિરીક્ષણ થયું. હવે અંત્યજની અસ્પૃશ્યતામાટે શાસ્ત્ર શું કહે છે, તે જોઇએ.

રજસ્વલા સ્ત્રીને દૂર રાખવાનું કારણ જે શાસ્ત્રમાં બતાવ્યું છે તેમાં તે પ્રથમ દિવસે ચાંડાલી, બીજે દિવસે બ્રહ્મઘાતિની, ત્રીજે દીવસે રજકી પ્રમાણે હોય છે, માટે દૂર રાખવી, એમ કહ્યું છે. એ ઉપરથી જેમની સાથે સરખામણી કરી છે તેઓ દૂર એટલે અસ્પૃશ્ય હોવા જ જોઇએ એવું સ્પષ્ટ મનાય.

હવે ચાંડાલ અને રજક એ જાતીઓ છે. બ્રહ્મઘાતી કાંઇ જાતી નથી. માટે તે સબંધમાં એટલું જ કહેવાશે, કે તેવું કર્મ જેના હાથે થયું હશે તે અસ્પૃશ્ય ગણવો. પણ ચાંડાલ અને રજક કહેતાં ધોબી એ અસ્પૃશ્ય શા ઉપરથી? જો કે વર્ણ ચાર છે, પાંચમો નથી એમ મનુ ભગવાન્ કહે છે તો શૂદ્રસાથે સ્પર્શવ્યવહાર કરીએ; તેના હાથનું પાણી પણ લઇએ તો એ શૂદ્ર પેટીના જ વર્ણને અસ્પૃશ્ય ગણવો, એ અન્યાય કેમ ન કહેવાય? એ આક્ષેપને શાસ્ત્રમાંથી ઉત્તર એવું મળે છે કે વર્ણ ચાર ખરા પણ જન પાંચ છે, એવું શ્રુતીમાં ("યઃ પાંચજન્યયાવિશા") એક વાક્ય છે તે ઉપરથી જણાય છે એ વાક્યની પારકાચાર્યે વ્યાખ્યા કરી છે તેમાં સ્પષ્ટ "चत्वारो वर्णा निषादः पञ्चमः" ચાર વર્ણ અને પાંચમો નિષાદ મળી પંચજન કહેવાય છે. નિષાદશબ્દની વ્યાખ્યા પણ "निषण्णमस्मिन् पापकं" જેમાં પાપ રહ્યું છે એટલે પાપરૂપ છે તે નિષાદ. અર્થાત્ પંચમ જાતી પાપરૂપ છે એ સ્પષ્ટ છે. એ પાંચમી જાતી ક્યાંથી ઉત્પન્ન થઇ તે હુલ્લુક કહે છે કેઃ—

"मातृपितृजातिव्यतिरिक्तजात्यंतरत्वात् संकीर्ण जातीना दश्वतरवत् नवर्णत्व अयंच जात्यंतरोपदेशः शास्त्रे व्यवहरणार्थः" ભિન્ન ભિન્ન વર્ણના માબાપથી ઉત્પન્ન થએલી સંતતી માના તથા બાપના વર્ણમાં ન રહેતાં અન્ય જાતીની થાય છે, જેમ કે ઘોડી અને ગધેડીથી ઉત્પન્ન થએલી સંતતી જુદા જ રૂપમાં ઉત્પન્ન થાય છે; તેવી એ સંકીર્ણ જાતી છે અને તેને ચાતુર્વર્ણ્યમાં ગણેલી નથી. તોપણ શાસ્ત્રમાં વ્યવહારસિધિને માટે અન્ય જાતીઓને સંજ્ઞાઓ આપેલી છે. જેમ કે શૂદ્ર સ્ત્રી અને વૈશ્ય પુરુષ એથી થએલી સંતતી કરણ જાતી. વૈશ્ય સ્ત્રી બ્રાહ્મણ પુરુષ એથી અંબષ્ઠ શૂદ્ર સ્ત્રી પુરુષ ક્ષત્રિય એથી ઉગ્ર વૈશ્ય સ્ત્રી ક્ષત્રિય પુરુષ એથી માહિષ. શૂદ્રસ્ત્રી બ્રાહ્મણ પુરુષ એથી પારશીવ. ક્ષત્રિય સ્ત્રી વૈશ્ય પુરુષ એથી માગધ. વૈશ્ય સ્ત્રી શૂદ્રપુરુષ એથી ક્ષત્તા બ્રાહ્મણસ્ત્રી ક્ષત્રિયપુરુષ એથી સુત બ્રાહ્મણસ્ત્રી વૈશ્ય પુરુષ એથી વૈદેહક. બ્રાહ્મણસ્ત્રી શૂદ્ર પુરુષ એથી ચાંડાલ. એ જ પ્રમાણે સંકીર્ણ સંકીર્ણ જાતીઓના સ્ત્રી પુરુષોથી થએલા સંતતીઓ સંકીર્ણ જ કહેવાય છે. જેમ કે કરણસ્ત્રી અને માહિષ પુરુષ એથી ઉત્પન્ન થએલી સંતતી રથકાર એવી અનેક સંકીર્ણ જાતીઓ થએલી છે પણ તે પાંચમો વર્ણ નથી. તેમ ચાતુર્વર્ણ્યમાં પણ નથી. તેમાં ઉચ્ચવર્ણનો પુરુષ અને નીચ વર્ણની સ્ત્રીથી થએલી સંતતી અનુલોમ. તેમ એથી ઉલટને પ્રતિલોમ જાતીમાં ગણેલી છે. બ્રાહ્મણ સ્ત્રી અને શૂદ્ર પુરુષથી ઉત્પન્ન થએલી સંતતી ચાંડાળ, એમ ઉપર કહ્યું છે જ. એ ઉપરથી અંત્યજ અને ચાંડાલ એમાં કાંઇક ભિન્નતા હોવી જોઇએ. કારણ સ્મૃતિમાં "रजकश्चर्मकारश्च नटो बुरुड एवच ॥ कैवर्तमेदभिल्लाश्च सप्तैते अंत्यजाः स्मृताः ॥ ધોબી, જોડા બનાવનાર, નટ, ટોપલા ટોપલી બનાવનાર, ધીંવર, દારૂ ગાળનાર (કલાલ) અને ભિલ્લ એ સાત અંત્યજ છે. તેમાં ચાંડાળનું નામ નથી. અર્થાત્ ચાંડાલ અને અંત્યજ એ ભિન્ન જાતીઓ છે એ સ્પષ્ટ

છે. અંત્યજ શબ્દનો અર્થ કરીએ તો अंतोजघन्यश्चमश्चांत्यश्चात्य पश्चिमाः" એ લિંગાનુશાસનથી અંત્ય કહેતાં છેવટનો. તેથી ઉત્પન્ન થએલો તે અંત્યજ એટલે શુદ્રથી ઉત્પન્ન થએલો. એ ઉપરથી એવું અનુમાન થાય છે કે બ્રાહ્મણ સ્ત્રી અને શુદ્રપુરુષ એથી થએલી સંતતી ચાંડાળ એ છેવટની મર્યાદા હોવી જોઇએ. અંત્યજ નથી એમ નહિ બાકીના અનુલોમ જાતિની સ્ત્રી અને શુદ્રપુરુષ એથી ઉત્પન્ન થએલી સંતતિ સાત પ્રકારના અંત્યજો હોવા જોઇએ. એ સંબંધમાં ગ્રંથપ્રમાણ મળે તો વિશેષ પુરાવો થાય. પણ અવકાસ અને કાળનો અભાવ હોવાથી તેટલું શોધન કરી શકાયું નથી. તો પણ ટુંકામાં મનુનો એક જ શ્લોક બસ છે કે, " व्यभिचारेण वर्णानामवेद्यावेदनेनच ॥ स्वकर्मणाच त्यागेन जायन्ते वर्णसंकराः ॥ संकीर्ण જાતીઓ કેમ ઉત્પન્ન થાય છે. તેનાં કારણો ઉપર બતાવ્યા મુજબ બની તે પ્રમાણે તે બનેલી છે, એ કબુલ રાખવું જ પડે.

હવે બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યની આજીવિકામાટે જે પ્રમાણે શાસ્ત્રમાં વૃત્તિઓ મુકરર કરી છે તે જ પ્રમાણે પરિચર્યા એટલે ચાકરી એ વૃત્તિ શુદ્રના માટે કહી છે તે શુદ્રથી સંકીર્ણ જાતિની જે પેદાસ થએલી તે અંત્યજ બની તો પણ તેને મજુરી અથવા ચાકરીની વૃત્તિ જ બતાવી છે. છતાં " चांडालाद्यैस्तु संस्पृष्टंधान्यंवस्त्रमथापिवा ॥ प्रक्षालनेन शुध्येतपारित्यागान्मर्हृमयम् " ચાંડાલ આદિ કરીને અંત્યજોનો સ્પર્શ ધાન્યને અથવા વસ્ત્રને અગર પાત્રને થાય તો તે પ્રક્ષાલન કરી લેવાં, મૃત્તિકાના પાત્રનો માત્ર ત્યાગ કરવો.

એ વાક્યથી સ્પર્શનો નિબંધ પાળી જે ચાકરી લેવી હોય તે લેવી એ કહેવાનું છે. વ્યવહારમાં પણ તે પ્રમાણે ચાલતો રિવાજ જણાય છે. મિતાક્ષરામાં એક જગોએ એવું કહ્યું છે કે જો કાખડા સ્ટાંકીઓથી બનાવેલું ઘર હોય તો તેને અંત્યજનો કે ચાંડાલનો સ્પર્શ થવા દેવો નહિ. ઇટો ચુનો પથરા તથા ગારથી બનાવેલા ઘરને સ્પર્શ થાય તો દોષ નથી. તો પણ અંદર આવવા માટે છુટ નથી, એટલે અસ્પર્શ્ય છે એ સિદ્ધ છે.

" चांडालश्वपचानांतु बहिर्ग्रामात्प्रश्रय : ॥ चांडाल અને श्वपच एमनुं गाम बहार વાસ્તવ્ય હોવું મનુના વાક્ય ઉપરથી તે અસ્પર્શ્ય છે.

" रात्रौ न विचरेयुस्ते ग्रामेषु नगरेषुच" दिवाचरेयु : कार्यार्थं चिन्हिताराजशासनैः" ચાંડાલાદિકોએ નગરમાં કે ગામમાં રાત્રે ફરવું.નહિ. દિવસે કામમાટે નગરમાં કે ગામમાં રાજા તરફથી મુકરર કરેલું ચિહ્ન ધારણ કરી ફરવું. એ ઉપરથી તેઓનો સ્પર્શ ન થવો જોઇએ. એ હેતુથી ચિહ્ન રાખવાની મનુએ ફરજ કરેલી લાગે છે.

વળી જે કૂવા ઉપર ચાંડાલ કે અંત્યજ પાણી ભરે છે તે કૂવાનું પાણી બીજા ચાતુર્વર્ણ્ય પૈકીનાએ કોઇએ ભરવું નહિ એવો રિવાજ આજ ચાલતો આવ્યો છે. અત્ર ચાંડાલ શબ્દથી ભંગી અને અંત્યજ શબ્દથી ઢેડ એવું જ ફકત લઇ ચાલીશું તો પણ ઢેડના કૂવે ભંગીઆને પાણી ભરવા દેતા નથી અને ભંગીઆના કૂવે ઢેડ પાણી ભરવા જતો નથી. ભંગીઆનો કૂવો સ્વતંત્ર જ્યાં હોતો નથી ત્યાં તે વેગળો ઉભો રહી બીજા પાસેથી પાણી માગી લેતા જોવામાં આવે છે, ( અપૂર્ણ. )

# संसारसुधारो.

( અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૫ ના પૃષ્ઠ ૧૨૪ થી. )

## प्रकरण ७.

### बाललग्न

સંસારસુધારાનો પ્રસાર અથવા પ્રવેશ આપણા દેશમાં કેવી રીતે થયો છે તે આપણે પ્રથમ પ્રકરણમાં જ જણાવી ગયા છીએ સંસારસુધારો કરવાને માટે આજે અનેક વ્યક્તિઓ તૈયાર છે અને તે યથાશક્તિ પ્રયત્ન પણ કરે છે પણ તેમના પ્રયત્નનું કંઇ જ વિશેષ ફળ જોવામાં આવતું નથી. અથવા તો ઘણે પ્રસંગે તે પ્રજાનું સંસારસુધારાના નામે અકલ્યાણ જ કરે છે. પોતાનું તો આ પ્રકારનો પ્રયત્ન કરવાથી કલ્યાણ બાજુએ જ રહી જાય છે, એ સ્પષ્ટ છે. આ પ્રમાણે આ જગદુદ્ધારકનું સૈન્ય બીજાનું કલ્યાણ શા માટે નથી કરી શકતું તેનું કારણ એ છે, કે તેમણે પોતે જ પોતાનો સુધારો કર્યો નથી તેમણે પોતે જ પોતાનો ઉદ્ધાર કર્યો નથી, અને તેમણે પોતે જ પોતાના દુઃખો દૂર કરીને સુખને મેળવ્યું નથી જો એક વખતે તેમણે પોતાનો ઉદ્ધાર કરીને પછી જો બીજાનું કલ્યાણ કરવાનો પ્રયત્ન કર્યો હોત તો બીજાનું કલ્યાણ થવાનો સંભવ હતો.

બાળલગ્નના સંબંધમાં પણ આપણા દેશમાં બે મત છે જુનો વર્ગ કહે છે કે કન્યાને તે કન્યાભાવથી રહિત થાય અર્થાત્ યુવાવસ્થામાં તેનો પ્રવેશ થાય તે પૂર્વે પરણાવી દેવી જોઇએ તે પ્રમાણે ન કરવામાં આવે તો માતાપિતાને પાપ લાગે છે એમ તે કહે છે તથા તે માને છે બીજો જેને આપણે સુધારાવાળા કહીએ છીએ તે પક્ષ એમ માને છે, કે બાળલગ્ન બહુ જ હાનિકારક છે, અને તેથી જ આપણા દેશની પડતી થઇ છે યૂરોપ તથા અમેરિકાની પેઠે આપણા દેશમાં પણ લગ્ન પણ મોટી ઉમરે થવા જોઇએ કન્યા જ્યારે મોટી ઉમરની થાય તથા તે સમજણમાં આવે ત્યારે એના મેળે જ તેણે વરની પસંદગી કરી લેવી જોઇએ. માબાપ જે લાકડે માંકડું વળગાડી આપે છે તે યોગ્ય નથી. આવી બાબતમાં માબાપ શું સમજે ? પોતાને માટે કેવો વર જોઇશે તે કન્યા અને પોતાને માટે કેવી કન્યા જોઇએ તે વર, જેટલું સારૂં જાણી શકે તેટલું સારૂં માબાપ શી રીતે જાણી શકે ? આ વગેરે અનેક કારણો જણાવે છે, જે કારણોને વિસ્તારથી અત્ર જણાવવાની આપણે જરૂર જોતા નથી

આપણા શાસ્ત્રમાં આ સંબંધમાં શો નિર્ણય કરેલો છે તેની સશાસ્ત્ર વિસ્તારથી ચર્ચા કરવાની અત્ર અમારી ઇચ્છા નથી. તે પ્રમાણેની ચર્ચા અનેક વિદ્વાનોએ વિવિધ સ્થળે કરેલી છે. અમે તો માત્ર આ સંબંધમાં અમારો શું અભિપ્રાય છે તે જ સંક્ષેપમાં દર્શાવીશું.

એ તો અમે આ લેખના પ્રારંભમાં સ્વીકાર્યું છે, કે આપણા દેશમાં વિવિધ બાબતોમાં ફેરફાર કરવાની અગત્ય છે, નથી એમ નહિ. કારણ, કે કોઇ પણ બાબતમાં જો ઘણો સમય થાય છે તો તેમાં હાળે કરીને ફેરફાર થયાવિના રહેતો નથી. આ સંસારનું સ્વરૂપ જ એવું છે, કે તેમાં વિક્રિયા થાય છે. જે નિત્ય વહે છે, જેમાં ફેરફાર થાય છે, જેમાં વિક્રિયા થાય છે તે સંસાર છે. તે નિયમે લાખો વર્ષથી ચાલતા આવતા રીતિરિવાજોમાં ફેરફાર અથવા વિકૃતિ થાય એ સ્વાભાવિક જ છે. તો તે પ્રમાણે થએલી વિકૃતિને દૂર કરવાની જરૂર છે, નથી એમ નહિ, એમ અમારૂં પણ માનવું છે. પણ લક્ષમાં એટલું રાખવાનું છે, કે ગુમડું થયું હોય તો તે ભાગને સારો કરવાનો પ્રયત્ન કરવાનો છે, કે નહિ કે તે ગુમડાવાળા ભાગને કાપી નાખવાનો પ્રયત્ન કર્તવ્ય છે. પરંતુ શોચનીય એટલું જ છે, કે આ સુધારાવાળા ગુમડાવાળા ભાગને કાપી નાખવાનો પ્રયત્ન કરી રહ્યા છે, અને તે જ તેમની ભૂલ છે

આવી બાબતોમાં વિચાર કરતાં ઉપર જણાવ્યા તે બન્ને પક્ષવાળા ભૂલ કરે છે એમ અમને લાગે છે. બીજો નવો પક્ષ તો એમ જ માની બેઠો છે, કે જેટલું જુનું એટલું ખોટું અને નવું એટલું સારૂં. તેમને નથી તો શાસ્ત્ર ઉપર શ્રદ્ધા કે નથી તો શાસ્ત્રકર્તાઓના વચનમાં શ્રદ્ધા. અને જે જુના વિચારને માન આપનાર પક્ષ છે તે પણ કેવલ પ્રાચીન રીતિરિવાજનું જ પૂછડું પકડીને બેઠો છે. તેમને તેમાં જરા પણ ફેરફાર કરવો નથી. દેશકાલાનુસાર ફેરફાર કરવો જોઇએ, એ સંબંધમાં તે બહુ જ ઓછો વિચાર કરે છે, અથવા નથી પણ કરતા. આ પ્રમાણે આ સંબંધમાં આપણા દેશની સ્થિતિ છે. કેવા પ્રકારની પ્રવૃત્તિ કરવી એ સંબંધમાં કંઇ ઢંગધડો રહ્યો નથી. જેને જેમ ફાવે તેમ વર્તે છે. અને આ પ્રમાણે સ્વચ્છંદીપણે વિવિધ પ્રકારની પ્રવૃત્તિ થતી હોવાથી આપણા દેશની સ્થિતિ આજે કઢંગી અને વિચિત્રસરખી થઇ રહેલી છે.

એ વાર્તા પણ વિચારમાં લેવાજેવી છે, કે બાળલગ્નનો વિશેષ પ્રચાર મુસલમાનોના જુલમ વખતે થયો હતો. તે વખતે જે પરણેલી ન હતી તેવી કન્યાઓને તે લેઇ જતા હતા જેથી લોકો તેમને નાની ઉમરમાં પરણાવી દેતા હતા. પણ હવે તેવો ભય રહ્યો નથી. જેથી બાળલગ્નને બંધ કરવામાં આવે તો અડચણ નથી.

તો પણ આ સુધારાવાળા કહે છે તેટલી મોટી પુખ્ત વય તો ન જ થવી જોઇએ. પારસીઓમાં કન્યાઓને ઘણી મોટી કરે છે, અને તેથી તેમના સમાજમાં જે અનીતિ આદિનો પ્રસાર થયો છે, તે તેમના સમાજના અભ્યાસકો જ જાણે છે. તે પ્રમાણે હીંદુસમાજમાં ન થાય તેની સાવધાનતા રાખવાની છે.

આ લોકો કહે છે, કે વરની પસંદગીમાં માબાપ શું સમજે, પણ તેમનું આ કહેવું પણ ભૂલભરેલું છે, કારણ કે માબાપે ગૃહસ્થાશ્રમ કરી જોયો હોય છે જેથી તેમને જ આ સંબંધનો વિશેષ અનુભવ હોય છે. નાની કન્યાઓને કે છોકરાઓને આ સંબંધનો કંઇ પણ અનુભવ હોતો નથી. તેથી તે આવી અનુભવવગરની સ્થિતિમાં જે પસંદગી કરે છે, તે ભૂલ-

ભરેલી જ કરે છે. વિલાયત તથા અમેરીકામાં આવી પસંદગી કરવામાં આવે છે, અને તેનો પરિણામ એ આવે છે, કે ત્યાં હજારો છુટા છેડાના પ્રસંગો હંમેશાં બન્યા કરે છે. તેથી આ રિવાજ જો આપણામાં દાખલ કરવામાં આવશે તો આપણા સમાજની પણ તેવી દશા થવાનો સંભવ છે.

માતાપિતા કન્યા આપતા પૂર્વે કુલ સ્થિતિ, ગોત્ર વગેરેનો પણ વિચાર કરે છે, અને પછી જ કન્યા આપે છે. જ્યારે પોતાની મેળે પસંદગી કરવામાં આવે છે તો આ કુલ વગેરે જોવામાં આવતું નથી, જેથી પરિણામે હાનિ જ સહન કરવી પડે છે. વળી એક બીજાના સ્વભાવ મળશે કે કેમ તેનો નિર્ણય કરવા માટે જ્યોતિષ્શાસ્ત્રનો પણ આપણામાં ઉપયોગ કરવામાં આવે છે. જ્યોતિષ્શાસ્ત્રથી વરકન્યા સુખી થશે, કે કેમ તથા તેમનો સ્વભાવ મળતો થશે કે કેમ એ વગેરે સારી રીતે જાણવામાં આવે છે.

હીંદુઓમાં લગ્ન એક સંસ્કાર ગણાય છે; તે ક્રિયાને ધર્મક્રિયારૂપે ગણવામાં આવે છે. ધર્મમાં લગ્નનો સમાવેશ કરવામાં આવે છે, જ્યારે બીજી પ્રજાઓમાં તેને ધર્મક્રિયા ગણવામાં આવતી નથી; અથવા આવતી હશે તો પણ હીંદુઓ જેટલી તેને ધર્મરૂપ ગણીને મહત્તા આપવામાં આવતી નથી.

હવે સંસ્કાર એ એવી વસ્તુ છે, કે તે અમુક વયસુધી જ સારી રીતે પડી શકે છે. જેમ કુમળા વૃક્ષને વાળવું હોય છે તેમ તે વળે છે, તે પ્રમાણે સંસ્કાર પણ બાળકોમાં તે નાનાં હોય છે, અર્થાત્ યુવાવસ્થામાં તેમનો પ્રવેશ થયો હોતો નથી ત્યાંસુધી જ પડે છે. યુવાવસ્થામાં બાળકોનો પ્રવેશ થયા પછી તેમનામાં સંસ્કાર પડતા નથી. જેથી વિવાહ તથા લગ્નસંસ્કારને માટે યુવાવસ્થા પૂર્વની જ વય ઉત્તમ છે. આ સંસ્કારો આ અવસ્થામાં ઉત્તમ પ્રકારના પડે છે, અને તેનો લાભ વરકન્યાને યાવતજ્જીવન મળે છે, જેથી યુવાવસ્થામાં પ્રવેશ થતા પૂર્વે જ લગ્નવિધિ અથવા લગ્નસંસ્કાર પડવા જોઇએ અથવા તે વિધિ પૂર્વે થવો જોઇએ. જે લોકો આ વાર્તાને જાણતા નથી અથવા આ વાર્તાની મહત્તાને સમજતા નથી તે યુવાવસ્થામાં જ લગ્ન કરવાનું સારું છે, એમ જણાવે છે.

લગ્ન નાની ઉમરમાં કરી દેવાને અડચણ નથી. ગૃહસ્થાશ્રમનો આરંભ માત્ર પુષ્પવય થયા પછી થવો જોઇએ. નાની ઉમર એટલે ગોલા-ઘાંચીમાં જેમ થાય છે તેમ છેક નાની ઉપરમાં લગ્ન કરવાં જોઇએ એવો અમારો કહેવનો ભાવ નથી જ. કન્યાની ઉમર દશથી બાર વર્ષસુધીની હોવી જોઇએ તથા વરની ઉમર સોળથી વીશ વર્ષ સુધીની હોવી જોઇએ. લગ્ન ક્રિયાના સ્વરૂપને સમજી શકે અથવા તે લગ્નસંસ્કારને ગ્રહણ કરી શકે તેટલી ઉપર જણાવ્યાપ્રમાણેની તેમની વય જોઇએ. પછી બહુ તો કન્યાની વય પંદર વર્ષની થવી જોઇએ એથી વધારે વય ન થવા દેવી ઘટે.

વળી આપણો દેશ ઉષ્ણકટિબંધ પ્રદેશ હોવાથી વિલાયતની પેઠે કન્યા તથા વરની ઉમર બહુ મોટી થવા દેવી એ હિતકર નથી. કારણ કે તે દેશો કરતા આપણા દેશમાં યુવા-

વસ્થા સ્ત્રીપુરુષોને વહેલી પ્રાપ્ત થાય છે. જેથી યુવાવસ્થામાં તેમનો પ્રવેશ થાય તે પૂર્વે તેમનાં લગ્ન થઇ જવાં જોઇએ. કન્યાને રજસ્વલા પ્રાપ્ત થાય તે પૂર્વે તેનું લગ્ન કરી દેવું જોઇએ. રજસ્વલા પ્રાપ્ત થયા પછી લગ્ન કરવામાં આપણામાં મહા પાપ ગણેલું છે, તે ખોટું નથી. જે લોકો આ વાતનો સ્વીકાર કરતા નથી તે પ્રકૃતિના નિયમોથી અજ્ઞાન છે. આ માટે પાપ છે, એ વગેરે બાબતોની ચર્ચા કરવાનો આ પ્રસંગ નથી, વળી અન્ય પ્રસંગે આ સંબંધમાં વિસ્તારથી ચર્ચા કરીશું.

આ લેખના અંતમાં માત્ર એક જ વાર્તા સ્વલ્પમાં જણાવીને આ લેખને આપણે પૂરો કરીશું. તે એ કે જે લોકો બાળલગ્નથી બહુ હાનિ છે, એમ બૂમો પાડી બાળલગ્ન નહિ કરવાનો આગ્રહ કરે છે, તથા પ્રજાને બોધ કરે છે, તે બિચારા જાણતા નથી, કે જે સુધારો કરવાનો છે તે મોટી ઉમરનાં ગૃહસ્થાશ્રમવાળાં સ્ત્રીપુરુષોમાં જ કરવાનો છે. જો આ ગૃહસ્થ સ્ત્રીપુરુષો યમનિયમને પાળી શકે છે તથા પોતાની વૃત્તિઉપર અંકુશ રાખી શકે છે તો તેમની જે પ્રજા થાય છે, તે યમનિયમવાળી થાય છે, અને બ્રહ્મચર્યનું પાલન કરનારી થાય છે. પણ આ સ્ત્રીપુરષો બ્રહ્મચર્યનું પાલન કરી શકતા નથી તથા પોતાની વૃત્તિઉપર અંકુશ રાખી શકતા નથી, તેમની જે પ્રજા થાય તે શી રીતે બ્રહ્મચર્યનું પાલન કરી શકશે, એ અમને તો સમજાતું નથી. જે સુધારો કરવાનો છે તે આ ઠેકાણે જ કરવાનો છે. અને તે પ્રમાણે જો નથી કરવામાં આવતો તો તેમની પ્રજાનો જે સુધારો કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે તે વ્યર્થસરખો જ જાય છે. ધારો, કે આ પ્રજાને પારસીઓ કે અંગ્રેજોની પેઠે ઘણી મોટી ઉમરે આપણે પરણાવીશું, તોપણ તેટલાથી તે યમનિયમવાળી અથવા બ્રહ્મચર્યનું પાલન કરનારી થશે, એવી આશા રાખવી, એ દુરાશા અને ભ્રાંતિ જ માત્ર છે. જે માતાપિતા બ્રહ્મચર્યનું પાલન કરી શકતી નથી, તથા જે પોતાની વૃત્તિઉપર અંકુશ રાખી શકતી નથી તેમની પ્રજા તે પ્રમાણે શી રીતે બ્રહ્મચર્યનું પાલન કરી શકશે ? ભલેને તેમને ગમે તેટલી મોટી ઉમરે પરણાવો પણ તેથી જે ઉદ્દેશ ધાર્યો હશે તે સિદ્ધ થવાનો નથી, એ નક્કી સમજવું. અને નાની ઉમરે પરણાવવાથી પણ કંઇ હાનિ નથી; તેથી પ્રજા ઉત્તરોત્તર બ્રહ્મચર્યનું પાલન કરતી થાય એમ કરવું હોય, તો તેનો ઉત્તમ માર્ગ એ છે, કે મોટાં ગૃહસ્થ સ્ત્રીપુરુષોએ બ્રહ્મચર્યનું પાલન કરવું તથા પોતાની વૃત્તિઉપર અંકુશ પ્રાપ્ત કરવો. આવાં ગૃહસ્થ સ્ત્રીપુરુષોની જે પ્રજા થશે તે જ બ્રહ્મચર્યનું પાલન કરનારી તથા સુદૃઢ શરીરવાળી થશે ઇત્યલં.

(અપૂર્ણ)

# પ્રસંગાનુરૂપમ્

——છેલ્લા પ્રાતઃકાલના અંકો વાંચીને પ્રાતઃકાલના ઘણા ગ્રાહકોનાં મારા ઉપર પત્રો આવેલાં છે તેઓ દ્રવ્યપ્રાપ્તિની સુગમ કળા અથવા માર્ગ મારી પાસે જાણવા માગે છે તથા બીજી ઉપાસના કરવાજેવી હોય તો તે પણ જાણવા ઇચ્છે છે.

——પોતાનું દુ:ખ, અપૂર્ણતા અથવા ક્લેશ વગેરે ટાળવાની તથા સુખ, ઐશ્વર્ય, શાંતિ, આનંદ વગેરે મેળવવાની ઇચ્છા મનુષ્યને થાય, એ સ્વાભાવિક છે. આવી ઇચ્છા થવી એ શ્રેયસ્કર જ છે.

——થોડા વખત પછી અવકાશ મળતાં ઈશ્વરોપાસન, એ નામનું એક સ્વતંત્ર પુસ્તક લખીને પ્રસિદ્ધ કરવાની મારી ઇચ્છા છે, પણ તેને હજી વિલંબ છે, એમ જણાય છે,

——પરંતુ તે પૂર્વે ઉપર જણાવ્યા તેવા જીજ્ઞાસુ સજ્જનોને ઉપયોગી થઇ રહે તેટલા માટે થોડા વખત ઉપર મેં " શ્રી અધ્યાત્મવિદ્યોપાસકમંડળનો પ્રથમ ઉપાસન ક્રમ ", એ નામનું એક પુસ્તક છપાવીને પ્રસિદ્ધ કરેલું છે. આ પુસ્તક જે જીજ્ઞાસુઓ અધ્યાત્મમાર્ગમા આગળ વધવાને આતુર છે તેમને ઉત્તમ પ્રકારે માર્ગ દર્શાવનાર છે અને કેટલાક સજ્જનો તેમાં દર્શાવ્યાપ્રમાણે ક્રિયાઓ કેટલાક વખતથી સાધે છે પણ ખરા. અને તેઓ જણાવે છે, કે તેમને તેથી સારો લાભ પણ છે.

——આ ક્રિયા સાધનાર જીજ્ઞાસુઓને અથવા સજ્જનોના સમુદાયને " શ્રી અધ્યાત્મવિદ્યોપાસક મંડળ " એવું નામ મેં આપેલું છે. તેનો અર્થ એ, કે અધ્યાત્મવિદ્યાના ઉપાસકોનું મંડળ; હવે આ મંડળમાં થોડી જ વ્યક્તિઓ આજસુધી હતી; પણ હવે તેમાં સંખ્યાની વૃદ્ધિ થતી થાય છે; તેમ જ હવે તેમા સંખ્યાની વૃદ્ધિ થવાની જરૂર પણ મને જણાય છે.

——આ " ઉપાસનક્રમ " માં યોગ, તથા ભકિતનો સમન્વય કરીને એવી રચના કરી છે, કે જેથી ઉપાસકને તે માર્ગ સુલભ જણાય છે અને તે માર્ગે વહીને તે પોતાના આધ્યાત્મ બળને વધારી શકે છે, અને ઇપ્સિતાર્થને સત્વર સિદ્ધ કરી શકે છે.

——આ " ક્રમ " સાધનારનું શરીર પ્રથમ સુધરે છે, મન પણ પ્રશાંત થાય છે, તથા તે બળવાણું થઇને નાના ક્લેશોનો જય કરવાને સમર્થ થાય છે, તથા અધ્યાત્મ બળની પણ ઘણી વૃદ્ધિ થાય છે. અધ્યાત્મબળ એ આ વિશ્વમાં સર્વોપરિ બળ છે, અને તેની પ્રાપ્તિ થતાં મનુષ્ય ઇચ્છે તે દુઃખને દૂર કરી શકે છે, તથા ઇચ્છે તે સુખને પ્રાપ્ત કરી શકે છે.

——ઘણા સજ્જનોના ઉપર જણાવ્યાપ્રમાણે મારા ઉપર ચેત્રો આવવાથી તથા આ ક્રિયા કરનાર સજ્જનોની વૃદ્ધિ થવાની જરૂર હોવાથી આ સંબંધમાં આજે ઉલ્લેખ કરવો યોગ્ય ગણ્યું છે.

——પ્રાતઃકાલનો પ્રત્યેક ગ્રાહક આ " ક્રમ " ને સાધનાર થઇ રહે એ તેને માટે અત્યંત શ્રેયસ્કર છે. તે બીજી ક્રિયા કરતો હશે તો તેની સાથે આ ક્રિયાને વિરોધ આવે તેમ નથી, પરંતુ તે તેને અનુકૂલ થાય તેમ છે. તદુપરાંત જે જે સજ્જનો આ ક્રિયાને નિત્ય કરે છે, તેમની સાથે જોડાવાથી પોતાને પોતાના માર્ગમાં ઘણી સાહાય્ય થવાનો સંભવ છે. કારણ કે આ મંડળમાં ભળવાથી સમુદાયના આંદોલનનો જે લાભ છે તે મળે છે. જે જે જનો આ ક્રિયા સાધે છે તેમના બળનો, ઉત્સાહનો, તથા આનંદ વગેરેનાં આંદોલનો સજાતીય ક્રિયા કરનારને ઉત્સાહ આપી ઘણી સાહાય્ય કરે છે. સંઘમાં જનાર ડોશી પણ જેમ તે સંઘના બળથી યાત્રા કરી શકે છે, તેમ આમાં પણ નિર્બળ તથા ઉત્સાહ વગરના મનુષ્યો ભળે છે, તો તેમને પણ તેથી લાભ થાય છે. તેમને તે ન જાણી શકે તેવી રીતે ગુપ્તપણે આંતર આંદોલનોનો લાભ મળે છે, અને તે પોતાના ઇપ્સિતાર્થને સિદ્ધ કરે છે. જેથી આ સમુદાયમાં અથવા સંઘમાં ભળવાને હું આગ્રહપૂર્વક સર્વને વિનતિ કરું છું.

——ત્યારે તમને જીજ્ઞાસા થશે, કે અમારે આ કાર્યમાં ભળવાને માટે શું કરવું? તમારે તે " ઉપાસના ક્રમ " નું પુસ્તક માત્ર મંગાવવાનું છે. તે પુસ્તકનું તમે પૂછશો, કે મૂલ્ય શું છે? તો તેનું મૂલ્ય તમારે પ્રાતઃકાલનો નવો ગ્રાહક કરીને મોકલવો એટલે તે પુસ્તક તમને મફત મોકલવામાં આવે છે. તેની આ જ કિંમત રાખેલી છે.

——કોઈ કોઇને એમ પણ વિચાર આવશે જ, કે આ ગ્રાહક વધારવાની તથા તે દ્વારા લવાજમ અથવા પૈસા પ્રાપ્ત કરવાની યુક્તિ સારી છે. પણ તેમને મારે સ્પષ્ટ જણાવવું જોઇએ, કે ભાઇ! આ તમારી કલ્પના ખોટી છે. હા, પૂર્વે એક વખત એવો હતો, કે જ્યારે પ્રાતઃકાલનું એક ગ્રાહક બંધ થઇ જતું ત્યારે મારો જીવ કપાઇ જતો, અને એક નવું ગ્રાહક થતું ત્યારે મને આનંદ થતો. તે વખતે જે ગ્રાહક બંધ થઇ જતું તેને હું વારંવાર ગ્રાહક થવાને આગ્રહથી લખતો. પણ હવે તે સ્થિતિ ઇશ્વરકૃપાથી રહી નથી. કાલે સવારે તમે એકેએક પ્રાતઃકાલના ગ્રાહકમાંથી બંધ થઇ જાઓ તો મને શોક થાય તેમ નથી. તે વખતે હું મહા આનંદથી અને મસ્તીથી મારા પ્રાપ્ત સિંહાસનઉપર બેસતો સ્વરૂપાનંદનો અધિક અનુભવ કરીશ, અને તમારો હૃદયના ઉંડાણથી ઉપકાર માનીશ, કે પરમેશ્વરે તમને સર્વને સારૂં થયું કે આ બુદ્ધિ સુઝાડી; અથવા કાલે સવારે કદાચ તેનાં દશ હજાર ગ્રાહક થઇ જાય તો પણ મને હર્ષના ઉભરા આવી જાય તેમ નથી, કે આટલી મારી કમાણી વધી એ ઠીક થયું. પૈસો મેળવવાને માટે પ્રાતઃકાલ નીકળે છે, એ વિચાર તમારા અંતઃકરણમાં ભુલે ચૂકે ભરાઇ રહ્યો હોય તો તેને કાઢી નાખી આત્મકલ્યાણને સાધજો. પ્રાતઃકાલનો આશય જૂદો જ છે. તેનાથી મને જે આનંદ થાય છે, તે હું જ સમજું છું. તમને તેની કલ્પના નહિ હોય. મારા કલ્યાણનું તે એક ઉત્તમ સાધન છે. શા માટે હું પ્રાતઃકાલ કાઢું છું, તે વળી તમને અન્ય પ્રસંગે જણાવીશ.

——તેથી જો આ સંઘમાં ભળવાની તમારી ઇચ્છા થતી હોય તો તમારે ત્રણ ગ્રાહકો વધારીને તમને પૂર્વે " ધર્મ " એ નામનું જે પુસ્તક મળેલું છે તેના છેવટના ભાગમાં જે પ્રશ્નો છે તે પ્રશ્નોનાં ઉત્તર લખીને તમારે અમને મોકલી આપવાનાં છે. તે અમને મળતા અમે ઉપર જણાવ્યો તે " ઉપાસનક્રમ " તમને મોકલીશું તથા તમારે શું કર્તવ્ય છે તે પણ જણાવીશું. તમારી પાસે ધર્મનું પુસ્તક ન હોય તો અમને લખજો, એટલે તે પણ તમને અમે મફત મોકલીશુ.

——આ સંબંધમા હવે પ્રસંગે પ્રસગે પ્રાતઃકાલમા ઉલ્લેખ થતો રહેશે જ. આ સજ્જનોને પોતાના કર્તવ્યમાં ઉત્સાહ મળે તદર્થે પ્રસગે, પ્રસગે પ્રાત કાલમાં યોગ્ય સૂચના કરવામાં આવશે, તથા તેમણે આગળ વધવાને શું કરવું તે પણ જણાવવામાં આવશે જ.

——પ્રાતઃકાલના એકેએક ગ્રાહકે આ સઘમાં અથવા મંડળમાં આગ્રહથી જોડાવાની જરૂર છે. વળી તેથી પ્રાતઃકાલનાં ગ્રાહકો વધવાથી પણ તેનો લાભ બીજા બંધુઓને પણ મળે તેમ છે જેથી અન્યના કલ્યાણમાં પણ આપણે નિમિત્ત થઇએ તેમ છે. યોગ્ય જણાય તો ત્રણ ગ્રાહકો વધારી આ કાર્યમાં જોડાશો અને આત્મકલ્યાણને વેગથી સાધશો.

× × × × +

——વર્ણાશ્રમ તથા સ્પર્શાસ્પર્શ સંબંધમાં પ્રાત કાલમાં જે લેખો પ્રકટ કરવામાં આવે છે તે બહુ જ મનનીય છે. જો સુધારાવાળા તેમને વિચારપૂર્વક વાંચે તો તેમના ભ્રાંતિવાળા વિચારો દૂર થાય. જેમને આ સંબંધમાં વર્તમાનમાં અથવા ભવિષ્યમા સાહિત્ય જોવું હોય તેમને સુલભ પડે તદર્થ આ કાર્ય અમે કરીએ છીએ. વિચારશીલ વાચકો જોઇ શકતા હશે જ, કે આ લોકોની પ્રવૃત્તિ શાસ્ત્રવિરુદ્ધ, વિવેકવિચારરહિત, કપોલકલ્પિત, અર્થરહિત, અને મનસ્વી હોઇ દેશને માત્ર હાનિ જ કરનાર છે



# પુરુષાર્થકરતાં પ્રારબ્ધ પ્રબળ છે.*

( લેખક—શાસ્ત્રી શ્રી મગનલાલ હરસુખરામ ).

સંતતિ, સંપત્તિ, સુખ, દુઃખ, વગેરે મનુષ્યમાત્રને પૂર્વ પ્રારબ્ધાનુસાર પ્રાપ્ત થાય છે, એ વાર્તા નિર્વિવાદ છતાં નવા યુગમાં પ્રગતિના જમાનામાં દિનપ્રતિદિન વધતા જતા ઔદ્યોગિક વિષયનો વિકાસ કરનારા સર્વત્ર પુરુષાર્થ પ્રતિષ્ઠિત કરે છે; પરંતુ એક ઠેકાણે લખ્યું છે કે—हरिणापि हरेणापि ब्रह्मणा त्रिदशैरपि ॥ ललाटे लिखिता रेखा न शक्या परिमार्जितुम् ॥ १ ॥ અર્થાત્ લલાટમાં જે પ્રથમના કર્મપ્રમાણે રેખાઓ લખાએલી છે, તેને મિથ્યા કરવાને, વિષ્ણુ, શંકર, બ્રહ્મા, અને અન્ય દેવતાઓ પણ સમર્થ નથી, તો "इतरेषां का कथा" બીજાની તો વાતો શું કહીએ ? બુદ્ધિ પણ પૂર્વ કર્મને અનુસાર પ્રકટ થાય છે. કારણ કે, કહ્યું છે કે, "बुद्धिः कर्मानुसारिणी" એટલે વર્તમાન સમયમાં તદનુસાર મનુષ્યો વર્તે છે, અને વત્તા ઓછા સુખ દુઃખને અનુભવે છે.

સ્વકર્મને સ્વાધીન થએલા સર્વ મનુષ્યોને સંસારચક્રની ઘટમાળમાં શુભાશુભ યોગની અસરથી અણધાર્યાં, અને અણચિંતવ્યાં આવી મળતાં અનેક પ્રકારનાં સુખ દુઃખો ભોગવ્યા વગર છૂટકો નથી. કારણ કે -प्राप्तव्यमर्थं लभते मनुष्यो, देवोऽपि तं लंघयितुं न शक्तः ॥ तस्मान्न शोचामि न विस्मयो मे, यदस्मदीयं नहि तत्परेषाम् ॥ १ ॥ જે કંઈ મળવાનું હોય છે તે જ મળે છે; તેને ટાળી શકવા દેવ પણ સમર્થ નથી; તેથી મને શોક થતો નથી તેમ જ વિસ્મય પણ મને થતો નથી. જે મારૂં છે તે કદાપિ પારકાનું થનાર નથી તાત્પર્ય એ છે કે કર્મની ગતિ ગહન છે. વિપત્તિ વખતે વિષાદ કરવાથી તેમ જ સંપત્તિસમયે હર્ષ પામવાથી કંઈ પણ વળી શકતું નથી.

ગાડા હેઠે કુતરૂં ચાલે છે તે કહે છે કે ગાડાનો બધો ભાર હું જ તાણું છું તેની પેઠે કોઈએ પૈસાથી, સત્તાથી, વૈભવથી કે બળાત્કારથી, અથવા તો વસીલાથી, કંઈ સુખ સંપાદન કર્યું હોય, અગર તો સામાને દુઃખમાં નાખ્યો હોય તો તે સઘળું મેંજ કર્યું છે, એમ કહી અજ્ઞાનતાથી અહંકારને આધીન થાય છે, પરંતુ તે વ્યાજબી નથી.

*પુરુષાર્થ મોટો કે પ્રારબ્ધ મોટું એ સંબંધમાં ઘણા લોકો શંકાસ્પદ રહે છે તથા તે સંબંધમાં તે વાદવિવાદ કરતા જોવામાં આવે છે. આ લેખમાં પુરુષાર્થકરતાં પ્રારબ્ધને પ્રધાનતા આપવામાં આવી છે. આ સંબંધમાં આ લેખમાં ઠીક ચર્ચા કરેલી હોવાથી અમે તેને અત્ર પ્રસિદ્ધ કર્યો છે. "પ્રારબ્ધ અને પુરુષાર્થ" એ નામનું એક સ્વતંત્ર પુસ્તક અમે લખનાર છીએ તેમાં આ સંબંધમાં વિસ્તારથી ચર્ચા કરવામાં આવશે તથા યોગ્ય સ્પષ્ટીકરણ કરવામાં આવશે. જે સજ્જનો પ્રારબ્ધકરતાં પુરુષાર્થને બળવાન્ ગણતા હોય તેમણે આ લેખ વાંચી અકળાવાનું પ્રયોજન નથી. તેમને પણ આ સંબંધમાં અત્ર કરેલા ઘણા વિચારો જાણવામાં આવશે.

તંત્રી.

भवितव्यं भवत्येव नारिकेलफलाम्बुवत ॥ गन्तव्यं गतमित्याहुर्गजभुक्तकपित्थवत् ॥ १ ॥
જે થનાર છે તે ગમે તે પ્રકારે થાય છે. નાળીએરની અંદર કોઈ પાણી નાખના જતું નથી પણ તેમા પાણી હોય છે. હાથી આખું ને આખુ કોઠુ ગળી જાય છે, પરંતુ તે જ્યારે ગુદાદ્વારવડે બહાર કાઢે છે ત્યારે તે આખા છતા તેમાં ગર હોતો નથી, ગર જતો રહેલો હોય છે. તે પ્રમાણે જે વસ્તુ જનારી હોય છે તે ગમે તે પ્રકારે જતી રહે છે. દયારામભાઈએ પણ કહ્યું છે કે " થનાર વસ્તુ એણીપેર થાય." એક લોટાને કે ઘડાને તળાવમાં બોળો કે સમુદ્રમાં બોળો, નળે ભરો કે, નદીએથી ભરો, પરંતુ પાણી માપી જોશો તો જૂદી જૂદી જગ્યાનું જળ છતાં સરખા પ્રમાણમાં જ લોટામાંનું તથા ઘડામાંનું ભરેલું પાણી નીકળશે. આ રીતે પ્રારબ્ધના નિર્માણઉપર ફરી જાસ્તી કરવાને કોઈ પણ પ્રકારનો પુરુષપ્રયત્ન પ્રબળ નથી થઈ શકતો માત્ર માણસો અજ્ઞાનરૂપી અંધકારમા અંજાઈ જઈ ભ્રમણામાં ભટકા મારે છે, પણ તે પ્રારબ્ધને ફેરવી શકવા સમર્થ નિવડતા નથી.

પૃથિવી ગોળ ફરે છે એવું સિદ્ધ કરી આપનારા તત્ત્વવેત્તા કેપ્લરને સુનાની લોકોએ ફાંસી દીધી, નેપોલિયન બોનાપાર્ટ જેવા નરવીર ગોદ્ધાને હેલીનામા કેદ કર્યો, રાણકદેવીના બે બાળકને અપરાધવગર સિદ્ધરાજે મરણને શરણ કર્યા, નળ અને દમયંતીને, રામ અને સીતાને, પાડવો અને દ્રૌપદીને વનવાસ વેઠવો પડયો, દેવકી અને વસુદેવને કારાગૃહમા રહેવું પડયુ, કૃષ્ણચન્દ્ર જેવાને માતા પિતાનો ત્યાગ કરી પરગૃહમા મોટા થવુ પડયુ, સૂર્ય અને ચન્દ્રને રાહુ ઝાંખા કરે છે, હાથીને દોરડે બંધાવવું પડે છે, સિંહને પિંજરામા તડફડવુ પડે છે, પોપટને પાંજરામાં પુરાઈ રહેવુ પડે છે, કાળા નાગને કરંડીઆમાં પડી રહેવું પડે છે, તિલકને દેશ છોડવો પડયો અને અથાગ પુરુષાર્થ કર્યા છતા શ્રીમાન્ ગાંધીને પરસ્વાધીન થવુ પડ્યું. આ ઉપરાંત ઘણા દાખલા વિદ્યમાન્ છે આ ઉપરથી નિશ્ચય એટલો થાય છે કે કર્મની ગતિ અવિચળ અને અતિશય બળવાન્ છે. કર્મની પાસે વિદ્યા, બુદ્ધિ, અને પ્રયત્ન કંઈ પણ ચાલી શકતું નથી.

કર્મનું ફળ કંઈ તત્ક્ષણ મળતુ નથી. કરોડો કલ્પ વીતી જાય છે તો પણ કરેલા કર્મનો ક્ષય લેશમાત્ર થતો નથી. અવશ્ય શુભાશુભ ભોગવવાં જ પડે છે કર્મની ગતિ વિચિત્ર છે. વિચાર કરી જુઓ કે વાડી ત્યાં ઝાડી, મહેલ ત્યાં જંગલ, સુખના ઝરા ત્યાં દુઃખના ઉભરા, રાજા તે રંક અને રંક તે રાજા થાય છે, માટે સમજવાનુ છે કે, સ્વરૂપ, સ્વભાવ, વિત્ત, વિદ્યા, અથવા સેવા એ કોઈને પણ ફળ આપતું નથી; પણ પ્રથમ કરેલાં કર્મથી ભાગ્યવૃક્ષ સમયપરત્વે ફળ આપે છે પ્રારબ્ધવગરનો પુરુષાર્થ વ્યર્થ છે.

પ્રારબ્ધ શબ્દનો અર્થ પૂર્વ જન્મમા શુભાશુભ કર્મો જે કરેલા છે તેનો આ જન્મમાં સુખ દુઃખ ભોગવવા માટે સાથે આણેલો ખજાનો એવો થાય છે.

જીવાત્મા અનાદિકાળથી શુભાશુભ કર્મ કરવાવાળો છે અને તે સુખ દુઃખરૂપી ફળને ભોગવવા વાળો છે; પરંતુ જે વખતે તે જે કર્મ કરે છે તે સમયે કર્મરૂપી બીજવડે વાસના તથા અદૃષ્ટ આ બે નવાંકુર ઉત્પન્ન થાય છે; સબબ તેમાથી જે વૃક્ષ ઉત્પન્ન થાય છે તે વૃક્ષ મૂળ બીજને અનુસરી ફળ આપે છે, એટલે પાછળથી ઉત્પન્ન થયેલા વૃક્ષના ફળમાં જીવ ફેરફાર કરવાનો પ્રયત્ન કરવામા પુરુષાર્થ કરે છે તેથી નિષ્ફળ નિવડે છે

સુખ દુઃખ આપનાર બીજું કોઈ નથી. અમુકે મને ત્રાસ આપ્યો એમ કહેવું. મૂર્ખાઈ ભરેલું છે; વળી આ કામ મેં કર્યું એમ જે બોલવું તે પણ વ્યર્થ છે, કારણ કે પ્રત્યેક પ્રાણી પોતાના કર્મરૂપી રજ્જુવડે બંધાએલો છે.

પ્રારબ્ધપ્રમાણે બુદ્ધિ હોય છે, ઉદ્યોગ પણ તદનુસાર સુજે છે અને મદદગારી મિત્રમંડળ પણ તેવું જ મળે છે. ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે-કોઈપણ મનુષ્ય ક્ષણ માત્ર પણ કામ કર્યાવગર બેઠી રહેતો નથી; પ્રકૃતિવડે ઉત્પન્ન થનારા સત્વાદિ ગુણો પુરુષને સ્વાધીન કરીને કર્મ કરવામાં પ્રેરણા કરે છે. આથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે, પુરુષને પ્રયત્નની અપેક્ષા બિલકુલ નથી. પ્રારબ્ધાનુસાર પ્રકૃતિ ગુણો પોતે પ્રેરણા કરી પુરુષપાસે જે તે કર્મ કરાવે છે. પૂર્વે કરેલાં કર્મનો વેગ વર્તમાન ઉદ્યોગથી વેગળો થઇ શકતો નથી.

જે કંઈ પ્રાપ્ત થવું તે પ્રારબ્ધાધીન છે. દૈવ અનુકૂળ હોય તો કાર્યની સિદ્ધિ થાય છે. મનુષ્યને પુરુષાર્થમાટે પ્રેરણા કરનાર પણ પૂર્વજન્મના સંસ્કાર અથવા પ્રારબ્ધ છે. પુરુષાર્થ નિમિત્ત છે પરંતુ તે નિમિત્તને આગળ કરનાર પ્રારબ્ધ જ છે.

ઘણા મનુષ્યો કહે છે કે પ્રારબ્ધમાં જે લખ્યું હશે તે થશે. ત્યારે શું ઉદ્યમ ન કરવો? ઉદ્યોગ કરવો. પરંતુ તે માર્ગે દોરનાર, બુદ્ધિ સુઝાડનાર પૂર્વનાં કર્મો છે.

વિદ્વાનો જેનું વર્ણન કરવાને પહોંચી વળતા નથી. સહસ્ત્રાવધિ મનોરથો કર્યા છતાં પોતાની પ્રવૃત્તિ પૂર્ણપણે પ્રાપ્ત થતી નથી તેવાં કાર્યવિધિ વિધાતામાત્રમાં કરે છે. વિધિ વિરુદ્ધ હોય તો પુરુષાર્થનો પ્રયત્ન પ્રતિકૂળ ફળ આપે છે; એટલે શ્રેષ્ઠતા વિધિની જ છે.

પ્રારબ્ધ પૂર્વકર્મના યોગવડે બંધાય છે અને તે પ્રારબ્ધના સંસ્કાર બુદ્ધિને પ્રેરણા કરે છે કે, તું અમુક કામ કર. આમ કરવાથી જે ઇષ્ટ પ્રાપ્ત થાય તેનું નામ પુરુષાર્થ.

મનુષ્યની બુદ્ધિને સારે યા નરસે રસ્તે લેઈ જનાર પૂર્વનાં પ્રારબ્ધ કર્મ છે. પણ તે જાણવાની શકિત મનુષ્યોમાં નથી. શ્રીકૃષ્ણે ગીતામાં એને માટે કહ્યું છે, કે "મમ માયા દુરત્યયા" "દુઃખે કરી તરાય" મારી માયાનું અતિક્રમણ કરવાને કોઇ પણ સમર્થ નથી. આપણા ધારવા કરતાં માયાની ઘટના વિચિત્ર હોય છે. પરમાત્માની મહાન્ માયાથી આખું જગત્ અજ્ઞાનરૂપી અંધકારમાં ડૂબી ગએલું છે; સમગ્ર માયાની શકિતના કારણથી મનુષ્યની બુદ્ધિમાં જૂદિ જૂદિ સ્ફુરણાઓ સ્ફુરે છે. તે સ્ફુરણાઓ પ્રારબ્ધની ગતિરૂપ થઇ પડે છે.

પૂર્વના સંચિત કર્મમાં પુણ્યનો ભાગ વધારે હોય છે તો તે વધારે સુખ ભોગવે છે. પરંતુ તે કર્મનો ક્ષય થવાથી પાછો દુઃખ ભોગવે છે; એટલે ચડતી પડતીનો હેતુ પણ પ્રારબ્ધ છે. જેમ ચેતનવડે ગતિ છે. ગતિમાં શકિત છે. શકિતમાં પ્રકાશ છે. અને પ્રકાશવડે અંધકારનો નાશ થાય છે. તેમ કર્મવડે પ્રારબ્ધ બંધાય છે, પ્રારબ્ધથી પુરુષાર્થ થાય છે, અને પુરુષાર્થવડે ઐહિક અને આમુષ્મિક શ્રેયસ્સંપાદન કરી શકાય છે. પ્રારબ્ધ અને પુરુષાર્થ આ ઝઘડો કંઇ નવીન ઉપસ્થિત છે, એમ નથી. એ તો ઘણા કાળથી ચાલ્યો આવેલો છે. આનાં અનિવાર્ય અનેક દૃષ્ટાંતો છે. પરંતુ અત્ર તે વિષે વિગેર ચર્ચા કરી લેખ વધારવાની મારી વૃત્તિ નથી. તો પણ એક બે દૃષ્ટાંત વાચકની આગળ રજુ કરું છું.

એક વખતે ધારાનગરમાં ભોજ રાજાની રાજ્યકારકીર્દીમાં બે બ્રાહ્મણો ભિક્ષાવૃત્તિના કારણથી આવીને ત્યાં આગળ વસ્યા હતા. બે બ્રાહ્મણ પૈકી એકનું નામ સંતોષશર્મા હતું, અને બીજાનું નામ ભ્રમણશર્મા હતું. ભ્રમણશર્મા સૂર્યોદયથી આરંભીને સૂર્યાસ્તપર્યંત ભુંખદુખ વેઠીને ભટકીને ઘેર આવી ઝોળીઓ ઠાલવીને પત્નીપાસે કમાણીના તડાકા મારતો હતો અને કહેતો કે "ફરે તે ચરે અને બાંધ્યુ ભુખે મરે." આજ તો લાડવા જમ્યા. સંતોષશર્મા પોતાના ઉદરપોષણ જેટલું પ્રાપ્ત થાય એટલે ઘેર આવી સત્કર્મમાં દિવસ નિર્ગમન કરતો હતો. તેની પાસે ભ્રમણશર્માની સ્ત્રીએ આવીને કહ્યુ. તમે તો આખો દહાડો ઘરમાં આચમનીઓ ઉછાળ્યા કરો છો, પાનાં પોથી ફેરવ્યાં કરો છો, એમાં શું વળ્યું તેથી કંઇ પૈસા પ્રાપ્ત થયા ?

સંતોષશર્મા—ભટકીને દુઃખ વેઠીને પેટ ભરવું, એ કોણે કહ્યું છે. લાડવા ખાધા તોએ પેટ ભરાવાનું છે, અને રોટલા ખાધા તોએ પેટ ભરાવાનું છે; કાલે કંઇ ખાધા વગર ચાલવાનું છે ? પૈસા તો પ્રારબ્ધ વગર મળતા નથી "ભીખનાં હાંલ્લાં સિંકે ચઢતાં નથી." ભીખ માગે દળદર જવાનાં નથી. પ્રારબ્ધના લેખ મિથ્યા થવાના નથી. સંતોષશર્માનાં વચન સાંભળી ભ્રમણશર્માની સ્ત્રીએ પતિને કહ્યુ. સંતોષશર્મા પ્રારબ્ધને માને છે અને કહે છે કે, ભીખનાં હાંલ્લાં સિંકે ચઢતાં નથી અને ભીખ માગે દળદર જવાનાં નથી !

ભ્રમણશર્મા—ઠીક છે.

બીજે દિવસે પ્રાતઃકાળ થયો, એટલે—સ્નાન કરી ભ્રમણશર્માએ કપાળમાં ભસ્મનો પટો લગાવી રાજ્યદ્વારમાં આવી ભૂપાલ' કહી ટેલ નાખી. આ વાતની ખબર સંતોષશર્માને પડી તેથી તેણે કપાલ' કહી વિશ્વંભરને નમસ્કાર કર્યા

ટેલ નાખતાં નાખતા ત્રણ મહિના થયા ત્યારે ભોજરાજાએ કાર્યભારીને પૂછ્યું, બ્રાહ્મણનું શું કહેવુ છે? કાર્યભારીએ બાતમી મેળવી કહ્યું ! અન્નદાતા બ્રાહ્મણને દારિદ્ર દૂર કરવાની યાચના છે !

થોડા દિવસ પછી કપિલાષષ્ઠી આવી. કપિલાષષ્ઠી ઘણા વર્ષે આવે છે; આ તિથિનો યોગ દુર્લભ છે, ભાગ્યે જ પ્રાપ્ત થાય છે. કપિલાષષ્ઠીમાં ધર્મ કરવાથી, દાન આપવાથી, ઘણું ફળ મળી શકે છે. ભોજ રાજા મહાન ધર્મનિષ્ઠ હતા, દયાળુ હતા, ગૌબ્રાહ્મણપ્રતિપાલ હતા, અને ઉદાર સ્વભાવના હતા, તેથી સર્વોત્કૃષ્ટ પર્વ સમજી એક મોટું ચાલ કોળું મંગાવ્યું. કોળામાંથી તમામ બીઆ કાઢી નંખાવ્યા અને તેમાં ઝવેરાત તથા સોનાં મહોરો ભરી તેના ઉપર કોળાનો કાપેલો કકડો ચોડી દેઇ આખું કોળું હોય તેમ તૈયાર કરાવી ભ્રમણશર્માને બોલાવ્યો અને સંકલ્પ કરી યોગ્ય દક્ષિણા સાથે તેને આપ્યું. રાજાએ ગુપ્તદાન આપી બ્રાહ્મણનું ભટકવાનું ભાગ્યું. બ્રાહ્મણ કોળું લેઇને ઘેર આવ્યો; સ્ત્રીને સમાચાર કહ્યા. ભાગ્ય ભૂલાવે છે તેથી તે બોલી કે કર્મે કોળું લાવ્યા. કોળું આપવાનો આશય કોઇ સમજ્યાં નહિ, તર્ક કર્યો નહિ, બુદ્ધિ પહોચાડી નહિં; અને વગર વિચારે કોળું કાછીઆને ઘેર જુજ કિંમતમાં વેચી દીધું. "ભાગ્યહીન નર કોડી ન પાવે."

સંતોષશર્મા પ્રારબ્ધને પ્રબળ માનનારો હતો, પ્રારબ્ધની પ્રેરણાથી જે તે કાર્ય કરતો હતો; તેને તે દિવસે બ્રાહ્મણ જમાડવાની મનોવૃત્તિ થઇ; તેથી સાહિત્ય તૈયાર કરાવી શાકભાજી લેવા બજારમાં આવ્યો. "દૈવેચ્છા બલિયસી" પ્રારબ્ધ મિથ્યા થતું નથી.

પ્રારબ્ધમાં જે નિર્માણ થએલું છે તેને જાણવા કોઇ સમર્થ નથી "न जाने जानकी नाथ प्रातःकाले किं भविष्यति." સવારમાં જે મુહૂર્તમાં રામને રાજ્યાભિષેક થવાનો હતો તે જ મુહૂર્ત વનવાસમાટે ઉપયોગમાં આવ્યું ! ભ્રમણશર્માએ જે કાછીઆને ઘેર કોળું વેચ્યું હતું તે જ કાછીઆને ઘેરથી શાક લેવાની સંતોષશર્માના પ્રારબ્ધે પ્રેરણા કરી. તેથી ઘણે ઠેકાણે ભાવ પૂછતાં ફરતાં ત્યાં આગળ આવ્યાથી લેવાનો દૃઢ સંકલ્પ થયો. શાક લીધાં તેમાં "ભ્રમણશર્માએ વેચેલું કોળું પણ આવ્યું. ખોટે કાળ અને ભોગવે ભોરીંગ" એ ન્યાય પ્રમાણે ટેલ નાંખી ને રાજા પાસેથી અમૂલ્ય દ્રવ્ય સંપાદન કર્યા છતાં, પ્રારબ્ધહીન ભ્રમણશર્માપાસે કંઇ ન રહ્યું.

સંતોષશર્માને ત્યાં શાક સમારતાં જ્યારે કોળું કાપવામાં આવ્યું ત્યારે, તેમાંથી રાજાએ આપેલી તમામ વસ્તુઓ નીકળી. જેથી સર્વ ચકિત થઇ ગયા અને આશ્ચર્ય પામ્યા. તાત્પર્ય એ છે કે પ્રારબ્ધવગર કંઇ પ્રાપ્ત થતું નથી. પ્રારબ્ધમાં હોય તો ગમે ત્યાંથી ગમે તે પ્રકારે આવી મળે છે.

વિશ્વનાથની વિખ્યાત વારાણસી નામે પ્રખ્યાત નગરી વિદ્યમાન છે. વારાણસીને કાશીપુરી અથવા બનારસ પણ કહેવામાં આવે છે. આ નગરીમાં ધનપાળ નામે વૈશ્ય વર્ગમાં એક મોટો વ્યાપારી વસતો હતો. તેને બે કન્યાઓ હતી. તેમાં એકનું નામ વીરમતી અને બીજીનું નામ ભાગ્યવતી હતું.

કન્યાઓ ઉમરલાયક થઈ, ત્યારે ધનપાળ શેઠે તેમના પાણીગ્રહણમાટે વિચાર કરી પુત્રીઓને પાસે બોલાવીને કહ્યું, દીકરીઓ તમારે હવે પરઘેર જવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. તમારા સુખને સારૂ મેં શ્રીમાન્ શેઠીઆનું ઘર પસંદ કર્યું છે.

વીરમતિ પિતાની પ્રકૃતિને અનુસરનારી હતી, તેથી કંઈ બોલી નહિ, પરંતુ ભાગ્યવતીએ હળવે રહી કહ્યું. પિતાજી સુખ દુઃખ ભાગ્યયાધીન છે. ગરીબ ઘર તવંગર થએલાં છે અને શ્રીમાન્ શેઠીઆના છોકરાઓ બાપદાદાની છતી પુંજીએ રોડા જેવા રઝળતા થાય છે. પ્રારબ્ધપાસે આડું પાંદડું છે. પ્રારબ્ધ કરે છે તે કોઇ કરી શકતું નથી. વાચક! ભાગ્યવતીના વચન ગર્વભરેલાં સમજી ધનપાળ શેઠે ન્યાતમાં ગરીબ ઘર ખોળી તેનું લગ્ન કર્યું અને વીરમતીનું લગ્ન પૈસાદાર પટેલીઆને ત્યાં કર્યું. સમય જતાં કેટલાકએક વ્યાપારી વણજારા લોકો પતિતપાવની ગંગાને કિનારે ફરતા ફરતા આવ્યા. વણજારા લોકો ધનાઢ્ય હોય છે, અને પોઠોમાં માલ મિલકત ભરી, દેશ પરદેશ ફરી, વ્યાપાર કરી પૈસા પેદા કરનારા હોય છે, એ તો સૌ કોઇ જાણે જાણે છે.

વણજારા લોકોના ગયા પછી ભાગ્યવતી એક દિવસ પ્રાતઃકાલમાં દ્વાદશીપર્વણી હોવાથી ગંગામાં સ્નાન કરવા ગઇ. કહેવત છે કે ક્ષણ પછી શું થશે તે જાણવાને દેવો પણ અસમર્થ છે તો મનુષ્યો કયાંથી જાણે "देवो न जानाति कुतो मनुष्य :"

મણિકર્ણિકાના ઘાટઉપર અનેક મનુષ્યોની આવજાવ નિરંતર થયા કરે છે; પરંતુ ત્યાં આગળ પડેલી વસ્તુને કોઇએ જોઇ નહિ, કદાપિ જોઇ હશે તો પથ્થર જાણીને લીધી નહિ હોય પ્રારબ્ધ વગરનાને પાસે પડેલી ચીજ પણ વિપરીત રૂપે જોવામાં આવે છે અને પ્રારબ્ધવાનને વેગળે પડેલી વસ્તુ પણ અસલ સ્વરૂપમાં દેખાય છે.

ભાગ્યવતી ગંગા સ્નાન કરી પ્રેમપૂર્વક પરમાત્માનું સ્મરણ કરતી ઉપરોક્ત દિવસે ઘેર આવતી હતી, તે વખતે વણજારા લોકોના ઉપડી ગએલા સ્થળ તરફ તેણે સહજ દષ્ટિ કરી, તો તેની દષ્ટિએ કંઇક ચકમક જેવો ચળકતો પથ્થર પડયો. ભાગ્યવતીના ભાગ્યનો ઉદય થવાનો સમય સત્વર આવ્યો હતો, એટલે તે ત્યાં ગઇ અને ચળકતા પથ્થરને લેઇ ઘેર આવી; પતિના પગમાં પડી પ્રણામ કરી, તે ચળકતો પથ્થર પાસે મૂકયો. પતિએ પત્ની પાસેથી હકિકત સમજી ચળકતા પથ્થરનો સ્વીકાર કર્યો. પરીક્ષકોને બોલાવ્યા. કોઇએ, દશ હજાર, કોઇ વીશ હજાર અને છેવટે સવા લાખની પણ કિંમત આંકી ભાગ્યવતીના પતિને આ પરીક્ષકોની કિંમત ઉપર વિશ્વાસ બેઠો નહિ, તેથી તે કલકતે ગયો, ત્યાં પણ જૂદી જૂદી કિંમતો મૂકવામાં આવી. ઝવેરાતની કિંમત અનુભવી વેપારીથી પણ કળી શકાતી નથી; પરંતુ પરિણામે બાબુ રાજા રાજેન્દ્રનાથે તે રત્ન સવાપાંચ લાખ રૂપીઆ આપીને લેઇ લીધું. આ ઉપરથી કહેવાનું એટલું છે કે, પ્રારબ્ધમાં હોય તો ગમે ત્યાંથી ગમે તે મળી આવે છે. અને પ્રારબ્ધમાં ન હોય તો પ્રયાસ કરીને મરતાં પણ. યદકિંચિત્ પ્રાપ્ત થઇ શકતું નથી; સ્વલ્પમાં કહેવાનું કે પ્રાણી માત્ર સૌ સૌ પોત પોતાના પૂર્વનાં પ્રારબ્ધ કર્મપ્રમાણે જે તે મેળવી શકે છે, અને ભોગવી શકે છે મમતાનો મિથ્યા દાવો કરી પુરુષાર્થ કરનારી જે જે વ્યક્તિઓ છે તેમના સામી નજર કરી તેમની પૂર્વની કરણી ઉપહાસ્ય કરીને અદષ્ટ હસે છે. માટે અદષ્ટનો આશ્રય કરી પ્રારબ્ધની પ્રેરણાથી પુરુષાર્થ કરવા પ્રયાસ કરવો એ જ શ્રેયસ્કર છે. અદષ્ટને માન્યા વગર છુટકો થવાનો નથી; તેથી અણધાર્યા સંજોગોમાં સુખ મળો, કે દુખઃ મળો, શ્રીમાન્ થાઓ કે, ભીખારી બનો એ વખતે હર્ષ શોક પામવાનું કંઇ કારણ નથી! કેમ કે દુઃખમાં સુખ અચાનક મળે છે અને સુખમાં દુઃખ એકાએક આવી પડે છે. આ દુઃખ સુખ વજ્રલેપ જેવાં હોય છે; જેથી તેને ફેરવવાને કોઇ પણ પ્રકારનો ઉપચાર અનુકૂળ આવતો નથી.

પ્રારબ્ધપ્રમાણે માતા, પિતા, ભાઇ, બહેન, દીકરી, દીકરા, સ્નેહી સંબંધી કે પતિપત્ની વગેરે અન્ય સંબંધીઓ એક બીજાના પરિચયમાં નિર્મિત થએલા યોગ પ્રમાણે આવી મળે છે અને લેણદેણનો સંબંધ પૂરો થએ છૂટાં પડી જાય છે. જન્મ જડમાં થાય કે ચૈતન્યમાં થાય, નિર્જીવમાં થાય કે સજીવમાં થાય પરંતુ પ્રારબ્ધના ભોગ આગળના આગળ જ ઉભા રહે છે.

તુલસીમાં કે બીલ્વવૃક્ષમાં જન્મ થાય તો પરમાત્માના માથા ઉપર બેસવાનું મળે. સારા પાષાણમાં જન્મ થાય તો તેની મૂર્તિ ઘડાવાથી હજારો મનુષ્યો નમન કરે, પૂજન કરે, દર્શન કરે, તેને અનેક પ્રકારના વૈભવોથી લાડ લડાવે. પરંતુ એવા કોઇ પાષાણમાં જન્મ થયો હોય તો તેને જાજરામાં જન્મ ગાળવો પડે છે એક કુંભાર બે ઘડા બનાવે પણ પ્રારબ્ધાનુસાર એક કુંભ પૂજા કરી કોઇ સન્માર્ગમાં વાપરે છે અને બીજા ઘડાને કોઇ લેઇ જાઇ મરનાર મનુષ્યની શાન્તિ સારુ પાણી ભરીને ચિતામાં લાવીને ગોઠવે છે. વસ્ત્રમાં પણ તેવુંજ છે. એક વસ્ત્ર માંગલિક કાર્યમાં વપરાય અને એક વસ્ત્ર શબના શરીરને આચ્છાદન કરવામાં આવે. સુવર્ણનાં આભૂષણ બનાવવામાં આવે તો શરીરને શોભા આપે અને પ્રભુને પહેરાવવામાં આવે તો પરમાત્માના સ્વરૂપને દેદિપ્યમાન કરે છે. અને સુવર્ણનો કકડો મરનાર મનુષ્યના મુખમાં મુકવામાં આવે તો સ્મશાનમાં જઇને રાખ થવું પડે છે, અર્થાત્ પ્રારબ્ધ ગમે તે સ્થતમાં જાય તો પણ વિદ્યમાન રહે છે.

અંગ્રેજીમાં એક કહેવત છે, કે man proposes and God disposes અર્થાત પુરુષાર્થ ગમે તેવો હોય પણ પ્રારબ્ધ કર્મ વક્ર સર્વ છે. આપણી પાસે ખજાનો પડેલો હોય છે, પણ નશીબમાં તે મળવાનો યોગ હોય છે તો તે લેવા માટે પ્રારબ્ધ પ્રયાસ દેખાડે છે સર્વ ઠેકાણે ભાગ્ય જ આગળ થાય છે, કેમ કે સમુદ્રમંથન સમયે મહાદેવને વિષ મળ્યું અને હરિને લક્ષ્મી પ્રાપ્ત થઇ, દૈત્યોનો શ્રમ નિષ્ફળ નિવડ્યો અને દેવોને અમૃત મળ્યું. વડવાનળ અગ્નિને સમુદ્રનો આશ્રય છતાં શાન્ત થઇ નહિ, અતિવૃષ્ટિ છતાં ચાતક પક્ષીને જળ જડતું નથી. અરુણને સૂર્યની રથ છતાં પગ પ્રાપ્ત થયા નહિ ચન્દ્ર શંકરના શિરઉપર રહ્યા છતાં તેનો ક્ષયવૃદ્ધિનો પ્રસંગ ટળ્યો નહિ એક વખતે એક હોલાને હોલી વૃક્ષઉપર બેઠા હતાં તે વખતે એક પારધિ આવીને તે વૃક્ષની હેઠે આવીને ઉભો રહ્યો. અને માથા ઉપર બાજ પક્ષી ઉડતો હતો તેણે હોલાને કહ્યું કે હવે આપણો કાળ પાસે આવ્યો છે

થોડા વખતમાં પાસે રાફડો હતો સર્પ નિકળ્યો તેણે શિકારીના પગમાં ડંસ માર્યો, શિકારીના હાથમાંથી બાણ છટકી પક્ષીને વાગ્યું જેથી તે મરણને શરણ થયો માટે કહ્યું છે કે દૈવની ગતિ વિધિ ખોટું નથી, સત્ય જ છે માણસ ધારે કંઇ અને થાય કંઇ.

પ્રારબ્ધ કર્મનું સર્વ ઠેકાણે પ્રાધાન્ય

क्वायोध्या क्व रामो दशरथदण्डकारण्यमागा।
क्वासौ मारीचनामा कनककुरङ्गसीतापहारः ॥
सुग्रीवराममैत्री क्व जनकतनयापितोऽहं
योऽर्थो सम्भावनीयस्तमपि करकर्मा विधाता ॥ १ ॥

અયોધ્યાનગરી ક્યાં, ક્યાં દશરથ રાજાના પુત્ર રામચંદ્રજીનું દંડકારણ્યમાં પધારવું ક્યાં ? ત્યાં વળી મારીચ નામનો સોનાનો મૃગ ? સીતાનું હરણ થવું ક્યાં ? સુગ્રીવની સાથે રામચંદ્રની મૈત્રી થવી આ શોધ માટે મને મોકલવો ક્યાં ? માટે હનુમાન કહે છે કે રામચંદ્ર જેવા ત્રિકાળ પ્રારબ્ધને ટાળવા સમર્થ થયા નહિ

અંગ્રેજીમાં એક કહેવત છે, કે man proposes and God disposes અર્થાત્ પુરુષાર્થ ગમે તેટલો હોય પણ પ્રારબ્ધ કર્મને વશ સર્વ છે, આપણી પાસે ખજાનો પડેલો હોય છે પણ નસીબમાં તે મળવાનો યોગ ન હોય તો તે લેવા માટે પ્રારબ્ધ પ્રયાસ દેખાડે છે સર્વ ઠેકાણે ભાગ્ય જ આગળ થાય, કેમ કે સમુદ્રમંથન સમયે મહાદેવને વિષ મળ્યું અને હરિને લક્ષ્મી પ્રાપ્ત થઇ, દૈત્યોનેય નિષ્ફળ નિવડયો અને દેવોને અમૃત મળ્યું. વડવાનળ અગ્નિને સમુદ્રનો આશ્રય છતાં શાન્ત થઇ નહિ, અતિવૃષ્ટિ છતાં ચાતક પક્ષીને જળ જડતું નથી. અરુણને સૂર્યની ? છતાં પગ પ્રાપ્ત થયા નહિ ચન્દ્ર શંકરના શિરઉપર રહ્યા છતાં તેનો ક્ષયવૃદ્ધિનો પ્રત્યો નહિ. એક વખતે એક હોલાને હોલી વૃક્ષઉપર બેઠાં હતાં. તે વખતે એક પારધિ આવીને તે વૃક્ષની હેઠે આવીને ઉભો રહેલો. અને માથા ઉપર બાજ પક્ષી ઉડતો હતો. તેણે હોલાને કહ્યું કે હવે આપણો કાળ પાસે આવ્યો છે

થોડા વખતમાં પાસે રાફડો હતો તેમાંથી સર્પ નિકળ્યો તેણે શિકારીના પગમાં ડસ માર્યો, શિકારીના હાથમાંથી બાણ છુટ્યું પક્ષીને વાગ્યું જેથી તે મરણને શરણ થયો માટે કહ્યું છે કે દૈવની ગતિ વિધિ ખોટું નથી, સત્ય જ છે માણસ ધારે કંઇ અને થાય કંઇ.

પ્રારબ્ધ કર્મનું સર્વ ઠેકાણે પ્રાધાન્ય

क्वायोध्या क्व रामो दशरथदण्डकारण्यमागात्
क्वासौ मारीचनामा कनककुरङ्गसीतापहारः ॥
सुग्रीवराममैत्री क्व जनकतनयापितोऽहं
योऽर्थो सम्भावनीयस्तमपि विकुरुते कर्म विधाता ॥ १ ॥

અયોધ્યાનગરી ક્યાં, ક્યાં દશરથ રાજા રામચંદ્રજીનું દંડકારણ્યમાં પધારવું ક્યાં ? ક્યાં વળી મારીચ નામનો સોનાનો મૃગ ? સીતાનું હરણ થયું ક્યાં ? સુગ્રીવની સાથે રામચંદ્રની મૈત્રી થવી આ શા માટે મને મોકલવો ક્યાં ? માટે હનુમાન કહે છે કે રામચંદ્ર જેવા ત્રિકાળ પ્રારબ્ધને ટાળવા સમર્થ થયા નહિ.